ખુદરતના અચુક કાયદાઓ અમલમાં મુકવામાં ખુદરતને ગોયા મદદ કરીયે છીએ, અને તેથી વધુ અને વધુ સંતોષી બની સુખ પામીએ છીએ.

ખુદરતનાં તમામ કાયદાઓનું જ્ઞાન મેલવવા માટે આ ખાકી દુન્યાંના કાયદાઓ ઉપરાંત બીનોઇ દુન્યાનાં કાયદાઓ પણ આપણને જાણવા જોઇએ. ખાકી દુન્યાંની જીંદગી ઉપરાંત મરણ પછી બીનોઇ દુન્યામાં ગુજારવામાં આવતી આપણી જીંદગી વીશે પણ જ્ઞાન ધરાવવું અગત્યનું હોવાથી તે વીશેની સમજ આપવાની કોશેશ આ ચોપડીમાં કરવામાં આવી છે, એવી નેમથી કે કુદરતનાં કાયદાનું કાંઇ વધુ જ્ઞાન મેલવી તે પ્રમાણે જીંદગી ગુજારી આપણી ખાકી જીંદગી જે હાલ આપણામાના ઘણાઓને એક બોજા સમાન થઇ પડી છે તેને જ્ઞાનની રોશનીથી સંતોષી, ઉદ્યોગી, તથા નીતીમાન બનાવી અનંત સુખની નજદીક જવાને શકતીવાન થઇએ.

આ ચોપડી ખોદાશનાસીનાં લખાણોના અભ્યાશનું એક પરીણામ છે. ખોદાશનાસીનું જે અદના જ્ઞાન લખનારથી મેલવી શકાયું છે તે પ્રજા સનમુખ સહેલી ભાષામાં રજુ કરવાની આ ચોપડીમાં યત્ન કરવામાં આવી છે. ખોદાશનાસીનો વીષય ઘણો બોહોલો તથા કેટલી એક બાબદ અતી ગુહ્ય હોવાથી તેની પુરતી સમજણ લેવી તથા આપવી બહુ મુશકેલ છે. માટે આ પુસ્તકમાં જે કાંઇ ભુલચુક યા ખામી માલમ પડે, તે ખોદાશનાસીના લખાણો સમજવા માટેની લખનારની કમ-શકતીનું પરિણામ સમજવું.

આ લખાણ વાંચવાથી જો થોડાક શખસોને પણ ખોદાશનાસીનાં અભ્યાસની જીજ્ઞાસા થશે, યા તેઓને પોતાની ખાકી જીંદગી વધુ આવકારદાયક, અને સંતોષી માલમ પડશે, તો આ ચોપડી કહાડવાની નેમ બર આવેલી ગણાશે.





# સાંકળ્યું

પ્રકરણ પૃષ્ઠ.

પ્રકરણ પૃષ્ઠ.





અહુર




# મરણ પછી માણસની હાલત.

## પ્રકરણ ૧ લું.

## સત્ય શોધવા માટે જોઇતી મનની હાલત.




આ બાબદ એટલી તો બોહોળી છે કે તેને પુરતી રીતે ઇનસાફ આપવો લગભગ અશક્ય છે. તોપણ બને એટલી વીગતો આપવાની આ લખાણમાં કોશેશ કરવામાં આવી છે.

મોત પછી રવાનની હાલતનું વિગતવાર જ્ઞાન પારસી લોકોમાં ઝાઝું ફેલાયલું ન હોવાથી એ બાબદની વાત નીકલતાંજ પારસીઓમાં સવાલ ઉભા થાય છે કે એ બાબદની સાબેતી શું, એને લગતું જ્ઞાન આપણા ધર્મમાં છે કે નહીં, વિગેરે. અને તે માટે તકરાર થતાં ધર્મ સંબંધી તથા બીજી લાગણીઓ વચમાં આવ્યાથી, તેમજ પુખ્ત વિચાર કર્યા વગર બાંધી લીધેલાં મતો આડે આવ્યાથી, સમજશક્તિનો ઉપયોગ તે સમયે પુરતો થઇ શકતો નથી, અને તેથી સચ્ચાઇ શોધી શકાતી નથી. માટે એ તેમજ એવી બીજી બાબદો વિષેના મતોમાં સચ્ચાઇ કેટલી છે તેનું તોલ કરવાને માટે દરેક

માણસે મનની હાલત કેવી રાખવી જોઇએ તેનો ખુલાસો શરૂઆતમાંજ કરવાની ઘણી જરૂર છે.

ઘણી વખતે એવું બને છે કે એવી બાબદના લખાણો વાંચતી વખતે યા તે સંબંધી તકરારો સમજતી વખતે વાંચનાર યા સમજનારની લાગણીઓ લખનાર યા બોલનારની અથવા તો લખાણ યા તકરારી બાબદની તરફેણમાં યા વિરૂદ્ધમાં પ્રગટી નીકળે છે, તેના પરીણામ તરીકે તેની અક્કલ ઉપર પડદો ઢંકાય છે, અને તેની સમજશક્તિ પોતાનું કામ પુરતી રીતે કરી શકતી નથી; કારણ કે તેની લાગણીઓ ઉસ્કેરાયલી હોવાને લીધે ખરૂં ખોટું તપાસવાની તેની વિચારશક્તિનો તે ઉપયોગ કરી શકતો નથી. ગોયા લાગણી તેની સમજશક્તિને દાબી દે છે. લાગણીથી ઉસ્કેરાયલું માણસ કેટલીક વાર માઠાં કામો પણ કરી બેસે છે કે જે અક્કલ તથા સમજશક્તિ વાપરવાથી કોઇ દીવસે પણ થઇ શકતાં નથી.

અક્કલ તથા ડહાપણને દાબી દેવાની લાગણીઓની આ શક્તિ જાણીતી છે. પણ જ્યારે એક માણસ એવી બાબદો વાંચતી યા સમજતી વખતે પોતાની લાગણીઓને ઉસ્કેરાવા દેતો નથી, પણ ધીરજથી શાંત મને લખનારની યા બોલનારની મતલબ સમજવાની કોશેશ કરે છે, ત્યારેજ તે બાબદ માટે તે અપક્ષપાત મત બાંધી શકે છે. લાગણી શાંત હોવાથી પોતાની મનશક્તિ તથા સમજશક્તિનો પૂર્ણ ઉપયોગ તે કરી શકે છે અને તેથી કોઇ તરફ પણ ઢળ્યા વગર અપક્ષપાત રીતે ખરૂં ખોટું શોધી કહાડી શકે છે. એ રીતે તેના જ્ઞાનમાં તેમજ તેની પીછાનશક્તિ (યા ખરૂં ખોટું પારખવાની શક્તિ) માં વધારો થાય છે. પણ જે માણસ લખાણની અસર પોતાની લાગણી ઉપર થવા દે છે તે માણસ પોતાના જ્ઞાનમાં તેમજ સમજશક્તિમાં કાંઇ પણ વધારો કરી શકતો નથી. લાગણીનું ઉસ્કેરાવું એ દુધમાં આવતા જોસ સમાન છે. દુધને કકરો પાડતી વખતે તેમાં જોસ ચહડે છે. જો એક અજ્ઞાન છોકરો પહેલીજ વાર તે જોશે તો તે ખુશ થઇ જશે અને કહેવા લાગશે કે, વાહ! દુધ કેટલું બધું વધી ગયું, આખી તપેલીબી ભરાઇ ગઇ! પણ થોડા વારમાં જ્યારે જોસ નરમ પડશે ને દુધ પાછું બેસી જશે

ત્યારેજ તેને માલમ પડશે કે દુધમાં જોસ ખાવાથી તે કાંઇ વધતું નથી. તેજ પ્રમાણે જ્યારે એક લખાણથી તેના તરફેણમાં એક વાંચનારની લાગણીઓ ઉભરી આવે છે તથા તે હદ બહાર ખુશ થઇ જાય છે ત્યારે તે પોતે એમ સમજે છે કે તે બાબદ તે સંપુર્ણ સમજ્યો છે અને તે વિષે તેણે એટલું તો જ્ઞાન મેલવ્યું છે કે તે સઘળાં જ્ઞાનની જગા ગોયા તેના પોતામાં થઇ શકતી ન હોવાથી કેટલુંક તો ઉભાઇ વટીક જાય છે. પણ વાંચી રહ્યા પછી થોડે વખતે જ્યારે લાગણીઓ પાછી શાંત થઇ જાય છે ત્યારે જો તે વિચાર કરશે તો માલમ પડશે કે તે બાબદ તે બરાબર સમજી શકયો નથી, અને તે વિષે ખરૂં જ્ઞાન તે મેળવી શકયો નથી. ભાષણ સાંભળનારાઓમાના ઘણા લોકોની હાલત પણ એવીજ હોય છે. ભાષણથી અંજાઇ ગએલા લાગણી ઉસકેરાયલા એક માણસને તે ભાષણ સમજ્યા પછી જ્યારે સવાલ પુછવામાં આવે છે કે ભાષણ કેવું હતું, ત્યારે તે ઉલટમાં આવી જઇ તારીફ કરવા મંડી જાય છે; પણ જ્યારે તેને પાછું પુછવામાં આવે છે કે ભાષણમાં શું સમજ્યા, ભાષણ કર્તા શું કહેવા માંગતા હતા, ત્યારે તે બીચારો સારી રીતે સમજાવી શકતો નથી. તેની લાગણીઓએ તે બીચારાને તેની વિચાર શક્તિનો ઉપયોગ કરવા દીધો હોય તો તે જવાબ આપી શકેની? કેટલીક વખતે ભાષણ સાંભળનારાઓની લાગણીઓ ઉભરાઇ આવતી જોઇ બીજાઓ એમ સમજે છે કે ફલાણાં ભાષણથી સાંભળનારા ઓને ઘણો ફાયદો થયો, પણ ખરૂં જોતા એટલો બધો મંગીન ફાયદો થયલો જણાતો નથી. નથી લોકોની વિચારશક્તિ ખીલતી કે નથી ખરૂં ખોટું તપાસવાની શક્તિમાં વધારો થતો. એક માણસ સચ્ચાઇની શોધ માટે ગમે એટલો ઇન્તેજાર હોય, પણ જ્યાં સુધી તે પોતાની લાગણીઓને ઉસકેરાવા દે છે ત્યા સુધી કદી પણ તે સચ્ચાઇ મેળવી શકતો નથી. માટે કોઇ પણ ભાષણ દરમ્યાન, યા કોઇ પણ જાતની તકરારની વખતે, તેમજ કોઇ પણ બાબદ વાચવાની વખતે, આપણી લાગણીઓને વચ્ચે આવવા દેવી નહીં, પણ તેમાંથી વાજબી અને ખરૂં શું છે તે શોધી કહાડવું. તેમ કરવાને શાંત મને આખી

નું જ આ પરીણામ છે. તેઓનું અંતઃકરણ તો ચુપજ રહેલું હોય છે, કારણ કે ધર્મ વિષેનો ખરો અનુભવ, ધર્મનો ખરો ભાવાર્થ તેઓએ આગળા જન્મમાં મેળવેલો હોતો નથી. જેઓએ તે વિષે સહેજ સાજ અનુભવ મેળવેલો હોય છે તેઓનું અંતઃકરણ તેઓને આ ઘાતકી માર્ગ અખત્યાર કરવા અંદરથી ના કહે છે, પણ ઝનુન અને લાગણીઓ ઘણી વખત અંતઃકરણના અવાજને દાબી દે છે. આગળ ચાલતાં જ્યારે પોતાનેજ દુઃખ ખમવાનો વખત આવે છે, યાને ધર્મ સંબંધી મતફેર માટે જ્યારે બીજાઓ ઉપલા સખશોને બાળી મારે છે, અથવા તેઓ ઉપર બીજો જુલમ ગુજારે છે, ત્યારે તેઓને થોડો અનુભવ મળે છે, અને તેઓ સમજવા લાગે છે કે ધર્મ માટે બીજાનો જીવ લેવો યા બીજાને ઇજા કરવી એ વાજબી નથી. આ થોડો અનુભવ મળ્યા પછી તેઓ બીજા જન્મમાં ધર્મને માટે કોઇને બાળી નાંખવા યા બીજી ઇજા કરવા માંગતા નથી, પણ ધર્મનો સંપુર્ણ અનુભવ મેળવેલો નહીં હોવાથી, તથા ધર્મનો ખરો ભાવાર્થ સમજેલા નહીં હોવાથી, ધર્મની બાબદમાં હજુર પણ તેઓ લાગણીઓથીજ દોરવાય છે. આપણા જેવા સાધારણ માણસોનાં અંતઃકરણમાં ધર્મને વિષે સંપુર્ણ અનુભવ નહીં હોવાને લીધેજ ધર્મની કેળવણીની હાલની ચરચામાં આપણને ઘણી મુશ્કેલીઓ નડે છે. આપણ એ વિષે જે મત આપીએ છીએ તે ધર્મ સંબંધી આપણો આગળો અપુર્ણ અનુભવ તથા લાગણીઓના ભેલમેલનું પરીણામ હોય છે. આવી વખતે આપણે લાગણીઓને દુર કરી તેની જગામાં વિચારશક્તિ મુકી, આપણાં આગળાં અપુર્ણ અનુભવ અને વિચારશક્તિની ભેગી મદદથી કામ લેવું જોઇએ. આનું પરીણામ તદન સંતોષકારક તો નહીંજ આવશે, કારણ કે આપણો ધર્મ સંબંધી અનુભવ અપુર્ણ છે, પણ એ શીવાય બીજો વધારે ખરો માર્ગ લેવાને આપણે અશક્ત હોવાથી એથી વધુ હાલમાં આપણે કરી શકતા નથી. આનું પરીણામ જોયા પછી તેમાં વાજબી ફેરફાર કરવાની આપણને સમજ પડશે, અને જેમ જેમ પરીણામો જોતા જઇશું અને ઘટતો ફેરફાર કરતા જઇશું તેમ તેમ આપણને ધર્મ સંબંધી વધુ અનુભવ આવતો જશે.

અંતઃકરણ વિષેના આ લંબાણ ખુલાસા ઉપરથી આપણે જોયું છે કે આપણા અંતઃકરણના કહેવા પ્રમાણે ચાલવું આપણે માટે ઘણું ફાયદાકારક છે, જ્યારે લાગણીઓથી દોરવાઇ જવાથી ઘણી વખતે આપણને મોટું નુકશાન થાય છે. માટે કોઇપણ બાબદમાં પગલાં ભરવા અગાઉ બારીક વિચાર કરવો ઘણોજ જરૂરનો છે. દુનિયાની ખરાબીઓ, મારામારી અને ગેરસમજુતીનું મુળ લાગણીઓજ હોય છે. એટલા માટે આપણી લાગણીઓને શાંત રાખી એક બાબદ ઉપર પુખ્ત વિચાર કરયા પછી જો આપણી સમજશક્તિ પ્રમાણે તે બાબદ વાજબી ન લાગે, જો તે આપણી અક્કલને અનુસરતી ન જણાય, જો આપણું અંતઃકરણ કબુલ ન કરતું હોય, તો કદી પણ તે ચીજ માનવી નહીં યા તે ઉપર અમલ કરવો નહીં. પણ યાદ રાખવું કે જ્યાં સુધી તે ખોટી છે એવી પુરતી સાબેતી આપણી પાસે ન હોય, જ્યાં સુધી તે ઉપર શાંત મગજથી આપણે વિચાર કર્યો ન હોય, અને તે બાબદ વિષેનાં બીજાઓનાં મત તથા તકરારોને તાસુબી વગર ધીરજથી તોલ કરયાં ન હોય, ત્યાં સુધી કદી પણ તે માટે હલકા શબ્દો ઉચ્ચારી તે બાબદને હસી કાઢવી નહીં. Nonsense, impossible, absurd, bosh, humbug, યાને એ તો મુર્ખાઇ, ઢોંગ, વેહમ, એવા ગર્વ અને અભિમાન દેખાડનારા તેમજ હલકા ખવાસની ગવાહી આપનારા વચનો બોલી સમજુ માણસોમાં આપણી હસી કરાવવી નહીં. પુખ્ત વિચાર કરયા પછી જો તે બાબદ આપણને વાજબી નહીં લાગે તોપણ તેને ખોટી પાડવાના પુરાવા વગર તુચ્છકારી કાઢવી નહીં, પણ વિચાર કરવો કે આ બાબદ હાલ મને વાજબી નથી લાગતી, મારૂં અંતઃકરણ તે કબુલ કરવા ના પાડે છે, તેનું કારણ કદાચ એમ હોય કે તે બાબદ સમજી શકવાની જોઇતી બુધ્ધિ મારામાં ખીલેલી ન હોય, યા હું પ્રગટીકરણના નીચલા તબક્કા ઉપર હોઉં; જ્યારે ઉપલી બાબદનું વાજબીપણું સમજવા માટે તો ઘણી ઉચ્ચા તબક્કાનું જ્ઞાન જોઇતું હોય. માટે હાલતો મારૂં અંતઃકરણ કબુલ ન કરતું હોવાથી હું તે માનતો નથી, તેમજ તે બાબદને તુચ્છકારી પણ કાઢતો નથી. પણ તે માટે મુંગોજ બેસું છું. કારણ કે મારી પાસે એ બાબદ ખોટી છે યા નુકસાનકારક છે એવો પુરાવો નથી,

બાબદ સમજી તે ઉપર વિચાર કરવો જોઇએ; અને વિચાર કરયા પછી જે કાંઇ આપણી અક્કલને અનુસરતું લાગે અને જે આપણું અંતઃકરણ કબુલ કરે તેજ માનવું જોઇએ, યા તે ઉપર અમલ કરવો જોઇએ.

લાગણી અને અંતઃકરણ વચ્ચે મોટો ફરક હોય છે. આપણું અંતઃકરણ આપણો રાહબર છે. પ્રગટીકરણમાં એજ આપણને આગળ ચલાવે છે, એજ આપણા ભિત્તરમાં વાસો કરનાર મીનોઇ તત્વોનો ગેબી. અવાજ છે. માટે દરેક માણસે હંમેશાં પોતાનાં અંતઃકરણના અવાજને માન આપી ચાલવું જોઇએ; બીજા જે કહે તે ઉપર અમલ કરવો જોઇએ નહીં. અંતઃકરણ એ કાંઇજ નહીં પણ રવાને સેંકરો જન્મોમાં મેળવેલા અનુભવનો અરક છે. આપણે પ્રગટીકરણના જે દરજજા ઉપર હાલ આવી પુગ્યા છીએ તે ઉપરથી માલમ પડે છે કે હાલમાં આપણાં રવાને દુનિયાંનો તમામ અનુભવ મેળવ્યો નથી, અને પુરતો અનુભવ મેળવી ખોદાઇ શક્તિઓ પ્રાપ્ત કરવાને માટે તો હજુર ઘણાં ફેરા તેને આ દુનિયાંમાં ખાવા પડશે. એટલા માટે આપણા રવાને આ જન્મ સુધીમાં જે કાંઇ અનુભવ મેળવેલો છે, અને જેનાં અરકને આપણે અંતઃકરણ કહીએ છીએ, તે કાંઇ સંપુર્ણ કહેવાય નહીં. અંતઃકરણની આ અપુર્ણ હાલતને લીધેજ દરેક કામમાં તે આપણને સારૂં નરસું પારખવાને મદદ કરી શકતું નથી. જે બાબદની તેણે આગલા જન્મમાં માહીતી મેળવેલી હોય છે, જે ચીજનો તેને આગળ અનુભવ થઇ ગયો હોય છે, તે બાબદમાં તે હમેશ આપણને સીધે રસ્તે ચલાવવાની તજવીજ કરે છે; પણ જે બાબદમાં તેણે કાંઇ પણ અનુભવ આગલા જન્મોમાં મેળવેલો હોતો નથી તે બાબદમાં તે કાંઇ કહી શકતું ન હોવાથી તે મુંગુજ બેસે છે. પણ તે કદી પણ કોઇને ખોટે રસ્તે દોરવતું નથી. આ ઉપરથી સમજ પડશે કે જ્યારેબી અંતઃકરણ કાંઇ કહે છે ત્યારે આપણને પ્રગટીકરણમાં આગળ વધવાને જે જરૂરનું હોય તેજ કહે છે. એટલાજ માટે અંતઃકરણના કહેવા પ્રમાણે ચાલવું ઘણુંજ અગત્યનું છે. પણ જ્યાં તે કાંઇ કહી નથી શકતું ત્યાં લાંબો વિચાર

કરવાની ઘણીજ જરૂર છે, નહીં તો આપણી લાગણીઓ અને જુસ્સાઓને અંતઃકરણનો ઇસારો સમજી ઓટે માર્ગે ઉતરી પડી અંતઃકરણને નાહક બદનામ કરવાની ધાસ્તી રહે છે. જ્યારે એક ચોક્કસ બદીનો અનુભવ એક સખશે કોઇક આગલા જન્મમાં સંપુર્ણ રીતે મેળવેલો હોય છે ત્યારે આ જન્મમાં તે બદીમાં પડતો નથી; એટલુંજ નહીં, પણ એમાં નહીં પડવા માટે બીજાને ખરાં અંતઃકરણથી શીખામણ દેતો જણાય છે. એથી ઉલટું, જ્યારે એક સખશે ચોક્કસ બદીનો સંપુર્ણ અનુભવ આગલા જન્મમાં મેળવેલો હોતો નથી પણ થોડો અનુભવ મેળવેલો હોય છે, ત્યારે આ જન્મમાં પાછી તક મળતાંજ તે પેલી બદીમાં પડવા જાય છે. આ વખતે તેને એ બદીનો આગળ થોડોક અનુભવ મેળવેલો હોવાથી તેનું અંતઃકરણ તે બદીમાં પડવા સામે તેને અંદરથી અટકાવેછે. પણ જો એ બદીને લગતા હવસો તેનામાં ઉભરાઇ આવેલા હોય છે તો હવસો તૃપ્ત કરવાની ઇચ્છામાં અંતઃકરણના અવાજને તે દાબી દે છે, અને આખરે પેલી બદીમાં ઝીપલાવે છે. આમ કરી જ્યારે આ બદીના બુરાં ફળ આગળ ચાલતાં તે ચાખે છે ત્યારે તે બદી માટેનો તેનો હાલનો અપુર્ણ અનુભવ સંપુર્ણ બને છે. વળી જ્યારે એક સખશે આગળા જન્મોમાં ચોક્કસ બાબદ યા ચોક્કસ બદીનો મુદ્દલજ અનુભવ મેળવેલો હોતો નથી ત્યારે આ જન્મમાં તે વિષે તેનુ અંતઃકરણ કાંઇજ કહી શકતું નથી. તેની પાસ કહેવાનું કાંઇ નહીં હોવાથી, પોતે એ બાબદોનો અનુભવ મેળવેલોજ નહીં હોવાથી, તે ચુપ બેસે છે. આ વખતે તે પોતાની લાગણીઓથી દોરવાય છે, એટલુંજ નહીં, પણ લાગણીને અંતઃકરણ સમજે છે. એટલાજ માટે દરેક કામની અગાઉ વિચાર કરવો ઘણો અવશ્યનો છે. કારણ કે વિચાર કરવાથી અંતઃકરણ અને લાગણી વચ્ચેનો ફરક માલમ પડી આવે છે. માણસોએ ફક્ત ધર્મ તરફનાં પોતાનાં જનુન અને લાગણીઓથીજ દોરવાઇ હજારો માણસોને ધર્મ સંબંધી મતફેર માટે જીવતા બાળી નાંખ્યા છે, લડાઇઓમાં લાખો માણસોને કાપી નાંખ્યા છે, અને એમ સમજ્યા છે કે આ બધું ખરાં અંતઃકરણથી કરવામાં આવ્યું છે. પરંતુ વિચાર કરતાં માલમ પડે છે કે ખાલી લાગણી અને ઝનુન-

નુંજ આ પરીણામ છે. તેઓનું અંતઃકરણ તો ચુપજ રહેલું હોય છે, કારણ કે ધર્મ વિષેનો અગ અનુભવ. ધર્મનો ખરો ભાવાર્થ, તેઓએ આગળા જન્મમાં મેળવેલો હોતો નથી. જેઓએ એ વિષે સહેજ સાજ અનુભવ મેળવેલો હોય છે તેઓનું અંતઃકરણ તેઓને આ ઘાતકી માર્ગ અખત્યાર કરવા અંદરથી ના કહે છે, પણ ઝનુન અને લાગણીઓ ઘણી વખત અંતઃકરણના અવાજને દાબી દે છે. આગળ ચાલતાં જ્યારે પોતાનેજ દુઃખ ખમવાનો વખત આવે છે, યાને ધર્મ સંબંધી મતફેર માટે જ્યારે બીજાઓ ઉપલા સખશોને બાળી મારે છે, અથવા તેઓ ઉપર બીજો જુલમ ગુજારે છે, ત્યારે તેઓને થોડો અનુભવ મળે છે, અને તેઓ સમજવા લાગે છે કે ધર્મ માટે બીજાનો જીવ લેવો યા બીજાને ઇજા કરવી એ વાજબી નથી. આ થોડો અનુભવ મળ્યા પછી તેઓ બીજા જન્મમાં ધર્મને માટે કોઇને બાળી નાંખવા યા બીજી ઇજા કરવા માંગતા નથી, પણ ધર્મનો સંપુર્ણ અનુભવ મેળવેલો નહીં હોવાથી, તથા ધર્મનો ખરો ભાવાર્થ સમજેલા નહીં હોવાથી, ધર્મની બાબદમાં હજુર પણ તેઓ લાગણીઓથીજ દોરવાય છે. આપણા જેવા સાધારણ માણસોનાં અંતઃકરણમાં ધર્મને વિષે સંપુર્ણ અનુભવ નહીં હોવાને લીધેજ ધર્મની કેળવણીની હાલની ચરચામાં આપણને ઘણી મુશ્કેલીઓ નડે છે. આપણે એ વિષે જે મત આપીએ છીએ તે ધર્મ સંબંધી આપણો આગળો અપુર્ણ અનુભવ તથા લાગણીઓના ભેલસેલનું પરીણામ હોય છે. આવી વખતે આપણે લાગણીઓને દુર કરી તેની જગામાં વિચારશક્તિ મુકી, આપણાં આગળાં અપુર્ણ અનુભવ અને વિચારશક્તિની ભેગી મદદથી કામ લેવું જોઇએ. આનુ પરીણામ તદન સંતોષકારક તો નહીંજ આવશે, કારણ કે આપણો ધર્મ સંબંધી અનુભવ અપુર્ણ છે, પણ એ શીવાય બીજો વધારે ખરો માર્ગ લેવાને આપણે અશક્ત હોવાથી એથી વધુ હાલમાં આપણે કરી શકતા નથી. આનું પરીણામ જોયા પછી તેમાં વાજબી ફેરફાર કરવાની આપણને સમજ પડશે, અને જેમ જેમ પરીણામો જોતા જઇશું અને ઘટતો ફેરફાર કરતા જઇશું તેમ તેમ આપણને ધર્મ સંબંધી વધુ અનુભવ આવતો જશે.

અંતઃકરણ વિષેના આ લખાણ ઉપરથી આપણે જોયું છે કે આપણા અંતઃકરણના કહેવા પ્રમાણે ચાલવું આપણે માટે ઘણું ફાયદાકારક છે, જ્યારે લાગણીઓથી દોરવાઈ જવાથી ઘણી વખતે આપણને મોટું નુકશાન થાય છે માટે કોઈપણ બાબદમાં પગલાં ભરવા અગાઉ બારીક વિચાર કરવો ઘણોજ જરૂરનો છે. દુનિયાની ખરાબીઓ, મારામારી અને ગેરસમજુતીનું મૂળ લાગણીઓજ હોય છે. એટલા માટે આપણી લાગણીઓને શાંત રાખી એક બાબદ ઉપર પુખ્ત વિચાર કર્યા પછી જો આપણી સમજશક્તિ પ્રમાણે તે બાબદ વાજબી ન લાગે, જો તે આપણી અક્કલને અનુસરતી ન જણાય, જો આપણું અંતઃકરણ કબુલ ન કરતું હોય, તો કદી પણ તે ચીજ માનવી નહીં યા તે ઉપર અમલ કરવો નહીં. પણ યાદ રાખવું કે જ્યાં સુધી તે ખોટી છે એવી પુરતી સાબેતી આપણી પાસે ન હોય, જ્યાં સુધી તે ઉપર શાંત મગજથી આપણે વિચાર કર્યો ન હોય, અને તે બાબદ વિષેના બીજાઓના મત તથા તકરારોને તાસુબી વગર ધીરજથી તોલ કર્યા ન હોય, ત્યાં સુધી કદી પણ તે માટે હલકા શબ્દો ઉચ્ચારી તે બાબદને હસી કાઢવી નહીં. Nonsense, impossible, absurd, bosh, humbug, યાને એ તો મુર્ખાઈ, ઢોંગ, વેહમ, એવા ગર્વ અને અભિમાન દેખાડનારા તેમજ હલકા ખયાલની ગવાહી આપનારા વચનો બોલી સમજુ માણસોમાં આપણી હસી કરાવવી નહીં. પુખ્ત વિચાર કર્યા પછી જો તે બાબદ આપણને વાજબી નહીં લાગે તોપણ તેને ખોટી પાડવાના પુરાવા વગર તુચ્છકારી કાઢવી નહીં, પણ વિચાર કરવો કે આ બાબદ હાલ મને વાજબી નથી લાગતી, મારૂં અંતઃકરણ તે કબુલ કરવા ના પાડે છે, તેનું કારણ કદાચ એમ હોય કે તે બાબદ સમજી શકવાની જોઈતી બુધ્ધિ મારામાં ખીલેલી ન હોય, યા હું પ્રગટીકરણના નીચલા તબક્કા ઉપર હોઉં, જ્યારે ઉપલી બાબદનું ચોક્કસપણું સમજવા માટે તો એથી ઉચ્ચા તબક્કાનું જ્ઞાન જોઈતું હોય. માટે હાલતો મારૂં અંતઃકરણ કબુલ ન કરતું હોવાથી હું તે માનતો નથી, તેમજ તે બાબદને તુચ્છકારી પણ કાઢતો નથી પણ તે માટે મુંગોજ બેસું છું કારણ કે મારી પાસે એ બાબદ ખોટી છે યા નુકસાનકારક છે એવો પુરાવો નથી,

તેમજ એ વિષે મેં આગળ અભ્યાસ પણ કીધો નથી. ત્યારે તેની સામે મને બોલવાનો હકજ શું છે? વળી હાલ વગર કારણે હું તેને તુચ્છકારી નહીં કહાડીશ અને તેની સામે કડવા તથા સખત શબ્દો નહીં ઓચરીશ તો આગળ ચાલતાં જ્યારે કદાચ મારી વિચારશક્તિ અને ડહાપણમાં વધારો થવાથી તેજ બાબદનું વાજબીપણું મારી અક્કલ અને અંતઃકરણ કબુલ કરશે તે વખતે તે માનવામાં મને કાંઇ પણ ભારી નહીં પડશે, અને અંતઃકરણ તે કબુલ કરતું હોવા છતાં ખાલી મમતને ખાતર મને એ બાબદની સામેના મારા આગલા વિચારોને વળગી રેહવાનું મન પણ ન થશે.

કેટલીક વાર આપણે આપણી આસપાસ એવાં પણ માણસો જોઇએ છીએ કે જેઓએ ઉપલી સંભાલ રાખ્યા વગર ચોક્કસ બાબદની વિરૂદ્ધમાં પોતાનો વિચાર જાહેરમાં મજબુતાઇથી જણાવી દીધેલો હોવાથી, પાછળથી તેજ બાબદ વીષે વધુ જ્ઞાન મલ્યાથી, તેઓની સમજશક્તિ અને અંતઃકરણ તે બાબદનું વાજબીપણું કબુલ કરવા છતાં, માત્ર હુજતનેજ ખાતર, તેમજ ભુલ કબુલ કરવાથી હલકું લાગશે એવા ખોટા ડર અને વિચારથી અંતઃકરણ તથા વિચારશક્તિને પડતી નાંખી, તેઓ પોતાના આગલા ખોટા મતને જાણી જોઇને વળગી રહે છે. તેના પરિણામ તરીકે ઉપર જણાવી ગયા તે મુજબ જાણી જોઇને પોતાના અંતઃકરણના અવાજની સામે થઇ ખાલી જીદથી તેમજ ખોટે રસ્તે જવાથી ઉત્પન્ન થતાં તમામ દુઃખોનો અનુભવ તેઓને મેળવવો પડે છે. માટે જેને સચ્ચાઇ શોધવી હોય તેણે પોતાની લાગણીઓ દુર કરી અંતઃકરણ અને વિચારશક્તિનો ઉપયોગ કરવો; એથી ખરૂં ખોટું પારખવાની તેની બુદ્ધિમાં વધારો થતો જશે, અને એકાદ દીવસ એવો આવશે કે તે વખતે દુનિયાંની તમામ સચ્ચાઇઓ એક પછી એક તેની આંખ આગળ ખુલ્લી થઇ જશે; તેનાં અંતઃકરણનો અવાજ, જે માટે તે બેદરકાર હતો, તે ખુદ *હોરમજદનોજ અવાજ છે એવો જાતી અનુભવ* તેને થશે; અને તે દહાડાથી તેની પક્કી ખાતરી થશે કે ખુદા આપણી અંદરજ છે, બહાર નથી; તે આપણાં હૃદયમાં આપણને અનુસરતી જોઇતી શીખાંમણો આપવાથી દુર જતો નથી. પણ જ્યારે આપણે અંતઃકરણની

શીખામણને મચક આપતા નથી, ત્યારે આપણેજ ગોયા તે પાક પરવરદેગાર આગળથી દુર નાસી જઇએ છીએ

"મરણ પછી માણસની હાલત" એ બાબદ વિષે વિચાર કરતા જે જે સવાલો ઉભા થાય છે તે હવે આપણી લાગણીઓને શાંત રાખીને આપણે તપાસીએ.

ઘણાકોના મનમા સવાલો ઉત્પન્ન થશે કે લખનાર એ બાબદ ઉપર શું આધારે બોલતા હશે? ધર્મને આધારે બોલતા હશે, જાતી અનુભવને આધારે બોલતા હશે, કે પોતાની અથવા બીજાની કલ્પના શક્તિનુ આ પરીણામ હશે? એવા અનેક સવાલો ઉઠવાથી તે ગુંચવણમાં પડશે, માટે એ વિષે અહીં ખુલાસો કરવાની અગત છે મોત પછી રવાનની હાલત માટે જેટલી બીનાઓ આ ચોપડીમા જણાવવામા આવનાર છે તે તમામ બીનાઓ આપણ પારસીઓ પાસ જુજ બચેલા ધર્મ સબંધી લખાણોમા સંપુર્ણ વિગતો સહીત મળી આવતી નથી પણ એ સબંધી કેટલીક બાબદો, જેવી કે બેહેસ્ત, દોજખ, ઇત્યાદી વિષે થોડાક લખાણો મળી આવે છે, તેમજ બીજી વિગતો માટે ઇશારાઓ જણાય છે ત્યારે સવાલ ઉઠે છે કે ધર્મમા ન હોય તે બાબત માનવી કે નહી? તે માન્યાથી આપણે ધર્મના ફરમાનથી ઉલટા ચાલેલા તો ન કહેવાઇએ? આપણે અધર્મી અને ધર્મ ડુબાઉ તો ન ઠરીએ? પણ ધર્મ સબંધી લાગણીઓને શાંત રાખી મન અને બુદ્ધિનો ઉપયોગ કરતા માલમ પડશે કે કેટલીક વાર આપણા ધર્મમા ખુલ્લી મના કીધી હોય તે છતા તેવા કામો આપણ કરીએ છીયે દાખલા તરીકે જુઠુ બોલવા તથા કપટ રાખવા મના કીધી છે, તે છતા આપણે જુઠુ બોલીએ તથા કપટ રાખીએ છીયે વળી કેટલીક નનીયત માટે ખુલ્લી તાકીદ કીધેલી હોય તે છતા તેમ ચાલતા નથી દાખલા તરીકે મનશની, ગવશની, કુનશનીથી ચાલવા કહ્યુ છે તે છતા બુરા વિચાર, બુરા વચન અને બુરા કામો કરીએ છીયે તેમ કીધાથી ખરેખર આપણે આપણા ધર્મના ફરમાનોથી ઉલટા ચાલેલા કહેવાઇએ, ખરે ખર આપણે અધર્મી અને ધર્મ ડુબાઉ ઠરીએ પણ દુન્યામા હજારો સચ્ચાઇઓ અને કુદરતના હજારો કાયદાઓ હોય છે, તે તમામ

બાબદનો સમાવેશ એક ધર્મમાં કેમ થઇ શકે ? એટલા માટે તપાસ કરશું તો માલમ પડશે કે દુન્યામાં જાણવાજોગ પુષ્કળ બાબદો હોય છે, કે જે માટે ધર્મમાં કાંઇ પણ જણાવવામાં આવેલું હોતું નથી. તેમ છતાં જેમ જેમ આપણ વિદ્યામાં આગળ વધીએ છીએ તેમ તેમ ધર્મમાં નહીં જણાવેલી બાબદ પણ સમજ શક્તિને વાજબી લાગવાથી આપણે માનીએ છીએ, અને તે માનવાથી આપણે અધર્મી ઠરતા નથી. માટે જે ચીજની આમેના તેમજ તરફેણના લખાણો આપણા ધર્મમાં ન હોય, પણ તે ચીજ વિચાર કરતાં આપણને વાજબી લાગે અને આપણું અંતઃકરણ કબુલ કરે, તે માનવાથી અને તે પ્રમાણે વર્તવાથી આપણે અધર્મી ઠરતા નથી અથવા ધર્મના ફરમાનોથી ઉલટા ચાલતા નથી.

કોઇપણ ધર્મ દુનિયાની તમામ સચ્ચાઇ અને હકીકતો સંપુર્ણ રીતે સમજાવતો નથી. જ્યારે એક પેગમ્બર પોતાનો ધર્મ ફેલાવા આવે છે,ત્યારે જે લોકો સાથ તેને કામ લેવાનુ હોય છે તે લોકોની રીતભાત, સમજ શક્તિ તથા રાહ રસમને અનુકુળ તથા પ્રગટીકરણના જે તબક્કા ઉપર તેઓ પુગેલા હોય છે તેને અનુસરતું શિક્ષણ તે આપે છે. એટલા માટે જુદા જુદા ધર્મનું શિક્ષણ જુદા જુદા ધર્મના લોકોને અનુકુળ હોવાથી, જો કે બહારથી તે જુદું દેખાય છે તોપણ, સર્વે ધર્મોના સ્થાપકોની નેમ તથા તેઓનો મુળ હેતુ એકજ હોય છે અને તે એ કે માણસને એવું શિક્ષણ આપવું કે તે પ્રમાણે ચાલવાથી તે કોઇને પણ દુઃખ ન દે, પણ સર્વે સાથ અતીશય પ્યાર અને દયાથી વર્તે સાધારણ માણસોના બાબમાં આ નેમ રાખવામાં આવેલી હોય છે. પણ થોડા આગળ વધેલાં માણસો, જેઓ દરેક ધર્મમાં મળી આવે છે, તેઓ માટે એથી વધારે ઉચ્ચા કાનુનો દરેક પેગમ્બર આપે છે. તે એકે મીનોઇ જ્ઞાનની મારફતે તેઓના રવાનને અહુરમજ્દ સાથે એક કરવાનો માર્ગ શીખવવો. એ શિક્ષણ દરેક પેગમ્બર ગુપ્ત રીતે પોતાના ખાસ ચેલાઓને આપતા હતા. પણ એવા માણસો ઘણા થોડા હોવાથી, પેહેલી નેમ જે આપણા જેવા સાધારણ માણસો માટે હોય છે તે આપણે તપાસીએ

માણસ જાતમા એક બીજા તરફ બેહદ પ્યાર તથા દયા ઉપજાવ કરવાની નેમ પાર પાડવા ખાતર દરેક પેગમ્બરને લોકોની સમજ શક્તિ તથા રીત ભતને અનુકુળ આવે એવી રીત અખત્યાર કરવી પડે છે, અને તેના માટે દરેક ધર્મની મુળ નેમ તો એકજ હોય છે, પણ તેને અમલના મુકવાની રીતો માત્ર જુદી જુદી જોવામા આવે છે દાખલા તરીકે આપણા અશો જરથોસ્ત સાહેબે ઉપલી નેમ બર લાવવા ખાતર જે માર્ગ અખત્યાર કીધો છે તે મનશની, ગવશની અને કુનશનીનો છે એજ ત્રણ શબ્દો ઉપર તેવણે પોતાનો ધર્મ રચ્યો છે હવે એ ત્રણ અમુલ્ય શબ્દો પ્રમાણે ચાલ્યાથી માણસ જાતમા એક બીજા તરફ અત્યંત પ્યાર અને દયા ઉપજાવ કરવાની જરથોસ્ત સાહેબની નેમ કેમ બર આવી શકે તે આપણે જોઇએ જો એક સખશ દ્રઢ મનથી વિચાર કરે કે આજથી કુનશની અખત્યાર કરૂ, યાને આજથી એક પણ બુરૂ કામ ન કરૂ અને ભલા કામોમા મશગુલ રહુ, તો તે લોકોનુ બુરૂ કરતા અટકે, જેથી કોઈ નુકશાન પામે નહી અને બહુ તેનાથી સઉનુ ભલુ થાય વળી એથી આગળ વધી તે નકી ઠરાવ કરે કે આજથી ગવશની પણ અખત્યાર કરવી, યાને આજથી એક પણ બુરો શબ્દ ન ઉચારવો, તો તે લોકોની લાગણી દુખાવતો અટકે કોઇની પણ લાગણી તેનાથી દુખાય નહીં પણ સર્વેનો પ્યાર પોતાની જબાનના મીઠાસથી પોતા તરફ ખેચી શકે વળી એથી પણ આગળ વધી તે પોતાના મન સાથે ઠરાવ કરે કે આજથી મારે મનશની પ્રમાણે ચાલવુ, યાને આજથી એક પણ બુરો વિચાર ન કરવો, તો તેમ કીધાથી તેને ગવશની અને કુનશની પ્રમાણે ચાલવામા ટેકો મળે કારણ કે બુરા વચનો અને બુરા કામો નહી બુરા વિચારોનાજ પરીણામ હોય છે બુરા વિચારો કર્યાથીજ બુરા વચનો અને બુરા કામો અમલમા મેલી શકાય છે દાખલા તરીકે જ્યારે કોઇ આપણી ઉપર તોછડાઇથી લખેલુ, ખોટા બોહેતાનો સાવનુ અને આપણને ખરાબ લગાડનારૂ પત્ર મોકલેછે ત્યારે તે વાચી આપણી તમામ લાગણીઓ તેની સામે ઉસકેરાઇ આવેછે અને તેજ વખતે

તરેહવાર પ્રકારના બુરા વિચારો તેના બુરા માટે ઉત્પન્ન થાય છે અને તે પત્ર મળ્યા પછી જેવો પેહેલીજ વાર તે સખશ આપણી નજરે પડે છે તેવોજ બુરા, કડવા અને ગુસ્સાના વચનોથી તરત તેને આપણે ધોઇ નાખીએ છીએ એમ તુજ નહીં, પણ તેમ છતાંણી ગુસ્સો નરમ નથી પડતો, તો પછી તેનુ નુકશાન પણ કરવા ચુકતા નથી પણ તે પત્ર વાંચ્યાથી બુરા વિચારો ધરમી આવે તે વખતેજ તે વિચારોને અંદર આવવા નહી દીધાથી બુરા વચનો અને બુરા કામોનો ઉપયોગ કરતા બચી જઇએ છીએ માટે જે સખશ મનશની, ગવશની અને કુનશની પ્રમાણે ચાલે તેનાથી કોઇનુ પણ બુરૂ થતુ ન હોવાથી તથા કોઇની પણ લાગણી દુખવી શકાતી ન હોવાથી, તે જ્યા જાયછે ત્યા પ્યાર અને દયાથીજ લોકોને પોતા તરફ ખેંચેછે એવી રીતે ઉપલી નેમ એ ત્રણ ફરમાનો મુજબ ચાલ્યાથી બર આવે છે પણ આપણી આસપાસ તો પ્યાર અને દયાને બદલે આપ સ્વાર્થ, એબલપેટાઇ અને બીજાઓ તરફ બેદરકાર વર્તણુક નજરે પડેછે આજે કેટલા અથોરનાન યા બેહદીન એવા છે કે જેઓ પૈસાથી નહીં પણ ધર્મ સબંધી પુખ્ત જ્ઞાનથી અને આપણા ધર્મના મુળ ફરમાન પ્રમાણે ચાલવાથી પોતામા જે દયા ઉત્તપન્ન થવી જોઇએ તેના બળથી આપણને પોતા તરફ ખેંચી શકે? જ્યારે ઉપલા ત્રણ ફરમાનો પ્રમાણે કોઇ ચાલેજ નહીં ત્યારે ઉપર દરશાવેલી નેમ કેમ પાર પડે? દયા અને પ્યાર કુલ માણસ જાત માટે ક્યાથી પ્રગટી નીકળે? હાલતો ઉપલા ફરમાનો પ્રમાણે ચાલવાની કોશેશ વટીક ન કરવા છતા લોકો પોતાને ધર્મી સમજે છે વળી જેઓ ઉપલા ફરમાનો પ્રમાણે ચાલવાની કોશેશ કરે છે અને પોતાનો ધર્મ વધારે સારી રીતે સમજવા માટે ધર્મમા ન આવેલી પણ અકલને અનુસરતી તથા તેનુ અંતઃકરણ કબુલ કરે એવી ફીલસુફી માની તે પ્રમાણે ચાલે છે, તેઓને ઉપલા ધર્મીમા ખપતા જરથોસ્તીઓ અધર્મી અને ધર્મને નુકશાન કરનારા સમજે છે! ધર્મની મુળ મતલબ માણસોને નીતિ તથા નેકીને માર્ગે ચલાવવાની છે એ હરકોઇ સમજુ માણસ કબુલ કરશે ત્યારે જરથોસ્તી ધર્મનુ મુળ ફરમાન, જે મનશની ગવશની તથા કુનશનીનુ

છે, તે પ્રમાણે ચાલુ ખત તથા ગેરેશથી અમલ કરનાર નખગનેજ ખરો ધર્મી ગણવો જોઈએ આમ છતા, એ બાબત બાજુએ મુકી, જન્યોશની ધર્મમા નહીં મનાતી પોઈએ. બ બદ જો અકલને અનુસરની લગવાથી કોઈ જન્યોશ્તી માને તો તેથી તે અધર્મી હતો નથી, કારણ કે ધર્મ જેમ ખુદાની બક્ષેશ છે તેમજ આપણામા અક્કલનુ ગોહર છે તેપણ કીરતારની બખ્શેશછે, અને તે ગોહરની રોશની પ્રમાણે ચાલનામા આપણે યજદાના હુકમને માન આપીએ છીએ

હીંદુ ધર્મ તપાસતા માલમ પડે છે કે તેમા માણસ જાત માટે દયા તથા પ્યાર ઉત્તપન્ન કરવાની ઉપરી નેમ ખર લાવવા માટે જે માર્ગ તે ધર્મના સ્થાપનારોને અખત્યાર કરવો પડયો છે, તે ભક્તિનો માર્ગ છે એ ધર્મમા હેકાણે ઠેકાણે ભક્તિ ઉત્તપન્ન કરવા માટેના લખાણો મળી આવે છે ભક્તિ એટલે ખોદા તરફનો બેહદ પ્યાર હવે જેઓમા ખોદાને માટે બેહદ પ્યાર ઉત્તપન્ન થાય છે, તેઓ ખુદ રતી રીતેજ બીજાઓ તરફ પણ અત્યત દયાથીજ વર્તે છે ખોદાનો ખરો ભક્ત તેની પેદા કીધેલી કોઈપણ હસ્તી તરફ પ્યાર યા દયાથી ઉલટી લાગણી બતાવશે નહીં પણ એ ભક્તિ ખાલી બહારની નહીં પણ ખરી ભિત્તરની હોવી જોઈએ તે ઉત્તપન્ન કરવા કેટલીક આત્માને લગતી ફીલસુફી પણ તે ધર્મમા આપવામા આવી છે તે એરલાજ માટે કે તે ફીલસુફી પ્રમાણે ખોદાની બેહદ શક્તિઓ તથા તેનો અપક્ષપાત કાયદો, તથા તેની ઉત્તમ ઇન્સાફ આપવાની રીત માટેનુ કેટલુક જ્ઞાન મેળવવાથી તેની તરફનો પ્યાર વધે કારણ, આ વાત તો સાધારણ છે કે જ્યા સુધી આપણે એક મખશના ઉમદા ગુણો અને તેની તમામ અદ્‌ભુત્ત શક્તિઓ વિષે જાણુતા નથી ત્યા સુધી તેને માટે આપણામા પ્યાર તથા માન ઉત્તપન્ન થતુ નથી તેમજ આપણે જો ફક્ત એટલુજ જાણીએ કે ખોદાની શક્તિ બેહદ છે, તેનો ઇન્સાફ ઘણોજ અદલ છે, પણ તે શક્તિ કેવી કેવી છે, તેનો ઇન્સાફ કેવી રીતે અદલ છે, તે માટે થોડી ઘણી પણ વિગતો સમજીએ નહીં, તો ભક્તિ અને ખોદા માટેનો પ્યાર આપણામા જોસભર ઉત્તપન્ન થઇ શકે નહી વળી જ્યારે ખોદાની ઇન્સાફ આપવાની રીતો અને કરણીના કાયદા વિષે સમજ પડે છે, ત્યારે આપણને

કોઇને પણ દુઃખી કરવા ગમતુંજ નથી તથા કોઇની પણ લાગણી દુઃખાવા મન થતું નથી, પણ સર્વ ઠેકાણે પ્યાર અને દયાજ બતાવતા રહીએ છીએ. એવી રીતે હીંદુ ધર્મથી પણ ઉપલીજ મુળ નેમ બર આવી શકે છે.

બુદ્ધ ધર્મનાં સ્થાપનાર ગૌત્તમ બુદ્ધે ઉપલીજ નેમ બર લાવવા દુનિયાંના તમામ દુઃખોનું મુળ શોધી કહાડી દુઃખો દુર કરવાનો માર્ગ બતલાવ્યો છે. એ દયા-ધર્મ કે જેને માટે યુરોપ, એશીઆ, અમેરીકા અને ઑસ્ટ્રેલીઆમાં જાણજા તારીફ કરવામાં આવી છે, તે ધર્મમાં સર્વે દુઃખોનું મુળ શું છે તેમજ તેને દુર કરવા ઉપાય શું કરવો, તેને માટે ઘણુંજ ઉત્તમ શીક્ષણ આપવામાં આવ્યું છે, કે જે સમજી, જો કોઇ એ પ્રમાણે ચાલે તો, તે કદી પણ કોઇનું બુરૂં કરવાનો વિચાર વટીક ન કરે, પણ સર્વે સાથે અતી પ્યાર અને દયાથીજ ચાલે.

ખ્રિસ્તી ધર્મમાં પણ તેના સ્થાપનાર પેગમ્બર ક્રાઇસ્ટે પોતાની પ્રખ્યાત વાયજમાં પ્યાર તથા દયાની લાગણી વિષે બહુજ અસરકારક શબ્દોમાં કહ્યું છે. એ ધર્મનો મુળ પાયોજ સર્વ તરફના પ્યાર ઉપર રચાયલો છે. ક્રાઇસ્ટે શિક્ષણ આપ્યું છે કે "જો કોઇ તને તારા જમણા ગાલ ઉપર તમાચો મારે તો તેની આગળ તારો ડાબો ગાલ ધરજે, જો કોઇ ફરીઆદ કરી તારો ડગલો લઇ લે, તો તેને તારો સાહ્યો પણ આપજે, તને એક માઇલ ચાલવાની કોઇ ફરજ પાડે તો તેની સાથે બે માઇલ ચાલજે." એ મહાન ગુરૂએ વધુ ફરમાવ્યું છે કે "તમારા દુશ્મનોને ચાહજો, તમુને જે શ્રાપ દે તેને સામાં આશીશ દેજો, તમુને જે ધિક્કારે તેનું કલ્યાણ કરજો, અને તમુને જે દીક્ક તથા ઇજા કરે તેને માટે પ્રાર્થના કરજો. આમ કરશો તોજ તમો તમારા પવિત્ર પિતા પાક પરવરદેગારના છોકરાં ગણાશો, કારણ કે તે કૃપાળુ પરમેશ્વર નેક તથા બદ બન્નેને માટે સૂર્ય ઉગાડે છે અને ઇન્સાફી તથા જાલમ બન્નેને માટે એક સરખો વરસાદ વરસાવે છે. માટે જેમ તમારો ખુદા સંપુર્ણ છે તેમ તમો પણ સંપુર્ણ થાઓ."*

* St. Matthew, ૫. ૩૮ ૪૯.

પ્યાર તથા દયાની લાગણી રાખવાનુ શિક્ષણ આવા અસરકારક બોલોમાં જવલેજ મળ્યુ હશે

આવી રીતે આપણુ જોઇ ગયા કે ચારે ધર્મની નેમ સાધારણ માણસ માટે એકજ રાખવામા આવી છે, જો કે તે બર લાવવા માટે માર્ગ જુદા જુદા અખત્યાર કરવા પડયા છે, અને તે માર્ગ લોકોની મનશક્તિ પ્રમાણે લેવા પડયા છે વળી દરેક ધર્મમા આગળ વધેલા થોડાક લોકો માટે જે નેમ રાખવામા આવે છે, તે મીનોઇ જ્ઞાન શીખવી ખોદા વિષેનુ સપુર્ણ જ્ઞાન આપવાની હોય છે આ મીનોઇ જ્ઞાનને ગુપ્ત વિદ્યા અથવા ખોદાશનાસી પણ કહે છે પણ તે બાબેનુ તમામ જ્ઞાન કોઇપણ એક ધર્મમા સઘળુ આપી દેવામા આવ્યુ નથી. એમાનુ થોડુજ જ્ઞાન જુદા જુદા ધર્મોમા વહેચી નાખવામા આવેલુ જણાય છે, અને બાકીનો ભાગ ગુપ્ત રાખવામાં આવ્યો છે જેમ જેમ એક માણસ અશોઇમા આગળ વધે છે તેમ તેમ તેને છુપી રીતે એ ખોદાશનાસીનુ જ્ઞાન મળતુ જાય છે

એ ખોદાશનાસીનો થોડો ભાગ બીજા ધર્મમા જેમ પ્રગટ આપવામા આવ્યોછે, તેમ જરથોસ્ની ધર્મમા પણ આપવામા આવ્યો હશે, પણ જરથોસ્તી ધર્મના હાલ જે જુજ ધર્મ પુસ્તકોના કકડાઓ આપણા હાથમા બચી રહેલા છે, અને જેને ખાતરીપુર્વક લખાણ તરીકે માનવામા આવે છે, તે મધે તે થોડીજ માલમ પડે છે, જો કે તે ખોવાઇ ગયલા નુસ્કોમા હોય એ બનવા જોગ છે વળી જોકે આપણી બાકી રહેલી કેતાબોમા મનશની, ગવશની તથા કુનશનીથી ચાલવુ જોઇએ એમ વારંવાર લખાયલુ જોવામા આવે છે, તોપણ તે વિષે લબાણથી વીગતવાર ખુલાસો કેથે નજરે પડતો નથી, પણ ખોવાઇ ગયેલા ભાગોમા એ ત્રણે ફરમાનોની ફીલસુફી વીગતે સમજાવેલી હોય એ બનવા જોગ છે

હાલના જમાનામા કારણ સમજ્યા વગર આપણને હુકમ ફરમાનો મુજબ ચાલવાની ઉલટ થતી નથી જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ માણસમા મનશક્તિનો વધારો થતો આપણે જોઇએ છીએ જે વખતે ધર્મો આપવામા આવ્યા તે વખતે માણસ જાતની મનશક્તિ જેટલી હદ સુધી ખીલેલી હતી તે કરતા હાલના જમાનામા સામાન્ય લોકોની મનશક્તિ વધારે ખીલેલી હોવી જોઇએ.

વળી જેમ જેમ માણસની મનશક્તિ ખીલતી જાયછે તેમ તેમ પોતાના ધર્મના ફરમાન પ્રમાણે ચાલવાની આગઅ્ય તે ફરમાનો મર્મ જવા માટે ઉંડી ફીલસુફીની તેને વધારે અગત્ય જણાય છે. આગળ મનશક્તિ ઘણી ખીલેલી ન હોવાથી સાધારણ લોકોને ફીલસુફીની ઝાઝી અગત્ય જણાતી ન હુતી અને તેથી ધર્મના ફરમાનો તેઓ હાલ કરતા વધારે ઉલટથી પાળતા હતા. પણ હાલ આપણા જરથોસ્તી ઓમા—ખસુસ કરીને કેળવાયલા વર્ગમા—જે ધર્મ તરફની બેદરકારી જોવામા આવે છે, તેનો એક સબબ એ છે કે આપણા ધર્મની ફીલસુફી સંપુર્ણ હાલતમા જળવાઇ રહી નથી, તેમજ જેટલી જળવાઇ છે તેને બીજા ધર્મોની તથા ફીલસુફીની મદદથી સમજવાની કોશેશ કરવામા આવતી નથી. એક ચીજનો જો થોડો ભાગ આપણી પાસે હોય અને તેના બાકીના ભાગો શુ હશે તે જાણવાની આપણી ખાહેશ થાય તો તેને મળતીજ બીજી આખી ચીજ સાથ સરખાવવાથી આપણે તેના ખોવાઇ ગયલા ભાગો જાણી શકીએ. દાખલા તરીકે એક પ્રાણીના શરીરના થોડાક હાડકા આપણને મળે અને તે પ્રાણી આખુ કેવુ હશે તે આપણે જાણવા ચાહીએ તે તેને મળતા બીજા પ્રાણીના હાડકા સાથ આપણી પાસના હાડકા સરખાવવાથી આપણે આપણી ઇચ્છા પાર પાડીશુ. પણ જો એ થોડા હાડકાને પુરતા ગણી તે ઉપરથીજ તે પ્રાણીના આખા શરીર વિષે ખ્યાલ બાંધીશુ, યા તે હાડકા અપુર્ણ છે એમ સમજી હાથ જોડી બેસી રહીશુ, અથવા એવુ બીજુ પ્રાણી હોયજ નહીં એમ અભિમાનથી માની લઇશુ, તો તે પ્રાણીની સંપુર્ણ હાલત વિષે કોઇ દીવસ પણ આપણે ખુલાસો મેલવી શકીશુ નહીં, અને સમજુ માણસને બીજા પ્રાણી સાથ સરખાવતા તે પ્રાણીને હલકા પ્રકારનુજ માનવાને કારણ આપીશુ. માટે જો આપણા ધર્મની ફીલસુફી ભેગી કરી તેના જે બાકી રહ્યા ભાગ પડે તે બીજા ધર્મોમાથી આપણી બુધ્ધિ તથા અંતઃકરણના અવાજને ધ્યાનમા લઇ, તે ઉમેરી, આપણી ફીલસુફીને સંપુર્ણ બનાવશુ નહીં તો તે સદા અપુર્ણ હાલતમા રહેશે અને મનશક્તિ ખીલેલા આદમીઓને તે ફીલસુફી સંતોષકારક નહીં લાગવાથી જેમ જેમ આપણુ

પારસીઓમાં કેળવણીના ફેલાવા સાથ વિચારશક્તિ ખીલતી જશે, અને ધર્મના ફરમાનો તથા ફીલસુફીની તપાસ અક્કલ તથા તર્ક શાસ્ત્રના ધોરણથી થતી જશે, તેમ તેમ એ આપણા પુરાણા અને સુંદર ધર્મની અસર કસી થતી જશે. ધર્મની ફીલસુફીને સંપુર્ણ બનાવવાની હાલમાં બહુજ જરૂર છે, કારણ કે આંધલાંચકીનનો વખત વહી ગયો છે અને ચો તરફ કાંય અને કેમ એવા સવાલો તીક્ષણ મગજોમાંથી નીકળે છે. માટે આપણા દાનેશમંદ તથા દુરઅંદેશ પારસીઓ, જો બીજા ધર્મ તથા ફીલસુફીની એક તરફી સુગ દુર કરી, પોતાની અક્કલનો ઉપયોગ કરી, ભાઇબંધીનો તરીકો જાળવી, તાસુબી છોડી પોતાના ધર્મની ફીલસુફીને સંપુર્ણ બનાવવાના સાધનો ચોતરફ શોધશે, તો અહુરમજ્દ તેઓને સહાય થશે. કારણ કે જે પોતે કોશેશ કરે છે અને ખંત રાખે છે તેને અણુદીઠ મદદ સદા મળેછે. વળી જ્યાં સુધી આપણા જરથોસ્તી ધરમાં પોતાના ધર્મને પાછો સજીવન તથા સંપુર્ણ જોવાની લાગણી જોસભર ઉભરાઇ આવશે નહીં, જ્યાં સુધી આપણા પારસીઓનાં હૃદયમાં આપણા પુરાણા તથા અશો ધર્મને પાછો ખીલેલો જોવાની પ્રાર્થના દીન અને રાત ચાલુ થશે નહીં, ત્યાસુધી ધર્મના રક્ષણ કરનારા અણદીઠ પેગમ્બરો એ બાબદમા પ્રેરણા તથા બશારત સુકશે નહીં, કારણકે તેમ કીધેલું રેતીના રણમા પાણી રેડવા સમાન વ્યર્થ જાય અને તેમાંથી કાંઇ ફળ હાંસલ થાય નહીં. માટે આપણા પારસી ભાઇઓ જો આપણા પોતાનાં પેગમ્બર અશો જરથોસ્ત તથા તેમના ચેલાઓની મદદ મેળવવા ઇચ્છતા હોય તો આપણે આપણો ધર્મ સજીવન કરવા જર, મહેનત, તથા ખંત ખરચવા બાકી રાખવી જોઇયે નહીં. જેટલી રંજ તથા સુસીબતો આપણે દુનિયાઇ લાભો મેળવવા પાછળ ખેંચીએ છીએ તેટલી જો આ સુભ કામમા ખેંચશુ તો આપણા ધર્મના અશો નરો આપણી રાહબરી કરી જરથોસ્તી ધર્મની સ્થાપનાનુ કામ સરંજામ પુગાડી આપશે. ઓહદા કરેને તેઓની મદદ મેળવવાને આપણી જરથોસ્તી કોમ લાયક થાય.

આપણે જોઇએ છીએ કે જેમ જેમ આપણી મનશક્તિ ખીલતી જાય છે. તેમ તેમ એ ફીલસુફીની અપુર્ણતાથી એકીન ઓછુ થતુ

જાય છે. માટે કેળવાયલા વર્ગને પાછો ધર્મી બનાવવો હોય તો ધર્મની ફીલસુફીને સંપુર્ણ કરવી જોઇએ. આપણા અસલી બાપદાદાઓમાં મનશક્તિ હાલના જેટલી ખીલેલી ન હોવાથી તેઓ આપણા કરતાં વધારે ધર્મી હતા, પણ તેથી એમ ઠરતું નથી કે ધર્મી બનવા સારૂં હાલ આપણી મનશક્તિને ખીલતી અટકાવવી જોઇએ. વળી તે અટકાવી શકાતી પણ નથી. પ્રગટીકરણ પ્રમાણે જેમ દરેક ચીજમાં સુધારો થતો જાય છે, તેમ મનશક્તિ પણ ખીલવીજ જોઇએ. માટે હાલ જો આગળ વધેલી મનશક્તિને આપણા ધર્મની ફીલસુફી શોધી કહાડવાના કામમાં રોકવામા આવે તો તેમાં સમાયલાં શિક્ષણથી આપણા પેદા કરનાર હોરમજ્દ તરફનો, આપણી દીનના લાવનાર અશો જરથોસ્ત તરફનો, તેમજ આપણાં ધર્મ તરફનો આપણો પ્યાર, માન અને એકીન પાછાં આવે; એટલુંજ નહીં, પણ ધર્મી થવા સાથે આપણુ જ્ઞાની પણ બની શકીએ. જરથોસ્તી ધર્મમાં ફીલસુફીની અપુર્ણતા પુરવાની અગત્ય કબુલ કરવામાં ન આવે ત્યાં સુધી જરથોસ્તી ધર્મ આગળ વધવાની તો શું, પણ પોતાની હાલની જગ્યાપર ટકી રહેવાની પણ આશા જણાતી નથી. એથી આપણે એમ કહેવા માંગતા નથી કે જરથોસ્તી ધર્મ નાબુદ થશે. ખોદા તે વખત નહીં દેખાડે એ ધર્મની ફીલસુફી શોધી તે બહાર કહાડવાની કોશેશ કરવામાં આવશે તો એ ધર્મ વધારે સુસ્તકીમ પાયા ઉપર આવશે. વળી જો એ ફીલસુફી મેળવવા સારૂ બેહદ આતુરતાથી કોશેશ થાય તો તે મલ્યા વગર રહે નહીં. પણ જ્યાં સુધી તેની અગત્ય સ્વીકારવામાં આવે નહીં ત્યાં સુધી તે મેળવી શકાય નહીં. આપણા પારસીઓને રાજદ્વારી તેમજ ધર્મ સંબંધી પુષ્કળ હાડમારી તથા આફતો ખમવી પડેલી હોવાને લીધે, બીજા ધર્મોમાં સચવાઇ રહેલાં લખાણો સાથે સરખાવતાં કાંઇ બીસાદ વગરના ભાગા ટુટા કડકા બુકલાઓ ધર્મનાં લખાણો તરીકે આપણી પાસે રહી ગયલાં છે, અને જો કે તે મધે પણ ઉમદા ફીલસુફીનાં નાદર ગોહરો ઘણુંએક નજરે પડે છે, તો પણ તેને સંપૂર્ણ બનાવવાની જરૂર છે. વળી આપણે આપણા ધ . પુસ્તકોની અપૂર્ણ હાલત કબુલ કરવાને બદલે સામું

તર્કોબરી અને અભિમાનથી એમ કહેવા નીકળ્યે કે અમારો ધર્મ તો દુન્યાનાં તમામ ધર્મો કરતાં શ્રેષ્ટ છે, ગાથામાં દુન્યાંની તમામ ફીલસુફીઓ સમાઇ ગયલી છે, અને તેથી ધર્મનાં બચેલા ભાગની બાહેર કોઇ પણ ફીલસુફી જોવાની અગત નથી, તો આપણે પોતાના પુરાના ધર્મને ઉલટું નુકશાન કરીએ છીયે. એવું માની લઇને બેસી રહેવાથી અને ધર્મની ફીલસુફી મેળવવાની કોશેશ નહી કરવાથી, જ્યારે બીજા ધર્મોની ફીલસુફીઓ દીનપર દીન બહાર આવતી જાય ત્યારે આપણો ધર્મ ન સમજ પડતી હાલતમાં પડી રહે તો પછી તે બીજા ધર્મોની સરંફમાં નબળો પડતો જાય તેમાં શી નવાઇ? એક મુફલેસ માણસ પોતાની મુફલેસી જાહેર કરી મદદ માટે અરજ કરવાને બદલે એમ કહે કે મારી તો હાલત ઘણીજ સારી છે, મને મદદની કાંઇજ ગરજ નથી, તો તેની હાલત શી થઇ પડે? તેજ પ્રમાણે જરથોસ્તી ધર્મનાં પુસ્તકોનો મોટો ભાગ નાબુદ થઇ ગયલો હોવાથી તેની જગા પુરવાની ઘણી અગત્ય હોવા છતાં જરથોસ્તીઓ એમ કહે કે અમારા ધર્મમાં તો દુનિયાની સર્વે સચ્ચાઇઓ સમાઇ ગઇ છે, બીજી કોઇ પણ બાબદની જરૂર નથી, તો જરથોસ્તી ધર્મ પાછો સજીવન કેમ થાય? જરથોસ્ત સાહેબ પોતે તેમજ સર્વે પેગમ્બરો પોત પોતાના ધર્મ ઉપર દ્રિખરેખ રાખે છે, પણ લોકો જ્યાં સુધી સચ્ચાઇ મેળવવાને આતુરતાથી તૈયાર ન હોય ત્યાં સુધી તે સચ્ચાઇ તેઓ દુનિયામાં ખુલ્લી કરતા નથી, પણ જેઓ તૈયાર હોય છે તેઓના માર્ગમાં તો તે સચ્ચાઇ કોઇ પણ રીતે લાવી મુકવામાં આવે છે.

દરેક જમાનામાં ઘણા આગળ વધેલા લોકો ખોદાશનાસી માનતા આપણને માલમ પડે છે. અસલી ફીલસુફોમાં પ્લેતો, પિથેગોરસ, સાઇમન-મગુસ અને બીજાઓ, હીંદુ ધર્મમાં રુષી તથા મુનીઓ, બુદ્ધીસ્ત ધર્મમાં ગૌતમ બુદ્ધ પોતે તથા તેમના ચેલાઓ, જરથોસ્તી ધર્મમાં ખુદ જરથોસ્ત સાહેબ તથા તેમના સાગેરદો, દસ્તુર આદરબાદ મારેસ્પંદ, દસ્તુર અરદાએ વીરાફ, હજરત આઝર કૈવાન એ સર્વ લોકો ખોદાશનાસીના જાણકારો થઇ ગયા છે. આગલ જ્યારે એ ફીલસુફીને લગતું ઘણુંજ થોડું લખાણ જાહેર કરવામાં

આવ્યું હતું ત્યારે આજે તો મનશક્તિ વધારે ખીલવાને લીધે, તથા એ ફીલસુફી સમજી શકવાને ઘણાઓ લાયક થયલા હોવાને લીધે, એ સંબંધી કાંઇક વધુ જ્ઞાન બાહેર પાડવામાં આવ્યું છે. એ જ્ઞાનને આધારેજ આ ચોપડી રચવામાં આવી છે.

ઘણાક લોકોના મનમાં એવો સવાલ ઉભો થશે કે આ ખોદાશનાસી કોઇની કલ્પનાનું પરીણામ છે, યા જાતી અનુભવનું પરીણામ છે? એ વિદ્યાના લખનારાઓ એમ કહે છે કે એ વિદ્યા કલ્પનાથી નહીં પણ જાતી અનુભવથીજ લખાયલી છે. તેઓ વધુ એમ કહે છે કે એક માણસ જેમ જેમ અશોઇને માર્ગે ચાલે છે, તેમ તેમ તેમાં જણાવેલી સર્વે બાબદનો જાતી અનુભવ તે લઇ શકે છે. જેઓ એવી રીતે એ વિદ્યામાં જણાવેલી શરતો પ્રમાણે ચાલી જેમ જેમ તેમાં દરશાવ્યા પ્રમાણેનો અનુભવ મેળવતા જાય છે, તેમ તેમ તેઓ એ બાબદ વિષેનો અનુભવ લખાણ રૂપે દરશાવતા જાય છે. વળી એ ઉપરથી એક બીજો સવાલ ઉઠે છે કે જાતી અનુભવથી તેઓની તો ખાતરી થઇ હોય પણ આપણી ખાતરી થયા વગર આપણે કેમ માનીએ? વળી કેટલાએક આગળ વધી એમ કહે છે કે જ્યાં સુધી કોઇ આપણને એક ચીજ દેખાડી આપે નહીં ત્યાં સુધી તે ચીજ માનવી ન જોઇએ. કોઇ બાબદ એવી હોય છે કે તે વિષે એક સખશ બીજાઓની ખાતરી કરી શકે. દાખલા તરીકે 'હાઇડ્રોજન' અને 'ઓક્સીજન' નામની બે ગેસથી પાણી બનેલું છે, એવી ખાતરી કરવી હોય તો સઘળાંને ભેગાં કરી તેની આગળ એ અખતરો કરી બતલાવવાથી સઘળાંની ખાતરી થઇ શકે છે. પણ કેટલીક બાબદોમાં દરેક ધણીને જાતેજ ખાતરી કરી લેવી પડે છે, બીજો ધણી તેની ખાતરી કરી શકતો નથી. દાખલા તરીકે, કેરીનો સ્વાદ કેવો છે તે માટે જો કોઇ ખાતરી પુર્વક જાણવા ઇચ્છતો હોય તો પોતે જાતે કેરી ખાવાથી તે જાણી શકે, પણ બીજો ધણી કોઇબી પ્રકારે તેની ખાતરી કરી શકતો નથી.

ખરૂં જોતાં તો બેઉ દાખલાઓમાં જાણનાર પોતેજ ખાતરી કરે છે પેહેલા દાખલામાં તે પોતાની આંખની ઇંદ્રીથી ખાતરી કરે છે.

'ઓક્સીજન' તથા 'હાઇડ્રોજન'થી પાણી બનાવવાનો અખતરો તેની નજર આગળ કરવામાં આવેલો હોવાથી તેની ખાતરી થાય છે. આંખની ઇંદ્રી એવી છે કે જો એક અખતરો કરવામાં આવે તો જેટલા આજુ બાજુ બેઠેલા હોય તેટલા સર્વે એજ ઇંદ્રીની મારફતે એકી વખતે પોતાની ખાતરી કરી શકે, પણ બીજા દાખલામાં જાતી ખાતરી કરવા માટે આંખની ઇંદ્રી નથી જોઇતી, પણ સ્વાદની ઇંદ્રીનું કામ પડે છે. તે ઇંદ્રી એવી નથી કે એક ટેબલ ઉપર થોડી કેરી મુકી હોય તેમાંથી જો એક જણ એક ટુકડો ખાય તો તેની આસપાસના સઘળાંઓમાં પણ સ્વાદની ઇંદ્રી મારફતે કેરીનો સ્વાદ આવી જાય, અને તેના સ્વાદની ખાતરી થઇ જાય. પણ સ્વાદની ખાતરી કરવા માટે તો કેરીનો એક એક ટુકડો દરેક જણે ખાવો જોઇએ. તેમજ મરણ પછીની હાલત માટે ખાતરી કરવી હોય તો તે આપણી પાંચ ખાકી ઇંદ્રીઓથી થઇ શકતી નથી, પણ મીનોઇ ઇંદ્રીઓથીજ તેની ખાતરી થઇ શકે. માણસ જીવતાં જીવત ખોદાશનાસીની શરતો પ્રમાણે ચાલ્યાથી જ્ઞાનમાં એટલો બધો આગલ વધે છે કે આગળ જતાં તે પોતાનાં રવાનને આ ખાકી શરીરમાંથી જુદું કરી શકે છે, અને તેવી હાલતમાં ખાકી ઇંદ્રીઓનો ઉપયોગ કર્યા વગર પોતાની મીનોઇ શક્તિથીજ મરણ પછીની હાલતો જાણી, જાતી અનુભવથી ખાતરી કરી, પાછો પોતાના ખાકી બદનમાં આવે છે. એ ઉપરથી માલમ પડશે કે મોત પછીની હાલત વિષે જ્યારે મીનોઇ ઇંદ્રીથીજ ખાતરી થઇ શકે ત્યારે ખોદાશનાસીની સરતો પ્રમાણે ચાલી એ ઇંદ્રીઓ ખીલવીનેજ પોતાની ખાતરી કરી લેવી જોઇએ. અગટીકરણના હાલના તબક્કાઓ ઉપર એ ઇંદ્રીઓ સાધારણ માણસમાં ખીલી નથી માટે તે ખીલવવી જોઇએ. ધર્મના સ્થાપનારા પેગમ્બરો ખોદાશનાસીમાં આગળ વધેલા હોવાને લીધે મરણ પછીની હાલત પોતે જોઇ શકતા હોવાથી પોતાની મીનોઇ ચશ્મોથી તે જોઇ આપણને તે વિષે શિક્ષણ દઇ ગયા છે. અશો જરથોસ્ત સાહેબ 'જ્યારે બેહેસ્ત તથા દોઝખ વિષે બોધ દઇ ગયા છે ત્યારે તેઓ કાંઇ પોતાની કલ્પનાથી કામ કરતા ન હતા, તેમજ પોતાના હવાઇ ખ્યાલો સર્વે લોકોને ભમાવવા બહાર

પાડતા ન હતા. તેઓની મીનોઇ શક્તિઓ અશોઇને માર્ગે ચાલવાથી ખીલી હતી, અને આપણે પણ તે પ્રમાણે ચાલીએ તો તે ખીલવી શકીએ, અને જે ચીજ તેઓ કહી ગયા છે તેની ખાતરી જાતી અનુભવથી કરી શકીએ. સર્વે પુરાણા પેગમ્બરોજ એ મિનોઇ શક્તિ ધરાવતા હતા એમ નથી, પણ દરેક જમાનામાં ખોદાના અચુક કાયદા પ્રમાણે જેઓ જોઇતી શરતો પુરી પાડે છે તેઓની એ સુક્ષમ નજર ઉઘડે છે, અને હાલમા આપણા જમાનામાં પણ એજ શરતો પાળ્યાથી મીનોઇ નજર ખીલેલા સખશો આપણે જાણીએ છીએ જેઓ પોતાના મીનોઇ જેહાનમાનાં અનુભવો પોતાના અવલોકન ઉપરથી આપણી આગળ ધરે છે. પાક અહુરમજ્દ સરવે તરફ એક નજરથી જુએ છે, તેની દરબારમાં કોઇ ઉપર લાયકાત વગરની ગેરઇનસાફી મેહેરબાની થતી નથી. અચુક કાયદો તે કીરતારના રાજ્યમાં અમલ કરે છે, અને આપણે પણ અશોઇના તરીકા ઉપર ઉસ્તવાર રહીશું તો અલબતે લાયક થવાથી મીનોઇ શક્તિઓ મેળવી રવાનની મરણ પછીની હાલત વિષે જાતી અનુભવ મેળવશું. એક સખશનો એ હાલત માટે પોતાનો ગમે એવો જાતી અનુભવ હોય તોપણ તે બીજાની ખાતરી કરી શકતો નથી. દરેક માણસે પોતાની ખાતરી કરવા સારૂ પોતે તે હાલતમાંથી પસાર થવુંજ જોઇએ. જો એક માણસ હઠ લઇ બેસે કે મને કેરી ખવાડયા વગર તેનો સ્વાદ કેવો છે તે માટે મારી ખાતરી કરે તોજ માનુ, તો તેની વિચાર શક્તિ અને અક્કલ માટે આપણે શું ધારીશું? બેશક તેને અક્કલમંદ તો નહીંજ ગણીએ. તેજ પ્રમાણે જો કોઇ સખશ એવી બોહોસ લઇ બેસે કે મોત પછીની હાલત માટે ખાકી ઇંદ્રીઓ વડેજ મારી ખાતરી કરે તોજ માનું, હું કાંઇ તમારી ખોદાશનાસીની શરતો પાલનાર નથી, તે વગર મારી ખાતરી કરો, તો પછી તેની અક્કલ અને બુદ્ધી માટે પણ આપણને શું વિચાર કરવો? પેહેલાને વધુ અક્કલમંદ જાણવો કે બીજાને? એવા અનુભવ વગરના નાપાયદાર બોલવાપર વધુ ભરૂસો મુકવો, કે પેગમ્બરો તથા હકશનાસો જેઓ દરેક શરતો પ્રમાણે ચાલી જાતી અનુભવ મેળવી આપણે માટે

.ખાણો મુકી ગયા છે, તેની ઉપર વધુ ભરૂસો મેલવો ? એટલા માટે તે આપણને ખાતરી કરવી હોય તો તેઓના લખાણોમાં જણાવેલી સર્વે ..રતો પ્રમાણે ચાલવાની કોશેશ કરવી જોઇએ, અને નહીં કે કાંઇ .હેનત કર્યા વગર આળસાઇમાં પડયા રહી બોલ્યા કરવું કે સાબેત .રી આપો તો માનુ. જાતી કોશેશ વગર બીજાઓથી સાબેત ન થઇ .કે તેવી ચીજ માટે મહેનત કર્યા વગર આવી રીતે સાબેતી માંગી પોતાની અક્કલ અને સમજશક્તિને હીણું લગાડવું એ કાંઇજ નહીં પણ પોતાની આળસાઇને ઢાંકવાનાં બહાનાં છે.

કોઇ સખશ આપણને કાંઇ કહેતો હોય તે શાંતીથી સાંભળી લઇ તે બાબે ઘટતા સવાલ જવાબ કર્યા પછી પણ તે ઉપર વિચાર કરતાં આપણી સમજ શક્તિને તેનું બોલવુ વાજબી ન લાગવાથી તથા આપણું અંતઃકરણ તે કબુલ કરતું ન હોવાથી જ્યારે તે ન માનીએ તે વખતે નીચલી રીત અખત્યાર કરવાથી અણગમો પેદા થતો નથી, અને પ્રગટીકરણમાં સહેલથી આગળ વધીએ છીએ. તે રીત એ છે કે તેનાથી છુટા પડતી વખતે આપણે ખરાં અંતઃકરણથી એવી દુવા ચહાવી કે ઉપલી બાબદ જે મને વાજબી નથી લાગતી તે જો ખરી હોય તો, ઓ સર્વજ્ઞાની સાહેબ, મારી સમજશક્તિ અને બુદ્ધિમાં વધારો કર કે જેથી મારૂં અંતઃકરણ તે બાબદનું વાજબીપણું કબુલ કરે ; પણ જો ઉપલી બાબદ ખોટી હોય અને તેથીજ મારી બુદ્ધિને તે વાજબી ન લાગતી હોય તો, ઓ દયાળુ સાહેબ, સામા ધણીની સમજશક્તિ અને બુદ્ધિમાં વધારો કર કે જેથી તે પોતાની ભુલ જોઇ શકે. એવીજ રીતે સામા ધણીએ પણ વિચાર કરવો જોઇએ. એથી એક બીજા માટે પ્યાર ઉત્પન થાય છે, અને આપણે વધુ જ્ઞાન મેળવવાને લાયક થઇએ છીએ.

વળી કોઇએક તકરારી બાબદ બિષેનો નિવેડો કરતી વખતે આપણા અગાઉથી બાંધી લીધેલાં મતો આપણે થોડો વખત દુર કરવાં જોઇએ. આપણી આસપાસ બહાર પડતા તરેહવાર પ્રકારના વિચારો આપણે બાળક હોઇએ તે દહાડેથીજ આપણાં કાન ઉપર પડતા જાય છે. માબાપોને તેમજ સગાંઓને ધર્મ સંબંધી તેમજ બીજી તરેહ-

વાર બાબદો ઉપર બોલતાં સાંભળીએ છીએ તે ઉપરથી, તેમજ ચોપડીઓ તથા બીજાઓના બોલવા ઉપરથી, કહાણી કથા ઉપરથી, તેમજ ચોપડીઓ તથા ન્યુસ પેપરો ઉપરથી આપણે જુદી જુદી બાબદો ઉપર આપણી સમજશક્તિ પ્રમાણે ચોક્કસ વિચારો બાંધીએ છીએ. ઘણીક વખત તો આપણી પોતાની વિચાર શક્તિનો ઉપયોગ કર્યા વગર બીજાઓના વિચારોને આપણાં મનમાં ભેગા કરી તેને આપણાં પોતાના મત તરીકે ગણીએ છીએ. આવી રીતે આપણે આપણા બાંધેલા મતોનું ગોયા એક ખોખું તૈયાર કરીએ છીએ. એમ દરેક જણ કરે છે, જો કે આપણને તે માલમ પડતું નથી, અને એમાં કાંઇ ખોટું પણ નથી. પણ માણસમાં એવી ખાસીઅત હોય છે કે પુખ્ત વિચાર કરીને યા ફક્ત બહારના વિચારો ઉછીકા લઇને બાંધેલાં મતોના આ ખોખાંને તે ચીવટપણે વળગી રહે છે, અને તેમાં ફેરફાર કરવાને તેને બહુજ અણગમો લાગે છે. હવે જેઓ રાસ્તીની શોધમાં ચાલનારા હોય છે, દુનિયામાંથી સચ્ચાઇ શોધી કહાડવી એજ જેઓની જીંદગીનો મુખ્ય હેતુ હોય છે, તેઓ તે ખોખાંમાં જરૂર પડે ત્યારે ફેરફાર કરવાને સદા તૈયાર હોય છે. જ્યારે એક નવી બાબદ તેઓની જાણમાં આવે છે ત્યારે પેલાં બાંધી લીધેલાં મતોનાં ખોખાંને થોડીવાર દુર કરી નવી બાબદ ઉપર ધીરજથી વિચાર કરે છે, અને વિચાર કરવા પછી જે બાબદો વાજબી લાગે છે, અને તેઓનું અંતઃકરણ કબુલ કરે છે, તે જુદી કહાડે છે, અને તેમાં જો કાંઇ એવું હોય છે કે જે પોતાના આગળાં બાંધી લીધેલાં મતોથી જુદું હોય તો તેપર વિચાર કરી પોતાનાં બાંધી લીધેલાં મતોમાં ઘટતો ફેરફાર કરે છે; કારણકે તેઓ સમજે છે કે રફતે રફતે માણસોની સમજશક્તિમાં વધારો થવાથી, તથા નવી બાબદ તેઓની જાણમાં આવવાથી, આગળ બાંધેલાં મતોમાં ફેરફાર કરવાની જરૂર છે. માણસ જાતને સઘળીનું સંપૂર્ણ જ્ઞાન હજી મલ્યું નથી, પણ ધીમે ધીમે તે ખોદાના મહાન કાયદાઓ પીછાનતો જઇ પોતાના જ્ઞાનમાં વધારો તથા ફેરફાર કરતો જાય છે. જ્ઞાન વધવાથી આગલાં મતોમાં ફેરફાર કરવાની વારંવાર જરૂર રહે છે. મતાંધપણું એ કેવળ અજ્ઞાનપણાનું પરીણામ છે. જે ઘણી વખતના

હિંવાં સાથ કુદરતની બાબદોના નવાં જ્ઞાનને આધારે પોતાનાં બાંધેલાં મતોમાં પુખ્ત વિચાર પછી ઘટતો ફેરફાર કરતો નથી તે પોતાનાં જ્ઞાનમાં પોતાના જમાનાથી પછાત પડતો જાય છે. આ ઉપરથી આમ નહીં વિચારવું કે આપણે એક બાબદ ઉપર લાયક વિચાર કરી એક મત બાંધ્યું હોય તો તે મત કોઇ બીજા શખસના ફકત કહેવાથી દુર કરવું, યા તો કોઇ જગપ્રસિદ્ધ માણસનું મત તેની વિરૂદ્ધ હોય તો આપણે તેનું મત માની લેવું. જ્યાં સુધી એક નવી બાબદ આપણાં ધ્યાનમાં આવે નહીં અને તે ઉપર ઘટતો વિચાર કરવા પછી તે આપણી અક્કલ તથા અંતઃકરણને મળતી આવે નહીં ત્યાં સુધી આપણાં પોતાનાંજ મતને વળગી રહેવું વાજબી છે. પણ તે છતાં વિરૂદ્ધ મતવાળાને અપમાન કરવું યા તેની તરફ દ્વેશભાવથી જોવું એ પણ ખોટુ છે. આપણું મત માનવાને જેટલો આપણને હક છે તેટલોજ હક આપણાથી વિરૂદ્ધ મત ધરાવનારને તેનું મત માનવાનો છે, અને જો બધી તકરારો સાંભળવા પછી તેઓ એક બીજાની ખાતરી કરી શકે નહીં તો તેઓએ માનપુર્વક કહેવું જોઇએ કે 'ભાઇ, મારા ધ્યાનમાં તારૂં કહેલું ઉતરતું નથી માટે હું મારાજ મતને હાલતો વળગું છું. કદાચ મારી બુદ્ધિ વધુ ખીલ્યાથી હું તારૂં કહેવું સમજી શકીશ, પણ હાલમાં હું મારા આગલાજ વિચારને વળગી રહેવા બંધાયલો છું.'

જેમ જેમ એક માણસના સંબંધમાં નવી નવી બાબદો આવતી જાય છે અને તેનાં મતોનાં ખોખાંમાં તે સુધારો કરતો જાય છે તેમ તેમ ભુલોથી ભરેલું તેનાં મતોનું ખોખું સચ્ચાઇઓથી પુખ્ત થતું જાય છે. અને જેમ જેમ તે પુખ્ત થતું જાય છે, તેમ તેમ તેના સદગુણો, બીજાઓ તરફની તેની વર્તણુક, તેની બુદ્ધિ, બીજાના મત તરફની તેના માનની લાગણી, તથા તેના ઉમદા શ્રેષ્ટ તથા પુખ્ત વિચારોથી મહાન પુરૂષ તરીકે તે દીપી નીકળે છે. બીજા હાથ ઉપર જેઓની જીંદગીની નેમ સચ્ચાઇ મેળવવા કરતાં દુનિયાંની મોજમજાહ, મોટાઇ તથા નામના મેળવવાની વધારે હોય છે, જેઓમાં અહંકારની લાગણી ઘણું જોર કરે છે, તેઓ પોતાના બાંધી લીધેલાં મતોનાં ખોખાંને આંધળી રીતે વળગી રહેવાની ખાસીઅત છોડી શકતા

નથી. આથી જ્યારે તેઓની જાણમાં એક નવી બાબદ આવે છે ત્યારે તેઓ પોતાનાં ખોખાંને દુર કરી શકતા નથી, પણ તેને પાસેજ રાખી પહેલાં જે તપાસે છે તે એ હોય છે કે તેઓનાં બાંધી લીધેલું મત વિરૂદ્ધ તો પેલી નવી બાબદમાં કાંઇ ગુમી ગયું ન હોય, અને જો કાંઇ વિરૂદ્ધ જણાય છે તો તરત તે ખોટું છે એમ કહી તેને પડતું મુકે છે, પણ તે માટે સ્વતંત્ર તપાસ કરવાનું તેઓને મન થતુંજ નથી. એથી તેઓનાં મતનાં ખોખાંમાં કાંઇ ફેરફાર થતોજ નથી અને તેઓ જ્ઞાનમાં જેવા ને તેવાજ રહી જાય છે. એવા એક માણસે જો ધર્મની કોઇ બાબદ સંબંધી આ પ્રમાણે મત બાંધ્યું હોય છે અને ધર્મના અસલ લખાણનો અભ્યાસ કરતાં તેમાં કાંઇ પોતાના બાંધી લીધેલાં મતની વિરૂદ્ધ જતું તે જોય છે તો તે ખોટું છે એમ તે તેનાથી ધર્મ તરફના માનને લીધે કહેવાઇ શકાતું નથી (ખસુસ કરીને જ્યારે તે લખાણો ખરાં તરીકે સ્વીકારવામાં આવેલાં હોય છે ત્યારે) એ વખતે તે એક બીજો રસ્તો પકડે છે. ઉપલાં અસલી લખાણો માંથી જો કોઇ ફકરો તેનાં માની લીધેલાં મતની વિરૂદ્ધ જતો તે જોય છે, તો તે ફકરામાં આવેલા બોલોનો બ્યાકરણ પ્રમાણે અર્થ ગમે તે થતો હોય, તેનો દેખીતો અર્થ ગમે તે હોય, તેની કાંઇ પણ દરકાર કર્યા વગર, તાણી તોડીને, મરડી મચડીને પેલા ફકરાનો અર્થ પોતાનાં માની લીધેલાં મતનાં ખોખાંને મળતો કરવામાં પોતાની સઘળી મનશક્તિનો ખોટો ઉપયોગ કરે છે. આમ કરવાથી તે સાંકડાં વિચારનો રહી જાય છે, રાસ્તી યા ધર્મ સંબંધી વધુ રોશની મેળવી શકતો નથી, પ્રગટીકરણમાં પાછળ પડી જાય છે અને પોતાને મોટું નુકશાન કરે છે. ઘણી વખતે જો આવો એક મતાંધ પુરૂષ જગતમાં યા કોમમાં જાણીતો યા માન પામેલો હોય છે તો તેનાં મતને બીજાઓ માન આપતા હોવાથી તેનાં મતોનું તથા બીજાઓના માની લીધેલાં મતોનું ગોયા એકજ ખોખું થાય છે. હવે જ્યારે એવાં મતોને તેઓ ચીવટપણે વળગી રહે છે, અને પોતાના મતને અનુકુળ લાવવા માટે ધર્મના લખાણોનો મરડી મચડીને અર્થ કરે છે, ત્યારે તેઓ જગતને યા કોમને મોટું નુકસાન કરે છે, અને ધર્મ સંબંધી વધુ રોશની મેળવવાનાં શુભ કામમાં જબરદસ્ત હરકત મેલે છે. દુનિયાંમાં આવીજ

રીતે 'ફીલોસોફીની સ્કુલો' જન્મ પામી છે. કેટલીએક વખત જ્ઞાની પુરૂષો પોતાના ધર્મના જુદા જુદા ભાગોની ઉંડી ફીલસુફી સમજાવી ગયા પછી ઘણાંક વરસો વિત્યાબાદ તે ધર્મના લોકો એમાંની એકાદ બાબદ જે તેઓના મતોને અનુસરતી હોય તેને માની બીજી બાબદો જે પોતાનાં મતથી વિરૂદ્ધ યા પોતાની મનશક્તિની બહાર હોય તેને પોતાના મતોને અનુસરતી બનાવવા ઉલટી સુલટી સમજાવવાની કોશેશ કરે છે. પણ તેઓ ભુલી જાય છે કે એ સર્વ બાબદોમાં કુદરતની જુદી જુદી સચ્ચાઇઓ સમાયલી છે. પોતાના આ એકતરફી મતને તેઓ એટલા તો ચીવટપણે વળગી રહે છે કે પોતે જે બાબદ માનતા હોય તેજ ખરી છે અને બાકીની પણ તેજ ઢપ ઉપર હોવી જોઇએ એવું બતલાવવા માટે ધર્મનાં સઘળાં લખાણો પોતાનાજ મત પ્રમાણે સમજાવવાની કોશેશ કરે છે. એના પરીણામ તરીકે ધર્મની એકજ બાબદ ઉપર એક એકથી ઉલટા વિચારો દર્શાવનારી સરેહો પ્રગટ કરવામાં આવે છે. દ્વૈત તથા અદ્વૈત સ્કુલો આવીજ રીતે જન્મ પામેલી માલમ પડે છે. ધર્મની બાબદ એટલી તો ગુહ્ય અને ઉંડી છે અને તેના લખનારાઓ સાધારણ મનુષ્ય કરતાં એટલું તો ઉંચા પ્રકારનું જ્ઞાન તથા ખીલેલી મીનોઇ શક્તિઓ ધરાવનારા હતા, કે આજના જમાનામાં થોડુંક ઉપર ટપકેનું જ્ઞાન ધરાવનાર શખસ જો પોતાના જ્ઞાનને સંપૂર્ણ જાણી ધર્મના લખાણોને તેને અનુસરતી રીતે સમજાવવા જાય તો તેથી ધર્મની ફીલસુફીને મોટું નુકસાન થવાનો સંભવ રહે છે.

આપણે આશા રાખીશું કે જરથોસ્તી ધર્મના અભ્યાસીઓ પોતાનાં બાંધી લીધેલાં મતોને આવી રીતે વળગી રહેશે નહીં, પણ ખુલ્લાં દીલથી ધીમે ધીમે આપણા પુરાણા ધર્મની ગુપ્ત બાબદોનો અભ્યાસ કરી જેટલું સમજતા જશે તેટલુંજ સારી રીતે લોકોમાં બહાર પાડી, બાકીની નહીં સમજ પડતી યા પોતાના મતોથી વિરૂદ્ધ જતી બાબદોને તાણી તોડીને એક તરફી સમજાવવાની કોશેશથી દુર રહેશે.

હવે એકજ બાબદ જે રહી ગઇ છે તે ખોદાશનાસીની સામે વિચાર ધરાવનારાઓનું ખોદાશનાસી તથા તેના અભ્યાસીઓ માટે

શું મત છે તે તપાસવાની છે. કારણ કે ખોદાશનાસીની તરફેણ તથા વિરૂદ્ધ બન્ને મતો તપાસવાનું કામ વાજબી તથા ઇનસાફી છે. જેઓ ખોદાશનાસીની વિરૂદ્ધ પોતાનાં મતો જણાવતા હોય તેઓનાં મતને વજન આપવા અગાઉ તેઓએ ખોદાશનાસીનો અભ્યાસ કીધો છે કે નહિં, તેઓને તેનો કકો ખખો પણ માલમ છે કે નહિં, તેઓ એ બાબદ જાણ્યા વગરજ પોતાનો વિચાર જણાવવા નીકળ્યા છે કે કેમ, એ સર્વે તલાસ કરવાની જરૂર વાંચનારાઓ સહેલાઇથી સ્વીકારશે. તેઓ આગલ જ્યારે ખોદાશનાસીની સામે વિચાર ધરાવનારો કોઇ શખસ આવે તે વખતે ઉપલી તલાસ તેઓએજ પહેલાં કરવી જોઇએ

પહેલાં તો સામેવાળાઓ એમ કહે છે કે એ ખોદાશનાસીની ફીલસુફી તો પારકા ધર્મને મળતી છે માટે નકામી. એ બોલવું બીજાઓના ધર્મની સામેની તેમની લાગણીનું પરીણામ છે. અને આપણે આગળ જોઇ ગયા તેમ લાગણીઓને વચમાં આવવા દઇએ તો પછી અપક્ષપાત મત કેમ બંધાય અને સચ્ચાઇ ક્યાંથી મળે ? ધર્મ તરફની આપણી લાગણીઓને વશ થઇ, દુરઅંદેશીનો ઉપયોગ નહીં કરી, ખરૂં ખોટું જોવાની તકલીફ લીધા વગર, એમ બોલવું કે આપણો ધર્મ દુનિયામાં સર્વોત્તમ છે તે શું વાજબી કહેવાય ? મારો ધર્મ દુનિયાંનાં તમામ ધર્મો કરતાં ઉત્તમ છે એવો વિચાર હરેક ધર્મ વાળાઓમાં બેસી ગયલો હોવાથી અત્રે એ બાબે કેટલુંએક વિવેચન કરવાની ઘણી અગત્ય જણાય છે. આ વિચારનું મુળ, અજ્ઞાનપણામાં, અભિમાનમાં, અને આપસ્વાર્થમાં જોવામાં આવે છે. પોતાની કોમના લોકોને ધર્મની તારીફ કરતા સમજી મારો ધર્મ સર્વોત્તમ છે એમ હરેક શખસ માની લે છે પણ એ મતના વાજબીપણા માટે તે કોઇ દીવસ પણ ગંભીરાઇથી વિચાર કરતો નથી. કારણ કે આ તેને પસંદ પડતી બાબદ હોવાથી વગર વિચાર કરવે તેને માની લેવામાં તે મજાહ મેળવે છે. આ પસંદગી માણસની આપસ્વાર્થી અને એકલપેટી ખાસીયતનુંજ પરીણામ છે એ દુર્ગુણો માણસને **પોતાની** હરેક ચીજ પસંદ કરી **બીજાની** ચીજોને વગર વિચાર કરવે હલકી પાડવા દોરવે છે જો તેનામાં આ ખાસ્યતો નહીં હતે પણ પોતાના

મ તરફ અતી પ્યાર ધરાવવાને લીધેજ તે એમ બોલતો હતે તો પોતાના ધર્મની ઘણી તારીફ કરી તેને ઉત્તમ કહેતે, પણ તેજ વેળા તાના ધર્મને સર્વોત્તમ કહી બીજા ધર્મોનો દરજ્જો ઉતારી નહીં પાડતે. ટલા માટે મારો ધર્મ સર્વોત્તમ છે એમ બોલવું જ્યારે અવિચારી ાણસોને વાજબી અને પસંદ પડતું લાગે છે, ત્યારે વિચારવંત અને રઅંદેશી માણસોને તે મુરખાઇ ભરેલું, વગર અક્કલનું, અને ભિમાન દરશાવનારૂં જણાય છે. દરેક માણસે પોતાના ધર્મ ઉપર ાસ્થા રાખવી તથા તેને ઉત્તમ ગણવો એ તેની પવિત્ર ફરજ છે. ણ બીજા હાથ ઉપર બીજા ધર્મ તરફ પણ માનની નજરથી જોવાની ની તેટલીજ પવિત્ર ફરજ છે, જે બજાવતાં તે બહુ પછાત પડે છે. ેક ધર્મ દુન્યાના સર્વે ધર્મો કરતાં ઉત્તમ છે એમ બોલવું તો ઘણું હેલુ છે, પણ તે સાબેત કરવું બહુ કઠણ છે, તે જરા શાંતપણે વિચાર રીશું તો માલમ પડશે. પહેલાં તો એક વિદ્વાન માણસ જ્યારે એક ારકા ધર્મનો અભ્યાસ કરે છે ત્યારે તે ધર્મ બરાબર સમજવા માટે જે ાષામાં તે લખાયો હોય તે ભાષા તેને પુરતી રીતે શીખવી પડે છે; એટલુંજ નહીં પણ ઘણાક મોટા ધર્મો આગળા જમાનાની ભાષામાં લખાયલા હોવાથી તે ધર્મ પાળનારાઓને પણ પોતાના ધર્મનું અચ્છું જ્ઞાન મેળવવા માટે એક પુરાણી અને મુશકેલ ભાષા સારી રીતે શીખવાની જરૂર પડે છે. કારણ કે બીજી ભાષામાં થયલો તેનો તરજુમો તે તરજુમો કરનારની સમજ શક્તિ પ્રમાણે કીધેલો હોવાથી તેમાં તેના વિચારો પણ સમાયલા હોય છે. દાખલા તરીકે જરથોસ્તી ધર્મનો અભ્યાસ-કરવો હોય તો તે માટે પહેલાં તો પરસું મના અભ્યાસી-ને અવસ્તા, પાઝંદ, પેહેલવી, વિગેરે ભાષામાં સારીરીતે માહીતગાર થવું પડે છે. એ શીખતાં તેને કેટલો વખત લાગવો જોઇએ તે આપણનેજ વિચાર કરવાનો છે. ભાષા શિખ્યા પછી ધર્મને લગતી તમામ કેતાબો તેને વાંચવી પડે છે, એટલુંજ નહીં પણ તેનો બારીક અભ્યાસ કરી તે ઉપર મનન કરવું પડે છે. એવી રીતે એકજ પારકા ધર્મનો અભ્યાસ કરવા પાછળ પણ જીંદગીનો કેટલો મોટો ભાગ રોકવો પડે છે તે તો દાકટર મીલ્સ અને બીજા વિદ્વાનોના બાબમાં જે બન્યું છે તે ઉપરથી આપણે જાણીએ છીએ. એટલી મેહનત કરવા

છતાં પણ ધર્મની ફીલસુફી એટલી તો ગુહ્ય અને ઉંડી હોય છે કે તે સમજવી વિદ્વાનોને પણ આખી જીંદગીના અભ્યાસ પછી કઠણ જણાય છે. એ ધર્મનો અભ્યાસ કરી રહ્યા પછી જો તે ધર્મ તેને સારો લાગે તો તે એટલુજ કહી શકે કે એ ધર્મ ઘણો ઉત્તમ છે. પણ ફકત એજ ધર્મના અભ્યાસ ઉપરથી તેનાંથી એમ કહેવાઇ શકાતું નથી કે એ ધર્મ દુનિયાના બીજા સર્વે ધર્મો કરતાં ઉત્તમ છે, કારણ કે તેણે હજુર બીજા ધર્મો તપાસ્યા નથી. હવે એ પછી જો તે હિંદુ ધર્મ તપાસવા માંગે તો તેને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવો જોઇએ; તેનાથી અંગ્રેજી તરજુમા ઉપર આધાર રાખી શકાતો નથી. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનું બીજું કારણ એ છે કે હિંદુ ધર્મની કેતાબો-માંની ઘણી કેતાબોનો તરજુમો અંગ્રેજી ભાષામાં-આજ દીન તુલીક થયોજ નથી, અને જો તરજુમો નહીં થયલી ધર્મની આ કેતાબોનો અભ્યાસ તે નહીં કરે તો દુનિયાંના સર્વે ધર્મોમાંથી ઉત્તમ ધર્મ કીયો છે તે શોધી કહાડવાની તેની આ રીત ગેરવાજબી કહેવાય. તેને તો ઇનસાફ આપવા ખાતર ધર્મની દરેક કેતાબનો અભ્યાસ કરવોજ જોઇએ. આ સંસ્કૃત ભાષા શીખ્યા પછી તેને હિંદુ ધર્મના અભ્યાસ પાછળ લાગવું જોઇએ હવે આપણને વિચાર કરવો જોઇએ કે આપણી પાસે બાકી રહેલી જરથોસ્તી ધર્મની થોડી ગણત્રીનીજ કેતાબોનો અભ્યાસ કરવા પાછળ પણ જ્યારે એક જીંદગીનો મોટો ભાગ રોકવો પડે છે, તો હિંદુ ધર્મ, જે ધર્મની કેતાબો સંખ્યા-બંધ છે, તેનો અભ્યાસ કરવા પાછળ તેને જીંદગીનો કેટલો મોટો ભાગ રોકવો ? હિંદુ શાસ્ત્ર એટલું બોહોળું છે કે જો કોઇ આમ કહે કે તેનો સંપુર્ણ અભ્યાસ કરવા એક જીંદગી પુરતી નથી તો તેમાં કાંઇ સરાહગાત ભર્યું લાગે નહીં. એ પછી બુદ્ધ ધર્મ જે દુનિયાંમાં કરોડો માણસો પાળે છે, તેનો અભ્યાસ તેને કરવો જોઇએ, જે માટે તેને પાલી ભાષા શીખવી જોઇએ કે જે ભાષામાં તે ધર્મ લખાયલો છે. એ પાલી ભાષા શીખ્યા પછી તેને એ ધર્મનો અભ્યાસ કરવો જોઇએ, પણ એ કામ માટે તે બીચારો જીંદગી ક્યાંથી લાવે ? એ પછી ઇસ્લામી ધર્મ શીખવા માટે તેને અરબી ભાષા પણ શીખવી જોઇએ. ત્યાર કેડે ચીનમાં તાઓઇઝમ, શીન્તોઇઝમ, વીગેરે

ધર્મગ્રંથ જાણવા તેને ચીનાઇ ભાષાનો અભ્યાસ કરવો જોઇએ અને ક્રીશ્ચીયન ધર્મના સાહીત્યનું અસલ લખાણ વાંચવા તેને હીબ્રુ તેમજ લાટીન ભાષાઓ શીખવી જોઇએ. તેમજ પુરાણા ઇજીપશીયન ધર્મનો અભ્યાસ કરવા માટે તેને 'હાઇલોગ્રીફીક્સ' યાને ચીન્હ વિદ્યાનો અભ્યાસ કરવાની જરૂર પડે છે.

આ ઉપરથી જણાશે કે દુનિયાના સઘળા ધર્મોમાં સર્વોત્તમ ધર્મ કયો છે તે ઠરાવવાને માટે કેવી મહાભારત રંજ ખેંચવી પડે છે, તેમજ વળી સાધારણ લોકો જેઓ ફલાણો ધર્મ સર્વોત્તમ છે આમ સફાઇથી અને સહેલાઇથી ચાલતાં અને હાલતાં મત ઉચ્ચારે છે, તેઓને આ ગંજાવર કામનો કેટલો થોડો ખ્યાલ છે તે પણ માલમ પડી આવે છે. અપક્ષપાતપણે તપાસતાં જણાશે કે સાધારણ માણસની એક જીંદગી આ મત ઉચ્ચારવાને લાયક થવાને પુરતી નથી. એ સર્વે ધર્મોનું ઉપર ટપકેનું જ્ઞાન તરજુમા મારફતે કદાચ એક જીંદગીમાં મેળવી શકાય, પણ દુનિયાનાં તમામ ધર્મોમાં સૌથી ઉત્તમ ધર્મ કયો છે તે શોધી કહાડવા માટે દરેક ધર્મનો જે બારીક તથા સંપુર્ણ અભ્યાસની જરૂર છે, તે એક માણસ એકજ જીંદગીમાં પુરો કરી શકતો નથી.

આપણે સાંભળીએ છીએ કે દુન્યાંમાં કેટલાક લોકો ભાષાઓનાજ અભ્યાસી હોય છે, અને તેઓ ઘણી ભાષાઓ જાણતા હોય છે. પણ ભાષા જાણવા ઉપરાંત તે ભાષાઓમાં લખાયલી કેતાબોમાંથી ધર્મ જેવી બીકટ બાબદનો લાયક અભ્યાસ કરવો, એ બંધે કામ એક જીંદગીમાં બજાવવું કાંઇ જેવું તેવું નથી. માટે ફલાણો ધર્મ દુનિયાંના તમામ ધર્મો કરતાં ઉત્તમ છે એવું બોલવુંજ દૂર-અંદેશીથી ઉલટું છે. તે છતાં જ્યારે કોઇ એમ કહે છે કે આપણો ધર્મ દુનિયાંના તમામ ધર્મો કરતાં ઉત્તમ છે તો તે વાત મનગમતી હોવાથી તેના વાજબીપણા માટે વિચાર કરવા કરતાં તે માની લેવા આપણને વધારે ગમે છે. જ્યારે પ્રોફેસર દાર્મેસ્ટેટર જેવા વિદ્વાન પોતાના વંદીદાદના તરજુમાના દીબાચામાં લખે છે કે "અવસ્તાની ચાવી પેહેલવી નથી પણ વેદ છે, અવસ્તા અને વેદ એકજ આવાજના બે પડઘા છે, એકજ વિચારના પ્રતીબીંબ છે, તેટલા માટે અવસ્તા સમજવા સૌથી ઉત્તમ શબ્દકોષ વેદ છે; અને અવસ્તાની સૌથી

સરસ સરેહ પણ વેદજ છે. . . . અવસ્તા અને વેદ એક બીજા ઉપરથી ઉપજાવી કહડાયલા નથી પણ પ્રથમ એકજ મુળમાંથી બેઉ નીકળેલા છે,"* ત્યારે આ વિચાર આપણી એકલપેટી ખાત્રીયતને રૂચતો નહીં હોવાથી એ વાત ઉપર આંખ વિચામન કરીએ છીએ અને વેદને એ ફકરામાં લખેલો દરજ્જો આપવા આપણો આપ મતલબી સ્વભાવ કબુલ કરતો નથી, એટલુંજ નહીં, પણ કેટલાકો તો એમ પણ કેહ છે કે પારસીઓએ હિન્દુ તેમજ બીજા ધર્મોનો અભ્યાસ નહીં કરવો જોઇયે. જેમ આપણો ધર્મ ઉત્તમ હોવાથી તેના યુરોપીયન અભ્યાસીઓને તે ઘણો પસંદ પડે છે તેમજ બીજા ધર્મો પણ તેના યુરોપીયન અભ્યાસીઓને ઉત્તમ લાગે છે. જે યુરોપીયન તથા બીજા વિદ્વાનોએ હિન્દુ ધર્મનો બોહોલો અભ્યાસ કીધો છે તેઓ હિન્દુ ધર્મને પણ ઉત્તમ કહી ગયા છે. જેઓએ બુદ્ધિસ્ત ધર્મનો અભ્યાસ કીધો છે તેઓએ બુદ્ધિસ્ત ધર્મને પણ ઉત્તમ કહેલો છે. પણ ઉત્તમ અને સર્વોત્તમ યાને સર્વેથી ઉત્તમમાં ઘણો ફેર છે. એક શખસ પોતાના યા બીજા કોઇ પણ ધર્મ માટે તેને ખુશી પડે એટલી તારીફ કરે તો તે ગેરવાજબી ન કહેવાય, પણ ફલાણો ધર્મ સર્વે ધર્મો કરતાં ઉત્તમ છે એમ તેનાથી બધા ધર્મનો અભ્યાસ કીધા વગર કહેવાઇ શકાએજ નહીં, અને જો કહે તો તે ગેરવાજબી કહેવાય. આપણે બીજા ધર્મો જોવા નહીં એવું આપણી ઉધરતી ઓલાદને શીખવ્યાથી કાંઇ આપણો જરથોશ્તી ધર્મ સર્વોત્તમ છે એમ સાબેત કરીશું નહીં. જો હાલનાં આપણાં ધર્મ સંબંધી લખાણો ખરેખરજ સર્વોત્તમ હોય તો પછી બીજા ધર્મોના ઉતરતાં લખાણો જોવાથી અને અભ્યાસ કરવાથી તો આપણા ધર્મની બુલંદી માટે સામી આપણી વધારે ખાત્રી થાય, માટે બીજા ધર્મો નહીં જોવા એવું શીખવવાથી તો સામુ આપણે આપણુનેજ

* "The key to the Avesta is not the Pahlavi, but the Veda. The Avesta and the Veda are two echoes of the same voice, the reflex of one and the same thought. the Vedas, therefore, are both the best lexicon and the best commentary to the Avesta .... The Avesta and Veda are not derived from one another, but from one and the same original."—*Introduction to the Vendidad, Ch. II.*

કઢંગી હાલતમાં મુકીએ છીએ, એટલુંજ નહીં પણ આપણા ધર્મની થોડી કેતાબોમાં મલતી ફીલસુફીને બીજા ધર્મમાંની ફીલસુફી સાથ સરખાવી તેમાં જે બાકી હોય તે પુરવાની તક આપણે ખોઇએ છીયે. પારકા ધર્મથી દૂર રહેવું એવો બોધ જ્યારે આપણે લાગણીઓને વશ થઇ બીજાઓને દઇએ છીએ તે વખતે આપણે વિચાર કરતા નથી કે જો યુરોપના અને અમેરીકાના વિદ્વાનો પણ આપણી આ શિખામણ પ્રમાણેજ ચાલ્યા હોત, આપણા જેવાજ ધર્મ સંબંધી સાંકડા વિચારો ધરાવતા હોત, તો આજે દાકટર મીલ્સ, પ્રોફેસર દાર્મસ્ટેટર, પ્રોફેસર જેકસન અને બીજાઓ જેઓને આપણે માન આપીએ છીએ, જેઓની આપણે તારીફ કરીએ છીએ, જેઓનાં આપણે આભારી છીએ, તેઓ તરફથી આપણા ધર્મ ઉપર જે રોશની પડી છે તે મેળવી શકતે નહીં. તેઓ વગર શું આજે આપણે હાલનાં જેટલું ધર્મ સંબંધી જ્ઞાન મેળવ્યું હતે ? વળી જો આ વિદ્વાનો ધર્મની બાબદમાં આપણાં જેવાંજ સાંકડાં મતો ધરાવતા હતે તો આજે આપણામાં જે· થોડાક ધર્મના અભ્યાસીઓ હસ્તી ધરાવે છે તેટલા પણ શું જોવામાં આવતે ? હાલની આપણી આખી જરથોસ્તી કોમ, અને ખસુસ કરીને આપણા હાલના ધર્મના અભ્યાસીઓ, પોતાના ધર્મ સંબંધી જ્ઞાન માટે આપણા લાયકીવાળા અને ઉદ્યોગી શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાને આભારી છે, જ્યારે એવન શેઠ ખુદ પોતે પોતાના અભ્યાસ માટે યુરોપના વિદ્વાનોને આભારી છે, ગોયા તેવણના અભ્યાસનો પાયોજ ઉપલા વિદ્વાનો છે, એ જાણીતું છે. આવા વિદ્વાનો તરફથી ધર્મ સંબંધી રોશની મેળવવા છતાં પારકા ધર્મોથી દૂર રહેવું એવું સમજાવવાનો અર્થ આ થઇ શકે કે આપણને બીજા ધર્મો નહીં જોવા પણ બીજા ધર્મોવાળાઓએ આપણા ધર્મનો અભ્યાસ કરવો. આવી આપણી વર્તણુક કેટલું અભિમાન ઉત્પન કરનારી, કેટલા સાંકડા વિચારો જાહેર કરનારી, તથા કેટલું એકલપેટાપણું અને આપ મતલબ દર્શાવનારી છે, તેનો આપણે ધીરજથી વિચાર કરવો જોઇએ. માટે આપણો ધર્મ સમજવા ઉપરાંત બીજા ધર્મોની પણ ફીલસુફી જોવી, એ આપણુનેજ લાભકારક છે.

વળી બીજા ધર્મો જોયાથી ઘણીક વખત આપણો ધર્મ પણ વધાર સારી રીતે સમજ પડે છે. પણ જ્યારે બચપણથીજ આપણને એમ શીખવવામાં આવે કે આપણોજ ધર્મ દુનિયાંનાં તમામ ધર્મો કરતાં શ્રેષ્ટ છે, બીજા ધર્મોનાં લખાણો આપણે વાંચવાંજ નહીં, તો પછી બીજાનો ધર્મ હલકો વિચારવાથી તેની વિરૂદ્ધ લાગણી આપણામાં પ્રગટી નીકળે તેમાં શી નવાઇ ? એને બદલે બચપણથીજ આપણાં છોકરાંઓને એમ શીખવવું જોઇએ કે ધર્મ તે કાંઇજ નહીં પણ માણસ જાતે દુનિયાંમાં કેવી રીતે વર્તવું, તેઓએ જીંદગીમાં પોતાની નેમ શી રાખવી, દુનિયાંમાં કુદરતના કાયદાને જાણી તેને માન આપી કેમ ચાલવું, તે બાબદનું શિક્ષણ છે. જેમ એક બપ જ્યારે પોતાનાં ફરજંદોને શીખામણ આપે છે ત્યારે એકને ખરી ને બીજાને ખોટી શીખામણો આપતો નથી, તેમજ કુલ માણસ જાતના મીનોઇ પીતા દાદાર અહુરમજદે ધર્મરૂપે જે શિક્ષણો આપ્યાં છે તેમાં થોડાંને ખરૂં ને થોડાંને ખોટું શીક્ષણ આપ્યું નથી. એટલા માટે બીજા ધર્મ તરફ અપમાનની લાગણી ધરાવવાથી આપણે ખુદાના ગુનેહગાર થઇએ છીએ. વળી બાપ શીખામણ દેતી વેળા જેને જે જે શીખામણ વધારે અગત્યની હોય તે શીખામણો દે છે. દાખલા તરીકે એકને જુઠું બોલવાની ટેવ હોય તો તેને સાચું બોલવા માટે શીખામણ દે છે, આળસુ હોય તેને ઉદ્યોગી બનવાની નશીયત કરેછે; અને દરેક છોકરો જો પોતાને મળેલી શીખામણ પ્રમાણે ચાલ્યા પછી બીજા ભાઇઓ આગળ જઇ તેઓને મળેલી શીખામણો પણ જાણી તે પ્રમાણે ચાલવાની કોશેશ કરે તો તેઓને ઓર વધારે ફાયદો થાય છે. તેજ પ્રમાણે ખોદા દરેક કોમને જે અનુકુળ આવતું શીક્ષણ ધર્મ રૂપે આપે છે, તે શીક્ષણ પ્રમાણે દરેક કોમ ચાલી બીજી કોમોનુ પણ શીક્ષણ જોવાની તજવીજ કરે તો તેને ઓર વધારે ફાયદો થાય. માટે જેટલાં માંનથી આપણે આપણા ધર્મ તરફ જોઇએ તેટલુંજ માન આપણે બીજાના ધર્મ માટે પણ રાખવું જોઇએ. હવે વિચાર કરો કે આપણને બચપણથીજ ધર્મ વિષે ઉપલો બોધ મળ્યો હોત તો આજે બીજાના ધર્મોની વિરૂદ્ધ લાગણીઓ જે આપણે બતલાવીએ છીએ તે શું આપણામાં હતે ?

જ્યારે કોઇના ભાષણમાં હિન્દુ, બુદ્ધિસ્ત, ક્રીશ્રીયન, યા કોઇ બીજા ધર્મનું નામ આવે છે ત્યારે તે નામ સમજતાંજ આપણામાના કેટલાકો મોઢું કુમલાવી તેમનો અણગમો જાહેર કરે છે, એ શું જંગલી-તી વાત નથી? અને એ લાગણીનું પરીણામ નહીં તો શું વિચારશકિતનું પરીણામ છે? ધર્મની વિરૂદ્ધ લાગણીથી તો દુનિયાંમાં હજારો બળવાઓ તથા હજારો ગમખ્વાર લડાઇઓ થઇ છે અને કરોડો જીવોનો નાશ થયો છે, તે જાણવા છતાં શું આપણે તેજ રસ્તે ચાલીએ? આગલા વખતમાં અજ્ઞાન લોકોની વિચારશક્તિ ઘણી ખીલેલી ન હોવાથી તેઓ દરેક કામમાં લાગણીથી દોરવાતા હતા. પણ આજે આપણે સ્કુલોમાં જઇએ, કોલેજોમાં જઇએ, સાયન્સ અને ફીલસુફી સમજતા થઇએ, કેળવણીની હીમાયત કરીએ, અને એટલી સમજશક્તિ અને જ્ઞાન ધરાવવા છતાં દુનિયાંદારીમાં વર્તતી વખતે સમજશક્તિ અને જ્ઞાનનો ઉપયોગ કરવાને બદલે લાગણીઓ-નોજ ઉપયોગ કરીએ તો તે શું વાજબી કહેવાય? એમ જો લાગણી-ઓનોજ ઉપયોગ કરીએ તો પછી આપણામાં અને જાનવરમાં ફરક કેટલો રહે? આપણે જાણીએ છીએ કે જાનવરો જે કાંઇ કરે છે તે લાગણીથીજ કરે છે, પણ માણસને વિચારશક્તિ આપેલી હોવાથી તે માણસ કહેવાય છે. તે છતાં આપણે લાગણીથીજ દોરવાઇ જઇએ, તો પછી વિચાર શકિત આપેલી શું કામની? આપણા ધર્મ ઉપર પ્યાર બતાવવો એ સારી ચીજ છે, બલકે દરેક માણસની પવિત્ર ફરજ છે; પણ બીજા ધર્મનું નામ સમજતાંજ મોઢું કુમલાવવું એ કાંઇ આપણા ધર્મ તરફના પ્યારનું પરીણામ નથી. વળી આપણા ધર્મને હદ બહાર ચહડાવવાથી કાંઇ આપણે ધર્મી ઠરતા નથી આપણો એક અતી પ્યારો દોસ્ત હોય તેની આપણે હદ બહાર તારીફ કરીએ અને કહીએ કે આખી દુનિયાની કુલ માણસ જાતમાં આ મારા દોસ્ત જેવો બીજો શખ્સ મળવો મુશ્કેલ છે, તો તેથી કાંઇ આપણ તેના ખરા દોસ્ત ન કહેવાઇએ, પણ સામું તેથી તે બીચારાને નુકશાન કરીએ છીયે; કારણકે તેમ કરવાથી તેને લોકોમાં દેખાવ દેવો ભારી પડી જાય છે. તેમજ જો હાલ આપણી પાસે અસલ લખાણનો જે થોડાક ભાગ રહેલો છે તેની

મારફતે બહાર પાડીએ છીએ, ત્યારે તેના જવાબમાં તેઓ આ સઘળા-ઓને જુઠું બોલનારા તથા ઠગનારા ઠરાવે છે. પણ ઉપલા અભ્યાસી-ઓમાં થોડા એવા હોય છે કે જેઓ સાચા બોલનારા તરીકે, તથા તદન અપક્ષપાત અને પ્રમાણીકપણે ચાલનારા તરીકે લોકોમાં જાણીતા હોય છે. આથી જ્યારે તેવાઓને જુઠા અને ઠગારા કહી શકાતા નથી, ત્યારે તેઓએ એક એવો તો ફક્કડ તૉર શોધી કહાડયો છે કે જેથી યોગવિદ્યા ખોટી છે એવાં પોતે બાંધી લીધેલાં મતને વળગી રહેવાય, અને વળી ઉપલા પ્રમાણીક અભ્યાસીઓ સાચુ બોલનારા છે એમ પણ ઠરી શકે. આ રમુજી દલીલ એ છે કે "ઉપલા અભ્યાસી-ઓ ખોટું તો નથી બોલતા, પણ બીચારાઓ ભમાઇ ગયલા છે, યાને તેઓ બીચારાની મનની હાલત પોતાને હાથેજ એવી થઇ ગઇ છે કે જેથી તે લોકોને એમ દેખાય છે, કે હમો મરણ પછીની હાલત જોઇએ છીએ, પણ ખરેખર તો તેમાનું કાંઇ નથી. આપણી સાધારણ અક્કલજ કહી આપે છે કે વળી બહેશ્ત અને દોઝખ-ની હાલત જીવતાં જીવત તે કાંઇ માલમ પડે? માટે એ બીચારા-ઓ પોતે પોતાને હાથેજ ઠગાય છે. એઓ એનો એજ વિચાર કર્યા કરતા હોવાથી ઘણી સહેલાઇથી 'સેલ્ફ-હીપનોતાઇઝ્ડ' થઇ જાય છે, યાને ભમાઇ જાયછે." પેહેલાં તો જો આ તકરાર કબુલ કરીએ તો તે દરેક ધર્મના અશો પેગમ્બરોને પણ લાગુ પાડી શકાય એવી છે. અને જો બેહેસ્ત અને દોઝખને લગતી બાબદોનો જીવતાં જીવત અનુભવ થાય એમ બોલનારા સઘળા 'સેલ્ફ-હીપનોતાઇજડ' યાને ભમાયલા યા સ્વપ્નો જોતા ગણાય તો પછી જે મહાન પેગ-મ્બરો એ વિશે કહી ગયા છે તેઓને પણ એજ ભમાયલાની સફમાં મુકી શકાય, અને તેઓના એ બાબદના, યાને બેહેશ્ત તથા દોઝખને લગતાં શીક્ષણોને કાંઇ પણ વજન નહીં આપતાં ખાલી કલ્પના યા ધખારાની સફમાં મુકાય. આ ઉપરથી એવું ઠરે છે કે આ વાંધો લેનારા પોતાની તકરારને આટલી વાજબી હદ સુધી જો લઇ જાય તોજ તકરારમાં વજુદ ગણાય, નહીં તો તે તકરાર ખોદાશનાસીની વિરૂદ્ધતાનાં પરીણામમાં ખાલી ઉભી કીધેલીજ ગણાવી જોઇએ. વળી

જ્યારે ખોદાશનાસીના અભ્યાસીઓ તેઓને એમ કહે છે કે "વારૂ હમો તો જાણે એ ફીલસુફીની તરફેણના વિચારો કરતા હોવાથી 'સેલ્ફ-હીપનોતાઇજ્ડ' થઇ જતા હોઇએ, યાને ભમાતા હોઇએ, પણ તમે તો તેની ઘણા સામે છો, માટે તમોને તો 'સેલ્ફ-હીપનોતાઇજ્ડ' થવાની અથવા ભમાવાની કાંઇ પણ ધાસ્તી રહેતી નથી. એટલા માટે તમે પોતેજ ખોદાશનાસીની સરત પ્રમાણે ચાલીને ખાતરી કાંય નહી કરવા માગતા?" ત્યારે તેના જવાબમાં તેઓ કહે છે કે "એ બાબદ એવી છે કે હમો પણ જો એ રસ્તે ચાલીએ તો હમોણી 'સેલ્ફ-હિપનોતાઇજ્ડ' થઇ જઇએ. જેઓ એ રસ્તે ચાલે તેનું એજ પરીણામ આવે છે." 'સેલ્ફ-હીપનોતીઝ્મ' વિષે એમ જણાયલું છે કે જ્યારે એક માણસ કોઇ ચીજની હસ્તી કાંઇ પણ વિચાર યા તપાસ કર્યા વગર નક્કીજ માની લે છે, અને તે ઉપરજ ચાલુ મનન કર્યા કરેછે, ત્યારે તે માણસને 'સેલ્ફ-હીપનોતાઇજ્ડ' થઇ જવાની ધાસ્તી રહે છે. તેજ પ્રમાણે વળી જ્યારે એક શખ્સ વગર વિચારે અને વગર ખાતરી કરવે એક ચીજના ન હોવાપણા માટે નક્કીજ માની લે છે, અને તે હસ્તીમા નથી એવોજ ચાલુ વિચાર કર્યા કરેછે, ત્યારે તેને માટે પણ તેજ ધાસ્તી રાખવામાં આવે છે, યાને તે ચીજ હસ્તીમાં હોવા છતાં તે તેને માલમ પડતી નથી. હવે ખોદાશનાસીના અભ્યાસીઓએ જે વલણ પકડી છે તે ઉપરથી વિચાર કરતાં માલમ પડશે કે તેઓ ખોદાશનાસીની બાબદ એકદમ માની લેવાને બદલે પોતાની અક્કલને અનુસરતી લાગે તોજ માને છે, અને વધુ ખાતરી કરવા ખાતર તો તેની સરતો પ્રમાણે ચાલી જાતી અનુભવ મેળવવા મેહનત કરે છે, અને જાતી અનુભવ મેળવવા પછીજ તે ચીજોને સંપૂર્ણ રીતે માને છે. જ્યારે બીજા હાથ ઉપર વિરૂદ્ધ પક્ષવાળાઓ તો તલાસ કરવા માફ નાજ પાડે છે, એવું માનીને કે એમ કરવાથી કદાચ તેઓણી 'સેલ્ફ-હીપનોતાઇજ્ડ' થઇ જાય, અને તેથી એકદમ તે બાબદોનુ ન હોવાપણું નક્કીજ માની બેસે છે. માટે તેઓનેજ 'સેલ્ફ-હીપનોતાઇજ્ડ' થવાનો યાને આ ચીજો હસ્તીમાં હોવા છતાં તેઓને નહીં જણાવવાનો સંભવ વધુ રહે છે.

હવે તેઓની આખી દલીલ તપાસવા માટે આપણે એનેજ બરાબર મળતો પણ આપણને વધારે સમજ પડે એવો કાંઇ બીજો દાખલો જોઇએ. ઇરાનના કોઇ ભિત્તરનાં ભાગમાં વસનારો એક શખ્સ હિંદુસ્તાન આવી મદ્રાસમાં ચાલતી વીજળીક ટ્રામવે જોઇ આવ્યા પછી, પોતાનાં દેશનાં માણસો આગળ એ વિષે વાતો કરવા લાગ્યો, જે ઉપરથી તે દેશના બે માણસો નીચે મુજબ તકરાર કરવા લાગ્યા. તેઓ જો કે ખીલેલી મનશક્તિના હતા, અને પોતાની ભાષામાં પ્રવીણ હતા, પણ ઇંગ્રેજી ભાષા ન જાણતા હોવાથી અને પોતે કોઇ દીવસ ઇરાન દેશથી બહાર ન ગયલા હોવાથી, વીજળીના કોઇપણ ઉપયોગ વિષે જાણીતા ન હતા. એક જણ કહેવા લાગ્યો કે "મારા વહાલા દોસ્ત, હિંદુસ્તાનમાં ઘોડા, ખચ્ચર, ઉંટ, યા વરાળ વગર ગાડી પોતાની મેળે ચાલે છે, એમ કહે છે તે વિષે તેં શું ધાર્યું?" બીજા શખ્સે જવાબ દીધો કે "મેં કોઇ દીવસ એવી રીતે ગાડી ચાલતી જોઇ નથી તેથી હું એ વિષે કેમ કહી શકું?" પેહેલાએ પાછો સવાલ કીધો: "પણ તમારી સાધારણ અક્કલ શું કહે છે? જાનવર યા વરાળ વગર તે કાંઇ ગાડી ચાલે? આપણા દેશની ગાડી તો પોતાની મેળે નથી ચાલતી?"

બીજો બોલ્યો કે "તમો કહો છો તે વાજબી છે, જાનવર યા વરાળ વગર ગાડી ચાળે એમ લાગતું તો નથી, પણ જ્યારે આપણાં દેશના આપણા અશો પરહેજગાર કાજી એમ કહે છે કે હિંદુસ્તાનમાં આ રીતે ગાડી ચાલતાં તેઓએ અનેકવાર નજરો નજર જોઇ છે, એટલુંજ નહી પણ તે મધ્યે વારંવાર મુસાફરી પણ કરી છે, ત્યારે તેઓને માનવાને આપણને કારણ મળે છે. વળી હિંદુસ્તાનના લોકોએ તેવણને એવું સમજાવ્યું કે પેલી ગાડીમાં એક એવી ચીજ મેલવામાં આવે છે કે જે જો કે માણસોને દીસતી નથી તે છતાં તે મહા બળવાન હોય છે, જે આસમાન ઉપર ચમકતી વીજળીની જાતની હોવાથી તેને પણ વીજળી કહેવામાં આવે છે, અને તેની મદદથી ગાડીઓ ચાલે છે, ત્યારે આપણાં કાજી જેવાને સારૂં [illegible]-સ્તાનના લોકો ખોટું તો ન કહે."

આ સમજી પેહેલો શખ્સ કહેવા લાગ્યો કે "અરે દોસ્ત, તમાર હું શું કહું? તમો પોતે ઘણા રાસ્ત ને પ્રમાણીક છો તેથી જ્યાંનીજ તમો તમારા જેવા ભલા સમજો છો. પણ હિંદુસ્તાનના લોકો તો એવા ઠગારા અને તરકટી માલમ પડે છે કે આપણા અશો પરહેજગાર કાજીને પણ ઠગતા ડરે નહીં. કહેનાર તો ઠગનાર હોઇ શકે, પણ આપણુ સમજનારને લાંબો વિચાર કરવો જોઇએ. વળી માણસને નહીં દીસે એવી ચીજ કાંઇ દુનિયામાં આવતી હશે? વરાળ તો આપણને દીસે છે અને તેનુ બળ પણ આપણુ જાણીએ છીએ તેથી વરાળના આંચકાથી ગાડી ચાલે એ માની શકાય, પણ આંખે નહીં દીસતી ચીજ (વીજળી)થી તે કાંઇ ગાડી ચાલે? વળી માણસને એ ચીજ દીસતીજ નથી તો પછી હિંદુસ્તાનના લોકો એનો ઉપ્યોગ તે વળી કેવી રીતે કરી શકતા હશે? એ તો પરદેશના લોકોને ઠગવાની તથા પોતા માટે વાખવાખી મેળવવાની તેઓની મતલબ જણાય છે. આ બળવાન ચીજ (વિજળી) જેનેથી ગાડી ચાલે છે તે માણસોને દેખાતી નથી, એમ ન કહે તો તેઓ બીજું શું કહે? શું તેઓ એમ કહે કે આ ચીજ જોઇ શકાય છે? એમ કહે તો પછી બીજાઓ જોવા માંગે કે તે ચીજ કયાં છે, હમને બતલાવો, તો પછી તેઓ કયાંથી બતલાવે? એ લોકો કાંઇ જેવા તેવા ઠગો નથી, પણ અથંગ ઠગારાઓ છે. તેઓ આગલી પાછલી બારીઓ રાખીને કામ કરનારા છે, કે જેથી સ્હેલથી પકડાઇ ન જાય. વળી એટલાથીજ કાંઇ તેઓ ધરાતા નથી, પણ એક વખત એમ કહી દીધું કે ગાડી ચલાવનારી આ મહાબળવાન ચીજ (વીજળી) જોવાઇ શકાતી નથી એટલે હવે તેઓ એમ સમજે છે કે એ ચીજ માટે પરદેશના લોકો આગળ તેઓ જેટલી દફાંસ મારવા માગશે તેટલી મરાઇ શકાશે. એવું સમજીને તેઓ આપણા અસરાફ કાજી સાહેબ આગળ એ વિષે વધુ દફાંસ મારવા લાગ્યા કે આ બળવાન ચીજમાં વળી બીજો એવો ગુણ્યાન કે એની મદદથી જ્યારે એક બતી (Electric Light) સલગાવામાં આવેછે ત્યારે તે બતીની રોશની એટલી બધી તો

કે રાતના અંધારી જગામાં ગોયા બપોર જેટલો ઉજાસ થઈ જાય છે. વાહરે હિંદુસ્તાનના ઉઠાવગીરો! તમો શું હમોને ઝોળીમાં હીંચકા ખાતાં બાળક સમજો છો? મારા દોસ્ત, શું તેઓ એમ સમજતા હશે કે આપણે તેઓથી ઠગાઇ જઇ તેઓની આ બેવકુફાઇ ભરેલી વાત માની લઇશું? જો તેઓ એવો ફંદો રાખતા હોય તો હું તો ધારૂં છું કે તેઓ પોતાનેજ ઠગેછે. તેઓની ઠગબાજી જોઇ આપણા વિદ્વાન કાજી કંઇ મુગા નહી બેઠા હતા પણ તેજ ઘડી તેઓની શુદ્ધ ઠેકાણે લાવવા પોતાની ઉમદા અક્કલ અને કાબેલીયતથી તેઓને કહ્યું હતું કે ‘ સુરજ આપણેથી ઘણો દુર હોવા છતાં બપોરે જેમ તે રોશની આપેછે તેમ તેમાંથી તાપ પણ આપણને ઘણો લાગે છે, તો પછી તમારી પેલી *વિજળીક* બતી તો આસમાનપર નહીં પણ જમીનપરજ હોવાથી તેની બેહદ રોશની સાથે તેના બેહદ તાપથી તો હયાંના લોકો બધા બળીને રાખ થવા જોઇએ.’ પણ એક ખોટું બોલનારને જેમ એક જુઠાંનાં બચાવમાં બીજાં સાત જુઠાં ઉભાં કરવાં પડે છે તેમ તેઓ પણ પોતાને સાચ્ચામાં ખપાવવા આપણા ભલા કાજી આગળ બેધડક દફાંસ ચલાવવા લાગ્યા કે ‘ એ વીજળીક બતીમાં એક એવો ગુણ છે કે તેમાંથી બેહદ રોશની નીકળવા છતાં તેની આસપાસ ફરવા હરવાથી જરાપણ તાપ લાગતો નથી પણ ચાંદરણામાં જેમ ફરતા હોઇએ તેમ ફરવાનુ ખુશનુમાં લાગે છે.’ વાહરે ઠગારાઓ, વાહ! સુરજના જેવી રોશની તો તમોએ પેદા કીધી અને વળી તેમાંથી તાપ કહાડી નાંખી તેમાં ચંદ્રમાની રોશની જેવી ઠંડક પણ મુકી એટલે હવે અલ્લા કરતાં તો તમો હુશીઆર ઠર્યા! હવે વિચાર કરો, મારા દોસ્ત, કે આવી રીતે જે લોકોમાં જુઠાંની હદજ નહીં હોય તેઓનુ બોલેલું આપણે કેમ કબુલ રાખીએ?”

બીજો શખસ બોલ્યો કે “ આપણા કાજીજીએ પોતે આ વિજળીક બતી તો નથી જોઇ પણ જાનવર તથા વરાળ વગર ચાલતી ગાડી તો, તેઓ કહે છે કે, તેવણે પોતે નજરે જોઇ હતી તથા તેમાં બેઠા પણ હતા. ત્યારે આપણા પરહેજગાર અશરાફ કાજી સાચું નથી બોલતા, એમ, . . . તોબાહ! તોબાહ! એમ કેમ બોલાય?”

આ સમજી પેહેલ્લાએ ઉત્તર આપ્યો કે "તમો કહ્યુંબારૂત તદન વાજબી છે. કાજી સાહેબ ખોટું બોલે ? તોબા એલાહી, તોબા એલાહી, તેવણ કદી મરતાં પણ ખોટું ન બોલે. તેવણ તો ખરેખરજ પરહેજગાર છે, પણ બને છે એમ કે અતરેના લોકો હિંદુસ્તાનમાં ગયા પછી કાફરોમાં વસ્યાથી વહેમાઇ જાય છે તેઓને એવોજ કાંઇ ધખારો બેસી જાય છે કે ગાડી પોતાની મેળેજ ચાલે છે. કારણકે હિંદુસ્તાનના લોકોની વાતચીત એવી રીતની હોય છે કે તે કોઇપણ માણસ સમજે તો તેના મન ઉપર એવી અસર થાય કે નહી બનવા જોગ બાબદો પણ બનતી હોય, અને તે પોતે વારંવાર જીવતો જાગતો તે જોતો હોય, એવો તેને ધખારો થાય છે. જ્યારે ફરેબથી ફરેસ્તા પણ ફશે ત્યારે આપણા અશરાફ કાજી પેલાઓને ભલા સમજી તેઓનું બોલવું માન્યા પછી તેઓનાં બોલવાની અસરથી પોતે પણ એજ ખ્યાલમા રહેવાથી ખાલી ધખારાને લીધે ગાડી પોતાની મેળે ચાલતી જોય અને તેમાં પોતે મુસાફરી કરતા હોય એમ પણ જોય તેમાં શી નવાઇ ? એમ તો આપણે જાણીએ છઇએ કે એક ચીજ માની લીધાથી તે ખરેખર હોય એમ લોકો કોઇ વાર ભમાઇ જાય છે. વળી જ્યારે કાજી સાહેબ ઉપર પણ એવી અસર થઇ તો પછી આપણે જઇએ તો આપણને પણ એવોજ ધખારો લાગે. માટે, મારા પ્યારા દોસ્ત, આ બાબદ તમારે માનવી નહીં એટલુંજ નહીં પણ એ બાબદનો વિચાર વટીક કરવો નહી."

ઉપલી વાર્તા ઉપરથી વાંચનારે જોયું હશે કે વીજળીક બળની હસ્તી કબુલ નહી કરવા માટેની ઇરાનવાસીઓની તકરાર, ખોદાશનાસીથી મેળવાતી શકતિઓની હસ્તી નહી કબુલ કરવા માટેની જડવાદી ( Materialist ) લોકોની, આગળ જોઇ ગયેલી, તકરારને લગભગ મળતી આવે છે. જેમ ઇરાનવાસીઓ વિજળીક બળની વાત લોકોને ઠગવાના હેતુથી જોડી કહાડેલી માને છે, તથા નજરે જોનાર પ્રમાણીક માણસોને વહેમાઇ ગયલા ધારે છે, તેમ ખોદાશનાસીની વિરૂધ્ધ બોલનારાઓ ખોદાશનાસીની ફીલસુફીને કલ્પનાથી જોડી કહાડેલી વિચારે છે, તથા જાતી અનુભવથી બોલ

એ કેટલાંક શખસોને 'સેલ્ફ-હીપનોતાઇજ્ડ' થઇ ગયલા ધારેછે; એટલુંજ નહી પણ પોતે પણ જો તે ફીલસુફી વાંચે તો તેવીજ હાલતમાં આવી જાય આમ માને છે. વિજલીક બળ તથા રોશની માટે આપણી ખાતરી થયલી હોવાથી, ઇરાનવાસીઓને એ માટે શક બતલાવતા જોઇ તથા તેઓની ઉપલી દલીલ સમજી આપણને તેઓની અક્કલ માટે જેમ હસવું આવે છે તથા રમુજ ઉપજે છે, તેમ ખોદાશનાસીની ફીલસુફીની સામેની ઉપલા પ્રકારને મલતીજ દલીલ સમજી એ ફીલસુફીમાં આગળ વધી જતી અનુભવ મેળવેલા જ્ઞાની પુરૂષોને પણ તેઓની અક્કલ માટે હસવું આવતું હશે. દરેક માણસની ફરજ છે કે તેણે પોતાથી ઉતરતા લોકોનોજ નહીં પણ પોતાથી ચઢતા લોકોની હસ્તીનો પણ ખ્યાલ કરવો, નહી તો પોતા કરતાં અજ્ઞાન લોકોનેજ ફક્ત જોવાથી તેનામાં મગરૂરી આવી જવાનો ભય રહે છે. એટલા માટે આપણને મહાજ્ઞાની પુરૂષોનો ખ્યાલ કરવો જોઇએ કે જેથી આપણું ટુક જ્ઞાન સાથે સરખાવતાં તેઓનું સંગીન જ્ઞાન જોઇ આપણામા નમ્રતા ઉતપન્ન થાય.

ધીરજથી તપાસ કરતાં માલમ પડે છે કે, આપણને ન જણાયલી અને ન સંભલાયલી ખાબદની વગર વિચારે એકદમ સાંમે થવું એ પણ આપણ માણસ જાતની એક ખાસીયતજ છે. જ્યારે ફ્રાન્સનો એક નામાંકીત ઇન્જનેર મો૦ લીશેપ્સ સુએજ્ કનાલ કરવા માટે હીંમતથી બહાર નીકળ્યો હતો, ત્યારે લોકોએ તેની સાંમે રમખાણ કરી મેલ્યું હતું, કે એતો દીવાનો થઇ ગયો છે, એનું તો ભેજું ઠેકાણે નથી, વળી એવું મહાભારત કામ તે કાંઇ માણસ જાતથી બનવાનું હતું? પણ તે છતાં તે કામ પાર ઉતરવાથી આજે આપણે તેના ફાયદા ચાખીએ છઇએ. વળી જ્યારે માણસ જાત હાલ કરતાં પણ વધારે એકલપેટી હતી, જ્યારે બીજાનાં સ્વતંત્રપણાનો વિચાર તેઓ કરી શકતા ન હતા, ત્યારે લોકો બીજાઓને ગુલામ તરીકે ખરીદી જનાવરોની માફક તેઓ પાસ કામ લેતા હતા. પણ કુદરત પોતાનું કામ પ્રગટીકરણ મારફતે ચુપચુપ કર્યા કરતી હોવાથી જ્યારે માણસજાતમાંથી એ બુરી

ખાસીયત છોડાવાનો વખત આવ્યો ત્યારે એક હીંમતવાન [illegible]સ બહાર નીકળી આવી આ નીચ ગુલામી ધંધો અટકાવવા માટે પોકાર ઉઠાવ્યો. તે વખતે પણ લોકોની વિરૂધ્ધ લાગણી અને તેઓનો ધુજારો કાંઇ જેવો તેવો ન હતો. પણ તેથી કાંઇ કુદરતનું કામ અટકી પડયું ન હોતું, કારણ ગુલામી ધંધો આખરે બંધજ કરવો પડયો હતો. તેજ પ્રમાણે હાલના જમાનાનાં લોકો જે આ ખાકી પદાર્થ અને દુનિયાઇ મોજ મજાહમાં ચકચુર થઇ ગયલા છે, તેઓ આગળ જ્યારે કોઇ શખસ તરફથી ખોદાશનાસીની મીનોઇ બાબત મુક્વામાં આવે ત્યારે ઉપર દર્શાવેલી માણસ જાતની ખાસીયત પ્રમાણે તેની સાંમે તે લોકો ઉતરી પડે અને તેને જુઠો, ઠગારો અથવા 'સેલ્ફહીપનોતાઇજ્ડ' થઇ ગયેલો જણાવે તેમાં શી નવાઇ? હાલમાં માણસોનું મન ખાકી બાબદ ઉપરથી મીનોઇ બાબત તરફ ફરવાનો વખત આવ્યો હશે, તેથીજ આ બાબદ વિષેનાં લખાણો બહાર પડતાં જાયછે. હાલ આપણને ચોપડીઓ, ન્યુસપેપરો, તથા ચોપાનીયાંઓમાં વટીક એ બાબત ચરચાતી માલમ પડેછે. વળી જ્યારે કુદરતને હમણાં સુધી કોઇ તેના કામમાં અટકાવી શકયું નથી, ત્યારે હાલ તેનું કામ દુનિઆમાં ખોદાશનાસી ફેલાવવાનુંજ હશે તો તેમાં પણ તેને કોણ અટકાવી શકવાનુ હતું? માટે એકવાર ફરીથી જણાવવું પડે છે કે ઉપલી સર્વે બાબદો ધ્યાનમાં રાખી આ ચોપડીનાં લખાંણોમાંથી જેટલુ વાજબી લાગે, જેટલુ આપનું અંતઃકરણ કબુલ કરે, તેટલુંજ હાલ તુરત માનવું, અને તક મળતાં તે માટે જાતી અનુભવ મેળવવાની કોશેશ કરવી. ખોદાશનાસીના થોડાક અભ્યાસીઓ જેઓનાં પ્રમાણીકપણા માટે કશો શક શખવામાં આવતોજ નથી, તેવાઓએ પોતે જાતી અનુભવ મેળવી એ બાબત ઉપર જે લખાણો કર્યાં છે, તેનેજ આધારે આ ચોપડીની બાબદ લખાયલી છે.

---






## પ્રકરણ ૨ જું.

## માણસનું બંધારણ.

### નાશવંત તત્વો.

માણસનું બંધારણ સમજવા અગાઉ મરણ પછીની હાલત સમજી શકાતી ન હોવાથી આપણે આ બાબદ પેહલે હાથ ધરીએ માણસ સાત તત્વોનું બનેલું હોય છે:—(૧) ખાકી શરીર, (૨) છાયા શરીર, (૩) પ્રાણ, (૪) એસત્રલ શરીર, (૫) મનસ, (૬) બુદ્ધિ, (૭) આત્મા. હવે એ દરેક તત્વ એક પછી એક સમજવાની કોશેશ કરીએ.

### ખાકી શરીર.

આપણું ખાકી શરીર જે માસ, હાડકાં, લોહી, વીગેરેનું બનેલું છે, તે વિષે વૈદક શાસ્ત્રમાં પુરતી સમજ આપવામા આવેલી હોવાથી અત્રે તે વિષે ઝાઝું બોલવાની અગત્ય નથી, શીવાય કે એ ખાકી શરીર સુક્ષ્મદર્શક યંત્ર વડે પણ ન જણાય એટલા બારીક લખો અને કરોડો જીવોથી બનેલું છે વળી એ દરેક જીવને પોતાનું ભાન પણ હોય છે, જે ભાન વડે તેઓ આપણે ખાધેલા ખોરાકમાથી જોઈતી ચીજો પસંદ કરી આપણાં શરીરનાં અવયવોના ઘસાઈ ગય લાં ભાગને પાછા પુરવામાં તેનો ઉપયોગ કરે છે એકજ લોહીમાંથી એ જીવો એક ઠેકાણે માસ, બીજે ઠેકાણે બાલ, ત્રીજે ઠેકાણે નખ,

ચોથે ઠેકાણે ચામડી, એવી જુદી જુદી વસ્તુઓ બનાવે છે. એ પણ દેખાડે છે કે તેઓને ભાન છે. કારણકે એ કામ તેઓ આપણા જાણ્યા વગર કરેછે. વળી આપણાં શરીરનાં કોઇ ભાગ ઉપર જ્યારે જખમ પડે છે ત્યારે તેને રૂજ લાવવાનું યાને તેને સાંધવાનું યા તે ભાગ ઉપર નવું માંસ લાવવાનું કામ પણ તેઓજ કરેછે. નાનાં જીવોનાં આ કામો વિષે આપણને કાંઇ પણ ખબર પડતી નથી. કારણ કે ઉપલા જીવોનું ભાન આપણાં ભાન કરતાં જુદું હોય છે, અને તેઓ પોતાનું કામ આપણાં હુકમથી કરતા નથી પણ પોતાનાં-જ ભાન વડે કર્યા જાયછે. આપણી આજુ બાજુ બનતા બનાવો, તેમજ આકાર, રંગ, અવાજ, એ સર્વેની ખબર ખાકી શરીર પાંચ ઇંદ્રીઓ (આંખ, કાન, નાક, જીભ અને ચામડી) વડે આપણને પુગાડે છે.

એવું કહેવામાં આવે છે કે આખી દુનિયા કાંઇજ નહીં પણ ધ્રૂજણીઓ (vibrations) ની બની રહી છે. ધ્રૂજણીઓ અનેક પ્રકારની હોય છે, યાને તેઓ જુદી જુદી ઝડપવાળી હોયછે. જેમ એક ઘડીઆળનું લોલક (પેનડયુલમ) ચોકસ હદમાં હાલ્યા કરેછે તેમ પદાર્થની રજ્જોનું ચોકસ હાલવું તેને ધ્રૂજણીઓ યા ધ્વની (vibration) કહેવામાં આવે છે. ઘડીઆળનું 'પેનડયુલમ' એક સેકન્ડમાં એક વખત હાલેછે. પણ હવા તથા ઇથરનાં રજ્જોમાં જુદી જુદી ઝડપવાળી ધ્રૂજણીઓ પેદા થાય છે. એક સેકન્ડમાં એક ધ્રૂજણીથી તે એક સેકન્ડમાં લખો ધ્રૂજણીઓ હવા તથા ઇથરમાં આપણી આસપાસ થતી હોય છે. આ ધ્રૂજણીઓ આપણાં ખાકી શરીર ઉપર આવી પડે છે અને ચોકસ ઇંદ્રીઓ ઉપર અસર કરીને આપણને જાતજાતનું ભાન આપે છે. દાખલા તરીકે કાન શીવાય શરીરના બીજા કોઇપણ ભાગ ઉપર જ્યારે હવાની રજ્જો એક સેકન્ડમાં ૧૬ થી ૫૬,૦૦૦ વખત અથડે છે ત્યારે તે જાતની ધ્રૂજણીનું આપણને કાંઇ પણ ભાન થતું નથી. પણ જ્યારે તે જાતની ધ્રૂજણીઓ આપણાં કાન ઉપર જઇ અથડે છે ત્યારે તેમાં ચોકસ અંતરક્રિયા થવાથી આપણને અવાજનું ભાન થાય છે, અને આપણને કાંઇ અવાજ સંભળાય છે. આ પ્રમાણે એક સેકન્ડમાં સોળથી તે એક સેકન્ડમાં છપન હજારની

અંદરનો હવામાં થતી ધ્રૂજણીઓ આપણા કાન ઉપર પડતાં જાત જાતનો અવાજો આપણુને સંભળાય છે. બે ચીજનાં સાથે અથડવાથી, યા પશુ, પક્ષી, જનાવરો યા માણસનાં અવાજથી હવામાં ઉપલી જાતની ધ્રૂજણીઓ ઉત્પન્ન થાય છે, જે આપણાં કાન સાથે જઇ અથડતાંજ અવાજનું ભાન થાય છે. જ્યારે હવામાં એક સેકન્ડમાં સોળથી ઓછી યા છપન હજારથી વધુ ધ્રૂજણીઓ ઉપ્તન્ન થાય છે ત્યારે તે આપણા કાન ઉપર પડવા છતાં આપણુને અવાજનું ભાન થતું નથી. તે ઉપરથી જણાય છે કે આપણી સાંભળવાની શક્તિ બહુ અપૂર્ણ છે. વળી કેટલાએક માણસો જે અવાજો સમજી શકે છે તે બીજાઓ સમજતા નથી." બીજા બોલોમાં બોલીએ તો દરેક જણ કેટલી ધ્રૂજણીઓ લઇ શકે છે તેના પ્રમાણુમાં ફેર હોય છે. વળી જ્યારે ઇથરમાં એક સેકન્ડમાં ૪૦૦,૦૦૦૦૦૦૦૦૦૦૦૦ થી તે ૭૫૬,૦૦૦૦૦૦૦૦૦૦૦૦ જેટલી ધ્રૂજણી આપણી આંખ ઉપર જઇ અથડે છે ત્યારે આપણુને રોશનીનું ભાન થાય છે. દાખલા તરીકે જ્યારે સુરજનાં એક કીરણુમાં સમાયલી ધ્રૂજણીઓ ઝાડનાં એક પાંદડા ઉપર જઇ પડે છે ત્યારે તે પાદડું જે જાતની ધ્રૂજણી ઇથરમાં પાછી ફેંકે છે તે એક સેકન્ડમાં ૫૯૦,૦૦૦૦૦૦૦૦૦૦૦૦વખત થતી ધ્રૂજણી હોય છે અને તે આપણી આંખ ઉપર જઇ અથડે છે ત્યારે આપણુને લીલા રંગનું ભાન થાય છે. આવી રીતે દરેક વસ્તુ ચોકસ જાતની ધ્રૂજણી પાછી ફેંકતી હોવાથી આપણુને ચોકસ રંગોનું ભાન થાય છે, જે નીચલા કોઠા ઉપરથી માલમ પડશે :—

એક સેકન્ડમાં ૧૬ થી ૫૬,૦૦૦ ધ્રૂજણીઓ હવાની રજકણુમાં થઇ કાન ઉપર પડવાથી અવાજનું ભાન ઉત્પન્ન કરે છે.

એક સેકન્ડમાં આંખને જુદા જુદા રંગો દેખાવા માટે ઇથરમાં કેટલી ધ્રૂજણીઓ થાય છે તે નીચલા કોઠા ઉપરથી માલમ પડશે: ત્રીલીયન રીતે

| | | | | | |
|---|---|---|---|---|---|
| રોશની દેખાવા માટે ઇથરમા | | ... | ૪૦૦ | થી | ૭૫૦ને |
| લાલ રંગ દેખાવા માટે | ... | ... | ૪૦૦ | ,, | ૪૯૦ |

*ઇંગ્રેજી રીત મુજબ અમુક આંકડા સાથ ૧૨ મીંડાં મુકવાથી તેટલા ત્રીલિયનની સંખ્યા ગણાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| નારંગી | ... | ... | ... | ૪૯૦ | થી | [illegible] |
| પીળો | ... | ... | ... | ૫૫૮ | ,, | [illegible] |
| લીલો | ... | ... | ... | ૫૯૦ | ,, | ૫૯૬ |
| આસમાની ( Blue ) | | ... | ... | ૫૯૬ | ,, | ૬૭૫ |
| ઘેરો આસમાની ( Indigo ) | | | ... | ૬૭૫ | ,, | ૭૫૦ |
| કીરમજી ( Violet ) | | ... | ... | ૭૫૦ | ,, | ૭૫૬ |
| | | | | | | કોડ્રીલ્યીન |
| એક્સ રે | ... | ... | ... | ૨૨૮ | થી | ૫૩૦૫ † |

આ કોઠા ઉપરથી એવું જણાય છે કે જે અવાજોથી ૫૬,૦૦૦ કરતાં વધુ ઝડપવાળી ધ્રુજણીઓ હવામાં ઉત્પન થાય છે તે અવાજો આપણે સમજી શકતા નથી. આપણાં કાન ઉપલી ઝડપવાળી ધ્રુજણીએ લેવાને અશકત હોય છે. આથી જ્યારે દુનિયાનાં ઘણાંક અવાજો માણસ જાતનાં કાનની અશક્યતાને લીધે સમજી શકાતા નથી ત્યારે આ અવાજોની હસતીજ આપણે કબુલ કરતા નથી, અને આપણાં આ અજ્ઞાનપણાને લીધે અભિમાનથી એમ બોલીએ છીએ કે આપણને ફલાણો અવાજ સમજાતો નથી એટલા માટે તે અવાજ હસતી ધરાવતો ન હોવો જોઇએ. વળી જે ચીજ ચારસો ત્રીલીઅન કરતાં ઓછી તથા ૭૫૬ ત્રીલીઅન કરતાં વધુ ઝડપવાળી ધ્રુજણી ઇથરમાં પાછી ફેંકતી હોય છે તે ચીજ આપણે જોઇ શકતા નથી. કારણ આ જાતની ધ્રુજણીઓ લેવાને આપણી આંખ અશક્ત હોય છે. એટલા માટે દુનિયાની ઘણી ચીજો માણસ જાતની ખાકી આંખ મુદલ જોઇ શક્તી ન હોવાં છતાં એમ બોલવું કે જે ચીજ દીસે તેજ માનવું, અને ન દીસતી ચીજની હસતી માટે જ્ઞાન તથા મનશક્તિનો ઉપયોગ ન કરવો, તે ગોયા એક અપંગ

ઝઅંદરની દુનિયાંમાં એવી પણ વસ્તુઓ છે કે જેને હાથ લગાડવાથી આપણને કાંઇ પણ ભાન થતું નથી. આપણી સ્પર્શ કરવાની (ચામડીને લાગવાની) ઇંદ્રી તે વસ્તુની મુજણીઓ લઇ શકતી નથી. આજના વિદ્વાનો એવું કહે છે કે જેટલી મુજણીઓ આપણી પાંચ ઇંદ્રીઓ લઇ શકે છે અને જેનું આપણને ભાન થાય છે તેનાં કરતાં હજારગણી મુંજણીઓ દુનિયાંમાં એવી હોય છે કે જે આપણી ઇંદ્રીઓ લઇ શકતી ન હોવાથી આપણને તેનું મુદલ ભાન થતું નથી. આથી દુનિયાંનું જે જ્ઞાન આપણી ખાકી ઇંદ્રીઓ મારફતે આપણે મેળવી શકીએ છીએ તે કરતાં બેહદ વધુ જ્ઞાન માટે તો આપણે તદન અજ્ઞાન રહી ગયલા છઇએ. આ સચ્ચાઇ વિદ્વાનોને નમ્ર બનાવેછે. માટે જેઓ એમ કહે છે કે હમો તો જે કાંઇ આંખે જોઇએ અને કાંને સાંભળીએ તેનીજ હસતી કબુલ કરીએ તેઓએ યાદ રાખવું જોઇએ કે દુનિયાંમાં એવી ઘણી ચીજ હૈયાતી ભોગવે છે કે જે જાણવાને આપણી ઇંદ્રીઓ અશક્ત હોય છે.

માણસનું ખાકી શરીર નક્કર, પ્રવાહી તથા વાયુરૂપ એ ત્રણ જાતનાં પદાર્થોનું બનેલું છે, અને તેનું કામ એ છે કે બહારના પદાર્થો તરફથી આવતી જાત જાતની મુજણીઓ ઇંદ્રિઓ મારફતે લઇ તે પદાર્થોની હસતી વિષે શરીરમાં રહેનાર જીવને વાકેફ કરવો કે જેથી તે જીવ જ્ઞાન મેળવી પ્રગટીકરણમાં આગળ વધે.*

## છાયા શરીર.

માણસનાં બીજા તત્વ 'છાયા શરીર' ને 'ઇથરીક શરીર' પણ કહેવામાં આવે છે. એનું બંધારણ સમજવા માટે જુદી જુદી જાતનાં પદાર્થનું જ્ઞાન મેળવવાની અગત્ય હોવાથી તે વિષે અત્રે થોડી સમજણ લઇએ. આપણી આંખે દીસતી તમામ ચીજો ખાકી પદાર્થની બનેલી હોય છે. ખાકી પદાર્થો નક્કર, પ્રવાહી, અને હવાઇ એવી ત્રણ હાલતમાં રહે છે આમ વિદ્વાનોનું કહેવું છે. દાખલા

* જુઓ *Ancient Wisdom*, by Annie Besant.

તરીકે બરફ એ નક્કર રૂપ છે, પાણી એ પ્રવાહી રૂપ છે અને … એ હવાઇ રૂપ કહેવાય છે. એકજ પદાર્થનાં આ ત્રણ જુદાં જુદ રૂપો છે. આજની વિદ્યા પ્રમાણે કોઇ પણ જાતનાં પદાર્થને ઉપલ ત્રણમાંના કોઇ પણ રૂપમાં જોઇતાં દબાણ તથા જોઇતી ગરમી આપ્યાથી લાવી શકાય છે. તેમજ દરેક પદાર્થની એક સાધારણ હાલત હોય છે જેમાં તે હંમેશ રહેછે. હવે ખોદાશનાસી આગળ વધ એમ કહે છે કે હવા કરતાં પણ બારીક હાલતો બીજી છે કે જે હાલતમાં પણ યોગ્ય ક્રિયાથી કોઇ પણ ખાકી પદાર્થોને બદલ શકાય છે. તેમજ કેટલાક પદાર્થો સાધારણ રીતે તેવી બારીક હાલતમ રહી શકે છે. એ હાલતને "ઇથરીક" હાલત કહેવામાં આવે છે 'ઇથર'ના ચાર વિભાગો કરવામાં આવેલા છે; સૌથી ઘટ ઇથરને 'ચોથા નંબરની ઇથર,' એનાં કરતાં જરા પતલીને 'ત્રીજા નંબરની ઇથર,' તથા તે કરતાં પણ પતલીને 'બીજા નંબરની ઇથર,' તથા સર્વ થી પતલી ઇથરને 'પહેલાં નંબરની ઇથર' કહેવામાં આવે છે. જેટલો ફેર પ્રવાહી અને હવાઇ હાલત વચ્ચે છે તેટલોજ ફેર એ જાતની ઇથર વચ્ચે પણ હોય છે. એવી રીતે ખોદાશનાસી પ્રમાણે ખાકી પદાર્થ ત્રણ નહીં પણ સાત હાલતમાં મળી આવે છે.

વળી આજના વિદ્વાનો એમ કહે છે કે દુનિયાંની તમામ વસ્તુ આસરે ૭૦ મુળતત્વો (ઍલીમૅન્ટ્સ) માંનાં એક યા વધુ મુળ-તત્વોનાં સાથે મળવાથી બનેલી હોય છે. ખોદાશનાસી પ્રમાણે આ તત્વો ખરેખર "ઍલીમૅન્ટસ" નથી; કારણ કે આ કહેવાતાં તત્વો એક કરતાં વધુ તત્વોના મીશ્રથી બનેલાં હોય છે. જેમ પાણીને જુદું પાડવાથી "હાઇડ્રોજન" અને "ઑકસીજન" નામની બે ગૅસોમાં તે છુટું પડે છે તેમજ જો "હાઇડ્રોજન" ને છુટું પાડવામાં આવે તો તે ચોકસ જાતની ઇથરમાં છુટું પડી શકે છે. વળી આજના વિદ્વાનોનું એક રેશાયણીક પરમાણુ (કૅમીકલ ઍટમ) ખોદાશનાસી પ્રમાણે એક કરતાં વધુ પરમાણુથી બનેલી રજ હોય છે. દાખલા તરીકે હાઇડ્રોજનનું એક પરમાણુ ખરેખર જોતાં અઢાર ખરાં શારીરીક પરમાણુઓથી બનેલું તેઓ માને છે. એ ખરાં પરમાણુને 'ફિઝીકલ એટમ' યાને 'ખાકી પર-

પ્રમાણેએવુ' નામ આપવામાં આવેલુ' છે. આવીજ રીતે ખોદાશનાસી પ્રમાણે "ઑકસીજન"નુ એક 'કેમીકલ ઍટમ' બસો નેવુ 'ફીઝીકલ એટમ્સ'માં છુટુ' પાડી શકાય છે. વળી "નાઈટ્રોજન" નુ એક કેમીકલ ઍટમ' બસો એકસઠ 'ફિઝીકલ એટમ્સ'માં વીખેરી નાખી શકાય છે. એ રીતે દરેક રસાયણીક તત્વ ખાકી પરમાણુઓમાં છુટું પાડી શકાય છે.* ખોદાશનાસી પ્રમાણે ખાકી દુનિયાંની દરેક ચીજ એક કરતાં વધુ ખાકી પરમાણુઓથી બનેલી હોય છે. એ ખાકી પરમાણુઓની હાલત તે ઉપર કહેલી પહેલા નંબરની ઇથર છે. જુદી જુદી સંખ્યામાં ખાકી પરમાણુઓ લેવાથી અને તેની જુદી જુદી ગોઠવણથી દુનિયાંના તમામ પદાર્થો બનેલા હોય છે. એ પ્રમાણે જોતાં દુનિયાંમાં 'ફિઝીકલ ઍલીમન્ટ' યાને શારીરીક તત્વ એકજ છે અને પશ્ચિમ તરફની વિદ્યા પણ ધીમે ધીમે એજ અનુમાન ઉપર આવતી જાય છે. એ ખાકી પરમાણુઓને પ્રોફેસર ક્રુકસે 'પ્રોટાઇલ' નામ આપ્યુ' છે. એટલા માટે જો લોખંડને ખાકી પરમાણુમાં છુટુ' પાડીએ અને પછી તે છુટાં પડેલાં પરમાણુઓને જે સંખ્યા અને જે ગોઠવણથી સોનુ' બનેલુ' હોય તેજ સંખ્યા અને તેજ ગોઠવણ પ્રમાણે મેળવવામાં આવે તો લોખંડને બદલે સોનુ' બને તેમાં અજબ થવા જોગ કાંઇ નથી.

હવે આપણે આપણુ' બીજુ' તત્વ જે 'છાયા શરીર' છે તે ઉપર આવીએ. એ 'છાયા શરીર' અથવા 'ઇથેરીક શરીર' આપણા ખાકી શરીરના આકારને આબેહુબ મળતુ'જ હોય છે, પણ ફરક માત્ર એટલોજ કે જ્યારે આપણુ' ખાકી શરીર લોહી, માંસ, હાડકાં, વીગેરેથી બનેલુ' હોય છે, ત્યારે આ 'છાયા શરીર' આપણે ઉપર જોઇ ગયલા ચાર જાતનાં ઇથરથી બનેલુ' હોય છે. ઇથર ગૅસ કરતાં પણ સુક્ષ્મ હોવાથી આ છાયા શરીર પણ ઘણું'જ સુક્ષ્મ અને તેથી આપણી સાધારણ આંખને અદ્રષ્ય હોય છે. બીજી રીતે બોલતાં જે ધ્રુજણીઓ આ છાયા શરીર પાછી ફેંકે છે તે ધ્રુજણીઓ આપણી આંખ લઇ શકતી ન હોવાથી તે શરીર આપણે ખાકી આંખથી જોઇ

* જુઓ *Lucifer*, Vol XVII (Occult Chemistry); *Ancient Wisdom*, pp 58 9

તરીકે બરફ એ નક્કર રૂપ છે, પાણી એ પ્રવાહી રૂપ છે અને
એ હવાઇ રૂપ કહેવાય છે. એકજ પદાર્થનાં આ ત્રણ જુદાં જુદા
રૂપો છે. આજની વિદ્યા પ્રમાણે કોઇ પણ જાતનાં પદાર્થને ઉપલા
ત્રણમાંના કોઇ પણ રૂપમાં જોઇતાં દબાણ તથા જોઇતી ગરમી આપ્યાથી
લાવી શકાય છે. તેમજ દરેક પદાર્થની એક સાધારણ હાલત
હોય છે જેમાં તે હંમેશ રહેછે. હવે ખોદાશનાસી આગળ વધી
એમ કહે છે કે હવા કરતાં પણ બારીક હાલતો બીજી છે કે
જે હાલતમાં પણ યોગ્ય ક્રિયાથી કોઇ પણ ખાકી પદાર્થોને બદલી
શકાય છે. તેમજ કેટલાક પદાર્થો સાધારણ રીતે તેવી બારીક હાલતમાં
રહી શકે છે. એ હાલતને "ઇથરીક" હાલત કહેવામાં આવે છે.
'ઇથર'ના ચાર વિભાગો કરવામાં આવેલા છે, સૌથી ઘટ્ટ ત્રીજાથી
'ચોથા નંબરની' ઇથરથી ભરાયલી હોય છે; ઘટ અથવા નક્કર,
પ્રવાહી તથા હવાઇ પદાર્થ જેમ એક એકની સાથે ભેલાયલા રહે
છે, તેમજ ઇથર પણ તેઓની સાથે ભેલાઇનેજ રહેલો છે. એ જાત
જાતનાં પદાર્થો કાંદાના પડની માફક એક ઉપર બીજા એમ રહેલા
નથી, પણ સાથે ભેલાઇને રહેલા છે. વળી માણસનેજ છાયા શરીર
હોય છે એમ નથી, પણ દુનિયાંની કોઇપણ ચીજ લઇએ તો
તેનું પણ છાયા શરીર હોય છે. એક પથ્થર, યા ઝાડ, યા
જાનવર, યા માણસ એ સર્વેનાં ખાકી આકારને આબેહુબ મળતું
આવતું છાયા શરીર પણ જોવામાં આવે છે. માણસનું છાયા
શરીર ખાકી શરીર કરતાં થોડું મોટું હોવાથી દરેક બાજુએ થોડા
ઇંચ ખાકી શરીરની બહાર નીકળી આવેલું તે માલમ પડે છે. વળી
આપણાં ખાકી શરીરની માફક આપણાં છાયા શરીરની પણ ઇંદ્રીઓ
હોય છે. પણ આપણામાં તે ઇંદ્રીઓ હજુર ખીલેલી ન હોવાથી
આપણે કોઇ પણ વસ્તુનું છાયા શરીર, તેમજ ઇથર પદાર્થને જોઇ
શકતા નથી. પણ જેઓની એ ઇંદ્રીઓ ખીલેલી હોય છે તેઓ દરેક
ચીજનું છાયા શરીર, તેમજ હવાની રજ્જે, તથા ઇથરના પરમાણું-
ઓ વટીક જોઇ શકે છે. વળી આપણા 'સાયન્ટીસ્ટો' જ્યારે
પોતાનાં કહેવાતાં 'કેમીકલ એટમ' જોઇ શકતા નથી, પણ

પ્રમાણુએવું' નામ આપવામાં આવેલું છે. આવીજ રીતે ખોદાશનાસી પ્રમાણે "ઑકસીજન"નુ એક 'કેમીકલ ઍટમ' ખસો નેવું 'ફીઝીકલ એટમ્સ'માં છુટું પાડી શકાય છે. વળી "નાઈટ્રોજન" નુ એક કેમીકલ ઍટમ' બસો એકસઠ 'ફિઝીકલ એટમ્સ'માં વીખેરી નાખી શકાય છે. એ રીતે દરેક રસાયણીક તત્વ ખાકી પરમાણુઓમાં છુટું પાડી શકાય છે.* ખોદાશનાસી પ્રમાણે ખાકી દુનિયાંની દરેક ચીજ એક કરતાં વધુ ખાકી પરમાણુઓથી બનેલી હોય છે. એ ખાકી પરમાણુઓની હાલત તે ઉપર કહેલી પહેલા નંબરની ઇથર છે. જુદી જુદી સંખ્યામાં ખાકી પરમાણુઓ લેવાથી અને તેની જુદી જુદી ગોઠવણથી દુનિયાંના તમામ પદાર્થો બનેલા હોય છે. એ પ્રમાણે જોતાં દુનિયાંમાં 'ફિઝીકલ ઍલીમેન્ટ' યાને શારીરીક તત્વ એકજ છે અને પશ્ચિમ તરફની વિદ્યા પણ કરવાથી તેના ખાકી શરીરને પણ નુકશાન પુગે છે.ખાકી પરમાણુ- નુકશાન પુગવાનું એક કારણ એ છે કે ખાકી અને છાયા શરીર વચ્ચેનો સંબંધ એટલો તો ઘાટો હોય છે કે છાયા શરીર છુટું પડવા પછી જો તેના કોઇ ભાગ ઉપર જખમ કરવામાં આવે તો તેના ખાકી શરીરના તેજ ભાગ ઉપર એવીજ આબેહુબ અસર થાય છે, યાને તેવીજ જાતનો જખમ પડે છે. એને ઇંગ્રેજીમાં repercussion કહેવામાં આવે છે.* જ્યારે એક દરદીનો હાથ યા પગ કાપી નાખવામાં આવે છે ત્યારે હાથ ન હોવાં છતાં તે દરદી ઘણી વખત આંગળાંની જગ્યા આગળ ધવડવા જાયછે પણ ત્યાં આગળાં યા હાથ ન હોવાં છતાં કીડ લાગવાનું કારણ તે સમજી શકતો નથી. એનું કારણ એ કે ખાકી હાથ છુટો કરવામાં આવે તે વખતે છાયા શરીરનો તેજ હાથ છુટો પડતો નથી પણ તે તો આખોજ રહે છે. આથી છાયા શરીરનાં આંગળાંમાં મુંજણી થવાથી તે ધવડવા જાય છે. વળી દીલમાં આવવું (obsession) તે પણ બીચારા 'મીદયમો'નાંજ બાબમાં બની શકે છે, પણ એ વિષે હવે પછી બોલીશું. જ્યારે એવા એક 'મીદયમ'નું છાયા શરીર પોતાની મેળે છુટું પડે છે, યા છુટું

* જુઓ *Astral Plane*, by C. W. Leadbeater.

પાડવામાં આવે છે ત્યારે જેમ જેમ તે આહાર આવતું જાય તેમ તેમ પેલો 'મીદયમ' બેભાન થતો જાય છે, અને તેને અત્યંત નબળાઇ થતી માલમ પડે છે. અને જ્યારે છાયા શરીર પાછું તેના ખાકી બદનમાં જાય છે ત્યારે જો કે તેને ભાન પાછું આવે છે તોપણ નબળાઇ તેનામાં રહે છે. જેમ ખાકી શરીર નબળું અને બેભાન થતું જાય છે તેમ છાયા શરીર વધારે ભાનવાળું બનતું જાય છે. 'કલોરોફોર્મ' તથા એવી દવાઓથી છાયા શરીરનો મોટો ભાગ ખાકી શરીરથી જુદો પડે છે અને તેથીજ માણુસ બેભાન થઇ જાય છે. આ છાયા શરીર તેના ખાકી શરીરથી ઘણું દુર જઇ શકતું નથી. કોઇ વખત 'મીદયમ'ને મુદ્દલ માલમ પડયા વગર તેનું છાયા શરીર બહાર નીકળે છે અને અર્ધ-ભાનની હાલતમાં ઓરડામાં અહીં તહીં ભટકવાથી કેટલીએક હલકી ચીજો ઉંધી વાળી નાંખી અંજાણપણે કેટલુંએક નુકશાન પણ કરી શકે છે. યુરોપ અને અમેરીકામાં 'સ્પીરીચુયાલીસ્ત' તરફથી જ્યારે ખરા અખતરાઓ કરી બતાવવામાં આવે છે ત્યારે તેમાં પણ મુખ્ય ભાગ મીદયમનું છાયા શરીરજ બજાવે છે. પણ એ વિષે બીજાં તત્વો સમજ્યા પછી વધુ બોલીશું. જેમ નક્કર, પ્રવાહી અને હવાઇ રૂપમાં રહેલી તમામ વસતુઓની ખબર આપણું ખાકી શરીર પોતાની ઇંદ્રીઓ મારફતે આપણુને પુગાડે છે, તેમજ ઇથર રૂપમાં રહેલી તમામ વસ્તુની ખબર આપણું છાયા શરીર પોતાની ઇંદ્રીઓ ખીલ્યા પછી તેઓની મારફતે આપણુને પુગાડી શકે છે.

## પ્રાણ.

આપણું ત્રીજાં તત્વને પ્રાણ કહેવામાં આવે છે. સુર્યમાંથી જે શક્તિ બહાર પડી આખી જગતમાં પંથરાઇ જાય છે તે શક્તિને "જીવ" કહેવામાં આવે છે. જીવનો અર્થ અત્રે રવાન કરવો નહી પણ સુર્યમાંથી નીકળતી શક્તિ સમજવી, કે જેમાં ગરમી, રોશની, વીજળી, ઇત્યાદી, બીજી શક્તિઓ સમાઇ જાય છે. હવે દરેક છાયા શરીરમાં એવો ગુણ છે કે તે ઉપલી જીવ શક્તિમાંથી થોડી

પાણ્ ૧ બચ્ચા લઇ તેમાં ચોક્કસ ફેરફાર કરી તેને ખાકી શરીરમાં પાથરી નાખે છે. શરીરમાં પથરાઇ ગયલી એ શક્તિને પ્રાણ કહેવામાં આવે છે. જેમ ખાકી શરીર ખોરાકને લોહીમાં બદલી નાંખે છે તેમ છાયા શરીર જીવને પ્રાણમાં બદલી નાંખી શકે છે, પણ ખાકી શરીરથી એમ બની શકતું નથી. એ પ્રાણ શરીરની અંદર ફરતો રહે છે અને વપરાસમાં આવ્યા પછી તે શરીરની બહાર નીકળી જાય છે. પ્રાણથીજ આપણું ખાકી શરીર બધું કામ કરી શકે છે—એજ તેને તાકાત આપે છે. પણ જેમ પ્રાણ વગર આપણે કાંઇ કરી શકતા નથી તેમ છાયા શરીર વગર પણ આપણે નબળા બની જઇએ છીએ, કારણકે છાયા શરીરજ પ્રાણ તૈયાર કરી ખાકી શરીરમાં ફેલાવે છે, અને પ્રાણનું રહેવું છાયા શરીરમાંજ છે. માટે જ્યારે છાયા શરીર બહાર નીકળે છે ત્યારે પ્રાણ પણ તેની સાથે ખાકી શરીરને ઘણે દરજ્જે છોડી જતો હોવાથી આપણે સુસ્ત બની જઇયે છીએ. જેનું છાયા શરીર મોટા જથ્થામાં પ્રાણ એકઠો કરી શકે છે તે તંદરૂસ્ત કહેવાય છે. ઘણા તંદરૂસ્ત માણસોનાં છાયા શરીરો જ્યારે જોઇએ તેનાં કરતાં વધુ જથ્થામાં પ્રાણ એકઠો કરે છે ત્યારે ઉપયોગમાં લેતાં વધેલો પ્રાણ કીરણનાં આકારમાં તેનાં શરીરની બહાર નીકળે છે, જે નબળા બાંધાના માણસો, તૈયાર આઇતો મળવાથી, સેહેલથી લઇ શકે છે. ઘરડા માણસનું છાયા શરીર ઘણાજ થોડા જથ્થામાં પ્રાણ તૈયાર કરી શકે છે જેથી તેઓ હંમેશ નાકૌવતી માટે ફર્યાદ કરે છે. જ્યારે એક જઇફ શખસ એક બચ્ચાંને યા છોકરાંને સાથે લઇ સુએ છે, ત્યારે છોકરાંનું છાયા શરીર જે પ્રાણ તૈયાર કરી રાખે છે તે પ્રાણનો કેટલોએક ભાગ પેલા જઇફ માણસનું છાયા શરીર તૈયાર જોઇ ચુસી લે છે, અને તેથી તે બચ્ચું યા છોકરૂં નબળું થતું જાય છે, જ્યારે જઇફ માણસને કૌવત મળેલું લાગે છે. એટલા માટે બચ્ચાં સાથે બુઢાંને સુવાડવું પસંદ કરવા જોગ નથી. પ્રાણનું આ પ્રમાણે એક શરીરમાંથી બીજામાં જવાનું પરીણામ એ આવે છે કે કેટલાએક માણસોની સંગતમાં આપણને થાક લાગે છે, તથા નાકૌવતી થાય છે. અને તેનું કારણ એ છે કે તેઓનાં છાયા શરીર આપણાં છાયા શરીરે તૈયાર કરેલો પ્રાણ ખેંચી લેછે.

પાડવામાં આવે છે ત્યારે જેમ જેમ તે બાહાર આવતું જાય તેમ તેમ પેલો 'મીદયમ' બેભાન થતો જાય છે, અને તેને અત્યંત નબળાઇ થતી માલમ પડે છે. અને જ્યારે છાયા શરીર પાછું તેના ખાકી બદનમાં જાય છે ત્યારે જો કે તેને ભાન પાછું આવે છે તોપણ નબળાઇ તેનામાં રહે છે. જેમ ખાકી શરીર નબળું અને બેભાન થતું જાય છે તેમ છાયા શરીર વધારે ભાનવાળું બનતું જાય છે. 'કલોરોફોર્મ' તથા એવી દવાઓથી છાયા શરીરનો મોટો ભાગ ખાકી શરીરથી જુદો પડે છે અને તેથીજ માણસ બેભાન થઇ જાય છે. આ છાયા શરીર તેના ખાકી શરીરથી ઘણું દુર જઇ શકતું નથી. કોઇ વખત 'મીદયમ' મે મુદલ માલમ પડયા વગર તેનું છાયા શરીર બહાર નીકળે છે અને અર્ધ-ભાનની હાલતમાં ઓરડામાં અહીં તહીં ભટકવાથી કેટલીએક હલકી ચીજો ઉપી વાળી નાંખી અંજાણપણે કેટલું એક નુકશાન પણ કરી શકે છે. યુરોપ અને અમેરીકામાં 'સ્પીરીચુયાલીસ્ત' તરફથી જ્યારે ખરા અખતરાઓ કરી બતાવવામાં આવે છે ત્યારે તેમાં પણ મુખ્ય ભાગ મીદયમનું છાયા શરીરજ બજાવે છે. પણ એ વિષે બીજાં તત્વો સમજ્યા પછી વધુ બોલીશું. જેમ નક્કર, પ્રવાહી અને હવાઇ રૂપમાં રહેલી તમામ વસતુઓની ખબર આપણું ખાકી શરીર પોતાની ઇંદ્રીઓ મારફતે આપણને પુગાડે છે, તેમજ ઇથર રૂપમાં રહેલી તમામ વસ્તુની ખબર આપણું છાયા શરીર પોતાની ઇંદ્રીઓ ખીલ્યા પછી તેઓની મારફતે આપણને પુગાડી શકે છે.

## પ્રાણ.

આપણાં ત્રીજાં તત્વને પ્રાણ કહેવામાં આવે છે. સુર્યમાંથી છ. [illegible]િત બહાર પડી આખી જગતમાં પથરાઇ જાય છે તે જેમ છાયા શ[illegible]. [illegible] આવે છે. જીવનો અર્થ અત્રે સ્વાન શરીર ખાકી શરીર તથા છાયા [illegible] પણ તે એ બન્ને શરીરથી કદમાં મોટું હોવાને લીધે તેનો કેટલોક ભાગ ખાકી શરીરની બહાર નીકળેલો હોય છે. ઇચ્છાઓ, હવસો, લાગણીઓ, જેવી કે ક્રોધ, અદેખાઇ, ધીક્કાર, વિગેરેનું ભાન આ

પ્રાણ" ખેંચી લઇ તેમાં ચોક્કસ ફેરફાર કરી તેને ખાકી શરીરમાં પાંથરી નાંખે છે. શરીરમાં પથરાઇ ગયલી એ શક્તિને પ્રાણ કહેવામાં આવે છે. જેમ ખાકી શરીર ખોરાકને લોહીમાં બદલી નાંખે છે તેમ છાયા શરીર જીવને પ્રાણમાં બદલી નાંખી શકે છે, પણ ખાકી શરીરથી એમ બની શકતું નથી. એ પ્રાણ શરીરની અંદર ફરતો રહે છે અને વપરાસમાં આવ્યા પછી તે શરીરની બહાર નીકળી જાય છે. પ્રાણથીજ આપણું ખાકી શરીર બધું કામ કરી શકે છે—એજ તેને તાકાત આપે છે. પણ જેમ પ્રાણ વગર આપણે કાંઇ કરી શકતા નથી તેમ છાયા શરીર વગર પણ આપણે નબળા બની જઇએ છીએ, કારણકે છાયા શરીરજ પ્રાણ તૈયાર કરી ખાકી શરીરમાં ફેલાવે છે, અને પ્રાણનું રહેવું છાયા શરીરમાંજ છે. માટે જ્યારે છાયા શરીર બહાર નીકળે છે ત્યારે પ્રાણ પણ તેની સાથે ખાકી શરીરને ઘણે દરજ્જે છોડી જતો હોવાથી આપણે સુસ્ત બની જઇયે છીએ. જેનું છાયા શરીર મોટા જથ્થામાં પ્રાણ એકઠો કરી શકે છે તે તંદરૂસ્ત કહેવાય છે. ઘણા તંદરૂસ્ત માણસોનાં છાયા શરીરો જ્યારે જોઇએ તેનાં કરતાં વધુ જથ્થામાં પ્રાણ એકઠો કરે છે ત્યારે ઉપયોગમાં લેતાં વધેલો પ્રાણ કીરણનાં આકારમાં તેનાં શરીરની બહાર નીકળે છે, જે નબળા બાંધાના માણસો, તૈયાર આઇતો મળવાથી, સેહેલથી લઇ શકે છે. ઘરડા માણસનું છાયા શરીર ઘણાજ થોડા જથ્થામાં પ્રાણ તૈયાર કરી શકે છે જેથી તેઓ હંમેશ નાંકોવતી માટે ફર્યાદ કરે છે. જ્યારે એક જઇફ શખસ એક બચ્ચાંને યા છોકરાંને સાથે લઇ સુએ છે, ત્યારે છોકરાંનું છાયા શરીર જે પ્રાણ તૈયાર કરી રાખે છે તે પ્રાણનો કેટલોએક ભાગ પેલા જઇફ માણસનું છાયા શરીર તૈયાર જોઇ ચુસી લે છે, અને તેથી તે બચ્ચું યા છોકરૂં નબળું થતું જાય છે, જ્યારે જઇફ માણસને કૌવત મળેલું લાગે છે. એટલા માટે બચ્ચાં સાથે બુઢ્ઢાંને જ ખાસ રીતે પસંદ કરવા જોગ નથી. પ્રાણનું આ પ્રગ્ગ્નેણુ ખોદાશનાસીનું કહે પણ ... નાં લાગણી અસલ શરીરમાં થાય છે, પણ આપણી તેને ખાકી શરીરના જખમ થયલા ભાગ સાથ મેળવી દઇએ છીએ

એસ્ટ્રલ શરીરમાં ક્રોધ, અદેખાઇ, કીનો તથા પ્યારના જ [illegible] ઓ થાય છે તે હવે આપણે જોઇએ. આપણું એસ્ટ્રલ શરીર સાતે વીભાગનાં એસ્ટ્રલ પદાર્થનું બનેલું છે. હવે એમાંના કોઇબી એક વીભાગનો પદાર્થ લઇએ તો તે પદાર્થ પણ ઘટપણામાં એક સરખો નહીં હશે, પણ તેમાં કોઇ પદાર્થ વધારે ઘટ તો કોઇ પદાર્થ ઓછો ઘટ હોય છે. જેમ હવાઇ પદાર્થ કરતાં પ્રવાહી પદાર્થ વધારે ઘટ હોય છે, પણ તેથી કાંઇ બધાં પ્રવાહીઓ એક સરખાં ઘટ હોતાં નથી. દાખલા તરીકે, તેલ પાણી કરતાં હલકું હોય છે. તેજ પમાણે એસ્ટ્રલ પદાર્થોનાં દરેક વીભાગમાં જુદા જુદા ઘટપણાંના પ્રમાણનાં પદાર્થો હોય છે. એમાં જે પદાર્થો ઓછા ઘટ હોય છે તેમાં ધ્રુજણી થવાથી ઉંચી લાગણીઓ જેવી કે દયા, પ્યાર, વગેરે ઉપ્તન થાય છે, પણ જે પદાર્થો ઘણાં ઘટ હોય છે તેમાં ધ્રુજણી થવાથી ક્રોધ, અદેખાઇ તથા અંટસની હલકી લાગણીઓ પ્રગટ થાય છે.

હવે જ્યારે એક માણસ આપણને નુકસાન કરે છે અને તેથી આપણે ગુસ્સા યા કીનાના વિચારો કરીએ છીએ ત્યારે વિચારનો એક આકાર આપણાં એસ્ટ્રલ શરીરમાં ઉપ્તન થાય છે. વિચાર-આકારો કેમ થાય છે તે હવે પછી આપણે જોઇશું. અત્રે એવી લાગણીઓ કેમ કાઢી નાંખવી તે તપાસવાની જરૂર છે. જ્યારે આપણામાં હલકી લાગણી થઇ આવે તેજ ઘડી જો આપણે દ્રઢ સંકલ્પ શક્તિથી તેને અટકાવવાની કોશેશ કરીશું અને ખરાબ વિચાર નહીં કરીશું તો આપણાં એસ્ટ્રલ શરીરમાં થતી ધ્રુજણી બંધ થઇ જશે અને હલકી લાગણી થતી અટકશે. પણ વળી કાંઇ બીજું કારણ મળવે પાછી તે ઉભરાઇ આવશે, અને દરેક વખતે આપણને અટકાવવાની કોશેશ કરવી પડશે. કારણ થોડો વખત અટકાવવાથી કાંઇ ખરાબ લાગણી સદંતર નીકળી જતી નથી. એટલા કે એ લાગણીઓ કાઢી નાંખવા આપણાં એસ્ટ્રલ શરીરને સ્વચ્છ કરવું જોઇએ, યાને તેમાંનો ઘટ પદાર્થ કાઢી નાંખી બારીક પદાર્થનો તેમાં વધારો કરવો જોઇએ. જ્યારે આપણે એક પ્યારનો યા દયાનો ઉંડો વિચાર કરીએ છીએ ત્યારે આપણાં એસ્ટ્રલ શરીરનાં બારીક

નુ હાથમાં મુજણીઓ થાય છે. પણ જો એસ્ત્રલ શરીરમાં ઉંચો બારીક પદાર્થ હોતો નથી તો તેમાં ઉંચા પ્રકારની દયાની મુજણી સારી રીતે થઇ શકતી નથી. તે છતાં જ્યારે વારંવાર દયાનાં વિચારો કરવાની કોશેશ કરવામાં આવે છે ત્યારે એસ્ત્રલ શરીરનાં ઘટ પદાર્થો ઢીલા થઇ નીકળી જાય છે અને તેને બદલે બારીક પદાર્થ જે આસપાસ ફેલાયલો રહે છે, તે અંદર ખેંચાય છે. એવી રીતે સારા વિચારો કરવાથી એસ્ત્રલ શરીરમાં બારીક પદાર્થોનું પ્રમાણ ઘણું વધી જાય છે, અને તેથી ખરાબ જાતનાં વિચારનાં આકારો એસ્ત્રલ શરીરમાં મુજણીઓ કરી શકતા નથી, જેથી આપણો સ્વભાવ દીન પરદીન સરસ થતો જાય છે. આ ઉપરથી મનશનીથી થતો એક ફાયદો આપણે સમજી શકીએ છીએ કે તે આપણી બુરી લાગણીઓ દુર કરી આપણો સ્વભાવ સુધારે છે.

એસ્ત્રલ શરીરને સ્વચ્છ કરવાની એક રીત જે આપણે જોઇ ગયા તે મનશની, યાને સારા વીચારો કરવાની, છે. હવે આપણે બીજી રીત જોઇએ. જેમ આપણને એસ્ત્રલ શરીર હોય છે, તેમ જાનવરોને પણ હોય છે. અને દરેક એસ્ત્રલ શરીર તેના ખાકી શરીર સાથે ઘણો અતલગનો સંબંધ ધરાવે છે. જેનું એસ્ત્રલ શરીર ઘટ એટલે અસ્વચ્છ પદાર્થોનું બનેલું હોય છે તેનાં ખાકી શરીરનાં પદાર્થો પણ ઘટ અને અસ્વચ્છ હોય છે. જાનવરોમાં પોતાનાં બચ્ચાં વિષેનો પ્યાર હોય છે પણ તે વતરાગે બીજા જાનવરો તરફ વિરૂદ્ધ લાગણી ઘણી હોય છે. આપણે એક જાનવરને ખાવાનું નાંખીએ છીએ તો બીજાઓ મારામારી કરવા મંડી જાયછે. વળી આપણે બકરાંઓને એક બીજાં સાથ તકકર લડતાં જોઇએ છીએ. એવી રીતે જાનવરોમાં ગુસ્સો, અદેખાઇ અને કીનાની લાગણીઓ મોટે દરજ્જે જોવામાં આવે છે, જે ઉપરથી કહેવાઇ શકાય કે તેઓના એસ્ત્રલ શરીરમાં ઘટ પદાર્થ, ઘણો હોવો જોઇએ અને તેથી તેઓનું ખાકી શરીર પણ ઘટ પદાર્થોનું, યાને અસ્વચ્છ હોય છે. હવે જ્યારે આપણે માંસનો ખોરાક ખાઇએ છીએ ત્યારે તે પદાર્થમાંથી આપણા ખાકી શરીરનાં ઘસાઇ ગયલા ભાગને પુરવામાં આવે છે, અને ત્યારે એવી

રીતે બાકી ઘટ પદાર્થ આપણાં બાકી શરીરમાં આવે છે/ યાને ઘટ પદાર્થની એસ્ત્રલ જોડ ( Astral counterpart ) તરીકે ઘટ એસ્ત્રલ પદાર્થો આપણી તરફ ખેંચાઇ આપણાં એસ્ત્રલ પદાર્થમાં દાખલ થાય છે. એવી રીતે માંસનો ખોરાક ખાધાથી આપણાં એસ્ત્રલ શરીરમાં ઘટ પદાર્થોનું પ્રમાણ વધી જાયછે. હવે જ્યારે ખોદાશનાસીનાં વિદ્યાર્થીઓ એક તરફથી મનશની યાને સારા વીચારો કરવાની કોશેશ કરી, આપણે આગળ જોઇ ગયા તેમ, પોતાનાં એસ્ત્રલ શરીરમાંથી ઘટ પદાર્થ કાઢી નાંખવાની મહેનત કરે છે અને બીજી તરફથી માંસનો ખોરાક ખાઇ ઘટ પદાર્થો શરીરમાં લાવે છે ત્યારે તેઓની મહેનત ફોકટમાં જાયછે. પણ તેને બદલે જ્યારે માંસનો ખોરાક છોડી દે છે ત્યારે સારા વિચારોથી એસ્ત્રલ શરીર સ્વચ્છ કરવામાં તેમને મદદ મળેછે. માટે આ વાત ધ્યાનમાં રાખવી કે એક ખોદાશનાસીનો અભ્યાસી માંસનો ખોરાક ખાવાનું છોડી દે છે તે કેટલાએક ધારે છે તેમ ભેજું નરમ થયાથી નહીં, ભેજું ખસી ગયાથી નહીં, પણ બુરી લાગણીઓ દુર કરી પોતાનો સ્વભાવ સુધારવા માટેજ હોય છે. એ માટે તેને કોઇ તરફથી ફરજ પાડવામાં આવતી નથી પણ જ્યારે ઉપલુ કારણ તે સમજે છે ત્યારે પોતાની મેળેજ રાજી ખુશીથી તે માંસ ખાવાનું છોડી દે છે. બીજા હાથ ઉપર માંસના ખોરાકથી પરેજ રહેનારને એક વાત યાદ રાખવાની છે કે એસ્ત્રલ શરીર સ્વચ્છ કરવા માંસનો ખોરાક જો આપણે મુકી દઇએ, પણ સારા વિચાર કરવાની કોશેશ કરવાને બદલે ખરાબ વિચારો કરવાનું ચાલુ રાખીએ, યા બીજાનાં ખરાબ વિચારો આપણામાં આવવા દઇએ તો આપણાં એસ્ત્રલ શરીરમાં ઘટ પદાર્થ વધવાથી તે સુધરતું નથી. માટે બેઉ રીતો અખત્યાર કીધાથીજ જોઇતું પરીણામ ઉપજાવી શકાય છે, યાને આપણો સ્વભાવ સુધરી શકે છે. જેઓ હંમેશ હલકી મશકેરી ઠઠામાં મજાહ લે છે, જેઓનાં મ્હોંમાથી હંમેશ ગાળ, ગલીચ, અને હવસો ઉત્પન કરનારાં વચનો નીકળે છે તેઓનું એસ્ત્રલ શરીર જો જોયું હોય તો તે ગલીચ, કાળુ અને ગદલું માલમ પડે છે, જ્યારે નેક વિચારો અને નેક સખુનો બોલનારનું એસ્ત્રલ

પદાર્થો ઘણુંજ ખુબસુરત, ખુશનુમાં રંગનું, અને ચળકાટથી ભરેલું જણાય છે.

મનશની અખત્યાર કરવાથી તથા સ્વચ્છ ખોરાકથી એક અભ્યાસીનું એસ્ત્રલ શરીર જેમ જેમ સ્વચ્છ બનતું જાય છે, તેમ તેમ તેનામાં દયા, પ્યાર અને મોહબતની ધ્રુજણીઓ વધતી જાય છે. પોતાનાં સગાંઓ માટેજ નહીં, માણસજાત માટેજ નહીં, પણ તમામ જાનદાર પેદાશ માટેના પ્યાર અને દયાંનાં વિચારો તેનામાં આવતા જાય છે. તેને એવો ખ્યાલ આવે છે કે મને મારો જીવ જેટલો વ્હાલો લાગે છે, તેટલોજ વ્હાલો દરેક જાનવરને પણ પોતાનો જીવ હોવો જોઇએ. જ્યારે એક જાનવરને કાપવાને માટે કસાઇવાડામાં લઇ જવામાં આવે છે, ત્યારે અંદર નહીં જવા માટે પ્રેરણા બુદ્ધિ ( instinct ) થી તે જે હઠ લે છે, તથા નહીં કપાવાં માટે જે તરફડીઆ મારે છે તેનો વિચારજ પેલા અભ્યાસીને દીલગીરીમાં ગરકાવ કરે છે. તેને વિચાર આવે છે કે દુનિયાંના લોકો સારી રવેશે જાણે છે કે જ્યારે એક બકલીઆંને યાને એક બકરીના બચ્ચાંને અથવા મરઘીનાં પીલાંને તેની માતા પાસેથી ઉચકી લેવામાં આવે છે, ત્યારે તેની માતા બીચારી આવરી બાવરી બની જઇ બચ્ચાં આગળ દોડી આવે છે, અને જ્યારે તે બચ્ચાંને પાછું છોડી દેવામાં આવે છે ત્યારે તે માતા ખુશ થતી તેને લઇ પાછી ફરે છે. એ મુજબ જાનવરમાં સમાયલી બચ્ચાં તરફની પ્યારની લાગણી જેઓ નજરે જુએ છે તેઓ તો ખુશ થઇ જઇ તે વખતે ખુદરતનાં સુકરાના વટીક કરે છે. પણ જ્યારે પોતાનાંજ વ્હાલાં ફરજંદની સાલગીરી જેવો શુભ દીવસ આવે છે ત્યારે એ સઘળું ભુલી જઇ ખાટકીને એક દીવસ આગમજથી કહેવડાવે છે કે મને આવતી કાળે ૪ અથવા ૫ "કીડ" ના કટકા જોઇશે, યાને તું બે ત્રણ બકલીઆં વધારે કાપજે. આ સર્વ બીના ઉપરથી ખોદાશનાસીનાં પેલા અભ્યાસીને વધુ એવો વિચાર આવે છે કે, ખોદાએ માણસ જાત માટે હજારો જાતનાં અનાજો પેદા કીધાં છે, જાત જાતની દાળ, ચોળા, યાને કઠોળ ઉત્પન કીધાં છે, તરેહવાર પ્રકારની તર

તરકારીઓ બનાવી છે, હજારો જાતની ફળ ફળાદી પેદા કીધી, તરેહ તરેહનો મેવો ઉગાડેલો છે, તે છતાં શું જીવ લઇનેજ મેળવેલા ખોરાકની પણ હજી અગત્ય છે? હજારો જાતનો ખોરાક આપણાં વપરાસ માટે બનાવેલો હોવાં છતાં જાનવરનો જીવ લેવો શું વાજબી છે? હવે વિચાર કરો કે એવી રીતે એક ખોદાશનાસીનાં અભ્યાસીમાં પ્યાર અને દયા ઉત્પન થયા પછી તે માંસનો ખોરાક કેમ લઇ શકે? એટલા માટે આપણે તેવાઓને બનતી મદદ તથા ઉત્તેજન આપવું જોઇએ આપણાં ફરજ દો યા બેસીઓ માંસનો ખોરાક ન ખાતા હોય તો તેથી આપણને ખુશી થવું જોઇએ.

પણ માંસનો ખોરાક મુકી દેવામાં એક નુકશાન થવાનો સંભવ છે, તેની સંભાળ રાખવી જોઇએ. એ સંભાળ તંદરૂસ્તીની છે. દોણું યા પતલું અંગ એ તંદરૂસ્તીનું પ્રમાણ હોતું નથી. પણ વગર થાકી જવે લાંબા વખત સુધી કામ કરવાની શકિત એ તંદરૂસ્તીનું માપ છે. જે માણસ વગર થાકી જવે બીજાં કરતાં વધારે કામ કરી શકે છે તે વધારે તંદરૂસ્ત કહેવાય છે. હવે એકદમ માંસનો ખોરાક છોડી દેવાથી ઘણાં બરાંના બાબમાં તેની શકિત ઓછી થાય છે, માટે તે શકિત ઓછી થવાનું કારણ શું છે અને તે કારણ કેમ દુર થઇ શકે તે હવે આપણે જોઇએ. આપણે શીખી ગયા કે આપણું ખાકી શરીર જે હજારો તથા લખો અતી બારીક જીવોનું બનેલું છે તેનું કામ આપણાં ખાધેલાં ખોરાકમાંથી શરીરનાં ઘસાઇ ગયલા ભાગોને પાછું પુરવાનું હોય છે. હવે જો એક શખ્સ માંસનો ખોરાક છોડી દેવાનો આજે ઠરાવ કરે, અને આવતી કાળથી સદંતર ગોસ ખાવાનું બંધ કરે તો તેનાં શરીરમાંના હજારો જીવોને જે પદાર્થો માંસના ખોરાકમાંથી મેળવવાની ટેવ પડી હતી તે પદાર્થ વનસ્પતીનાં ખોરાકમાંથી મેળવવાની તેઓને આદત ન હોવાથી તેનો ખાધેલો ખોરાક વગર હજમ થવે નીકળી જાય. *આથી તેનાં શરીરનો ઘસારો પુરાતો ન હોવાથી તેનું* માસ અને શકિત ઓછી થતી જાય છે. એટલા માટે એ બારીક જીવોને વનસ્પતીના ખોરાકમાંથી જોઇતો તત્વ લેવાની આસ્તે આસ્તે

ટેવ નાંખવી જોઇએ. જો એક શખસ બપોર અને રાત બેઉ વખત બબે વાણીનું ગોસ ખાતો હોય તો તેને પહેલાં બે મહીના સુધી બપોરે જેમ ખાતો હોય તેમ ખાઇ રાતનાં એકજ વાણીનું ગોસ ખાવું, તથા બીજામાંથી ગોસમાં રાંધેલી તરકારીજ ખાવી. ત્યારપછીનાં બે મહીનાં સુધી બપોરે પણ રાતની માફક એક વાણીનુંજ ગોસ ખાવું. ત્યાર પછીનાં બે મહીનાં સુધી રાતનાં ગોસ સુદલ ખાવું નહીં, પણ ગોસમાં પકાવેલી તરકારી ખાવી. ત્યારપછી લગભગ છ મહીનાં વેર કોઇબીવાર ગોસ ન ખાવું પણ રાત બપોરે બેઉ વખત ગોશમાં પકાવેલી તરકારી ખાવી. એમ કીધાથી ગોસનો ઘણોજ થોડો કસ પેટમાં જતો હોવાથી આપણાં શરીરનાં અનુઓ અથવા જીવોને તરકારીનાં ખોરાકમાંથી જોઇતો પદાર્થ લેવાની ટેવ પડે છે. આથી છ મહીના પછી માંસનો ખોરાક સદંતરજ મુકી દેવાથી આપણને કંઇ અડચણ પડતી નથી. માંસનો ખોરાક જેમ જેમ છોડતા જઇએ તેમ તેમ તેજ વખતે કઠોળ યા દુધનો ખોરાક ધીમે ધીમે વધારવો જોઇએ.

એવી રીતે જ્યારે ખોદાશનાસીનો એક અભ્યાસી હલકી લાગણીઓ દુર કરવા માટે, તેમજ કુલ જાનદાર પેદાશ તરફની દયાની લાગણીને લીધે માંસનો ખોરાક મુકી દે છે, ત્યારે તેને માંસનો ખોરાક ખાવા માટે મન થતું નથી એટલુંજ નહીં પણ તે માટે વિચાર પણ જાતે આવતો નથી. પણ બીજા હાથ ઉપર દયાની લાગણીથી નહી, પણ ચોકશ સ્વાર્થ માટે, યાને ચોકશ દરદ દુર કરવા માટે, યા મોક્ષ મેલવવાની ઇચ્છાથી જ્યારે માસનો ખોરાક છોડી દેવામાં આવે છે ત્યારે માસના ખોરાક માટેની ઇચ્છા તેનામાંથી જતી નથી. આથી મોડે વહેલે નજીવું કારણ મલતાજ તે માસનો ખોરાક પાછો લેવા માંડે છે. આ ઉપરથી માંસનો ખોરાક ખાનારાઓને ઠપકો આપવો ઘટતો નથી, તેમજ વનસ્પતીનો ખોરાક ખાનારાઓની તારીફ પણ કરવી જોઇતી નથી. કારણ માંસનો ખોરાક નહીં ખાવાનાં સર્વે કારણો અને ફાયદાઓ બરાબર સમન્યા પછી, અને તેનું વાજબીપણું સ્વીકાર્યા પછી, જો એક માણસ માંસનો ખોરાક મુકી દે તો તેમાં

કાંઇ મોટી ખીસાદ નથી. એ કાંઇ એવું મહાભારત કામ નથી, કે જેથી તેની તારીફ થવી જોઇએ. પણ ઉપલા કારણોનું વાજબીપણું સ્વીકારવાં છતાં, તેના માર્ગમાં કાંઇ અડચણો ને હોવા છતાં, આળસાઇને લીધે, યા માંસના ખોરાકનો સ્વાદ છોડવા નહીં ગમવાને લીધે, જો તે આ ખોરાક મુકી દેવાની કોશેશ ન કરે, તો તે ઠપકાને પાત્ર ગણાવો જોઇએ. તેજ પ્રમાણે બીજા હાથ ઉપર જેઓ ઉપર દર્શાવેલા કારણોથી અજાણ્યા હોય છે, જેઓ માંસનો ખોરાક મુકવાથી નીપજતા ફાયદાઓ વિષે જાણતા નથી, તેઓ જો આ ખોરાક ખાતા હોય તો તેમાં તેઓ જરાકપણ ઠપકાને લાયક ઠરતા નથી. જેમ જેમ તેઓ જ્ઞાનમાં આગળ વધતા જશે, જેમ જેમ તેઓમાં કુલ જગત માટે દયા, પ્યાર અને મોહોબતનો વધારો થતો જશે, તેમ તેમ તેઓ માંસનો ખોરાક નહીં ખાવાનું વાજબીપણું સ્વીકારતા જશે. તે વખતે પોતાની મેળેજ વગર સમજાવવે માંસનો ખોરાક ત્યાગ કરશે. ખોદાશનાસી પ્રમાણે 'ઇવોલ્યુશન'માં ચોકશ દરજ્જે દુનિયાં આવી પુગવા પછી એક વખત એવો આવશે કે જ્યારે દુનિયાંના તમામ લોકો માંસનો ખોરાક ખાવો છોડી દેશે, અને આગળ ચાલતાં એલમના જોરે ઘણાજ કમ ખોરાક ઉપર જીવી શકશે આ વિચારને આપણા ધર્મના લખાણો પણ જે કેટલેક દરજ્જે ટેકો આપે છે, તે રીવાયતમાં બહમન યસ્તના તરજુમાના નીચલા ફકરા ઉપરથી જણાઇ આવે છે:

"તમામ જેહાંન હોરમજદની દીન ઉપર ચાલશે. અને તે વેળામાં મોત તથા બુઢાપો નહીં, અને આદમીઓ ઇજદ અમશાસપંદની મીસાલે પાક થાસે, અને તેહવાર પછે જે આદમીઓ જેહાંન માં હોસે તેઓ સરવે ગોસત ખાવું દુર કરશે. અને હોશે દર માહાનાં વખતથી કોઇ કોઇ ગોસપંદ નહીં મારે, અને ગોશપંદ નહીં ખાએ ... સરવે આદમીઓ ગાએનાં દુધનો ખોરાક લેઇને સંતોષ પામશે .... પણ પછી દુધ પીવાની હાજતભી તેઓને નહીં રેહશે. પછે મેવો તથા ફ્લ ખાઇને સંતોષ પકડશે. અને તેવાર પછે મેવો ખાંવોભી મુકશે, અને તમામ ખલક પાણી

પેન્સ રહેશે. પછે પાણી પણ પીવું મુકશે અને તમામ ખલક મેનીઓ ખોરમ થાશે. એ મેનીઓ ખોરમનો માએનો એ જે, તેઓને કાંઇ ખાધાની હાજેત નહીં રહેશે, અને બેહેશતી રોઆનોની મીસાલ ફરશે."

આ ફકરા ઉપરથી માલમ પડે છે કે માંસનો ખોરાક તજી દેવો, તે બુદ્ધિ તથા અશોઇના ખીલવાનું પરીણામ છે, અને નહીં કે કેટલાક અવિચારી તથા સ્વાર્થિ પુરૂષોના મત પ્રમાણે ભેજું ખસી જવાનુ પરિણામ. એટલા માટે ઉપર દર્શાવેલાં કારણો તથા ફાયદાઓ વાજબી છે કે નહીં તેની ઉપર વિચાર કરવાની આપણી પહેલી ફરજ છે, અને તેમ જો ન બનતું હોય તો હાલ તુરત તે સવાલ રહેવા દેવો. જેઓ માંસનો ખોરાક ખાતાં ને હોય તેઓની તકરારો તથા લાગણીઓ જાણ્યા વગર તેઓની સામે બોલવું એ અક્કલમંદોનું કામ નથી.

વળી બહમન યસ્તના ઉપલા ફકરા ઉપરથી માલમ પડે છે કે જે વખતે માણસો પુર ભાન સહીત 'એસ્ત્રલ શરીર' માં કામ કરી શકશે તે વખતે ખાકી ખોરાક ખાવાની કાંઇ પણ ગરજ રહેશે નહી. પણ જ્યાં સુધી તે બુલંદ દરજ્જે એક સખશ આવી પુગે નહી, ત્યાં સુધી તદન ખોરાક તજી દેવાની કોશેશ કરવી, એ તેના અજ્ઞાણપણાનું ઘેલાપણુ છે.

જેમ ખાકી અને છાયા શરીરમાં પાંચ જ્ઞાન ઇંદ્રીઓ હોય છે, તેમ 'એસ્ત્રલ શરીર'માં પણ તેઓને લગતા 'સેનતર્સો' અથવા ઇંદ્રિ-બીંદુઓ હોય છે, જે મારફતે એસ્ત્રલ ચીજોની ખબર પડે છે. પણ આપણામાં તે એસ્ત્રલ 'સેનતર્સો' ખીલેલા ન હોવાથી આપણને એસ્ત્રલ શરીર અથવા પદાર્થો દેખાતા નથી. આપણું એસ્ત્રલ શરીર છુટું પડી શકે છે, બલકે રોજ રાતનાં તે છુટું પડે છે. જ્યારે માણસ ઉંઘમાં પડે છે ત્યારે ખાકી તથા છાયા શરીર (જે આખી જીંદગી સુધી સદા જોડાયલાંજ રહે છે) બીછાનામાં રહે છે, પણ એસ્ત્રલ શરીરમાં રવાન બહાર નીકળી પડે છે. પ્રગટીકરણમાં ઘણાં

પછાત રહેલાં 'માણુસોનું' એસ્ટ્રલ શરીર જ્યારે રાતના બહાર નીકળે છે ત્યારે તે બરાબર ખીલેલું ન હોવાથી વાદળાં જેવું લાગે છે, તે 'ખાકી શરીરની પાસેજ ભમ્યા કરે છે, અને તેમાં રહેલું સ્વાન પણ ખાકી શરીરની માફક ભાન વગરનું'જ જણાય છે. સાધારણ મનશક્તિવાળાં માણુસનાં એસ્ટ્રલ શરીરનો આકાર માણુસના જેવોજ હોય છે તે ખાકી શરીરથી ઘણે દુર જઇ શકે છે, અને તેમાં રહેલું સ્વાન ભાન સાથે ફરે છે પણ જેમ તે ખાકી શરીર વાપરી જાણે છે તેમ તેને એસ્ટ્રલ શરીર વાપરતાં આવડતું નથી. પણ જે માણુસ પ્રગટીકરણમાં આગળ વધેલો હોય છે, તે પુર ભાન સાથે એસ્ટ્રલ શરીરનો ઉપયોગ કરી શકે છે, અને ખાકી શરીરથી ઘણો દુર જઇ શકે છે. તે છતાં જ્યારે તે પાછો ખાકી શરીરમાં આવે છે ત્યારે એસ્ટ્રલ શરીરમાં જોયલી કાંઇ પણ ચીજ તેને યાદ રહેતી નથી, કારણ કે યાદદાસ્ત ભેજાને લીધે હોય છે, પણ જ્યારે તે એસ્ટ્રલ શરીરમાં ભાન સાથે ફરે છે, ત્યારે ભેજું તો ખાકી શરીરમાં ખીછાનાપર હોય છે એટલા માટે ભેજાંપર તે બાબદનો કાંઇ પણ ભાસ થતો નથી. આગળ ચાલતાં એવે તબક્કે તે પૂગે છે કે જ્યારે એસ્ટ્રલ શરીરનાં અનુભવો તે સંપુર્ણ રીતે ખાકી શરીરમાં યાદ રાખી શકે છે. આવી રીતે માણુસનાં ચાર નાશવંત તત્વો સમજ્યા પછી હવે આપણે માણુસજાતનાં અમર તત્વ વિષે બોલીશું.





## પ્રકરણ ૩ જું.

## માણસનું બંધારણ—(ચાલુ).

### અમર તત્વો.

માણસનાં ચાર નાશવંત તત્વો જોઇ ગયા પછી હવે આપણે અમર તત્વ વિષે બોલીએ. મનસ, બુદ્ધિ અને આત્માને માણસનાં અમર તત્વ લેખવામાં આવે છે. એ ત્રણે જુદાં જુદાં નથી પણ એકજ અમર તત્વની ત્રણ શક્તિઓને આ નામો આપવામાં આવેલાં છે, અનેતે એક તત્વનેઆત્મા-બુદ્ધિ-મનસ એવું નામ આપવામાં આવ્યું છે. આપણે જે રવાન શબ્દ વાપરીએ છીએ તે માણસના કીયાં અમર તત્વને લાગુ પાડવો, મનસને, બુદ્ધિને, આત્માને કે ત્રણે મળીને એક થયલા આત્મા-બુદ્ધિ-મનસને, તેનો આધાર આપણે રવાન શબ્દ વાપરતી વખતે શું અર્થ કરીએ, રવાન શબ્દ બોલતી વખતે આપણને શું વિચાર આવે, તેની ઉપર રહે છે આપણામાંના કેટલાકો માણસને ત્રણ ભાગમાં વહેંચે છે, ખાકી શરીર, રવાન અને ફરોહર. પણ ફરોહર શબ્દનો અર્થ લોકો તરેહવાર રીતે જુદો જુદો કરે છે. એ શબ્દનો અર્થ આપણામાં નક્કિ કરવામાં આવ્યો નથી. આપણામાંનો મોટો ભાગ, બલકે લગભગ બધા જરથોસ્તીઓ, માણસને બેજ ભાગમાં વહેંચે છે, ખાકી શરીર જે માણસના ગુજરવા પછી નાશ પામે છે તે, અને રવાન જે અમર હોય છે. અહીં રવાન શબ્દ માણસના ત્રણ અમર તત્વોને એક તરીકે ગણીને વાપરવામા આવેલો

માલમ પડે છે. માટે આપણે જ્યારે સાધારણ રીતે રવાન શબ્દ વાપરીએ છીએ ત્યારે આપણે એમજ સમજીએ છીએ કે રવાન આપણું ઉંચ્ચામાં ઉંચુ તત્વ છે, એના કરતાં વધારે ઉંચુ તત્વ બીજું નથી. આવી રીતે રવાન શબ્દ આત્મા-બુદ્ધિ-મનસ માટે વાપરવામાં આવેલો જણાય છે. આ બીકટ બાબદ સહેલથી સમજી શકાય એટલા માટે આપણે પણ આ રવાન શબ્દનો ઉપલોજ અર્થ કરી, આત્મા, બુદ્ધિ તથા મનસને રવાનમાં છુપી રહેલી શક્તિઓ તરીકે ગણીશું. આ શક્તિઓમાંની 'મનસ' શક્તિ યાને મનશક્તિ માણસોમાં હાલમાં ખીલતી જાય છે, પણ બુદ્ધિક તથા આત્મીક શક્તિ, થોડાક જ્ઞાની પુરૂપો શીવાય, સઘળા મનુષ્યોમાં ખીલવા માંડી નથી પણ છુપી રહેલી છે.

માણસનું આ અમર તત્વ યાને રવાન ખોદાનો અંશ છે, જેમાં તમામ ખોદાઇ શક્તિઓ બીજ રૂપે યાને વગર ખીલવે ગુપ્ત રહેલી હોય છે. એ તમામ ખોદાઇ શક્તિઓ ખીલવ્યાથી ખોદાનાં જેવા થવાય છે, અને એ શક્તિઓ ખીલવવી એજ પ્રગટીકરણ (evolution) ની, તેમજ માણસની જીંદગીની ખરી નેમ હોય છે. ખોદાએ પોતાનો અંશ આપણા રવાનો તરીકે બહાર પાડી તેમાં પોતાની તમામ શક્તિઓ બીજરૂપે મુકી તે એટલાજ માટે કે આસતે આસતે માણસો અનુભવ મેળવી, એ તમામ શક્તિઓ ખીલવી પોતાના જેવા પુર જ્ઞાની, સર્વશક્તિવાન તથા અનંત આનંદી થઇ તે કીરતારમાં આમેજ થઇ જાય. જ્યાં સુધી ખોદાઇ શક્તિઓ આપણામાં વગર ખીલવે પડી હોય છે, ત્યાં સુધી આપણે અજ્ઞાન કહેવાઇએ છીએ, ત્યાં સુધી આપણ અને ખોદાની વચ્ચે આસમાન જમીનનો તફાવત રહે છે, અને તેથી આપણને એવું લાગે છે કે ખોદા વિશે કાંઇપણ ખ્યાલ કરવો યા જ્ઞાન મેળવવું એ માણસ જાતની શક્તિની બહાર છે. પણ આસતે આસતે જેમ જેમ જગતનો અનુભવ મેળવતા જઇએ, અને આપણામાં બીજરૂપે રહેલી ખોદાઇ શક્તિઓને ખીલવતા જઇએ, તેમ તેમ ખોદા અને માણસ વચ્ચેનો તફાવત ઓછો થતો જાય છે, અને આખરે તમામ ખોદાઇ

-શક્તિઓ મેળવી તે પાક પરવરદેગારના નુરમાં મળી જઇ શકાય છે. એ ખોદાઇ શક્તિ ખીલવવા માટે ફક્ત ખાકી દુનિયાંનોજ નહીં પણ ત્રણે દુનિયાંનો અનુભવ મેળવવો પડે છે. પણ ખાકી દુનિયાંનો તમામ અનુભવ મેળવવા માટે રવાનની એક જીંદગી કે જે થોડા કલાકની યા થોડા મહીનાની યા એકથી તે સવાસો વરસની અંદરની હોય છે, તે બસ થતી નથી. કારણ કે આપણે જો જઇફમાં જઇફ માણસ પાસે પણ જઇશું તો માલમ પડશે કે ખાકી દુનિયાને લગતી હજારો બાબદ અને હજારો વિદ્યા એવી હશે કે જેને વિષે તેણે કાંઇ પણ અનુભવ મેળવેલો નહી હશે. ન્યુતન પોતાનાં બોહોળાં જ્ઞાન છતાં લખી જાય છે કે દુનિયામાં એટલુંતો શીખવાનું છે કે તેની સાથે સરખાવતાં મેં જેટલું જ્ઞાન મેળવ્યું છે તે દરીએ કીનારેની રેતીના ફકત એક દાણા સમાન છે. એટલા માટે ખાકી દુનિયાંનો એક જીંદગીમાં મેલવેલો અનુભવ મરણ પછી મીનોઇ દુનિયામાં ખોદાઇ શક્તીમાં બદલી નાંખીયા પછી બીજા વધારે અનુભવ માટે રવાનને ખાકી દુનિયામાં પાછું ફરવું પડે છે. અને એ મુજબ જ્યાં સુધી પોતામાંજ બીજ રૂપે રહેલી તમામ ખોદાઇ શક્તિઓ ખીલતી નથી. ત્યાં સુધી રવાનને અતરે આવજાવ કરવી પડે છે. પણ જ્યારે રવાન તમામ ખોદાઇ શક્તિઓ ખીલી રહ્યાથી ફરેસ્તા જેવું જ્ઞાની બને છે ત્યારે જન્મ મરણના ફરજીયાત ફેરામાથી મોકલુ થાય છે, અને ત્યાર પછી રાજી ખુશીથી જન્મ લઇ તે પાક પરવરદેગારના સેવક તરીકે માણસ જાતને તેમની ખોદાઇ શક્તિઓ ખીલવવામાં મદદ કરે છે. એવા જ્ઞાનીઓને મહાત્મા, આબેદ, પયગમ્બર, સાલેક, રૂષી, યોગી વીગેરે કહેવામાં આવે છે. અતરે કેટલાકો એવો સવાલ કરશે કે જ્યારે આપણું મીનોઇ તત્વ યાને રવાન ખોદાનોજ અંશ છે, પરવરદેગારનુજ કીરણ છે, ત્યારે તો તે જ્ઞાની અને સર્વ શક્તિવાન હોવું જોઇએ. પણ રવાન ખોદાનો અંશ હોવા છતાં તે જ્ઞાની નથી. એ બાબદ ઘણીજ અગત્યની હોવાથી તે બરાબર સમજવા ખાકી દુનિયાંનો એક દાખલો લઇએ કે જેથી

એ કઠણ બાબદ, જે પ્રગટીકરણની મુખ્ય નેમ કહેવાય છે, તે વધારે સારી રીતે સમજ પડે.

એક તરતનું જન્મેલું બચ્ચું જો કે તેનાં માબાપનો અંશ છે તે છતાં તેના માબાપમાં જે મનુષ્ય જાતની સાધારણ શક્તિઓ જોવામાં આવે છે તેમાંની એક પણ શક્તિ તે બચ્ચું ધરાવતું નથી પણ તે બચ્ચું જાનવરનું નહીં પણ માણસનો અંશ ધરાવતું હોવાથી માણસ જાતની સાધારણ શક્તિઓ આગળ ચાલતાં તેનામાં પ્રગટી નીકળવાનો સંભવ હોય છે. દાખલા તરીકે હાલ તેને ખાતાં, પીતાં, બોલતાં, ચાલતાં, વિચાર કરતાં, એ કશું આવડતું નથી. પણ દીનપર દીન જેમ જેમ તે મોટું થતું જાય છે તેમ તેમ એક પછી એક ઉપલી શક્તિઓ તે મેળવતું જાય છે અને ઉમરે પુગતાં માણસ જાતની સાધારણ શક્તિઓ તે મેળવી શકે છે. ત્યાર પછી તેનુ કામ તે શક્તિઓનો ઉપ્યોગ કરવાનું હોય છે, અને પોતાની વારી આવવે પોતાના બચ્ચાંઓને તેવીજ શક્તિઓ મેળવવાને તે મદદ કરે છે. એજ પ્રમાણે આપણું રવાન જોકે ખોદાનોજ અંશ છે તે છતાં ખોદામાં જે સાધારણ શક્તિઓ હોય છે તે શક્તિઓ હાલ આપણાં રવાનમાં ખીલેલી નથી. પણ રવાન પરવરદેગારનોજ અંશ હોવાથી આગળ જતાં રવાનમાં એ શક્તિઓ ખીલી નીકળવાનો સંભવ હોય છે. દાખલા તરીકે અત્રે બેઠા બેઠા દુનિયાંના કોઈપણ ભાગમાં શું બને છે તે જાણવું, પ્રાચીન કાળમાં શું થયું હતું તે જાણવું, જે ચીજ ને જે અવાજ સાધારણ માણસ જોઇ યા સાંભળી ન શકે તે જોવો તથા સાંભળવો, બીજાનાં વિચારો જાણવા, અંતરજ્ઞાન (Intuition) મેળવવું, મનનું સમતોલપણું જાળવવું, ઉંડી વિચાર શક્તિ મેળવવી, અને એ વતરેગે બીજી સેંકડો અદભુત શક્તિઓ જે થોડાંજ માણસોમાં જોવામાં આવે છે, તે શક્તિઓ આપણું રવાન ધરાવતું નથી, અને એકજ જીંદગીમાં તે સઘળું મેળવી શકવાને શક્તિવાન પણ હોતું નથી; પણ જેમ જેમ રવાન આ દુનિયાંમાં ફેરા ખાતું જાય છે તેમ તેમ દરેક જીંદગીમાં થોડી થોડી શક્તિઓ મેળવી આખરે સઘળી શક્તિઓ

ખીલવાથી તે ખોદાના જેવું સર્વજ્ઞાની બની શકે છે. અને ત્યાર પછી તેનું કામ માણસ જાતને એજ કામમાં મદદ આપવાનું હોય છે.

પ્રગટીકરણ (evolution) પ્રમાણે ખનીજ પદાર્થમાંથી વનસ્પતી, વનસ્પતીમાંથી જાનવર, તથા જાનવરી તબક્કામાંથી માણસો ઉત્પન થયલા હોય છે. જ્યારે એક જનાવરનો જીવ, ખસુસ કરીને જે જાનવર માણસનાં સંબંધમાં આવેલું હોય છે તેનો જીવ, જેવાં કે ગાય, કુતરાં, ઘોડા એવા જનાવરોમાંનો એકનો જીવ પ્રગટીકરણમાં વધતાં વધતાં ચોકસ દરજ્જે આવી પુગે છે, ત્યારે તે જાનવરોનો જીવ માણસના રવાનમાં બદલાઇ જાય છે. એવી રીતે જેમ જેમ જનાવરોના જીવો ઉંચે દરજ્જે પુગતા જાય છે તેમ તેમ તેઓ રવાનમાં ફેરવાતા જાય છે. એ પ્રમાણે જોતાં માલમ પડે છે કે બધાં માણસોનાં રવાનો એક્કી વખતે પેદા થયલાં ન હતાં, પણ રફતે રફતે જુદે જુદે વખતે જેમ જેમ જાનવરોનાં જીવો ઉંચે દરજ્જે આવતા ગયા તેમ તેમ રવાનો પેદા થતાં ગયાં. આપણી આર્ય પ્રજા પાંચમી કહેવાય છે, અને ખોદાશનાસી પ્રમાણે પેહેલી સાડા ત્રણ પ્રજા સુધી જાનવરોના જીવોને માણસના રવાનમાં બદલવાની તક મળી, પણ ચોથી પ્રજા 'એટલાનતીયન્સ'ની અધવચથી એ બંધ કરવામાં આવ્યું, યાને જાનવરોના જીવો માણસમાં ફેરવાતા બંધ થયા. અત્યાર સુધીમાં જે રવાનો પેદા થઇ ચુકાં છે તેઓને પોતામાં બીજ રૂપે રહેલી શકિતઓ ખીલવી ખોદાના જેવા જ્ઞાની થવાની તક આપવામાં આવી છે. એ ઉપરથી માલમ પડે છે કે જાનવરોના જે જીવો છેક પાછલથી રવાનમાં ફેરવાઇ ગયા હતા તે રવાનોએ આ ખાકી દુનિયામાં થોડા ફેરા ખાધેલા હોવા જોઇએ. ખોદાશનાસી પ્રમાણે જે રવાનોએ આ ખાકી દુનિયામાં થોડાજ ફેરા ખાધેલા હોય છે તેઓ મન અને સમજ શક્તિમાં ઘણુંજ પછાત હોય છે. દાખલા તરીકે આફ્રીકાના જંગળી માણસો વિષે એવું કહેવામાં આવેલું છે કે તેઓ આખો દીવસ આઇઆસીપણામાં

પોતાની જીંદગી ગુજારે છે. તેઓને જ્યારે ભુખ લાગે ત્યારેજ ભુખની લાગણી તૃપ્ત કરવા તેઓને શેકાર મારવા જવું પડે જે પછી પાછા એકજ ઠેકાણે પડી રહેછે. આસ્ત્રેલીઆનાં જંગ માણસો માટે એવું કહેવામાં આવે છે કે રાતનાં ઠંડીમાં થરથરત હોવાથી તેઓને જો ધાબળી આપવામાં આવે છે તો આખી રાત તેને ઉપયોગ કર્યા પછી સવારના ઠંડી નરમ પડતાંજ તેઓ બીજાને નજીવ ચીજના બદલામાં તે આપી દે છે, અને રાત પડતાં પાછા ઠંડીમાં થરથરતા બેસે છે. પણ રાત પછી દીવસ અને દીવસ પછી પાછી રાત આવે એટલી પણ સમજ યા યાદદાસ્ત તેઓને હોતી નથી.

વળી સાધારણ નીતિના વિચારોની પણ તે જંગલી માણસના રવાનમાં જગા હોતી નથી. એક એવા માણસ માટે કહે છે કે ભુખ લાગવાથી તે પોતા પાસે એક બાયડી હતી તેને મારીને ખાઈ ગયો, અને તેને જ્યારે આ ખોટું છે આમ સમજાવવાની કોશેશ કરવામાં આવી ત્યારે તે પેટ પસવારી બોલ્યો કે "તે મને કાંઇ ભારે પડી નથી, સહેલાઇથી હજમ થઇ ગઇ." ખરૂં ખોટું શું તે પીછાણવાની શકિતની શરૂઆત તે રવાનમાં થઇ ન હતી. તે રવાનને જાનવરી ચોનીમાંથી આવવાને થોડાજ વખત થએલો હોવો જોઇએ. એવ રવાન વખત જતે ઘણાંક ફેરાઓ ખાઇ ખાકી શરીર મારફતે અનુભવ મેળવી રફતે રફતે હાલની ખીલેલી મનશકિત અને સુધરેલી નીતિવાળા માણસના જેવું થશે, ત્યાર કેડે પયગમ્બર જેવે દરજ્જે પુગશે, એટલુંજ નહીં, પણ અંતે ખોદાઇ દરજ્જો પામશે કારણ કે રવાન જાતે મીનોઇ તથા ખોદાઇ છે અને ખાકી શરીર મારફતે તે પોતામાં રહેલી ગુપ્ત શકિતઓ ખીલવી પોતાનો ખોદાઇ દરજ્જો પુરેપુરો પામવાને શકિત ધરાવે છે.

જે રવાને ખાકી દુનિયાંમાં વધારે ફેરા ખાધેલા હોય છે તેને અનુભવ ઘણો મેળવેલો હોવાથી તેની સમજશકિત, અક્કલ અને બુદ્ધિ એટલી બધી તો ખીલેલી હોય છે કે આપણે તેને જ્ઞાની માણસ તરીકે માન આપીએ છીએ, જ્યારે બાકીના માણસોમાં આ દુનિયામાં ખાધેલા વધતા ઓછા ફેરા પ્રમાણે મગજશકિત

અને બુદ્ધિ જોવામાં આવે છે. એક જનવરનો જીવ રવાનમાં ફેરવાયા પછી જ્યારે તે રવાન પહેલીજ વાર આ ખાકી દુન્યામાં જંન્મ લે છે ત્યારે તે રવાન ધરાવનારા માણુસમાં 'મનસ' યાને મનશક્તિ ખીલવાની માત્ર શરૂઆત થતી હોય છે. એથી તે માણુસ એક જનાવરની માફક વરતે છે. એવી હાલતમાં તે રવાન જ્યારે કેટલાક ફેરા આ દુન્યિાંમાં ખાય છે ત્યારે તેની મનશક્તિ સેહેજ ખીલવાથી આસ્ત્રેલીઆ અને આફ્રીકાના જંગલી માણુસોની હાલતે તે આવી પુગે છે. વળી કેટલાક વધુ ફેરા ખાવા પછી જંગલવાસીઓ જેઓ લાકડાં, ઘાસ વીગેરે વીણી લાવે છે તેઓના જેટલી મનશક્તિ તેનામાં આવે છે. બીજા અનેક ફેરાઓ ખાધાથી હલકી નોકરી કરનાર, પછી હલકો ધંધો કરનાર, અને ત્યાર પછી વેપાર વનજ અને દુન્યાદારી સમજી શકે એવાં માણુસોના જેટલી મનશક્તિ તેનામાં ખીલે છે. તેની સાથે નીતી પણ ધીમે ધીમે ખીલે છે. પણ મન શક્તિને તથા નીતિને આટલે દરજ્જે આવતાં જમાનાઓ થાય છે.

આપણું રવાન હાલ જે મનશક્તિ ધરાવે છે તે, ફક્ત આપણી હાલની એક જીંદગીનુંજ નહીં, પણ જમાનાઓનું પરીણામ છે. એ મનશક્તિ માણુસમાં એટલી તો આસતે આસતે ખીલે છે કે જેમ એક દીવસમાં એક વનસ્પતીનો રોપ, યા એક બાળક કેટલું વધે છે તે આપણે જાણી શકતા નથી તેમજ માણુસની એકજ જીંદગીમાં તેની મનશક્તિ કેટલી વધુ ખીલે છે તે સુદલ જણાતું નથી, પણ જ્યારે દસ બાર જન્મોમાં તેની મનશક્તિમાં થયલો વધારાનો ખ્યાલ કરવામાં આવેછે ત્યારેજ તે જણાઇ શકાય છે. પણ ઉપલી વાત આપણુને અજબ જેવી લાગે છે, તે આપણા માનવામાં આવતી નથી. કારણકે આપણુને એવું લાગે છે કે એક માણુસ જન્મે છે ત્યારે તેનામાં મનશક્તિ જણાતી નથી, પણ જેમ જેમ તે મોટો થતો જાય છે અને કેળવણી લે છે, તેમ તેમ તે મોટી મોટી પરીક્ષાઓ આપે છે. તે જ્યારે 'બી. એ.' 'એમ. એ.' થઇ પોતાની ઉમદા મનશક્તિ બતલાવે છે, ત્યારે આપણાંથી એમ કેમ કહેવાય કે તે એક જીંદગીમાં પોતાની મનશક્તિમાં સેહેજ વધારો કરી શકે છે? આવા

દાખલામાં તો તે વગર મનશકિતએ જન્મી એકજ જીંદગામા 'એમ. એ.' ની પદવી મેળવવા સુધીની મનશકિત ખીલવતો જણાય છે, ત્યારે ઉપલું કહેવું વાજબી કેમ હોય? આપણને તે વાજબી નથી લાગતું તેનું કારણ એ કે પહેલાં તો આપણે ખોટું માની લઇએ છે કે એક માણસનાં જન્મ વખતે તેનું સ્વાન મનશકિત ધરાવતું નથી. પણ ખરેખર તો જન્મતી વખતે પણ તેનું સ્વાન આગલાં જન્મોમાં મેળવેલી મનશકિત ધરાવતું હોય છે. પણ બાળ અવસ્થામાં તેનાં ખાકી, શરીરનું ભેજું સંપુર્ણ રીતે બંધાયલું નહીં હોવાથી તે સ્વાન પોતાની મનશકિત જાહેર કરી શકતું નથી. ભેજું તૈયાર થવા પછી જ્યારે તે સ્કુલ અને કોલેજમાં કેળવણી લઇ ઝપાઝપ પરીક્ષાઓ આપે છે ત્યારે તે બતલાવે છે કે તે સ્વાન આ કેળવણીથી માત્ર આગલી મનશકિત તાજી કરે છે પણ તેમાં કાંઇ દમ જેવો વધારો કરતો નથી. પણ જો થોડી પરીક્ષાઓ આપ્યા પછી, દાખલા તરીકે 'મેટ્રીકયુલેશન'ની પરીક્ષા આપ્યા પછી, કોલેજમાં અભ્યાસ કરવાનું એક શખ્સને ઘણુંજ ભારી પડતું હોય, તેને એમ લાગે કે આ શીખવા માટે તેનું ભેજુંજ નથી, તો તે બતલાવે છે કે આ માણસના સ્વાને 'મેત્રીક' ને માટે જોઇએ એટલીજ મનશકિત આગળા જન્મોમાં મેળવેલી હોવી જોઇએ. આથી મનશકિતને આગળ ખીલવવાનું તેને એટલું તો ભારી લાગે છે કે તે અભ્યાસ કરવા સાફ ના પાડે છે. આવો એક બોથર છોકરો જો અતીશય મહેનત કરે તોજ પોતાની મનશકિત સેજ વધુ ખીલવી શકે; બેશક બી. એ. જેટલી તો નહીંજ. પણ આવા કેટલા છોકરાઓ આવી મુશકેલી નડવા છતાં મહેનત કરવાને તઇયાર થાય છે? આપણે તો જોઇએ છીએ કે પોતે અશકત છે આવું જણાતાંજ છોકરાઓ હારીખાઇ અભ્યાસ છોડી દે છે અને ધંધો ચાકરી શોધે છે. પ્રગટીકરણની ફીલસુફી પ્રમાણે અભ્યાસમાં નડતી મુશકેલીઓ સમજવાની અતીશય કોશેશ કરવાથીજ મનશકિતમાં ખરેખર વધારો થાય છે, જ્યારે વગર મુશકેલી નડવે ઝપાઝપ પરીક્ષા પસાર કરવી એ તો અગાઉના જન્મોમાં મેળવેલી ઉંચી મનશકિનું માત્ર પ્રગટ થવું

છે. એક દાખલો લેવાથી આ બીકટ પણ ઘણીજ અગત્યની બાબદ વધુ સમજ પડશે.

કેટલાક વર્ષો સુધી ખગોળ વિદ્યાનો અભ્યાસ કરી તેમાં ઊહલું જ્ઞાન મેળવવાં છતા સંસારી ચોકસ સબબોને લીધે એક શખ્સને લાંબો વખત સુધી બીજીજ પ્રકારની નોકરીએ રહેવું પડયું હતું, જ્યાં તેને કામનો બોજો વધુ હોવાથી ખગોળ વિદ્યાને પડતી નાંખવાની ફરજ પડી હતી. એથી એ બાબદનું જ્ઞાન તે લગભગ ભુલી ગયો હતો. ઘણાક વર્ષો વિત્યા બાદ એક દીવસ એક બાહોશ ખગોળવેત્તા (Astronomer) તેને મલ્યો. એક બીજા સાથ વાત કરતાં આપણા આગલા ખગોળવેત્તાએ પોતાના એ બાબદના આગલા અભ્યાસની વાત બીજાથી છુપાવી કેટલાક સવાલો એવા પુછયા કે જેથી પેલો બાહોશ ખગોળવેત્તા અજબ થઇ પોતાના મન સાથ વિચાર કરવા લાગ્યો કે જો આ શખ્સ ખગોળ વિદ્યા શીખવા માંડે તો ઘણો હુશીઆર નીકળે, કારણ એ માટે એનામાં કુદરતી હુશીઆરી જણાય છે. એવા વિચારથી તે પેલા શખ્સને ખગોળ વિદ્યાનો અભ્યાસ કરવા સમજાવા લાગ્યો. પેલાને હાલ ફુરસદ હોવાથી તે અભ્યાસ કરવા કબુલ થયો, અને તેના આગળા અભ્યાસ માટે પેલાને શક ન જાય એટલા માટે ચોપડીઓ પણ તેનીજ ઉછીની લઇ વાંચવા લાગ્યો. તેણે આગળ સારો અભ્યાસ કરેલો હોવાથી ઘણીજ સેહેલથી તે એક વર્ષમાં તો સઘળી ચોપડીઓ એક વખત પાછી જોઇ જઇ એ બાબદનું જ્ઞાન તાજુ કરી શકયો. આખરે તે પેલા ખગોળ વેત્તા પાસે ગયો અને કહેવા લાગ્યો કે— "હું અભ્યાસ કરી રહ્યો." આ પછી તેની સાથે વાતચીત કરતાં તેને પોતાનાજ જેટલું જ્ઞાન ધરાવતો જોઇ તે બહુ અજબ થયો અને પૂછવા લાગ્યો કે "જેટલું જ્ઞાન મેળવતાં મને વર્ષો લાગ્યાં હતાં તેટલુ જ્ઞાન તમને એક વર્ષમાં મેળવતાં જોઇ મને ઘણી અચરતી લાગે છે. તમે આ સઘળું જ્ઞાન એક વર્ષમાં કેમ મેળવી શકયા?" આ સવાલથી તે વધુ વાર પોતાના આગલા અભ્યાસની વાત પેલાથી છુપાવી શકયો નહીં તે બોલ્યો

કે "આગળ કેટલાંક વર્ષો સુધી આ બાબદનો અભ્યાસ મેં કીધેલો હતો, પણ ત્યાર પછી લાંબો વખત સુધી એ બાબદ મને પડતી મેલવી પડેલી હોવાથી હું લગભગ ભુલી ગયો હતો. પણ તમારા કહેવાથી મને આ માટે પાછો શોખ થઇ આવ્યો અને તેથી એક વર્ષમાં હું આ બાબદ પાછી જોઈ જઈ શકયો છુ" આ ખુલાસો સાંભળ્યા પછી પેલાની અજાયબીનો અંત આવ્યો અને તે બોલવા લાગ્યો કે "એમ છે ત્યારે તેમાં અજબ થવા જોગ કાંઇ નથી. એક વર્ષમાં આગળ મેળવેલું જ્ઞાન તાજું થઇ શકે પણ નવું મેળવી શકાય નહીં." એજ પ્રમાણે જો એક માણસના રવાને આગલા જન્મમાં 'એમ. એ.' ના અભ્યાસ જેટલી મનશકિત મેળવેલી હોય છે તો તે આ જીંદગીમાં 'એમ. એ.' સુધીનો અભ્યાસ ઘણી સહેલથી કરી શકે છે. કારણ કે આવી રીતે તે પોતાનો આગલા જન્મોનો અભ્યાસ માત્ર તાજો કરે છે, કાંઇ નવો મેળવતો નથી. એટલા માટે એમાં અજબ થવા જોગ કાંઇ નથી. જો એક શખ્સ ઘણીજ થોડી મનશકિત ધરાવવા છતાં, તદન બુબક હોવા છતાં, એકદમ તેની મનશકિત ખીલવી શકે, અને ઉચ્ચા પ્રકારની વિદ્યા મેળવે તો તે ખરેખર અતીશય અજબ થવા જોગ છે પણ એમ કદી બનતુંજ નથી. ઉપલા ખુલાસા પછી ધીરજથી વિચાર કરશું તો માલમ પડશે કે રવાન એકજ જન્મમાં ખરેખર ઘણોજ જુજ વધારો પોતાની મનશકિતમાં કરી શકે છે.

આજથી પોણોસો વર્ષની વાત ઉપર પારસીઓ દુન્યાંદારી, ધંધો રોજગાર, તથા વેપાર વણજ માટે અછી મનશકિત ધરાવતા હતા. પણ એનાં કરતાંબી જે ઉચ્ચા પ્રકારની મનશકિત, જેની મદદથી ઉચ ગણીતશાસ્ત્ર (Higher Mathematics), ફીલસુફી, તથા તરેહવાર ઉમદા વિદ્યાઓ (Sciences) સમજી શકાય છે, તે મોટા ભાગમાં જોવામાં આવતી નહીં હતી. વળી તે વખતે એ ઉંચી મનશકિત ખીલવવાનું કાંઇ સાધન પણ નહીં હોવાથી જે રવાનોએ પોતાના આગળા જન્મોમાં આ ઉંચા પ્રકારની મનશકિત થોડે દરજ્જે ખીલવેલી હોય તેવાં રવાનો આપણી કોમમાં જન્મ લઇ શકતા નહીં

હતા. કારણ કે એવાં રવાનો પ્રગટીકરણમાં જે દરજ્જે આવી પુગાં હોય ત્યાંથી આગળ વધવા માટે તેઓને તો ઉંચ્ચા પ્રકારની મનશકિત વધુ ખીલવવીજ જોઇએ. આથી તેને ખીલવવા માટેના સાધણો જ્યાં હોય ત્યાંજ જો તેઓનો જન્મ આપવામાં આવે તો તેઓનો ફેરો રદ નહીં જતાં ઉંચી મનશકિત વધુ ખીલવી પ્રગટીકરણમાં આગળ વધી શકે. જ્યારે પારસીઓમાં આ ઉંચા પ્રકારની મનશકિત ખીલવવાનો વખત આવી લાગ્યો, જ્યારે આગળા જન્મોમાં આ ઉંચી મનશકિત મેળવેલાં રવાનોનો પારસીઓમાં જન્મ લેવાનો વખત નજદીક આવ્યો, ત્યારે ખુદરતે શું ઉપાય લીધો હતો તે આપણે જોઇએ કે જેથી ખુદરત પોતાનું કામ કેવી રીતે બજાવતી જાય છે તે આપણને સમજ પડે. ખુદરતને જ્યારે એવું કાંઇ કામ કરવાનું હોય છે ત્યારે તે બજાવવા માટે ખોદા પોતે અતરે આવતા નથી, તેમજ ઘડી ઘડી કાંઇ પેગમ્બરોને મોકલી આપવામાં આવતા નથી, પણ ખુદરત એ કામ માણસો પાસેજ કરાવે છે. પહેલ્લાંતો ખુદરતે જે કોમમાં આ ઉંચા પ્રકારની મનશકિત ખીલેલી હતી તે કોમને આપણા સંબંધમાં લાવી આપી, યાને અંગ્રેજો સાથનો આપણો સંબંધ શરૂ થયો. ત્યાર પછી આ ઉંચી મનશકિત કેળવણીથી ખીલતી હોવાથી, આપણામાથી થોડાઓને ખુદરતે ચુંટી કાઢીને તેઓને કેળવણી લેવાની તક આપી, અને થોડી કેળવણી લીધા પછી તેઓને કેળવણીની હીમાયતમાં બહાર પાડવામાં આવ્યા. આ સાહેબો તેઓ છે કે જેઓ આપણી કોમને કેળવણી આપવા માટે પોતાના તન, મન અને ધનથી મહેનત કરતા હતા. કેળવણીનો જાતી અનુભવ લીધા પછીજ તેઓ બહાર નીકળેલા હોવાથી તેઓ તે કામને વળગી રહી શકયા હતા, અને તેઓ ખુદરતને પગલેજ ચાલતા હોવાથી, ખુદરતનેજ મદદ કરતા હોવાથી, બેહદ મુસીબતો છતાં તેઓ એ નેમમાં ફત્તેહ પામ્યા હતા. વળી એ કાંઇ જેવી તેવી ફત્તેહ નહી હતી, કારણ આપણને કહેવામાં આવે છે કે આજે પારસી છોકરાઓમાંથી લગભગ અઠાણું ટકા કેળવણી લે છે. આ કાંઇ થોડી ફત્તેહ નહીં કહેવાય. આપણે પણ આપણી કેળવણી માટે ઉપલાજ કેળવણીની હીમાયત કરનારા

પારસી ભાઇઓને આભારી છીએ. આજે કેળવણીને રસ્તે ઉંચી મનશકિત ખીલવવાનું કામ પુર બહારમાં ચાલે છે. પણ એ કામ બજાવતી વખતે ઉપલા સાહેબોને કાંઇ જેવી તેવી મુસીબતો, હાડમારી તથા વિઘ્નો ખમવા પડયાં ન હતા. તે છતાં તેઓ પુર ફતેહ સાથ પોતાનું ખુદરતને મદદ કરવાનું કામ બજાવી શકયા હતા જે માટે તેઓને શાબાશી ઘટે છે. આવી રીતે માણુસ જાતને પોતાનો 'એજન્ટ' થેડવી ખુદરતે આપણામાં ઉંચી મનશકિત ખીલવવાની શરૂઆત તેઓ પાસેજ કરાવી હતી.

આ ઉંચી મનશકિત એક માણસમાં ખીલતાંજ તેની ચાલ ચલણમા સ્વભાવીક રીતે ચોકસ ફેરફાર થાય છે. તે શખ્શ કોઇપણ ચીજ માનવાની અગાઉ તેનું કારણ જાણવા માંગે છે. અગાઉ જે ચીજો વગર કારણ સમજ્વે તે માનતો હતો તે ચીજો માનવા હવે તે સાફ ના કહે છે. દુન્યાદારી તેમજ ધર્મ સંબંધી બાબદોમાં પણ તે એવીજ રીતે વર્તે છે. ધર્મના ફરમાનોની ફીલસુફી તેને સમજ ન પડવાથી તેનું એકીન ધર્મ ઉપરથી ઉઠતું જાય છે. એવી રીતે દરેક બાબદમાં કાંય, કેમ, શું કરવા, એવા એવા સવાલો ઉંચી મનશકિત ખીલવાથી તેનામાં ઉમન થાય છે. તેની આ વર્તણુક ઉપરટપકેથી જોતાં નુકશાનકારક લાગે છે, પણ એ ખુદરતના કાયદાનુંજ પ્રરીણામ હોવાથી ખુદરતને એનો ઉપાય માલમ હોય છે. આપણાં કરતાં ખુદરતને એ માટે વધુ કાળજી તથા ફીકર હોવી જોઇએ. ખુદરત પોતાનું કામ બરાબર સમજતી હોવાથી તે પોતાનું કામ કાયદા પ્રમાણે વગર ઘોંઘાટે કરતીજ જાય છે, બળકે વખત આવવે આપણી પાસેજ કરાવે છે. ધર્મ ઉપરથી ઉઠી ગયલું એકીન પાછું લાવવા ખુદરત શું ઉપાય લે છે તે જાણવું હોય તો આપણાં કરતાં મનશકિતમાં આગળ વધેલી કોમમાં ખુદરતે કેવો ઉપાય લીધો હતો તથા હજુ પણ લે છે તે જાણવું જોઇએ. હિંદુસ્તાન કરતાં ઇંગલંડ તથા અમેરીકામાં ઉચ્ચા પ્રકારની મનશકિત આપણી ઘણાં વર્ષ અગાઉ ખીલવા માંડી હતી. પચાસ વર્ષની વાત ઉપર એ મનશકિત ત્યાં એટલીતો ફેલાઇ ગઇ હતી કે ત્યાંના માણુસોનું ધર્મ તથા ખોદા

વિષેનું એકીન દામાડોળ થવા લાગ્યું. ધર્મની દરેક બાબદ માટે તેઓ કારણ માંગવા લાગ્યા, અને ખુદ ધર્મ તરફ શકની નજરે જોવા લાગ્યા. એના પરીણામ તરીકે લખો લોકો જડવાદી (Materialist) થવા લાગ્યા. તેઓ એવું માનવા લાગ્યા કે ધર્મ જેવું કાંઇ પણ છેજ નહીં, ધર્મ તો અજ્ઞાન પુરૂષોના વહેમોનું પરીણામ છે. માણસમાં અમર તત્વ જેવું યાને રવાન જેવું કાંઇ નથી, ગુજરવા પછી સઘળું ખલાસ થાય છે, ટુંકમાં, મોતની પેલી બોરદુ કાંઇ નથી. એવા નુકશાનકારક જણાતા વિચારોને આગળ વધતા અટકાવી લોકોને ખરેખર નુકશાન ન થાય એટલા માટે ખુદરતને શું ઉપાય લેવા પડયા હતા તે આપણે જોઇએ. અમેરીકાના કેંટલાએક ઉંચા લાયકીવાળાં આબરૂદાર કુટુંબોમાં ગુજરી ગયલા સગાઓ જેઓ 'એસ્રલ શરીર'માં હસતી ધરાવતાં હતાં તેઓને 'મીડીયમ' (medium)* મારફતે પોતાના હયાત સગાઓને દેખાવ દેવરાવી તેઓ સાથ વાતચીત કરવાની તક તથા સાંધનો આપવામાં આવ્યા. એવી રીતે પોતાનાં ગુજરી ગયલાં વ્હાલાં સગાઓને પાછા મળવાથી, તેઓ સાથ વાતચીત કરવાથી, તેઓના materialised શરીરને હાથ વટીક લગાડવાથી, તેઓને ગ્હોંડે, એસ્રલ દુન્યાંની હકીકત સમજ્યાથી, તથા છેલ્લે સર્વેની નજર આગળ તેઓને ગુમ થતા જોવાથી મરનારના સગાઓની ખાતરી થવા લાગી કે ગુજરવા પછી પણ માણસ અદ્રશ્ય શરીરમાં હસતી ધરાવી શકે છે, અને ચોક્સ સંજોગો વચે દેખાવ વટીક દઇ શકે છે. કેટલાંક કુટુંબોની એવી રીતે ખાતરી થવા પછી એ બાત બહાર ફેલાતાંજ દેશે દેશથી લોકો જોવા આવવા લાગ્યા, એટલુંજ નહીં પણ યુરોપના વિદ્વાનો (scientists) ની એક મંડળી (Psychical Research Society) આ બાબદની તપાસ કરવા માટે સ્થાપવામાં આવી. એ મંડળીના એક આગેવાન ગ્રહસ્થે પોતે જાતે બારીકીથી તપાસ કરી પોતાની ખાતરી કીધા પછી એ વાત ખરી છે,

* જેઓનું "ઇથેરીક શરીર" સેહલથી છુટું પડી શકતું હોય છે તેઓને 'મીડયમ' કહેવામા આવે છે

ગુજરેલાંઓ પાછાં આવી વાતચીત કરી શકે છે, એવો એક રીપોર્ટ વટીક બહાર પાડયો છે. આ ઉપરથી લખો જડવાદીઓ રવાનની હસ્તી માનનારા થઇ ગયા. માણસમાં અમર તત્વ (રવાન) છે એવું તેઓ પાછું માનવા લાગ્યા. એ માનનારાઓમાં હાલના વખતના વખણાયલા વિદ્વાનો (scientists) નજરે પડે છે. એ જેટલી ખુશીની તેટલી અગત્યની વાત છે.* એથી જડવાદીઓને ગોયા એક કારી જખમ લાગ્યો, અને તે દીવસ પછી તેઓ પાછા ઉઠવા પામ્યા નથી એવી રીતે ખુદરતે ખરાબીને આગળ વધતી અટકાવી પોતાનું કામ સુંગે મહોડે બજાવ્યું હતું. પણ એથી કાઇ લોકોનું ધર્મ તરફનું એકીન પાછું આવ્યું નહીં. ધર્મનાં નહીં સમજ પડતાં ફરમાનો માનવાને તેઓ હજુર પણ નાજ કહેવા લાગ્યા. તેઓનું ધર્મ ઉપરનું આગળનું આંધળું એકીન મનશકિતની રોશની આગળ ઝાખું પડવા લાગ્યું. ટુંકી નજરે જોતાં આધળાં એકીનનું આવી રીતે ધર્મ ઉપરથી ઉઠી જવું આપણને ખરાબ તથા નુકસાનકારક માલમ પડેછે, પણ આકી આંખે ખરાબ જણાતો આ માર્ગ ખુદરતને એક બુલંદ પરીણામ ઉપજાવવાજ લેવો પડયો છે, અને તે પરીણામ આંધળા એકીનને જ્ઞાની બનાવવાનું છે. એ નેમ બર લાવવા માટે જ્યારે ખુદરત એક તરફથી માણસોમાં મનશક્તિ ખીલવી આંધળાં એકીનનું જોર કમી કરતું હતું ત્યારે બીજી તરફથી ધર્મ તરફનું આ એકીન તદન મરી નહીં જાય તેની સંભાળ માટે તેજ ખુદરત પોતાની ગુપ્ત ફીલસુફીઓ, જે સાધારણ માણસોથી આજ સુધી છુપાવવામાં આવી હતી, તે સમજવાને માટે હાલની

* ગુજરેલાઓ જીવતાં માણસો સાથ વાત કરે છે તે માટે જો કોઇને વધુ જાણવું હોય તો તેઓએ નીચે જણાવેલી ચોપડીઓ વાચવી:—

1. *Researches in Spiritualism*, by Professor W. Crookes.
2. *Miracles and Modern Spiritualism*, by Dr A R Wallace
3. *Report of the Psychical Research Society*, (Part xxxiii, Vol xiii), by Dr R Hodgson

ખીલેલી મનશક્તિ પુરતી હોવાથી, બહાર લાવી આપવા લાગી. આ ગુપ્ત ફીલસુફી યાને ખોદાશનાસી બહાર પાડવામાં ખુદરતની મતલબ એ હતી કે માણસોની મનશક્તિ વધુ ખીલેલી હોવાથી તેઓ હવે ખોદાશનાસીની ઉંડી ફીલસુફીની મદદથી પોતાના ધર્મ તથા તેના ફરમાનો સમજી શકે, જેથી ધર્મની ખરી ખુબી જાણ્યા પછી તેઓ આંધળાં એકીનથી નહીં, પણ જ્ઞાની એકીનથી ધર્મના ફરમાનો સમજી ધર્મચુસ્ત થાય.

આ ગુપ્ત ફીલસુફીનાં લખાણો ફેલાવવાનું કામ પણ માણસો પાસેજ કરાવવામાં આવ્યું. આજથી પચીસ વર્ષ ઉપર એવાં લખાણો શરૂ થયાં, અને તે એટલી તો ઝડપથી વધવા લાગ્યાં કે છેલ્લાં પચીસ વર્ષમાં ખોદાશનાસીની ફીલસુફીના સેંકડો લખાણો ગુપ્ત વિદ્યા અને 'થીઆસોફી' ને નામે બહાર પડયાં છે અને હજુ પણ છપાતાંજ જાય છે, જ્યારે એની અગાઉ એવાં લખાણોની ચોપડીઓ ઘણીજ જુજ જણાતી હતી. હાલ ખોદાશનાસીના લખાણો ન્યુસપેપરો અને ચોપાનીઆંઓમાં વટીક પુષ્કળ જોવામાં આવે છે. ખુદરતના આ કામનુ પરીણામ, જે આંધળાં એકીનને જ્ઞાની બનાવવાનું છે તે કેટલાક શખ્સોમાં જણાવા લાગ્યું છે. કારણકે જેઓ ઉપલી ફીલસુફીનો અભ્યાસ કરેછે તેઓને પોતાનો ધર્મ એ ફીલસુફીની રોશનીથી વધારે સમજ પડતો હોવાથી તેઓનું ઉડી ગયલું એકીન પાછું આવેલું માલમ પડયું છે, પણ એવી રીતે આવેલું એકીન આગલાં એકીનના જેવું આંધળું હોતું નથી. કારણકે જે કાંઇ તે હાલ માને છે તેનું કારણ સમજતો હોવાથી જે ખરૂં એકીન તેનામાં ઘર કરેછે તે કદી પણ ખસે નહીં તેવું હોય છે. પૈસા યા સ્ત્રીની ખુબસુરતી આ ખરાં એકીનને જરાક પણ હીલવી શકતી નથી. એવી રીતે ખુદરત પોતાનો માર્ગ લેતી જણાય છે.

આ ઉપરથી માલમ પડે છે કે પારસીઓનું તેમજ કોઇ પણ કોમના લોકોનું ધર્મ ઉપરથી ઉડી ગયલું એકીન પાછું લાવવા માટે ધર્મની ફીલસુફી, નહીં કે ધર્મના ખાલી ફરમાનો, સમજાવવાની ઘણી અગત્ય છે. બીન કેળવાયલા વર્ગ માટે ફીલસુફીની

કાંઇ જરૂર નથી. કારણ માત્ર ધર્મની તારીફમાં આપેલાં ભાષણો તેઓની ધર્મ તરફની લાગણી સહેલથી ઉશકેરી તેઓને ધરમી બનાવી શકે છે, જો કે તેઓમાં આવી રીતે ઉત્પન્ન થયલું ધર્મ તરફનું એકીન આંધળું હોય છે. પણ ધર્મની માત્ર તારીફ કેળવાયલા વર્ગ ઉપર અસર કરી શકતી નથી. તેઓનું કેળવાયલું મન ધર્મની ખાલી તારીફને બદલે ધર્મનું કાંઇ સંગીન જ્ઞાન, કાંઇ ઉમદા ફીલસુફી માંગે છે. ધર્મમાં જણાવેલાં ફરમાનો કેવી રીતે ઉત્પન્ન થયાં, તેઓની સમજ શું છે, તે પ્રમાણે ચાલ્યાથી કેવી રીતે ફાયદો થાય છે, ફાયદો શું થાય છે, તે પ્રમાણે ન ચાલવાથી કેમ અને શું નુકસાન થાય છે, એ સર્વે વિગતો ખાતરી પુર્વક રીતે સમજ્યા પછીજ તેઓનું ઉઠી ગયલું એકીન પાછું આવે છે, અને ત્યારથી તેઓ અશ જીગરથી ધર્મ ઉપર તથા પેગમ્બર ઉપર ગોયા આશક બનેછે.

કેળવણીથી મલતી આ ઉંચા પ્રકારની મનશકિત જે આપણાંમાં ખીલતી જાય છે તેનાં કરતાં પણ વધારે ઉંચી મનશકિત ખુદ વિદ્વાનો ( scientists ) તથા ફીલસુફો ધરાવતા હોય છે. તેઓ જે મહાભારત શોધો કરેછે, જેવી કે તેલીફોન, તેલીગ્રાફ, ફોનોગ્રાફ, વગેરે, તેનો જો કે આપણ ઉપયોગ કરીએ છીએ તે છતાં તેમાં શું ક્રીયાઓ ચાલે છે તે જ્યારે આપણામાંના ઘણાઓ સમજી શકતા નથી, તો પછી યંત્રો જોવાની અગાઉ એવી શોધ કરવા માટે આપણાં કરતાં કેટલા ઉંચા પ્રકારની મનશકિત જોઇએ ? એટલી મનશકિત આપણને મેળવવા માટે જમાનાઓ જોઇએ, એ માટે બીજા ઘણા ફેરા આ દુનિયાંમાં ખાવા જોઇએ. પણ વિદ્વાનો તથા ફીલસુફોની મનશકિત પણ કાંઇ ઉંચામાં ઉંચી કહેવાતી નથી. અતરે કાંઇ મનશકિતનો છેડો આવતો નથી. રવાનની 'મનસ' શકિત જેને મનશકિત નામ આપણે આપ્યું છે, તે ' મનસ ' શકિત બે ભાગમાં વેહેંચી નાંખવામાં આવેલી છે. એકને 'ઉપલું મનસ' ( Higher Manas ) અને બીજાને 'નીચલુ મનસ' (Lower Manas) કહેવામાં આવેછે.

આપણે ઉપર જોઇ ગયા ત્યાં સુધીના મનની શક્તિનાં તમામ તબક્કાઓ, જંગલી માણસથી તે વિદ્વાનો તથા ફીલસુફો સુધીની મનશકિત ' નીચલા મનસ ' માં સમાઇ જાય છે. પણ ચીનોઇ જ્ઞાન યાને ખોદાઇ વિદ્યા સમજવા માટે અંતરજ્ઞાન (Intuition) ખીલવવું પડે છે, જે ' ઉપલા મનસ ' ની શક્તિ કહેવાય છે. એ શકિત આપણામાં હાલ ખીલેલી નથી. પાક પરહેજગાર અને અશો જીંદગી ગુજારવાથીજ અંતરજ્ઞાન ખીલવા માંડે છે. એ પછી ઘણાંક ફેરા જ્યારે આ દુનિયામાં ખાવામાં આવે છે ત્યારે અદભુત શકિતઓ એક પછી એક આપણામાં ખીલવા માંડે છે, અને જમાનાઓ પછી, જ્યારે તમામ શકિતઓ ખીલી રહે છે ત્યારે આપણે ખોદાઇ યાને પેગમ્બરી દરજ્જે પોંહોચીયે છીયે. પણ આ લાંબો માર્ગ સાધારણ માણસો માટે હોય છે. જેઓ પ્રગટીકરણની ફીલસુફી નથી સમજવા માંગતા, જેઓ ખોદાશનાસીનો અભ્યાસ નથી કરતા, રવાનને તેનામાં સમાયલી છુપી શકિતઓ ખીલવવા આ દુનિયામાં ફેરા ખાવા પડે છે એનું વાજબીપણું જેઓ નથી જોઇ શકતા, જેઓ પોતાની જીંદગી પેટને માટે સ્વાર્થી કામો કરવામાંજ ગુજારવી જોઇએ એમ સમજે છે, તેઓને ખોદાઇ હાલતે પુગવા માટે સેંકડો જન્મો આ દુનિયામાં લેવા પડે છે. પણ ખોદાશનાસીનો અભ્યાસ કરવાથી જેઓ પ્રગટીકરણની ફીલસુફી સમજી પોતામાં સમાયલી છુપી શકિતઓ ખીલવવાને યત્ન કરે છે, જેઓ ખોદાશનાસીની સરતો પ્રમાણે ચાલવાની બનતી કોશેશ કરે છે, જેઓ અશોઇથી સ્વચ્છ જીંદગી ગુજારવા માટે ખંતથી જાતે મહેનત કરે છે, તેઓ થોડાજ જન્મમાં ફરજીયાત જન્મ મરણના ફેરામાંથી મોકલા થઇ ખોદાઇ હાલતે પુગી જાય છે, અને ત્યાર પછી રાજી ખુશીથી જન્મ લઇ યા દુનિયામાં અદૃશ્ય રહી બીજાઓને એ રસ્તે ચલાવવામાં મદદ કરે છે. એવા જ્ઞાની પુરૂષોને મહાત્મા અથવા પયગમ્બર કહેવામાં આવે છે.

થયલો હોય છે, તો કોઇમાં વધુ પ્રગટી નીકળેલો આપણને માલમ પડે છે. ખણીજ પદાર્થમાં તે છુપો હોય છે, તે જાહેર થઇ શકતો નથી, અને તેથી તેને જીવ વગરની વસ્તુ કહેવામાં આવે છે. વનસ્પતીમાં ખોદાઇ અંશ થોડે દરજ્જે પ્રગટ થઇ શકે છે. કારણ કે તેમાં થતો ફેરફાર આપણે જોઇ શકીએ છીએ. એક બીજમાંથી જે પીલો ફુટે છે તે આસતે આસતે વધી એક મોટું ઝાડ થતું આપણે જોઇએ છીએ. લાગણીની શરૂઆત વનસ્પતીમાં દેખાય છે. જાનવરોમાં આ ખોદાઇ અંશ વધારે જાહેર થાય છે કારણ કે એક જનાવર નાનપણથી મોટું થાય છે એટલુંજ નહી બલકે તે હાલચાલ પણ કરે છે. વળી તેનામાં લાગણીઓ અચ્છી રીતે પ્રગટી નીકળે છે, એટલુંજ નહી, પણ મનશકિતની શરૂઆત પણ તેનામાં દેખાય છે. માણસમાં તો તે એથી પણ વધુ પ્રગટી રહયો છે; કારણકે માણસ વધે છે, ચાલહાલ કરે છે, એટલુંજ નહી પણ તે વિચાર વટીક કરી જાણે છે, તથા તરેહવાર બાબદોનું જ્ઞાન તથા શકિતઓ પણ મેળવી શકે છે. ફરેશતાઓ, યજ્દો તથા અમશાસપંદોમાં ખોદાઇ અંશ માણસ કરતાં પણ વધુ પ્રગટી નીકળેલો હોય છે. કારણ કે તેઓ આપણા કરતાં ઘણી ઉંચી શકિતઓ ધરાવે છે, જ્યારે ખોદા પોતે તો તે અંશના ભંડારજ છે. આ ખોદાઇ અંશ જે આવી રીતે ખણીજ પદાર્થ, વનસ્પતી, જાનવર, માણસ, યજ્દો, અમશાસપંદો, તથા ખુદ હોરમજ્દમાં હોય છે તેને ફ્રવષી યાને ફરોહર કહેવામાં આવે છે. અવસ્તામાં પણ કહેવામાં આવેલું છે કે ફરોહર ફકત માણસનુંજ હોતું નથી પણ ખણીજ પદાર્થથી તે ખુદ હોરમજ્દ સુધીની સઘળી હસ્તીને ફરોહર હોય છે. ખોદાશનાસીમાં ઘણા આગળ વધેલા એક બાનુ પોતાના જસ્ત પ્રસીધ્ધ લખાણમાં ફરોહર વિષે બોલતાં લખે છે કે : "અવસ્તામાં ફરોહર માટે એવું જણાવવામાં આવેલું છે કે ફરોહર માત્ર જીવતાં માણસોનુંજ હોતું નથી પણ ગુજરેલાઓનું તેમજ હવે પછી જન્મ લેનારાઓનું પણ ફરોહર હોય છે. આ ઉપરથી સાફ માલમ પડે છે કે અવસ્તાના ઉપલા ફકરામાં માણસનો જે અમર તત્વ (Reincarnating Ego)

ફરી ફરી આ દુન્યામાં જન્મ લેછે તેને માટે ફરોહર શબ્દ વાપરેલો છે.*" ઉપલી સમજણ વાજબી લાગેછે, કારણકે આપણું અમર તત્વ જે હાલ આપણી સાથેજ ખાકી શરીરમાં છે તેને જીવતાંનું ફરોહર કહી શકીએ. ગુજરવા પછી રવાન જ્યારે એસ્ત્રલ યા માનસીક શરીરમાં દોઝખ, યા હમેસ્તેગાન, યા બેહેસ્તના રૂપ વિભાગ ઉપર હોય છે, ત્યારે તેને ગુજરેલાનું ફરોહર કહેવાઇ શકાય. વળી પોતાની કરણી પ્રમાણે બેહસ્ત યા દોઝખમાં નતીજો મેળવ્યા પછી આતરે પાછો જન્મ લેવાની વખતે દરેક રવાનને તેના 'કારણ શરીર' માં બેહસ્તના અરૂપ વિભાગ ઉપર થોડો વખત રેહેવું થાય છે. આ હાલતમાં નહીં જન્મેલાનું ફરોહર કહેવાઇ શકાય, કારણકે તે વખતે મીનોઇ દુનિયાનું પોતાનું કામ પુરૂં થએલુ હોવાથી તે રવાન ખાકી દુનિયામાં પાછો જન્મ લેવાને તૈયાર હોય છે.

આપણે આગળ રવાનના ત્રણ શરીરો વિષે બોલી ગયા ખાકી શરીર, છાયા શરીર, અને એસ્ત્રલ શરીર. એ ઉપરાંત બીજાપણ બે શરીર હોય છે જેઓને 'મનસીક શરીર,' અને 'કારણ શરીર' કહેવામાં આવે છે. આ શરીરો મનસીક પદાર્થનાં બનેલાં હોય છે. હવે મનસીક પદાર્થ તે શું તે આપણે જોઇએ. આપણે જોઇ ગયા કે તમામ ખાકી અને એસ્ત્રલ પદાર્થને તેના ઘટપણાના (Density) પ્રમાણ પ્રમાણે સાત વીભાગમાં વહેંચી નાંખવામાં આવેલો હોય છે. પહેલા નંબરનું ઇથર એ સૌથી પતલામાં પતલો અને હલકામાં હલકો ખાકી પદાર્થ કહેવાય છે હવે જ્યારે પતલામાં પતલો એસ્ત્રલ પદાર્થને છુટો પાડવામાં આવે છે ત્યારે છુટા પડેલા પદાર્થોને સૌથી ઘાડામાં ઘાડો 'મનસીક પદાર્થ' કહેવામાં આવેછે. વળી આ સૌથી ઘાડા મનસીક પદાર્થને વધારે પતલા પદાર્થમાં છુટો પાડવામાં આવેછે. અને આવી રીતે 'મનસીક પદાર્થ'ના પણ ઘટપણાના પ્રમાણ પ્રમાણે સાત વીભાગ કરવામાં આવેલા હોય છે. 'મનસીક શરીર' મનસીક પદાર્થનાં નીચલા ચાર વીભાગનું બનેલું હોય છે, જ્યારે 'કારણ

* "The Secret Doctrine" by H. P. Blavatsky.

શરીર ' ઉપલા ત્રણ વીભાગનું બનેલું હોય છે. ખાકી શરીર, છાયા શરીર, તથા એસ્ત્રલ શરીર કરતાં પણ મનસીક શરીર પાતલું હોવાથી એ સર્વેની અંદર તે ફેલાયલું રહેછે. જ્યારે ' કારણ શરીર ' એ ચારે કરતાં પાતલું હોવાથી સઘળાઓમાં તે પંથરાયલું રહેછે. નીચલું મનસ (Lower Manas) 'માનસીક શરીર' માં કામ કરેછે જ્યારે 'ઉપલું મનસ' (Higher Manas) 'કારણ શરીર'માં પ્રગટ થાય છે. જ્યારે એક માણસ ઉમદા વિચારો દરશાવે છે ત્યારે તેનું રવાન મનસીક શરીરમાં કામ કરતું હોય છે. પણ જ્યારે તે હવસ અને લાગણી દરશાવતો માલમ પડેછે ત્યારે તે " એસ્ત્રલ શરીર"માં કામ કરતો હોય છે.

માણસ જેમ જેમ પ્રગટીકરણમાં વધતો જાય છે તેમ તેમ તેનું ' મનસીક શરીર' કદમાં મોટું થતું જાય છે અને તેથી તેનો મોટો ભાગ ખાકી શરીરની બહાર નીકળી આવેલો માલમ પડે છે. 'મનસીક શરીર' જ્યારે બીજા શરીરોની સાથે ભેળાઇને રહેછે ત્યારે તેનો આકાર અને રૂપ માણસનાં જેવો હોતો નથી. પણ તેનો આકાર ઇંડાં જેવો ગોળ હોય છે, અને જેમ જેમ માણસ જ્ઞાનમાં વધતું જાય છે, તેમ તેમ એ શરીર સુંદર અને ચળકાટ ભર્યું થતું જાય છે. જેઓમાં એસ્ત્રલ શરીરની ઇંદ્રીઓ ખીલેલી હોય છે તેઓ પણ 'મનસીક શરીર' જોઇ શકતા નથી. એ જોવા માટે મનસીક શક્તિઓ ખીલવવી જોઇએછે. મનશક્તિ 'મનસીક શરીર' મારફતેજ જાહેર થઇ શકે છે. જેમ એક માણસ મનશક્તિ ખીલવવાની કોશેશ કરેછે તેમ તેમ તેનું ' મનસીક શરીર ' ખીલતું જાય છે, યાને ઉંચી ધ્રુજણીઓ લઇ શકે એવા પદાર્થો તેમાં દાખલ થાય છે. આ 'મનસીક શરીર' ખીલવવા માટે મનને મેહનત આપવી જોઇએ. બીજાઓના વિચારો મનમાં સીંચવાથી, બીજાઓના વિચારો કબુલ કરી તે પ્રમાણે ચાલવાથી, અને ચોપડીમાં જણાવેલા વિચારો મોંઢે કરી યા યાદ રાખી પરીક્ષા પસાર કર્યાથી કાંઇ 'મનસીક શરીર' ખીલતું નથી. પણ ન સમજ પડતી મુશકેલ બાબદો સમજવાની કોશેશ કરવાથી, અને નવા વિચારો ખુદ

આપણા મગજમાંથી ઉત્પન્ન કર્યાથીજ તે શરીર ખીલવા માંડે છે. એટલાજ માટે ઘણી ચોપડીઓ ઉપરાસાપરી વાંચવાનાં કરતાં એકજ સારી ઉંડા વિચાર દરશાવનારી ચોપડી ધીમે ધીમે વાંચી તે ઉપર મનન કરવાથી 'મનસીક શરીર' વધુ ખીલે છે, બીજા બોલોમાં બોલીએ તો મનશકિત વધેછે. હાલના જમાનામાં ફક્ત બીજાનાં વિચારો પોતાના મનમાં એકઠા કરવાની શકિતનેજ મનશકિત ધારવામાં આવે છે. અને જે શખસ ઘણી ચોપડીઓ વાંચી તેમાં લખેલી બાબદો યાદ રાખે છે તેને વિદ્વાન ગણવામાં આવે છે; તેમજ પરીક્ષા પસાર કરવા માટે પણ જેટલી યાદદાસ્ત શકિતની જરૂર લેખવામાં આવેછે તેટલી હાલમાં ખરી વિચાર શકિતની જરૂર કબુલવામાં આવતી નથી. અમુક ચોપડીઓમાં લખેલી બાબદો સારી રીતે યાદ રાખનાર પુરૂષ મોટી પરીક્ષાઓ ફતેહમંદીથી પાસ કરેછે, પણ ખરો વિદ્વાન તો તેજ ગણાય કે જે કોઇબી બાબદ ઉપર પોતાની મનશકિત વડે ઘણું અજવાળું નાંખે, કાંઇપણ વિચારવા લાયક વિષય લઇ તે ઉપર પોતાના મનની ક્રીયા ચલાવી તેને લગતા વિચારો પોતે ઉત્પન કરી શકે.

ઘણી ચોપડીઓ તથા ઘણાં ન્યુસપેપરોમાંની સેંકડો જાતની જુદી જુદી બાબદો વાંચવાની આદતથી મનને બિખરાઇ જવાની ટેવ પડેછે. એક બાબદ ઉપર થોડો વખત પણ મન લગાડતાં તેને કંટાળો આવી જાય છે અને તે એક બાબદ ઉપરથી બીજી બાબદ ઉપર પવનની માફક ભમતુ થઇ જાય છે. જ્યારેબી મનને કોઇ ઉંડી બાબદ ઉપર સીલસીલાબંધ વિચાર કરવામાં રોકવાની કોશેશ થાય છે ત્યારે તે તોફાન કરેછે અને દરપલે કયાંનું કયાં ઉડી જાય છે. આપણે જાણીએ છીએ કે એક બાબદ ઉપર મન સ્થીર કરવાથીજ તે બાબદ આપણે સારી રીતે સમજી શકીએ છીએ. આટલુજ નહીં પણ સંસારના કોઇપણ કામમાં ફતેહ મેળવવા ખાતર તે કામમાં ચિત્ત એકાગ્ર કરવાની જરૂર હરકોઇ કબુલ રાખેછે. જેટલે દરજ્જે આપણે આપણાં ધંધામાં ચિત ઠેરવી કામ કરીશું તેટલે દરજ્જે આપણને ફતેહ મળશે. ત્યારે આવી એકચીત કરવાની ઉમેદ

રાખનારે ક્રોકટનું અને ઘણું વાંચન છોડી દઇ વાંચનના જથ્થા (quantity) ને બદલે તેની જાત (quality) ઉપર લક્ષ વધુ આપવું જોઇએ. એટલા માટે દરરોજ કોઇ ઉમદા વિચારવાળી ચોપડી લઇ તેનું એકજ પાનું યા અરધું પાનું વાંચી તે ઉપર પા કલાક યા અરધો કલાક ચિતને રોકવાથીજ મનની સ્થિરતા પ્રાપ્ત થશે. ઘણાક માણસો પોતાનો ફુરસદનો અમુલ્ય વખત નકામી બાબદો વાંચવામાં રોકે છે. દાખલા તરીકે ન્યુસપેપર લઇ તેમાં આવેલી એક હજારને એક જુદી જુદી બાબદો તેઓ એક પછી એક વાંચી જાય છે. વાંચી રહ્યા પછી તુરત તેઓ તેમાંની ઘણી બાબદો ભુલી જાય છે. અને બીજે દીવસે તો સો માંની નવાનું બાબદો તેઓનાં મનમાંથી નીકળી જાય છે. આમ કરવાથી મનને ચલિત યાને ભમતું બનાવ્યા શીવાય બીજું કાંઇ હાંસલ થતું નથી. વખત ફ્રોકટ જાય છે અને નકામાં મન એવું ભમતું થાય છે કે એક સવાલ ઉપર થોડો વખત પણ વિચાર કરવાને તે ના પાડે છે, અને તેમાં રોકવાની તજવીજ થતાં એકથી બીજી, બીજીથી ત્રીજી, એમ સેંકડો બાબદો ઉપર ભમેછે. આપણ એમ નથી કહેતા કે ન્યુસપેપર વાંચવા નહીં જોઇએ, પણ તે વાંચવામાં વીવેક અથવા ડહાપણ વાપરવું જોઇએ. દુનિયામાં બનતા મોટા બનાવો વિષે ખબર રાખવાને માટે પાંચ યા દસ મીનીટ બસ છે. તે ઉપરાંત નાની નાની નીરજીવ બાબદો જે એક ગમ વંચાઇ બીજી ગમ ભુલાય છે તેમાં આપણી.મનશક્તિ રોકવાથી ફાયદો તો કાંઇ નથી પણ ઓર ઘણોજ ગેરફાયદો છે. ચિત્તને ભમવાની આદત સહેલાઇથી પડે છે, પણ તે છોડાવતાં આસમાન ને જમીન એક કરવું પડે છે, અને જ્યાં સુધી આમ ચીત્તને લાંબો વખત સુધી એક બાબદ ઉપર રોકવાની આદત પડતી નથી ત્યાં સુધી આપણે કંઇ પણ સારાં પરીણામ લાવી શકતા નથી. મોટા મોટા વિદ્વાનોની ફતેહ આ ચિત્તનાં એકાગ્રપણામાંજ રહી છે. દુનિયામાં ફાવનાર શખ્સ પણ આ ચિત્તને એક કરવાનેજ આભારી છે. અને ખોદાને પહોંચવાને માટે પણ જે ચીજ અત્યંત

અગત્યની છે તે મનની ચંચળતાને અટકાવી તેને ઘણો વાર એકાગ્ર થઇ રેહવાની છે. આ બાબદ ઘણીજ અગત્યની હોવાથી તે ઉપર લંબાણ લખવાનુ વાજબી જણાયું છે. 'મનસીક શરીર' ઉપર રવાન પાધરી અસર કરે છે. જ્યારે રવાનને કાંઇ જાહેર કરવું હોય છે ત્યારે તે પહેલી અસર 'મનસીક શરીર' ઉપર કરી શકે છે, તેમાં ધ્રૂજણી (vibration) થતાંજ તેવી ધ્રૂજણી 'એસ્ત્રલ શરીર'માં પણ ઉત્પન્ન થાય છે, જ્યાંથી 'છાયા શરીર'માં અને છેલ્લે બાકી શરીરમાં તેની અસર થાય છે. જેમ 'એસ્ત્રલ શરીર'માં થતી ધ્રૂજણી લાગણી ઉત્પન્ન કરે છે તેમ 'મનસીક શરીર'માં થતી ધ્રૂજણી વિચાર ઉત્પન્ન કરે છે. 'કારણ શરીર' બધા શરીરોમાં સૌથી ઉંચા પ્રકારનું શરીર ગણાય છે. પારકાનાજ ભલાના વિચારો તથા કામો કરવાથી, તથા મીનોઇ જ્ઞાન તથા ફીલસુફીનું જ્ઞાન મેળવવાની કોશેશ કરવાથીજ આ શરીર ખીલે છે. ગુજરવા પછી બધા શરીરોને રવાન એક પછી એક છોડી દે છે, પણ આ 'કારણ શરીર' તે કદીપણ છોડતું નથી. બેહેસ્તના ઉંચ્ચા તબક્કા ઉપર તે આજ શરીરમાં રહે છે. અને બેહેસ્તનો વખત પુરો થવા પછી એજ શરીર સાથ તે આ દુનિયામાં પાછો આવે છે. બધાં શરીરો કરતાં 'કારણ શરીર'નો દેખાવ અતી સુંદર તથા તેજદાર હોય છે.

-રવાનની 'મનસીક શરીર' ઉપર થતી અસર કેવા પ્રકારની હોય છે તે આપણે જોઇએ. રવાન કાઇ વિચાર કરવા માટે જેવું કોશેશ કરે છે તેજ ઘડી તેનાં મનસીક શરીરમાં ધ્રૂજણી ઉત્પન થાય છે. આ મનસીક પદાર્થ અતીશય સુક્ષ્મ હોવાથી એનામાં એવો ગુણ હોય છે કે તેમાં સેહજ પણ ધ્રૂજણી ઉત્પન થતાંજ તે તરેહવાર આકારો લે છે. જેમ અવાજની ધ્રૂજણીથી અવાજ આકારો (Voice-figures*) ઉત્પન થાય છે; તેમ વિચારની ધ્રૂજણીથી વિચાર-આકારો (Thought-forms) ઉભા થાય છે તમામ મનસીક પદાર્થમાં આકાર લેવાનો ગુણ હોતો નથી પણ જે જાતના મનસીક

* જુઓ "Voice Figures," by Mrs Watts Hughes

પદાર્થમાં ઉપલો આકાર લેવાનો ગુણ હોય છે તે પદાર્થને 'એલીમેન્ટલ એસેન્સ' કહેવામાં આવે છે, અને એ પદાર્થ પોતામાં ધ્રુજણી થતાંજ જે આકારો લે છે તે આકારોને "એલીમેન્ટલસ" કહેવામાં આવે છે. વળી એને "વિચાર-આકારો" પણ કહેવામાં આવે છે. જેવો એક માણસ કાંઇ વિચાર કરે છે તેજ ઘડી "મનસીક પદાર્થ" માં ચોકસ જાતની ધ્રુજણી થાય છે જેનાં પરિણામ તરીકે એક આકાર ઉત્પન્ન થાય છે. રવાને કીધેલા વિચારથી આકારો ઉત્પન્ન થતા હોવાથી તેઓમાં રવાનની થોડી શક્તિ ( Energy ) પણ રહે છે જ્યારે રવાન દૃઢ મનથી એક વિચાર કરે છે ત્યારે તેથી ઉત્પન્ન થયલા વિચાર-આકારમાં રવાનની શક્તિ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે, અને તે આકાર લાંબો વખત વેર હૈયાતી ભોગવે છે. પણ જ્યારે વિચાર અર્ધા ધ્યાનથી કરવામાં આવે છે ત્યારે વિચાર આકારમાં સમાયલી શક્તિ થોડી હોવાથી તે થોડોજ વખત હૈયાતી ભોગવે છે. સ્પષ્ટ, ખુલ્લી રીતે, બારીકીથી, અને ચોક્કસપણે કીધેલા વિચારોથી જે વિચાર-આકારો ઉત્પન્ન થાય છે, તેનાં આકારો બરાબર બંધાઅલા અને તરત જણાઇ આવે તેવા ખુલ્લા અને સ્પષ્ટ હોય છે, જ્યારે જેમ તેમ ઉપર ટપકેથી કીધેલા વિચારો ઝાંખા અને પારખી નહીં શકાય એવાં આકારો ઉત્પન્ન કરે છે. વળી જુદા જુદા પ્રકારના વિચારો, જુદા જુદા રંગના વિચાર-આકારો ઉત્પન્ન કરે છે. વિદ્યા અભ્યાસને લગતા વિચારો પીળા રંગના, ભક્તીના આસમાની, ગુસ્માના ઘેરા-લાલ રંગના, જ્યારે પ્યાર તથા દયાનાં વિચારો ગુલાબી રંગના વિચાર-આકારો ઉત્પન્ન કરે છે. ઇચ્છા તથા લાગણીઓથી પણ આકારો ઉત્પન્ન થાય છે. એક સાધારણ માણસ વિચારથી ઉત્પન્ન કીધેલા આકારો કરતાં ઇચ્છા અને લાગણીઓથી વધારે શક્તિવાળા આકારો ઉત્પન્ન કરે છે.

જ્યારે એક માણસ ગુસ્સાનો વિચાર કરે છે ત્યારે જે ગુસ્સાનો વિચાર આકાર ઉત્પન્ન થાય છે તે એસ્ત્રલ પદાર્થ સાથ જઇ અઠડે છે જેથી એસ્ત્રલ પદાર્થનુ એક પડ તે ઉપર બંધાય છે. આ એસ્ત્રલ પદાર્થના પડ સાથનો વિચાર-આકાર જે શખ્સ સામે ગુસ્સો બતાવવા-

માં આવ્યો હોય તે શખ્સ પાસે જાય છે. ત્યાં જઇ તેનાં એસ્ત્રલ તથા મનસીક શરીરમાં એજ જાતની ગુસ્સાની ધ્રુજણી ઉત્પન્ન કરે છે જેથી તે પણ ગુસ્સાનાં વિચારો કરે છે. પણ એમ કીધાથી તે નવો વિચાર-આકાર ઉભો કરતો નથી, પણ પેલાનાંજ વિચાર-આકારને એથી વધારે શક્તિ આવે છે, જેથી તે વધુ વાર હૈયાતી ભોગવે છે. આવી રીતે વિચાર-આકારનુ જોર વધ્યાજ કરે છે અને તેથી એક બીજા માટેનો ગુસ્સો વધીને ધીક્કારનુ રૂપ પકડે છે, અને બેઉ જણા એક બીજાનુ નુકશાન કરવા તૈયાર થાય છે. એવામાં એક જણ અખાડા કરી જઇ વિરૂદ્ધ વિચારો કરવાનું છોડી દે છે તો સારૂ, નહીં તો ગુસ્સો વધતો વધતો એટલી હદ ઉપર આવી જાય છે કે સેહેજ નજીવું કારણ મળતાંજ એમાનો એક સામાનું ખુન વટીક કરે છે. આ ખુન થતાંજ વિચાર-આકારની તમામ શક્તિ વપરાઇ જતી હોવાથી તે વિચાર-આકાર વિખેરાઇ જાય છે.

જ્યારે એક શખ્સ બીજાને નુકશાન કરવાનો વિચાર કરે છે ત્યારે તેથી જે વિચાર-આકાર બંધાય છે તે એસ્ત્રલ પદાર્થનુ પડ લઇ જેને નુકશાન કરવાનુ હોય તેની પાસે જઇ નુકશાન કરવાની તક શોધે છે, અને તક મળતાંજ તેને નુકશાન પુગાડે છે. પણ જ્યારે સામા ધણીનું એસ્ત્રલ તથા મનસીક શરીર ઘટ પદાર્થનું બનેલુ હોયછે, યાને સ્વચ્છ હોતું નથી ત્યારેજ વિચાર આકાર તેનામાં હલકી પ્રકારની ધ્રુજણી કરી શક્તિ હોવાથી તેને નુકશાન પહોંચાડી શકે છે. પણ જો તેનાં એસ્ત્રલ તથા મનસીક શરીરમાં ઘટ પદાર્થ હોતો નથી, યાને તે સ્વચ્છ હોય છે તો વિચાર-આકાર જેવો તેના એસ્ત્રલ શરીરને જઇને અથડે છે, તેજ ઘડી તે પાછો ઉછળે છે, અને બેવડા જોર સાથે તે પોતાનાં ઉત્પન્ન કરનારનેજ જઇ અથડે છે, અને સામુ તેનેજ નુકશાન કરે છે. એ પરથી જણાય છે કે એસ્ત્રલ તથા મનસીક શરીર સ્વચ્છ રાખ્યાથી બુરી લાગણીઓ અને હવશો દૂર થાય છે, એટલુંજ નહીં પણ આપણાં દુશ્મનો આપણી ઉપર ફાવી શકતાં નથી.

એવીજ રીતે જો કોઇના ભલાંને માટે વિચાર કરવામાં આવે છે તો તેનો પણ વિચાર આકાર બની પેલા ધણી પાસે જઇ તક મળવે.

તેને ફાયદો કરી આપે છે. જ્યારે આપણુ એક સગું ગુજરી ગયુ હોય અને તેનુ કુટુંબ આપણેથી ઘણાં માઇલ દૂર રહેતું હોય ત્યારે જો આપણે તેનાં કુટુંબને દીલાસો આપનારા વિચારો કરશું તો તેથી જે વિચાર-આકાર બંધાશે તે લાગલો તે કુટુંબમાં જઇ સર્વે માણસોનાં એસ્ત્રલ શરીરમાં ધીરજ અને શાંતીની ધ્રુજણી ઉત્પન્ન કરશે અને તેથી તેઓમાં ધીરજ આવતી જશે અને તેઓ શાંત થતા જશે. ચોક્કસ ધણીને માટે બનેલો એક સારો વિચાર-આકાર જ્યારે તે શખ્સ પાસે તેનાં ફાયદાને માટે જાય છે ત્યારે જો તે શખ્સના એસ્ત્રલ શરીરમાં સારી ધ્રુજણી લઇ શકે એવો પદાર્થ હોતો નથી, જો તે માણસ ઘણો બુરો હોય છે, તો પેલો સારો વિચાર-આકાર પાછો ઉછળી તેના ઉત્પન્ન કરનાર પાસેજ પાછો આવી તેનેજ ફાયદો કરે છે. આવી રીતે પોતાના ભલા વિચારો પોતાનેજ આશીરવાદ સમાન થઇ પડે છે.

વળી કોઇ વાર એક માણસ બુરા યા સારા, નુકશાન યા ફાયદા કરનારા વિચારો કરે છે, પણ તે વિચારો કોઇ ચોક્કસ માણસ માટે કરવામાં આવતા નથી, પણ અમથાજ કરવામાં આવે છે. સરકાર સામે, યા લડાઇ વખતે એક યા બીજા પક્ષ માટે એવા વિચારો કરવામાં આવે છે ત્યારે તેના વિચાર-આકારો જે બને છે તે ચોક્કસ શખ્સ તરફ મોકલવામાં ન આવેલા હોવાથી એસ્ત્રલનું પડ લઇ અહીં તહીં અદ્રષ્યપણે ભટકયા કરે છે, અને જે માણસનાં એસ્ત્રલ શરીરમાં પોતાના જેવી ધ્રુજણી ઉત્પન્ન કરી શકાતી હોય તે માણસપર તેવી ખરાબ યા સારી અસર કરે છે, અને પછી ત્યાંથી આગળ વધી બીજા માણસને પકડે છે. એ પ્રમાણે જ્યાં સુધી પોતાનામાં શક્તિ હોય છે ત્યાં સુધી તે ખરાબી યા ભલાઇ આસપાસ ફેલાવ્યાજ કરે છે. જો વિચાર-આકાર ખરાબ જાતના હોય છે તો ખરાબ માણસનાં સંબંધમાં આવી તેઓ પાસે ખરાબી કરાવે છે. તેઓના મનમાં બુરો વિચાર જ્યારે તે મૂકે છે ત્યારે જો તે માણસ પોતાની તરફથી બીજા બુરા વિચારો કરે છે, તો પેલા વિચાર-આકારને એથી શક્તિ મળે છે જેથી તેની જીંદગી વધે છે, અને તેથી તે વધારે નુકશાન કરી શકે છે. એવીજ

રીતે એક સારો વિચાર-આકાર જ્યાં જાય છે ત્યાં ફાયદોજ કરે છે અને લોકોમાં શાંતી પાંથરતો જાય છે.

આપણાં સારા વિચારોથી આ પ્રમાણે આપણે સર્વેને ફાયદો કરનારા ફરેસ્તાઓ પેદા કરીએ છીએ જ્યારે બુરા વિચારોથી જગ્તને નુકશાન કરનારા બુરા સેતાનોને આપણે જન્મ આપીએ છીએ. વિચારથી આ પ્રમાણે થોડું ઘણું ભાન ધરાવનારી જાણદાર શક્તિઓ બનાવવાની તાકાત આપણા રવાનમાં રહેલી છે, તેનું કારણ આપણે જોઇ ગયા તેમ રવાનમાં રહેલો ખોદાઇ અંશ છે. ખોદામાં વિચારથી પેદા કરવાની જે ક્રિયા શક્તિ રહેલી છે તે રવાનમાં હાલ થોડે દરજ્જે કામ કરતી જણાય છે, પણ આગળ જતાં તે શક્તિ સંપુર્ણ થશે.

જો આપણો એક દુશ્મન આપણને ધિક્કારતો હોય અને વળી આપણું "એસ્ત્રલ શરીર" સ્વચ્છ નહીં હોવાથી તેમાં આપણા દુશ્મનનો વિચાર-આકાર ધિક્કારની ધ્રૂજણી ઉત્પન્ન કરી શકતો હોય અને તેથી આપણામાં પણ આપણા દુશ્મન માટે ધિક્કાર ઉત્પન્ન થતો હોય તો તેવી વખતે આપણે શું કરવું જોઇએ કે જેથી આપણને નુકશાન ન થાય અને ધિક્કાર આગળ વધી ગંભીર રૂપ ન પકડે તે હવે આપણે જોઇએ. તેવી વખતે આપણા દુશ્મનનો વિચાર-આકાર આપણા એસ્ત્રલ શરીર સાથે અકડતાંજ તેમાં ધિક્કારની લાગણી પ્રગટ કર્યા વગર રહેતોજ નથી, પણ તે વખતે મક્કમ મન રાખી ધિક્કારના વિચાર આપણી તરફથી ન કરવા, પણ સામા તેને માટે દયા તથા પ્યારની લાગણીના વિચારો કરવા. એમ કરવું કાંઇ સહેલ કામ નથી. એમ કરવું તે જાણે લોહીનો ગોટ ગળતા હોઇએ એવું લાગે છે. તે છતાં આપણે જ્યારે વિચાર કરીએ છીએ કે આપણો દુશ્મન તો અજ્ઞાનપણામાં એમ કરે છે, જ્યારે આપણે તો જ્ઞાનથી આપણામાંથી ધિક્કાર જેવા બુરા હવસો દુર કરવા મહેનત કરીએ છીએ ત્યારે આપણાથી તેને માટે દયાના વિચારો થઇ શકે છે. દરેક કામ શરૂઆતમાં મુશ્કેલ જણાય છે પણ ચાલુ કોશેશથી તે સેહેલ લાગે છે, અને તેમાં નહીં ધારેલી ફત્તેહ

મળે છે. આ વખતે દયા યા પ્યારનો વિચાર કરવાથી જે વિચાર-આકાર આપણે ઉત્પન્ન કરીએ છીએ તે આપણા દુશ્મનનાં ધિક્કારનાં વિચાર-આકાર પાસે જઇ તેનું જોર નરમ પાડે છે. એવી રીતે તેમાં સમાયલી શક્તિ ઓછી થવાથી તે આપણી ઉપર અસર કરી શકતો નથી. અને જ્યારે તદન શક્તિ પુરી થાય છે, ત્યારે તે આકારને વીખરાઇ જવું પડે છે, યા આપણાં દુશ્મનને વારંવાર ધિક્કારના વિચારો કરી તે આકારને ટેકવી રાખવો પડે છે. પણ આપણી તરફથી દયાના વિચારો કરવાનું ચાલુ રાખવાથી પેલા ધિક્કારનાં આકારનું કાંઇ ચાલતું નથી, અને તેથી આખરે પેલો વિચાર કરતાં થાકે છે, અને તે વખતે આપણાં દયાનાં વિચારો તેની પાસે જઇ તેનામાં આપણે માટે દયાની લાગણીઓ ઉત્પન્ન કરવાની તજવીજ કરે છે, અને ઘણી વખતે એવું બને છે કે આપણો દુશ્મન દોસ્ત થઇ જાય છે. એ પરિણામ આપણાં દયાનાં વિચારોથીજ થાય છે. અંગ્રેજીમાં કહેવત છે કે—“A soft answer turneth away wrath”—યાને નરમ જવાબથી ગુસ્સો નરમ પડે છે. એવું કહેવામાં આવે છે કે મહાત્માઓનો પ્યારનો ઉભરો એટલો મોટો હોય છે કે વાઘ યા બીજાં ફાડી ખાનારાં જાનવરો તેઓની આગળ શાન્ત થઇ જાય છે. એ ઉપરથી આપણે જોયું કે ધિક્કારની લાગણી ધિક્કારથી વધે છે, જ્યારે દયાથી તે નાબુદ થાય છે. એજ કારણસર દરએક ધર્મમાં પોતાના દુશ્મનોને પણ ચાહવાનું ફરમાવવામાં આવ્યું છે ગૌત્તમ બુદ્ધ જ્યારે બોધ દઇ ગયા કે “ધિક્કાર ધિક્કારથી મરતો નથી પણ ફક્ત પ્યારથીજ મરે છે,” ત્યારે તેઓ મીનોઇ જ્ઞાનને આધારેજ બોલતા હતા. તેમજ લોર્ડ ક્રાઇસ્ટ પણ એજ જ્ઞાનને આધારે ફરમાવી ગયા છે કે “જે તુને ધિક્કારે તેને તું ચાહજે, અને જે તુને ઇજા કરે તેને માટે તું દુવા ગુજારજે.”

આ ઉપરથી આપણે જોયું કે વિચાર શક્તિથી માણસ દુનિયામાં ચાહે એટલું ભલું તેમજ બુરૂ કરી શકે છે. વળી વિચાર કરવા માટે કાંઇ પૈસા જોઇતા નથી, યા તેની વચ્ચે કાંઇ પણ જાતની હરકત આવી શકતી નથી. એટલા માટે, એક માણસ ગમે તેવો

ગરીબ હોય, એક પૈ પણ પાસે ન હોય, એક માણસ બંધીખાનામા હોય યા હોસ્પીતાલમા હોય તે છતા ત્યાથી પણ તે વિચાર કરી શકતો હોવાથી તે દુનિયામા ભલુ કરી શકે છે

આવી રીતે ખોદાતાલાએ દરેક માણસને દુનિયામા ચાહે એટલુ ભલુ યા બુરૂં કરવાની શક્તિ બક્ષેલી હોય છે પણ આપણે યાદ રાખવુ જોઇએ કે આપણે હમેશ જે ભલી યા બુરી શક્તિઓ દુનિયામા ઉત્પન્ન કરીએ છીએ તે દુનિયામા જે ભલાઇ તથા ખરાબી કરે છે તેના જોખમદાર આપણે પોતેજ છીએ, તેની જવાબદારી માટે આપણે બંધાયલા રહીએ છીએ કોઇ એક માણસ જો પોતાના ઘરમા બેસી કીનાના, યા ગુસ્સાના, યા ધિક્કારના વિચારો પેદા કરે તો તેથી ભમતા વિચાર આકારો કોઇ નબળા મગજના માણસના એસ્ત્રલ શરીરમા ધ્રુજણીઓ પેદા કરી તેને ખુન યા એવુ બીજુ કર્પીણુ કામ કરવાને દોરવે છે આ કામ માટે ખોદાશનાસી પ્રમાણે પેલો ખુની જેટલો જવાબદાર છે તેના કરતા પેલો બુરા વિચાર કરનાર વધારે જોખમદાર છે કારણ પેલા ખુની ઉપર જો પેલા બુરા વિચારોએ હલ્લો કર્યો ન હતે તો તે બુરૂ કામ થતે નહીં માટે આપણા વિચારો માટેની જવાબદારી કેવી બોહોળી છે તે જાણવાથી વિચારો ઉપર કાબુ રાખવાની જરૂર દરેક સમજુ માણસ કબુલ કરશે સાધારણ રીતે આપણા વિચારોથી આપણે બીજાઓની ઉપર અસર કરીએ છીએ એ વાત આપણે માનતા નથી, અને "હુ ખરાબ કામ નહી કરૂ એટલે બસ, ખરાબ વિચાર થાય તે કાઇ બીજાને નડતા નથી" આમ માની લેતા હોવાથી જ્યારે આપણે પોતાના કામ ઉપર સખત નીગાહ રાખ્યે છે ત્યારે આપણા વિચારોને પુરતી છુટથી ભમવા દીએ છીએ પણ હાલમા યુરોપીઅન વિદ્વાનો પણ કબુલ કરે છે કે એક માણસના વિચાર બીજાને પુગે છે* ખોદાશનાસી આ વાત કદીમ જમાનાથી કહેતી આવી છે અને હવે જ્યારે પશ્ચિમ તરફની વિદ્યાથી તેને ટેકો મળે છે ત્યારે તે માનવાને આપણને વધારે કારણ છે દરેક માણસની ફરજ છે કે પોતાનુ અંત

* જુઓ Psychical Research Society ના પુસ્તકો

કરણ સાફ કરી સદા દયા, પ્યાર, શાંતી, ભાઇબંધી વિગેરેનાં ઉમદા વિચારો કરી જગતનાં વિચાર સાગરમાં આ ફરેસ્તાઇ શાહબરોને છોડવા, જેઓ બીજા તોફાની મતો ઉપર જઇ તેઓને શાંતીને કીનારે પોહોચાડે. એક અશો માણસ બેઠો બેઠો હર પળે આ પ્રમાણે જગતનું કલ્યાણ કરે છે જ્યારે એક દુષ્ટ વિચારવાળો માણસ હર પળે જગતમાં દુ:ખનાં સાધણોને બહાર પાડે છે.

આવી રીતે વિચારની શકિતનું જ્ઞાન મેળવ્યા પછી આપણી ધર્મનીતિ મનશ્નની ઉપર કાંય રચાયલી છે તેનું ખરૂં કારણ આપણે સમજી શકીએ છીએ. કારણ કે આપણે જાણીએ છીએ કે મનશનીથી દુનિયામાં ચાહે એટલું ભલું કરી શકાયછે એટલુંજ નહીં પણ આપણે આગળ લંબાણ વિગતે જોઇ ગયા તેમ મનશનીથી આપણાં હુવસો દુર થઇ શકે છે. અને દયા તથા પ્રીતીમાં વધારો થાય છે. આ જાણ્યા પછી જરથોસ્તી ધર્મ તરફ તેમજ આપણો ધર્મ લાવનાર અશો પયગંબર તરફ, તેમજ આ વિચારમાં સમાયલી શકિતનાં બનાવનાર પાક પરવરદેગાર તરફ, આપણો ચાહ અને માન વધે છે, અને આપણો પ્યાર આપણને તેઓ તરફ ઘસડી લઇ જાય છે. પણ જ્યારે આપણને એટલુંજ સમજાવવામાં આવે છે કે તમે મનશની પ્રમાણે ચાલો, પણ તે સાથે ઉપર જણાવેલી તેની ફીલસુફી સમજાવવામાં નથી આવતી, યાને મનશનીથી કેવી રીતે દુનિયામાં ફાયદા થાય છે તે સમજાવવામાં નથી, આવતું, ત્યારે હાલનાં આગળ વધેલા જમાનામાં આપનું એકીન તથા દીલ ધર્મ ઉપરથી ઉઠી જાય છે. અગાઉ જ્યારે મનશક્તિ હમણાં જેટલી ખીલેલી નહીં હતી અને જ્યારે લોકો વિચારનાં કરતાં લાગણીથી વધારે દોરવાતાં હતા ત્યારે લોકોને જો એવું કહેવામાં આવતું કે આપણો ધર્મ બધા ધર્મો કરતાં ઘણોજ ઉત્તમ છે, આપણા અશો પયગંબરજ દુનિયામાં એક સાચા પેગમબર હતા, આપણોજ ધર્મ ખરો છે, માટે મનશની, ગવશની, અને કુનશનીથી ચાલો તો તેઓની લાગણી ધર્મ તરફ ઉસકેરાઇ આવતી અને

તેથી તેઓ સઘળુ માનતા તથા તે મુજબ ચાલતા હતા. પણ હાલ લાગણી કરતાં વિચાર શક્તિનો ઉપયોગ આપણા લોકો વધુ કરતા હોવાથી ધર્મનાં ફરમાનોની સમજણ તથા તેનો ઉંડો ભેદ સમજાવ્યા વગરનાં ખાલી ફરમાનો દર્શાવનારા સેંકડો લખાણો તથા વાયજો જેટલી અસર તેઓ ઉપર કરી શકે છે તેના કરતાં હજાર ઘણી વધારે અસર ધર્મનાં ફરમાનોની વિગતે સમજણ સાથના થોડાજ લખાણો તથા વાયજો ઉપજાવી શકે છે. માટે ધર્મની કેળવણીની રીતમાં ઉપર મુજબનો સુધારો કરવામાં આવે નહીં, નહીં સમજ પડતાં લુખાં ફરમાનોને બદલે ફીલસુફી દાખલ કરવામાં આવે નહી, ત્યાં સુધી કેળવાયલો વર્ગ ધર્મથી દુર જતો જાય, ધર્મ અજ્ઞાનોને વશ કરવા માટેના આપમતલબીઆઓના બકબકારા જેવો તેઓને લાગે, તો તેમાં અજબ થવા જોગ કાંઇ નથી. ઇંગલંડ, અને અમેરીકામાં પણ એજ પ્રમાણે બનતું આપણે જોઇએ છીએ. પણ આવા જડવાદી માણસોમાંના ઘણાઓને ખોદાશનાસીનો અભ્યાસ કરવા પછી આજે ધર્મને બધા કરતાં સૌથી ઉત્તમ દરજ્જો આપતાં આપણે જોઇએ છીએ. માટે હાલની હાલત વિશે દીલગીર થવાને બદલે આપણી ફરજ બજાવતાં જઇશું અને પ્રગટી કરણના તબક્કાને અનુસરીને ચાલશું તો વખત આવવે આપણાં પોતાનાં ધર્મની ખોવાઇ ગયલી ફીલસુફી વટીક મળી આવશે. ખોટી આપણી છે, ખુદરતની નથી. આપણે ફીલસુફી સમજવા જે વખતે ઇતેજાર થઇશું ત્યારે આપણાં ધર્મની ફીલસુફીને પણ હાજર કરવામાં આવશે. અને તે વખતે શરમથી નીચું જોઇ આપણને કબુલ કરવું પડશે કે જે ખોદાશનાસીની ફીલસુફીને આપણે પારકા ધર્મની સમજી તુચ્છકારી કહાડતા હતા તે ફીલસુફી કાંઇ ચોકસ ધર્મની નહીં પણ જગતની ફીલસુફી હોવાથી તેજ ફીલસુફી જેમ બીજાઓનાં તેમજ આપણા ધર્મમાં પણ મળી આવી છે.

પ્રગટીકરણનાં હાલનાં તબક્કામાં માણસનાં નાશવંત તત્વો ખીલી રહ્યા છે તેમજ મનશક્તિ અથવા નીચલું મનસ પણ સારી રીતે ખીલ્યું છે. હવેનો તબક્કો ઉપલું મનસ તથા બુદ્ધિ ખીલવવાનો છે.

મનસ અથવા મન શક્તિ ખીલેલી હોવાને લીધેજ આપણે માણસની ઉપમા ધારણ કરીએ છીએ. જનાવરોમાં ગુસ્સાઓ તથા લાગણીઓ સુધી પ્રગટીકરણ આવી પુગ્યા પછી મનશની ફક્ત શરૂઆત થાય છે. ત્યાર કેડે મનુષ્ય યોનીમાં મનસ, બુધ્ધિ, તથા આત્માનું ખીલવાનું સંપુર્ણ થવાની તક મળે છે અને એ કામ પાર પડવે ફરી જન્મ લેવાની જરૂર રહેતી નથી, અને માણસ મહાત્મા અથવા પેગમબરી હાલતે પુગે છે.

## બુદ્ધિ અને આત્મા.

રવાનમાં હાલ બુધ્ધિ બીજ રૂપે છુપી રહેલી જોવામાં આવે છે. બુધ્ધિનો અર્થ જે સાધારણ રીતે આપણે અક્કલ કરીએ છીએ તે ન સમજવો. બુધ્ધિ તત્વ જ્યારે એક માણસમાં ખીલે છે ત્યારે તે માણસને એવું ભાન થાય છે, બલકે જાતી અનુભવ થાય છે કે દુનિયાનાં તમામ રવાનો એકજ ઇશ્વરનાં કીરણો છે અને તેથી તેઓ સઘળાં એક સરખીજ ખોદાઇ શક્તિઓ બીજ રૂપે ધરાવે છે, એટલુંજ નહીં પણ જે જુદાઇ આપણને. આપણ અને બીજાઓ વચ્ચે હાલ જણાયછે તે દુર થઇ સર્વે રવાનો એક છે એવી તેની જાતી ખાતરી થાય છે. અત્યાર સુધી તે વિચાર શક્તિથીજ ઉપલી બાબદ સમજતો હતો પણ બુધ્ધિ તત્વ ખીલવાથી તેને તે વિષે જાતી અનુભવ મળે છે. એ સચ્ચાઇ તે મીનોઇ દૃષ્ટીથી જોઇ શકે છે એ તત્વને લગતા શરીરને "બુધ્ધિ શરીર" કહેવામાં આવે છે, જે ખીલવાથી બુધ્ધિ તત્વ ખીલે છે. એ ઉંચી હાલતમાં જ્યારે રવાન આવે છે ત્યારે તેને "બુધ્ધિ મનસ" કહેવામાં આવે છે. એની સાથે આત્માની રોશની મળી જવાથી રવાન ઇશ્વર રૂપ થઇ જાય છે. આત્માની શક્તિનો હાલના પ્રગટીકરણના તબક્કામાં ખ્યાલ આપવો મુશકેલ છે, પણ તેના ખીલવા સાથ ઇશ્વરી શક્તિઓ સંપુર્ણ પ્રાપ્ત થાય છે એમ કહી આગળ ચાલીશું. બુધ્ધિ તત્વ ખીલવાનું એક મજબુત સાધન આપણી પાસે છે અને તે એજ કે ન્યાત જાતના, વર્ણના, યા બીજા કોઇબી ફરક જાલવ્યા વગર સર્વે માણસો તરફ, સર્વે જાનવરો

તરફ, કુલ પેદાશ તરફ, હરદમ વિચારમાં, વાણીમાં તથા કાર્યમાં પ્યારની લાગણી ધરાવવી. ખરેખર જોતાં આપણે બીજાઓથી જુદાં નથી. તે એકપણું મેળવવા ખાતર આપણે ભ્રાતૃભાવ, યાને ભાઇબંધી જાળવવી જોઇએ, તથા હર પળે તન, મન અને ધનનાં ભોગે બીજાઓને મદદ કરવાની ચાલુ કોશેશ રાખવી જોઇએ. બીજાઓના દુ:ખમાં ખરા જીગરથી દીલસોજી બતાવવી જોઇએ, અને હરેક રીતે તે દુ:ખ દુર કરવાને જાતી ભોગ આપવો જોઇએ. એક દુ:ખી માણસને વખતસર મદદ કરવાથી તેનામાં જે હર્ષ ઉત્પન થાય છે, તેમજ તેને સુખી જોઇ આપણને જે સુખ થાય છે તે આ બુધ્ધિ તત્વની ધ્રૂજણીઓનું પરીણામ છે. એ જ્યારે સંપુર્ણ ખીલે છે ત્યારેજ સર્વ જગતની ઐકયતા જાહેર થાય છે, અને ઇશ્વરી આનંદ આપણને પ્રાપ્ત થાય છે. માટે દયા, સખાવત, પરમાર્થી પ્યાર, દીલસોજી, અને એવી ઉત્તમ લાગણીઓ ખીલવવાની ચાલુ કોશેશ કરવાથી બુદ્ધિ તત્વ ખીલે છે, અને મીનોઇ આનંદનો અનુભવ રવાનને થાય છે.

અત્રે માણસનાં શરીરોનો એક કોઠો આપેલો ઉપયોગી થઇ પડશે.



માણસના શરીરોનું બંધારણ તથા તેના કાર્યનો કોઠો.

| શરીરનું નામ | તેનું બંધારણ | કયા ભુવન અથવા દુનિયાં ઉપર કામ કરે છે | તેમાં હાલમાં માણસને શું ભાન થાય છે |
|---|---|---|---|
| ૧ ખાકી શરીર .. | નક્કર, પ્રવાહી તથા વાયુરૂપી ખાકી પદાર્થ | ખાકી ભુવનના નીચલા ત્રણ વિભાગમાં | અગાઉ કહ્યું તેમ હાલના તબક્કામાં ફક્ત ખાકી ને છાયા શરીરમાં કોઈ જાતનું ભાન આપણને થતું નથી જાગૃત હાલતનું ભાન ખરેખર ક્યા શરીરનું હોય છે |
| ૨ છાયા શરીર | ચાર જાતના ઇથર | ખાકી ભુવનના ઉપલા ચાર વિભાગમાં | |
| ૩ એસ્ટ્રલ શરીર | સાત પ્રકારના એસ્ટ્રલ પદાર્થ .. | આખા એસ્ટ્રલ ભુવનમાં ... | લાગણીઓ, ઇચ્છાઓ, હવસો, ગુસ્સાઓ |
| ૪ મનસીક શરીર . | ચાર નીચલા મનસીક પદાર્થ | મનસીક ભુવનના ચાર નીચલા વિભાગમાં | મનશક્તિ, વિચાર, અક્કલ |
| ૫ કારણ શરીર . | ત્રણ ઉપલા મનસીક પદાર્થ | મનસીક ભુવનના ઉપલા ત્રણ વિભાગમાં | અંત કરણનો અવાજ, તત્ત્વજ્ઞાન |
| ૬. બુધ્ધિક શરીર .. | સાત પ્રકારના બુધ્ધીક પદાર્થ | આખા બુધ્ધિક ભુવનમાં | પરમાર્થી રહમ, પ્યાર, ખરી દીલસોજી, ભક્તિ, એકતાઇ |
| ૭ આત્મા | | | |

માણસનાં સાત તત્વોમાંના પહેલાં ચાર દરેક જન્મમાં મોત પછી નાશ પામે છે, પણ આત્મા, બુદ્ધિ તથા મનસ જે ત્રીનોઇ છે તે સદા કાયમ રહે છે. નાશવંત તત્વો બીજા જન્મમાં પાછાં નવાં બને છે. એવી રીતે માણસના સાત તત્વોનું ઉપર ટપકેનું જ્ઞાન મેળવ્યા પછી હવે આપણે એ માંહેલી મુખ્ય બાબતો પાછી મેહેજ જોઇ જઇ આગળ ચાલીએ. પણ અત્રે જણાવવાની અગત્ય જણાય છે કે આ બાબદ અત્રે ઘણીજ ટુંકમાં સમજાવવામાં આવેલી હોવાથી જેને એ બાબદ વિષે વધુ જ્ઞાન મેળવવું હોય તેણે એનો વધુ અભ્યાસ કરવો જોઇએ.*

અત્યાર સુધીમાં જે કાંઇ આપણે શીખ્યા તે ઉપરથી માલમ પડે છે કે માણસનું અમર તત્વ સૌથી અગત્યનું છે. આપણું સ્વાન જ્ઞાનમા સંપુર્ણ નથી, પણ સંપુર્ણ જ્ઞાની બનવું એ આપણાં પેદા કરનારની અને તેટલા માટે માણસ જાતની જીંદગીની પણ મુખ્ય નેમ છે. જ્ઞાની થવા માટે તેને પહેલાં ત્રણે દુનિયાનું જ્ઞાન લેવું પડે છે. પહેલે આ ખાકી દુનિયાનું, પછી 'એસ્ત્રલ' દુનિયાનું અને ત્યાર પછી 'મનસીક' દુનિયાનું સંપૂર્ણ જ્ઞાન તેને મેળવવું પડે છે ખાકી દુનિયામાં ખાકી પદાર્થથી બનેલી જે ચીજો તથા માણસો આપણે જોઇએ છીએ તેનાં કરતા વધારે સંખ્યામા માણસો તેમજ ચીજો એસ્ત્રલ પદાર્થની બનેલી હોવાથી એસ્ત્રલ હસ્તીને પણ એક દુનિયાજ કહેવામા આવે છે. તેમજ મનસીક પદાર્થમા રહેલી ચીજો તથા મનસીક શરીરમાં રહેલા માણસોને મનસીક દુનિયાની વસ્તી તરીકે ગણવામાં આવે છે, અને તેનું જ્ઞાન મનસીક શરીર મારફતે થાય છે સ્વાનને આ ત્રણે દુનિયાનુ સપુર્ણ જ્ઞાન મેળવવા માટે જુદી જુદી જાતના શરીરો આપવામા આવેલાં હોય છે એ ગોયા તેના હથીઆરો છે જેમ એક હુશીઆર સુથારને બરાબર કામ કરવા માટે પોતાના હથીઆરોને સારી હાલતમાં રાખવા માટે તેની સંભાળ લેવી પડે છે, તેમજ સ્વાનને જુદાં જુદાં શરીરોને સારી સ્વચ્છ હાલતમા રાખવા માટે

* જુઓ Seven Principles of Man, Man and His Bodies, and Ancient Wisdom by Mrs Annie Besant

તેની જતન કરવી પડે છે. કારણ કે જો શરીર સારી હાલતમાં નહીં હોય તો તે મારફતે રવાન જ્ઞાન મેળવી શકતું નથી અને તેની જીંદગીનો તે ફેરો નકામો જાય છે.

ખાકી તથા છાયા શરીર મારફતે રવાન તમામ ખાકી દુનિયાનું જ્ઞાન મેલવે છે. "એસ્ત્રલ શરીર" મારફતે એસ્ત્રલ દુનિયાનું, તથા મનસીક અને કારણ શરીર મારફતે તેને ઉપલી તથા નીચલી મનસીક દુનિયાંનું જ્ઞાન મલે છે. એ દુનિયાઓને ભુવનો પણ કહેવામાં આવે છે. ખાકી પદાર્થની બનેલી સર્વે ચીજો તથા શરીરો તેમજ જગતમાં રહેલા છુટા ખાકી પદાર્થને સાથે લઇએ તો તેને ખાકી દુનિયાં, યા ખાકી ભુવન યા સ્થુલ ભુવન, (physical plane) કહેવામાં આવે છે જેમાં નક્કર, પ્રવાહી, વાયુરૂપી તથા ચાર પ્રકારનાં ઇથરની બનેલી સર્વે ચીજો તથા શરીરો સમાઇ જાય છે. આ સર્વે ખાકી ચીજોનું જ્ઞાન મેળવવા માટે ખાકી તથા છાયા શરીર આપણાં હથીઆરો છે.' જે ધ્રુજણીઓ આ સાત જાતનાં પદાર્થમાં થાય છે તે ધ્રુજણી ઉત્પન કરનાર પદાર્થનું જ્ઞાન રવાનને પહોંચાડવા માટે તેજ પદાર્થનાં બનેલાં શરીરની જરૂર હોય છે.

એજ પ્રમાણે સાત પ્રકારનાં એસ્ત્રલ પદાર્થથી બનેલી સર્વે ચીજો, શરીરો તથા જગતમાં છુટા ફેલાયલા એસ્ત્રલ પદાર્થને સાથે લઇએ તો તેને એસ્ત્રલ દુનિયાં, એસ્ત્રલ ભુવન, અથવા સુક્ષ્મ ભુવન કહેવામાં આવે છે. અને તે દુનિયાંની ચીજોનું ભાન મેળવવા યાને તેઓ જે ધ્રુજણીઓ ફેંકે તે ધ્રુજણીઓ રવાનને પુગાડવા એસ્ત્રલ શરીરની જરૂર હોય છે. એવીજ રીતે સાત જાતનાં મનસીક પદાર્થથી બનેલી સર્વે ચીજો તથા શરીરો, તેમજ જગતમાં છુટા ફેલાઇ રહેલા મનસીક પદાર્થને જ્યારે ભેગા લેવામાં આવે છે ત્યારે તેને મનસીક ભુવન, યા મનસીક દુનિયાનું નામ આપવામાં આવે છે, જેનું જ્ઞાન મેળવવા માટે તે પદાર્થથી ફેંકાતી ધ્રુજણીઓને જવાબ દેનાર તેજ પદાર્થનાં બનેલાં 'માનસીક શરીર,' તથા 'કારણ શરીર'ની જરૂર છે. આ ઉપરથી જણાય છે કે આ ત્રણ દુનિયાઓ અથવા ભુવનોનું જ્ઞાન મેળવવા કુદરતે આપણને પાંચ જુદાં જુદાં શરીરો

આપેલા છે  એ શરીરોને બરાબર કામ કરતા બનાવી તે ભુવનનુ ભાન સ્વાનને લેવાનુ છે  એ ઉપરાંત ચોથી દુનિયા અથવા ભુવન બુદ્ધિક પદાર્થની બનેલી ચીજો તથા શરીરો તેમજ છુટા ફેલાયલા બુદ્ધિક પદાર્થથી બનેલુ છે  અને એ જાણવા માટે બુદ્ધિક શરીર આપણને મળેલુ છે  એક પછી એક શરીરોને જવાબ આપતા કરી એક પછી એક દુનિયા અથવા ભુવનનુ જ્ઞાન મેળવવાનુ કામ આપણને કરવાનુ છે, કારણ કે પ્રગટીકરણની નેમ સર્વ ભુવનો અથવા દુનિયાઓનુ સંપુર્ણ જ્ઞાન આપવાની છે

સ્વાન પોતાનુ જ્ઞાન તથા શક્તિ ખાકી શરીરનુ ભેજુ તથા જ્ઞાન તંતુઓ મારફતે શબ્દ, કાર્ય અને લખાણ રૂપે જાહેર કરી શકે છે, પણ જો તેનુ ખાકી શરીર તથા તેની અંદરનુ ભેજુ બરાબર બનેલુ હોતુ નથી તો સ્વાન પોતા પાસે હોય તેટલુ જ્ઞાન પણ જાહેર કરી શકતુ નથી  એટલા માટે ખાકી શરીરને એક સારંગી સાથે અને સ્વાનને સારંગી વગાડનાર સાથે સરખાવવામા આવે છે જેમ વગાડનાર ગાયનમા ગમે એટલો હુશીઆર હોવા છતા જો સારંગી હલકી યા ભાગીતુટી હોય તો પોતે જાણતો હોય તેટલુ પણ તેપર વગાડી શકતો નથી, તેમજ જો ખાકી શરીર તથા ભેજુ બરાબર બનેલુ હોતુ નથી, જો તે હલકી જાતના ખાકી પદાર્થનુ બનેલુ હોય છે, તો સ્વાન જેટલુ જ્ઞાન ધરાવતુ હોય તેટલુ જ્ઞાન પણ તે ખાકી દુનિયામા જાહેર કરી શકતુ નથી  ખરાબ યા સારૂ શરીર મેળવવાનુ કારણ સ્વાનની આગલી જીંદગી વખતે કીધેલા સારા યા માઠા કામો ઉપર આધાર રાખે છે

ખાકી સીવાય બીજા સુક્ષમ શરીરોની હસ્તી વિષે આપણી સંપુર્ણ ખાતરી જાતી અનુભવ વગર થઇ શક્તિ નથી પણ આડકતરી રીતે એ માટે કાંઇ ખાતરી થઇ શકે છે કે નહી તે આપણે જોઇએ  માણસના સાત તત્વ વીષેનુ જ્ઞાન, ટુકમા કહુ તો ખોદાશનાસીનુ જ્ઞાન, જે હાલ આપણે બહાર પડેલુ જોઇએ છીએ તે સઘળુ છેલ્લા પચીસ વર્ષની અંદર બહુ સ્પષ્ટ રીતે બહાર પાડવામા આવેલુ આપણે જાણીએ છીએ  એની અગાઉ

સર્વે માટે એ જ્ઞાન આવી ખુલ્લી ભાષામા બહાર જણાયલુ ન હતુ પણ માણસના આ સાત તત્વો કાઇ હાલના માણસોમાજ છે એમ નથી આગલા જમાનાના માણસો પણ ઉપલા સાત તત્વો ધરાવતા હોવાથી, તેમજ વળી 'કલેરવૉયન્તો' યાને સુક્ષ્મ પદાર્થ જોઇ શકનારાઓ પણ અગાઉના જમાનામા થઇ ગયલા હોવાથી એ સુક્ષ્મ શરીરો વિષે આગલા વખતના લખાણોમા પણ ઇસારાઓ મળી આવે છે ખાકી શરીર વતરીકે બીજા સઘળા શરીરો બારીક યાને સુક્ષ્મ પદાર્થના બનેલા હોવાથી એ બધા શરીરોને જ્યારે એક નામે બોલાવવામા આવે છે ત્યારે તેઓ 'સુક્ષ્મ શરીર' ને નામે ઓળખાય છે જુદા જુદા માણસોએ જુદા જુદા જમાનામા આ 'સુક્ષ્મ શરીરો'ને જોયલા દાખલાઓ આપણને અગાઉની ચોપડીઓમા ઘણા મળી આવે છે એ શરીર જોનારાઓ ખોદાશનાસીની વિદ્યા જાણતા ન હોવાથી, અને તેટલા માટે એ દેખાવોના કારણ સમજી શકતા ન હોવાથી પોતે જોયલા દેખાવોને અજાયબી ભરેલા બનાવો તરીકે સમજી તેનો હેવાલ લખી ગયા છે, યા બીજાઓને કહેવાથી બીજાઓ તે છપાવી ગયા છે* એવા થોડા દાખલા નીચે આપ્યા છે જે ઉપરથી આડકતરી રીતે આપણી ખાતરી થઇ શકશે કે આપણુ ખાકી શરીર અને રવાન શીવાય બીજા શરીરો પણ આપણામા હોવા જોઇએ એવા દાખલાઓ એક ફ્રેન્ચમેને કેટલાક વર્ષોની વાત ઉપર જુદે જુદે ઠેકાણેથી એકઠા કરી ફ્રેન્ચ ભાષામા એક ચોપડી રૂપે બહાર પાડયા હતા એનો તરજુમો અગ્રેજી ભાષામા પણ પાછળથી કરવામા આવ્યો હતો, જેમાથી ફક્ત ત્રણ દાખલા નીચે રજુ કીધા છે

૧—ઇ૦ સ૦ ૧૮૩૦ મા એક લશકરનો વડો અગ્રેજ ઓફીસર હીંદુસ્તાનથી પોતાને વતન ઇગ્લડ જવા માટે નીકળ્યો હતો બે અઠવાડીયા વીત્યા બાદ જ્યારે તે ભર દરીઆમા હતો ત્યારે એક દીવસ કપતાનને પુછવા લાગ્યો કે "એક અજાણ્યા ઉતારૂને તમો શુ કેથે છુપાવી રાખ્યો છે?" એ ઉપરથી કપતાન કહેવા લાગ્યો કે ' એ વળી શુ

* *Posthumous Humanity*, by D'assier translated by Col H S Olcott

મશકેરી લઇ બેઠા છો ?" પેલાએ જવાબ દીધો કે "નહીં, હુ મશકરી નથી કરતો. મેં બરાબર ખુલ્લી રીતે એક અજાણ્યા શખ્સને એક દીવસ જોયો હતો, પણ તે દહાડા પછી તે પાછો નજરે પડયોજ નથી." કપતાન કહેવા લાગ્યો કે "તમો શું બોલો છો તેની કાંઇ મને સમજ પડતી નથી, માટે બરાબર ખુલાસો કરીને કહો." પેલો બોલ્યો કે "એક દીવસ હું મારી કેબીનમાં જવા ઉઠતો હતો, તેટલામાં મેં એક શખ્સને આખા વહાણમાં ફરી જતાં જોયો. દરેક કેબીનનું બારણું ઉઘાડી તે કોઇને શોધતો હોય એમ લાગતું. કારણ દરેક બારણું પાછું બંધ કરતી વખતે જાણે પોતાને જાઇતો શખ્સ ન મળ્યો હોય એવી રીતે તે પોતાનું માથુ ધુણાવી ત્યાંથી ચાલી જતો હતો. મારા કેબીનનો પણ પરદો ખસેડી તે અંદર જોવા લાગ્યો અને મને જોઇ જાણે હું તેને જોઇતો શખ્સ ન હોઉં તેમ આસતેથી પાછો ફર્યો." આ ઉપરથી કપતાન અજબ થઇ પુછવા લાગ્યો કે "તેનો દેખાવ કેવો હતો? તેની ઉમર કેટલી લાગતી હતી ? તેણે કપડાં કેવાં પહેરેલાં હતાં?" આથી જ્યારે પેલા ઓફીસરે તેનો દેખાવ અને પહેરવેશનો હેવાલ બારીકીથી કહી સંભળાવ્યો ત્યારે તે સાંભળતાંજ કપતાન અચરતીથી બોલી ઉઠયો કે "ખોદા ખેર કરે, તમોએ કહેલી વીગત જો ખરી હોય તો તમોએજોયલો શખ્સ મારો બાપ હોવો જોઇએ." કેટલોક વખત વીત્યા બાદ જ્યારે મુસાફરી પુરી થઇ અને કપતાન પોતાને ઘેર ગયો ત્યારે જતાંને વાર તેને ખબર મળી કે તેનો બાપ થોડો વખત થયો ગુજરી ગયો હતો. ગુજરવાનો દીવસ સરખાવતાં માલમ પડયું કે જે દીવસે પેલા ઓફીસરે અજાણ્યા શખ્સને જોયો હતો તે દીવસ વીત્યા બાદ પોતાનાં બાપનું મરણ નીપજ્યું હતું. વળી તેને પોતાનાં સગાંઓ તરફથી વધુ એમ કહેવામાં આવ્યું કે ગુજરવાની અગાઉ તે બેશુદ્ધ હાલતમાં રહ્યો હતો અને પવનની જુસમાં તે નીચે મુજબ બોલતો હતો. "તમો શું ધારો છો હું ક્યાં જઇ આવ્યો હોઇશ? હું દરીઆમાં જઇ આવ્યો. હું મારા દીકરાનું વહાણ જોઇ આવ્યો. હું કેબીને કેબીન ફરી આવ્યો. મેં બધી કેબીન ઉઘાડી જોઇ, પણ મારો દીકરો મને જણાયો નહીં."

આ દાખલાપરથી એવુ માલમ પડે છે કે કપ્તાનનો બાપ પોતાના દીકરાને જોવા આતુર હોવાથી તથા બીમારીમા આપણા શરીરો જલદી છુટા પડે એવી હાલતમા આવતા હોવાથી, બાપ પોતાના 'એસ્ત્રલ' શરીરમા વહાણપર ફરી આવેલો હોવો જોઇએ

૭ —અમેરીકાના ફીલાડેલફીઆ શહેરમા ૧૭૪૦ મા એક જ્ઞાની પુરૂષ રહેતો હતો એને વાસ્તે એવુ કહેવામા આવ્યુ છે કે તે ઘણી છુપી ચીજો જાણતો હતો અને ગેબી બાબદનો ખુલાસો આપી શકતો હતો એનામા સમાયલી અદભુત શક્તિઓની એક સાબીતી નીચલા દાખલાપરથી મળી આવે છે, કે જેના ખુલાસા માટે શક શાખવામા આવતો નથી

એક કપ્તાન અમેરીકાથી વહાણમા યુરોપ અને આફ્રીકાની મુસાફરીએ નીકળ્યો હતો તેના ગયા પછી તેની ધણીઆનીને ઘણો લાંબો વખત વેર કાંઇ પણ કાગળ પત્ર તેની તરફથી ન મળવાથી તેણી ઘણી ચીંતાતુર રહેતી હતી આ ઉપરથી ઉપલા જ્ઞાની માણસ પાસે જઇ એ વિષે પરપુછ કરવાની તેણીને સલાહ આપવામા આવી હતી આથી તે બાઇ પેલા શખસ પાસે ગઇ અને પોતાના ધણી તરફથી કાંઇપણ સમાચાર ન મળવાથી તેણીને ઉપજતી ચીંતા માટે તેને કહી સમજાવ્યુ પેલો શખસ બાઇનુ કહેવુ સમજી લઇ તેણીને થોડોવાર તેજ ઓરડામા થોભવા કહી પોતે પાસેના ઓરડામા ગયો લાંબો વખત વેર તે પાછો ન ફરવાથી પેલી બાઇની ધીરજ ન રહી, અને વીચારવા લાગી કે મને અતરે બેસાડી ગયો તે વાત પેલો શખસ વખતે ભુલી ગયો હશે આથી તેણી ઘણીજ ધીમેથી પાસેના ઓરડાના બારણા આગલ જઇને વીનીજન વાટે જોવા લાગી તો પેલા શખસને એક કોચ ઉપર એક મુરદાની માફક સ્થીર હાલતમા પડેલો જોયો. તેણીએ તેને ઉઠાડવાનુ દુરસ્ત ધાર્યુ નહીં, પણ તેને સુવા દઇ પોતે તેના ઉઠવાની રાહ જોતી પાછી બેઠી થોડાજ વખતમા તે પુરૂષ આવ્યો, અને તેણીના ધણીએ તેણીની ઉપર આજ સુધી એક પણ પત્ર લખ્યો ન હતો તેનુ ચોકસ કારણ કહી સમજાવી તે વધુ બોલ્યો કે, "આજે તે લંડનની એક કાફીની દુકાનમા બેઠેલો હતો,

અને થોડા દીવસમા તે અત્રે આવવા ઉપડનાર છે ' એ બનાવને કેટલો એક વખત થના પછી તેણીનો ધણી આવી લાગ્યો લાબે વખતે પોતાના ભરથારને મળ્યા પછી એટલો વખત સુધી કાઇ પણ કાગલ પત્ર ન લખવાનો સબબ તેણી તેને પુછવા લાગી એના જવાબમા જ્યારે પેલા જ્ઞાની પુરૂષે કહેલાજ કારણો પોતાના ધણીના મ્હોમાથી પણ નીકળતા સાભળ્યા ત્યારે પેલા શખ્સની અદભુત શક્તિઓ માટે તેણીને વધારે ખાતરી થવા લાગી એક દીવસ બેઉ માટી બેયર કેથે સાથે જતા હતા એટલામા તેણીના ધણીની નજર સામેથી આવતા પેલા જ્ઞાની માણસ ઉપર પડી અને તેજ ઘડીએ તે બોલી ઉઠયો કે " આ સખ્શને મે લડનની કાફી હાઉસના જેયો હતો, અને એહોજ મને ખબર કહી કે તારી ધણીઆની તારે માટે ફીકર કરે છે અને ઘણી ઇતેજારીથી તારી રાહ જેય છે જે ઉપરથી કાગળ ન લખવાનો મારો ખરો સબબ એને કહ્યા પછી મે એને જણાવ્યુ હતુ કે થોડા દીવસમા હુ અતરેથી મારે વતન અમેરીકા જવા ઉપડનાર છુ એ પછી કોઇ પણ દીવસ તે લડનમા પાછો જણાયો ન હતો "

આ દાખલામા પેલો જ્ઞાની શખ્સ પોતાના જ્ઞાનના બળથી પોતાને હાથેજ એસ્ત્રલ શરીરમા બહાર નીકળી લડન ફરી આવેલો લાગે છે કારણ કે આપણે એસ્ત્રલ શરીર વિષે અગાઉ શીખી ગયા કે એ શરીર ઇથર કરતા પણ બારીક પદાર્થનુ બનેલુ હોવાથી, તે વીજળી કરતા પણ વધારે ઝડપથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ શકે છે

૩૦૦ વરસની વાત ઉપર થઇ ગયલા આપણા મહાન દસ્તુર તથા યોગી હઝરત આઝર કયવાનને માટે તેઓના ચેલાઓ લખી ગયા છે કે તેઓ ચાહે ત્યારે પોતાનુ ખાકી શરીર છોડી સુક્ષમ શરીરોમા મુસાફરી કરતા હતા હાલના થોડાક બે દાશનાગીમા આગળ વધેલા શખ્સો પણ આવીજ રીતે પોતાના ખાકી બદનથી જુદા પડી ઉપલી દુનિયાઓ વિષેનો જાતી અનુભવ મેળવી તેનો દેખાવ પોતાને

ખરે નામે બહાર પાડતા જાય છે.* હઝરત આજર કયવાન પોતે પણ પાંચ દુનિયાઓ અથવા પાંચ ભુવનોમાં ફરી આવતા હતા જેનું વીવેચન તેઓનાં ચેલાઓની લખેલી ચોપડીમાંથી મળે છે.† એ હેવાલ દરેક જરથોસ્તીએ વાંચી ખોદાશનાસીનાં હાલનાં અભ્યાસીઓનાં વર્ણન સાથે સરખાવવો જોઇએ. કારણ કે જ્યારે દેખીતું મળતાપણું તેને જણાશે ત્યારે ખાતરી થશે કે એ લોકો કાંઇ Self-hypnotised થયલા, યાને ભમાયલા નહીં હતા યા સ્વપનુ જોતા ન હતા પણ પુર ભાન સાથ બીજી દુનિયાઓ યાને ભુવનોમાં ફરતા હતા. આ ભુવનો કાંઇ એક એકની ઉપર આવેલાં નથી. જેમ ઇથર નક્કર પદાર્થની અંદર છે તેમજ એસ્ટ્રલ પદાર્થ ઇથર અને ખાકી પદાર્થની અંદર છે એમ આપણે આગળ જોઇ ગયા. આ એસ્ટ્રલ પદાર્થની બનેલી દુનિયા ત્યારે ખાકી દુનિયાની ઉપર નહીં પણ અંદર કહીએ તો ચાલે. તે દુનિયામા જવા માટે બલુનમાં બેસી મોટી મુસાફરી કરવાની નથી, પણ ફકત રવાનના ભાનને એક શરીરમાંથી બીજા શરીરમાં લઇ જવાનું છે જ્યાં તેનું એસ્ટ્રલ શરીર જુદી જુદી જાતની એસ્ટ્રલ પદાર્થમાં થતી ધ્રુજણીઓને જવાબ આપી એસ્ટ્રલ દુનિયા વિષે તેને ખબર કરે છે. એજ મીસાલે મનસીક ભુવન તથા બુદ્ધિક ભુવન પણ નીચલાં ભુવનો અથવા દુનિયાની ઉપર નહીં પણ તેની અંદર છે. અને તેનો અનુભવ લેવા માટે હવામાં મુસાફરી કરવાની નથી પણ રવાનનાં ભાનને લાયક શરીરમાં લઇ જવાનું છે. આ જાણવાની બહુ જરૂર છે ખાકી દુનિયા, એસ્ટ્રલ દુનિયા, મનસીક દુનિયા, બુદ્ધિક દુનિયા તેમજ બીજી ચઢતી દુનિયાઓ સર્વે હાંજ છે જમીન ઉપરથી આસમાનપર જવાનુ નથી પણ તે દુનિયાના પદાર્થની ધ્રુજણીઓને જવાબ આપનારા શરીરમાં આપણું ભાન લઇ જવાની જરૂર છે સાધારણ રીતે આપણું ભાન ખાકી શરીરમાંજ રહે છે

---

* જુઓ *Ancient Wisdom, by Annie Besant, Astral Plane and Devachanic Plane*, by C W Leadbeater, *Growth of the Soul*, by A P. Sinnet

† જુઓ દબેસ્તાન તથા જામે કાએખુસરો

ઉંઘમાં એસ્ત્રલ શરીરમાં જઇ થોડુંક અવલોકન કરે છે. પણ ખોદા-શનાસીથી જેઓ પહરેજગારીમાં આગળ વધે છે તેઓ સુક્ષમ શરીરોમાં ચાહે ત્યારે ભાન લઇ જાય છે. પયગંમબરો ખોદાની હસતી વિષે, તેમજ બેહેસ્ત તથા દોજખ વિષે, જે કહી ગયા છે તે ફક્ત ખ્યાલો નથી પણ અનુભવ છે. પારસી ખોદાશનાસ દસ્તુર અરદાયેવીરાફ પણ આ પ્રમાણે ખાકી શરીર છોડીને સુક્ષમ શરીરોમાં ઉપલાં ભુવનમાં ગયા હતા, અને ત્યાં જે જોયું તેનો અનુભવ આપી ગયા છે.

નીચલો દાખલો એક ઇંગ્લીશ કોર્ટનાં ઓચરીઆંમાંથી મળી આવ્યો છે.

૩.—સીતેર વરસની એક બુઢી ડોસી એક દીવસ ભીખ માંગવા એક ઘરનું બારણું ઠોકતી હતી, એટલામાં ઘરની એક દાસી બહાર નીકળી આવી પેલી ડોસીને અસભ્યતાથી ચાલી જવા કહ્યું. ડોસી પાછી જતી જતી એટલુંજ બોલી કે "વારૂં દીકરી વારૂં; આજ રાતની અગાઉ તુને તારી વર્તણુકને માટે પસતાવો કરવો પડશે." તેજ રાતનાં પેલી દાસીને સખત તાણ થઇ આવી અને ઘણી હેરાન થવા લાગી. તે સેજ સારી થતાંજ ઘણી આજુજીથી લોકોને બોલાવી આંગળીથી બતલાવા લાગી કે "જુઓ, જુઓ, આ ઘરડી ભીખારીએ મારી પુઠ પકડી છે, એ મારી પછવાડેજ ફરે છે." પણ બીજાઓ ત્યાં કોઇને પણ જોઇ ન શકવાથી કહેવા લાગ્યા કે "એ તો તેણીનાં મનના ધખારા (Hallucination) છે; એ ઘેલી થઇ ગયલી છે; એ હીસતીરયાની ઝુમમાં બોલતી હશે. ચાલો આપણે અતરેથી સીધા સમાં જતા રહીએ." એવી રીતે તેણીની આજુ બાજુનાં બબરચી ફીલસુફો પોતાનો અભીપ્રાય જણાવવા લાગ્યા. પણ તેણી તો વધારે અને વધારે દુ:ખી થવાજ લાગી. આખરે એક દીવસ તેણીને એવો વિચાર આવ્યો કે પેલી ડોસી શરતા પ્રમાણે મને હેરાન કરવા જેવી આજે સવારનાં જણાય તેજ ઘડી તેણીને એક છરી લોકી દેવી. આ વીચારથી તેણી એક છરી લઇ ડોસીની વાટ જોતી ઉભી રહી અને જેવો તેણીનો દેખાવ નજરે પડયો તેવીજ એક છલંગ મારી તે હવાઇ દેખાવમાં પેલી છરી ફેંકી. તરતજ તેણી કાંઇ બતલાવતી હોય તેમ હાથ લાબો કરી

બોલવા લાગી કે "જુઓ જુઓ, દોસીના પગમા જખમ થયો છે નાગો, આપણે સઘળા તે દોસીને ઘેર જઇએ એ માટે ખબર કહાડીએ" આ ઉપરથી ઘણા લોકોની સાથે તેણી ત્યા ગઇ એઓની મુખ્ય નેમ એ હતી કે તેણી કહે છે તેમ પેલી બુઢિના પગમા જખમ થયો છે કે નહીં તેની ખાતરી કરવી ત્યા જઇ તેઓએ તેણીનુ બારણુ ઠોક્યુ પણ તે ઉઘાડવામા ન આવ્યાથી બારણુ તોડી તેઓ તેણીના ઓરડામા દાખલ થયા, અને તેણીના પગે પાટો બાધેલો જોઇ તેનુ કારણ પુછવા લાગ્યા તેણીએ જખમ છુપાવવાની ઘણીએ યુક્તિ કીધી, તેણી ઘણીજ ડરી અને ધમકી આપનારા શબ્દો બોલવા લાગી પણ તે છતા તેણીના બોલવાને મચક ન આપતા પાટો છોડી જોયો તો તરતનોજ જખમ થયલો માલમ પડી આવ્યો વળી સાથે લઇ ગયલી છરી સાથે જખમ સરખાવી જોતા માલમ પડ્યુ કે ઉપલી છરી જખમમા બરાબર આવી રહેતી હતી આવી રીતે પકડાઇ જવા છતા દોસીએ પેલી દાસીને હેરાન કરવાનુ છોડ્યુ નહીં પણ જ્યારે એ બુઢીને એવા બીજા કરપીણ કામો કરવાને માટે પોલીસમા ઘસડવામા આવી, અને વાક પુરવાર થવાથી તેણીને મારી નખાવામા આવી ત્યારથી પેલી દાસી સુખે ફરવા લાગી

આ દોસી પોતાના એસ્ટ્રલ શરીરમા આવતી હોવી જોઇએ કેટલીક હલકી ક્રીયાઓથી માણસ સુક્ષ્મ શરીરમા ફરી શકે છે પણ તે વિષે જેટલુ થોડુ વિચારીએ તેટલુ સારૂ આપણે સુક્ષ્મ શરીર માટે આગળ શીખી ગયા કે એને આપણા ખાકી શરીર સાથે એવો તો ગાઢો સબધ હોય છે કે સુક્ષ્મ શરીરના કોઇ પણ ભાગ ઉપર જખમ થતાજ તેની અસર ખાકી શરીરના તેજ ભાગ ઉપર થાય છે એજ કારણને લીધે પેલી દોસીના એસ્ટ્રલ શરીરમા જખમ થતાજ તેણીના ખાકી શરીરના તેજ ભાગ ઉપર જખમ થયલો માલમ પડે છે દોસીનુ એસ્ટ્રલ શરીર બીજાઓને ન દીસવાથી પેહેલા તે બીચારીને કોઇ ઘેલી કહેતા હતા, તો વળી કોઇ એમ બોલતુ હતુ કે એ તો ધખારા (Hallucination) નુ પરીણામ છે પણ જ્યારે જખમ જોવાથી ખાતરી થઇ ત્યારે પોતાની ઉપલી ફીલસુફીને માટે તેઓ શરમાવા

લાગ્યા ફક્ત ઉપલા ત્રણજ દાખલાઓ આ જગે આપ્યા છે પણ એ બાબદનો વધુ પુરાવો માગનારાઓએ Spiritualism ને લગતી કેતાબો વાચવી, જેમાંથી એવા સખ્યાબંધ દાખલાઓ આબરૂદાર, પ્રમાણીક તથા ચચળ બુધ્ધિના તેમજ સાયન્સમાં જાણીતા થયલા બાહોશ શ_નોના વખાણોમાંથી મળશે એ વાત વગર સુર્ખાઈથી એવી બ_ને હસી કહાડની જોઈતી નથી હાલના આપણા કહેવાતા કેળવાયલા જુવાનીઆઓ એક બાબદ વિષેનું ન પુરું તો રહ્યું પણ થોડું કશી જ્ઞાન મેળવ્યા વગર અહંકારથી 'હમબગ,' 'નોનસેન્સ,' વીગેરે તોછડા શબ્દો વાપરે છે એ બહુ ખેદકારક છે

અત્રે જણાવવું જોઈએ કે 'હેલ્યુશીનેશન' બોલ હાલ કેટલાક જમાનાના છોકરાઓમાં એટલોતો સાધારણ થઈ ગયલો છે કે મોટે ભાગે આ બોલ ખોટી રીતે વાપરવામાં આવે છે એ બોલ કોઈ પણ બાબદનો ખુલાસો આપી શકતો નથી, પણ એની મારફતે એ બોલ વાપરનાર અનજાણપણે પોતાનું અજ્ઞાનપણું સહેલથી ઢાંકી શકે છે એક શખ્સ પોતાને મળેલો જે કાઇ અજબ જેવો અનુભવ કહી સંભળાવે છે, તેનો સબબ જ્યારે સામો ધણી સમજી શકતો નથી, ત્યારે તે એવું માને છે કે એ વાત બની શકેજ નહીં પણ તેને એવો ખ્યાલ નથી આવતો કે દુનિયામાં બનતા સઘળાજ બનાવોના કારણો તે કાંઈ સમજી શકતો નથી, માટે આ બનાવપણ તેમાંનોજ એક કાં નહીં હોય? એવી વખતે તે ઝડપમાં બોલી ઉઠે છે કે એ તો 'હેલ્યુશીનેશન' છે, યાને તુને તો એવો ધખારો થાય છે તેને ન સમજ પડતા બનાવનું ખરૂં કારણ વિષેનું પોતાનું અજ્ઞાનપણું કબુલ કરવા કરતાં ઉપલા બોલ તળે પોતાનું ભરમ જાળવી રાખવાનું તે વધારે પસંદ કરે છે 'હેલ્યુશીનેશન'નો ખરો અર્થ 'નહીં હોય એ ચીજનું દેખાવું,' એમ થાય છે, પણ આસપાસના લોકોને એક ચીજ ન દીસે તો તેપરથી એમ નથી ઠરતું કે તે ચીજ ત્યાં હસ્તી ધરાવતીજ નથી આંધળો રોશની જોતો નથી તે ઉપરથી દુનિયામાં રોશની હસ્તી ધરાવતીજ નથી એમ ઠરતું નથી કારણ કે આપણે જાણીએ છીએ કે દુનિયામાં હજારો ચીજ છે કે જે આપણી આંખે દીસતી

નથી. અજબ જેવું તો એ છે કે એકને ન દીસે તે બીજાને દીસે એ તેઓને ન મનાય એવું લાગે છે, પણ હસ્તી ન ભોગવતી ચીજ એક શખ્સ જોઇ શકે એ સેહેલાઇથી તેઓ માને છે. પણ સુક્ષ્મ ભુવનોનું જ્ઞાન પછી વિચાર કરતા એમ લાગે છે કે દુનિયામાં "હેલ્યુશીનેશન" બોલ જોકે વારંવાર સફાઇથી વાપરવામાં આવે છે પણ ભાગેજ સોમાં એકવાર પણ તે ખરી રીતે વાપરવામાં આવતો હોય. 'હીપનોટીઝમ' માં સાંબો ધણી પોતાની દ્રઢ ઇચ્છા-શકિતથી ચોકસ જાતનો વિચાર-આકાર તેની સાંમે ધરે છે જે જોવાથીજ પેલો શખ્સ કહી શકે છે કે હું ફલાણી ચીજ જોઇ શકું છું. એ વિચાર-આકારો ઘણાં શુક્ષ્મ પદાર્થનાં બનેલા હોવાથી સાબો શખસ 'હીપનોટીક' ઉંઘમાં તે જોઇ શકે છે. એકને ન જનાતી ચીજ બીજાને દીસે છે તેનું ખરૂં કારણ આપણે જાણતા ન હોવાથી તે બનાવને આપણે વગર આચકીએ 'હેલ્યુશીનેશન' કહીએ છીએ, પણ વિચાર શકતી તથા વિચાર-આકાર વિષે જેમ જેમ વધુ જ્ઞાન આપણને જાહેર થતું જશે તેમ તેમ 'હેલ્યુશીનેશન', અને 'ઇલીયુજન' જેવા બોલો, કે જે હાલ આપણું અજ્ઞાનપણું ઢાંકવામાં આપણને ઠીક કામે લાગે છે, તેનો ઉપયોગ ઓછો અને ઓછો થતો જશે.





પ્રકરણ ૪ થુ

# મોત—મોત પછી રવાનની હાલત—એસત્રલ દુનિયાં—પેહેલો તબક્કો—દોઝખ.



**ખોદાશનાસી** પ્રમાણે માણસના રવાન અને ખોદા વચ્ચે જે જુદાઇ દેખાય છે તે કાઢી નાખવા માટે સઘલી દુનિયાઓ અથવા ભુવનોનુ જ્ઞાન મેળવી આસતે આસતે ખોદાની વધારે નજદીક પોહોચવા, અને છેવટે તેનામા મળી જવા, રવાનને આ દુનિયામા શરીર ધારણ કરી ઘણા ફેરા ખાવા પડે છે દરેક ફેરે તે રવાન પોતાના જ્ઞાનમા તથા શકિતઓમા થોડો વધારો કરે છે. દુનિયામા દરેક ચીજ આવી રીતે આસતે આસતે આગળ વધે છે, અને દુનિયાના આ આગળ વધવાના કાયદાને પ્રગટીકરણ (evolution) કેહેવામા આવે છે રવાન પ્રગટીકરણના જે દરજ્જા ઉપર પુગેલુ હોય છે, તેનેથી જરા આગળ વધવાને લાયકના સંજોગો વચ્ચે તેને આ દુનિયામા જન્મ આપવામા આવે છે વળી ખોદાશનાસી પ્રમાણે જે સારા યા બુરા કામો તેણે આગલા જન્મ દરમ્યાન આ ખાકી દુનિયામા કીધેલા હોય છે તેને અનુકુળ સુખ યા

દુઃખ તેને પોતાની આ જીંદગીમાં ભોગવવું પડે છે. રવાન ખાકી દુનિયાંને લગતું કામ ખાકી શરીર મારફતે કરી શકે છે, અને જ્યારે એ કામ ને ખલાસ કરી રહે છે ત્યારે ખાકી શરીર છોડી દઇ 'એસ્ત્રલ શરીર' માં તેને રહેવું પડે છે. આ ખાકી શરીરનાં છોડીજવાને આપણે મોત કહીએ છીએ. જેમ સાપ પોતાની કાંચલી ઉતારી ચાલી જાય છે તેમ એક શખસનું રવાન આ ખાકી શરીર છોડી જાય છે, જેને સાધારણ બોલીમાં આપણે 'તે શખસ ગુજરી ગયો' એમ કહીએ છીએ. જેઓ ખોદાશનાસીની ફીલસુફી સમજી શકતા નથી તેઓ, સારી ખાસીઅતો ધરાવતા હોવા છતાં, મોત વિષે અજ્ઞાન હોવાને લીધે તેનાંથી બીહે છે, અને અજલ નજદીક આવતી જાણી હેબતી જાય છે. પણ જેઓ આ ફીલસુફી સમજે છે, જેઓને એનો જાતી અનુભવ હોય છે, જેઓ જીવતાં જીવત આ હાલતમાં જઇ આવી શકે છે, તેઓને તો જેમ એક શખસને પોતાના દીલ ઉપરનો ભારી ડગલો કહાડી નાંખવાથી ફરાગત લાગે અને જીવને કરાર થાય છે, તેમજ મોતથી યાને આ ખાકી શરીર કહાડી નાંખવાથી ઘણો કરાર થાય છે યાને સારૂં લાગે છે.

મોત વિષે માણસને જે ફીકર તથા ધાસ્તી લાગે છે તેનું એક મુખ્ય કારણ આ છે કે મરણ પછી આપણે ક્યાં જઇશું, ત્યાં આપણી શું અવસ્થા થશે, તે વિષેની પુરી હકીકતની આપણને ખબર રહેતી નથી. એક રળીઆમણું શહેર જેની સુંદરતા માટે આપણે વાચેલું હોય, જેના રહીશોની ઉમદા અક્કલ તથા બાહોશી વિષે આપણે સાંભળેલું હોય તેવાં શહેરમાં જો આપણું જવું થાય તો તેથી આપણને દલગીરી ઉપજનાર નથી, ત્યાં જવામાં આપણને કાંઇ પણ ધાસ્તી લાગનાર નથી. તેજ પ્રમાણે આગલા સાલેકો, રૂષીઓ, તથા પયગમબરો પોતાના જ્ઞાનને બળે જાતી અનુભવથી બીજી દુનિયાંનો જે હેવાલ આપી ગયા છે, તે જાણ્યાથી મોત વિષેની ખોટી બીક ઘણેક દરજ્જે આપણાંમાંથી ઓછી થાય છે, કારણ કે તે હેવાલ જાણવાથી મરણ પછી પોતાની શું હાલત થશે તેનો ખરો ખ્યાલ દરેક માણસ કરી શકે છે. એટલુંજ નહીં પણ તે હાલત વધુ સુખી કરવા માટે

તેણે આ દુનિયામાં શુ ઉપાયો લેવા જોઇએ તે પણ તે સારી રીતે જાણી શકે છે

મોત વખતે માણસના તત્વોમા શુ ફેરફાર થાય છે તે હવે આપણે જોઇએ દુનિયામા થોડાજ માણસો અચાનક મરણ પામે છે, જ્યારે સાધારણ રીતે તો માણસને મરવાની આગાઉ કોઇ જાતની બીમારી લાગુ પડે છે બીમારીથી માણસ જ્યારે નબળુ થઇ જાય છે ત્યારે તેનુ 'છાયા શરીર' તેના ખાકી શરીરથી ઢીલુ થવા માડે છે કે જેથી સહેલાઇથી તે ખાકી શરીરથી છુટુ પડી શકે આ બેઉ શરીર વચ્ચેનો સબધ આવી રીતે ઓછો થતા આખરે એટલો તો કમી થઇ જાય છે કે સુક્ષમ પદાર્થ જોઇ શકતો હોય એવો એક શખ્સ જેને કલૅરવૉયન્ત (clairvoyant) કહેવામા આવે છે તે જો પેલા બીમાર આગળ બેઠેલો હોય છે તો તે બીમારના શરીરમાથી ધુમસ જેવો પદાર્થ બહાર નીકલતો તે જોઇ શકે છે જ્યારે આ ધુમસ રૂપી પદાર્થ તમામ બહાર નીકલી રહે છે ત્યારે તે આબેહુબ પેલા બીમાર માણસનાંજ જેવો આકાર લે છે આ બહાર નીકળેલુ 'છાયા શરીર' એક ચકચકીત રોશનીના દોરાથી પેલા બીછાને પડેલા ખાકી શરીર સાથે ડાબી બાજુથી જોડાયલુ માલમ પડે છે આ વખતે બીમાર, ખરેખર બોલીએ તો બીછાને પડેલુ ખાકી શરીર, બેભાન હાલતમા આવેલુ જણાય છે કારણ તે વખતે પ્રાણ, રવાન તથા બીજા તત્વો બહાર નીકલેલા 'છાયા શરીર' મા હોય છે, પણ પેલા દોરા રૂપી સબધને લીધે 'ખાકી શરીર' મા નેહેજ દમ ચાલતો જણાય છે

આ વખતે રવાન એક ઘણાજ અગત્યના કામમા રોકાયલુ હોય છે પોતાની જીદગી દરમ્યાન બનેલા સર્વે નાના મોટા બનાવો તેની આખ આગળ ચિત્ર રૂપે પસાર થતા તે જુએ છે પોતા ઉપર આવી પડેલી તમામ આફતો, મુશકેલીઓ, તેમજ ખુશાલીઓ, તેના કારણો સાથે તેને જણાય છે વળી પોતાની અનેક ઇચ્છાઓ તથા લોભ બર લાવવા માટે કીધેલી કોશેશો, તેમા મેળવેલી ફતેહ તથા નિશફળતા સાથે, તે જોઇ શકે છે આ સર્વે બનાવો વિગતવાર તેને યાદ આવે છે, અને જીદગીની ખરી નેમ, તથા કુદરતના સખત પણ ઇનસાફી કાનુન

વાજબી કાયદા વિષે તેની ખાતરી થાય છે. આવી રીતે તમામ કાર્યો તથા બનાવો, તેનાં કારણો તથા પરીણામો સાથે, તેની આંખ આગળ ખુલ્લાં થઇ જતાં હોવાથી કેટલોએક બોધ તેની આ ખતમ થતી જીંદગીમાંથી તે મેળવી શકે છે, જેનો ઉપયોગ આવતી જીંદગી દરમ્યાન આ ખાકી દુનિયામાંજ તે કરે છે. એટલા માટે સ્વાનનું આ કામ ઘણુંજ અગત્યનું ગણવામાં આવે છે, અને મરણની છેલ્લી ઘડીએ સ્વાન જ્યારે આ ગંભીર કામમાં રોકાયલું હોય છે ત્યારે તેનાં એ અગત્યનાં કામમાં કોઇ પ્રકારે તેને અડચણ ન થાય તેને ખાતર તેનાં બીછાના આગળ અતીશય શાંતી જાળવવી જોઇએ છે. મરનારનાં સગાં વહાલાંઓએ તે વખતે કાંઇપણ ઘોંઘાટ યા રડાકુટ કરવી નહીં જોઇએ, કારણ કે એમ કીધાથી જે વિચાર-આકારો ઉત્પન્ન થાય છે તે સ્વાનનાં શુક્ષ્મ શરીરમાં ધ્રુજણીઓ પેદા કરી તેને ઉપલા કામમાં ખલલ કરે છે, જેથી જીંદગી દરમ્યાન કીધેલાં કામોમાંથી જોઇતો બોધ તે મેળવી શકતો નથી. એવી વખતે તુરત બંદગી કરવા બેસી જવાથી મરનારની આસપાસ શાંતી ફેલાય છે, અને બંદગીથી ઉત્પન્ન થતા વિચાર-આકારો ( thought-forms ) મરનારનાં સ્વાનની આસપાસ રહી તેની સંભાળ લે છે, અને વધુ અડચણમાંથી તેને બચાવે છે. જ્યારે એક માણસ ડુબી જવાની અણી ઉપર હોય છે ત્યારે તે પણ પોતાની જીંદગીનાં તમામ બનાવો આ પ્રમાણે જોઇ શકે છે. અને ડુબી જવાની છેલ્લી ઘડીએ જો તેને બચાવી લેવામાં આવે છે તો હુશીઆર થયા પછી પોતે જોયલા તમામ બનાવો તે કેટલીએક વખત કહી શકે છે. એવા ઘણાક દાખલાઓ જાણવામાં આવેલા છે.

વળી ડુબી જવાથી યા આગમાં બળી જવાથી મોતની અણી ઉપર આવી જવા સીવાય બીજા કોઇ સંજોગો વચ્ચે જો કોઇ માણસ મુકાય છે કે જ્યાં પણ હર પળે તે મોતની ધાસતીમાં હોય, તો તે હાલતમાં પણ આ મરણ વખત થતી ક્રિયા બની જાય છે, અને જીંદગીનાં બનાવોનાં ચિત્રો તે માણસની નજર આગળથી પસાર થાય છે. આનો એક તાજો દાખલો [illegible] ઘયુ[illegible] સૈકાની લડાઇ વખતે

બનેલો નોંધાયો છે. આફ્રીકાની લડાઇમાં બોઅરોએ એક વખતે અંગ્રેજોની એક આગગાડીને ઘેરી લીધી તથા તેમાં બેઠેલાઓ ઉપર સુમારે પાંચ વારને છેટેથી ગોળીઓ છોડવા લાગ્યા. આ હાલતમાં આગગાડીમાં બેઠેલો એક શખ્સ મોતની અણી ઉપર આવી ગયો હતો. તે જાણતો હતો કે જે પળ જાય છે તેમાં એક ગોળી તેનો જીવ લેશે. આ અત્યંત ધાસ્તીની હાલતમાં મરણ વખતની થતી પેલી ક્રીયા તેનાં સંબંધમાં થઇ ગઇ. તેની જીંદગીના તમામ બનાવો તેના ભેજામાંથી પસાર થઇ ગયા, જો કે મોતમાંથી તે બચી જવા પામ્યો હતો. તે લખે છે કે "મારી ઘણીજ નાની વયથી તે હાલ સુધીમાં બનેલા મારી જીંદગીનાં બધા બનાવો, નજીક સઘળી ચીગતો સહીત, મારા ભેજામાં પસાર થઇ ગયા."*

રવાન આવી રીતે પોતાની આ આખર થતી જીંદગીનાં કામો માંથી જેવો બોધ મેળવી રહે છે કે તરતજ પેલો પ્રકાશીત રોશનીનો દોરો જે તેનાં છાયા શરીરને સ્થુલ શરીર સાથ બાંધી રાખતો હતો તે તુટી જતો જણાય છે, અને તેજ ઘડી બીમારની પાસે બેઠેલાં સગાંઓ બીજાંઓને હળવેથી કહેતાં સંભળાય છે કે સૌ પુરૂં થયું, યાને બીમાર મરણ પામ્યો. દોરો તુટતાજ રવાન બેભાન પણ શાંત હાલતમાં આવી જાય છે. આ ઉપરથી માલમ પડે છે કે રવાન નું ખાકી શરીરથી માત્ર જુદું પડવું તેને મોત કહેવામાં આવે છે. રવાન બીજાં બધા તત્વોને પોતાની સાથેજ રાખે છે, પણ ફક્ત એક જ તત્વ, ખાકી શરીરજ, તે છોડી જાય છે. જેઓ જીવતાં જીવત પુર ભાન સહીત ખાકી શરીર છોડી શકે છે તેઓને મોતની જરાક પણ ફીકર રહેતી નથી, એટલુંજ નહીં, પણ ખાકી શરીર વગર તે ઓથી વધારે સારી રીતે અને સહેલથી કામ થઇ શકતું હોવાથી

* ". . How long the firing lasted I cannot say, it may have been five minutes, but to me it seemed an eternity I was resigned to die, expecting death every second All the incidents in my life, in almost every detail, passed through my head from my earliest childhood until now "—*Times of India* 10th October 1901

અજલનો વખત નજદીક આવેલો જોઇ તેઓ ઘણા ખુશી થાય છે. કારણ કે તેઓ જાણે છે કે ખાકી શરીરથી થતો અટકાવ નિકળી જવાથી 'એસત્રલ શરીર'ની ઉંચી શક્તિઓનો ઉપયોગ છુટથી કરી શકાય છે.

એક માણસનો જીવ નિકળી ગયા પછી ફકત તેનું ખાકી શરીર જ બીછાના ઉપર પડેલું હોય છે, જ્યારે બાકીનાં બધાં તત્વો બહાર નિકળેલાં 'છાયા શરીર' માં હોય છે. લખો અનુઓ યાને બારીક જીવોનાં સાથે મલવાથી બનેલું તેનું ખાકી શરીર, પ્રાણ તત્વ નિકળી જવાથી, બીજા બોલોમાં બોલીએ તો, આ લાખો જીવો ઉપર પ્રાણ તત્વ જે કાબુ ધરાવતો હતો તે કાબુ જતો રહેવાથી, કોહવા માંડે છે, યાને જીવો જે પ્રાણનાં હુકમ મુજબ સાથે રહી કામ કરતા હતા તેઓ પોતાના સરદારની ગેરહાજરીમાં નિયમીત રીતે કામ કરવાનું છોડી દઇ વીખરાવા માંડે છે, ટુંકમાં તેનું ખાકી શરીર અનુઓ (molecules) અને પરમાણુઓ (atoms)માં છુટાં પડે છે. પણ ખાકી શરીરને પોતાની મેળે તદન વિખરાઇ જતાં ઘણાં મહીનાં લાગતા હોવાથી તેનો જલદીથી નિકાલ લાવવા કેટલાકો તેને બાળી નાંખે છે, જ્યારે પારસીઓ દોખમે ચઢાવે છે, જ્યાં ખરીરો ખાકી શરીરનો ભક્ષ કરવાથી તે જલદી ખલાસ થાય છે; પણ જે મુરદાંઓને જમીનમાં દાટવામાં આવે છે તે લાંબે વખતે નાશ પામે છે. આવી રીતે મરણ પછી, થોડા કલાક યા થોડા મહીનામાં, માણસનું પહેલું નાશવંત તત્વ, ખાકી શરીર, ખાકી અનુઓ અને પરમાણુઓમાં છુટું પડી જાય છે.

એક માણસના ગુજરવા પછી કેટલોક વખત સુધી તેનું રવાન બીજાં તત્વો સાથ તેનાં 'છાયા શરીર'માં સ્વપ્નારૂપી શાંત હાલતમાં ખાકી શરીરની નજદીકમાંજ જોવામાં આવે છે, પણ આ દુનિયાનું ભાન તે વખતે તેને નહીં હોવાથી પોતાની આસપાસના સગાંવ્હાલાંઓની દીલગીરી અને હાય અફસોસની તેને ખબર પડતી નથી, પણ જ્યારે કકલાટ અને રડાકુટ હદ બહાર વધી જાય છે ત્યારે તેની શાંત સુખી હાલતમાં ખલલ થાય છે. ગુજરવા પછી આશરે છત્રીસ કલાકની અંદર રવાન પોતાનું 'છાયા શરીર' પણ છોડી દે છે, અને

તે બીજા તત્વોની સાથે 'એસ્ટ્રલ શરીર' મા રહે છે. જો ખાકી શરીરને દાટવામા આવે છે તો પેલુ છુટુ પડેલુ 'છાયા શરીર' નુ ખોખુ ઘોરની નજદીકમાજ ભમ્યા કરે છે, અને જેમ જેમ તેનુ ખાકી શરીર કબરમા નાશ પામે છે તેમ તેમ તેની સાથે સાથેજ આ છાયા શરીર કબરની બહાર નાશ પામતુ જાય છે. ક્લેર-વૉયન્ટસ (clairvoyants) યાને જેઓની અંતરદ્રષ્ટિ ખુલી હોય છે તેઓ કબ્રસ્તાનમા 'છાયા શરીર' ને ઘોરની આજુ બાજુ ભમતા જોઇ શકે છે. તેઓ કહે છે કે તરતના ગુજરેલાનુ 'છાયા શરીર' માણસના આકાર જેવુ જણાય છે, પણ કેટલોએક વખત વિત્યા બાદ જેમ જેમ તે ખવાતુ જાય છે તેમ તેમ તેનો આકાર ઘટો કદરૂપો અને ડરામણો લાગે છે. કોઇ વખત વાયોલેટ રંગની રોશનીજ માત્ર જણાય છે, તો કોઇ વખત માણસનો ઝાંખો આકાર ધુમસ રૂપે જણાય છે. તુરતના ગુજરી ગયલા માણસના 'છાયા શરીર'ને કબ્રસ્તાનમા પાપી જાદુગરો (black magicians) પોતાના કાઇ નીચ કરપીણ કામને માટે ઉપયોગમા લઇ શકે છે, અને પોતાના જાદુના બળથી તે શરીરની મારફતે જીવતાઓને નુકશાન પુગાડી શકે છે. પણ જેઓના ખાકી શરીરને બાળવામા આવે છે, યા કોઇ બીજી રીતે તરત તેનો નાશ કરવામા આવે છે તેઓના 'છાયા શરીર' નો પણ તેથી તુરત નાશ થતો હોવાથી નીચ જાદુગરોના હાથમા તેઓના 'છાયા શરીર' આવી શકતા નથી, એટલુજ નહીં પણ તે ભુત તરીકે કોઇના જોવામા પણ આવી શકતુ નથી. એટલા માટે ભુમીદાહ કરવાની રીત કરતા, પક્ષિઓ પાસ ખાકી શરીરનો ભક્ષ કરાવવો, યા બાળવુ (to cremate), યાને મુરદાને બળતુ નહીં લાગે એવી રીતે ભઠીમા ભસ્મ કરવુ વધારે પસંદ કરવામા આવે છે. એવી રીતે મરણ પછી થોડા કલાકમા યા થોડા મહીનામા માણસનુ બીજુ તત્વ 'છાયા શરીર' પણ નાશ પામે છે, યાને તે પણ ઇથરના અનુઓ અને પરમાણુઓમા મળી જાય છે.

આપણે આગલા પ્રકરણમા જોઇ ગયા કે જે જીવન શક્તિ જગતમા દરીઆ રૂપે પથરાઇ ગયલી હોય છે તેમાથી થોડીક દરેક

અજલનો વખત નજદીક આવેલો જોઇ તેઓ ઘણા ખુશ
કારણ કે તેઓ જાણે છે કે ખાકી શરીરથી થતો અટકાવ નિક
'એસત્રલ શરીર'ની ઉંચી શક્તિઓનો ઉપયોગ છુટથી કરી ..

એક માણુસનો જીવ નિકળી ગયા પછી ફક્ત તેનું ખાકી જ ખીછાના ઉપર પડેલું હોય છે, જ્યારે બાકીનાં બધાં બહાર નિકળેલાં 'છાયા શરીર' માં હોય છે. લખો અનુઓ ખારીક જીવોનાં સાથે મલવાથી બનેલું તેનું ખાકી શરીર, તત્વ નિકળી જવાથી, બીજા બોલોમાં બોલીએ તો, આ લાખો જી ઉપર પ્રાણ તત્વ જે કાબુ ધરાવતો હતો તે કાબુ જતો રહેવાથી, કો હવા માંડે છે, યાને જીવો જે પ્રાણનાં હુકમ મુજબ સાથે રહી કામ કરતા હતા તેઓ પોતાના સરદારની ગેરહાજરીમાં નિયમીત રીતે કામ કરવાનું છોડી દઇ વીખરાવા માંડે છે, ટુંકમાં તેનું ખાકી શરીર અનુઓ (molecules) અને પરમાણુઓ (atoms)માં છુટાં પડે છે. પણ ખાકી શરીરને પોતાની મેળે તદન વિખરાઇ જતાં ઘણાં મહીનાં લાગતા હોવાથી તેનો જલદીથી નિકાલ લાવવા કેટલાકો તેને બાળી નાંખે છે, જ્યારે પારસીઓ દોખમે ચઢાવે છે, જ્યાં ખલીરો ખાકી શરીરનો ભક્ષ કરવાથી તે જલદી ખલાસ થાય છે; પણ જે મુરદાંઓને જમીનમાં દાટવામાં આવે છે તે લાંબે વખતે નાશ પામે છે. આવી રીતે મરણ પછી, થોડા કલાક યા થોડા મહીનામાં, માણસનું પેહેલું નાશવંત તત્વ, ખાકી શરીર, ખાકી અનુઓ અને પરમાણુઓમાં છુટું પડી જાય છે.

એક માણસના ગુજરવા પછી કેટલોક વખત સુધી તેનું રવાન બીજાં તત્વો સાથ તેનાં 'છાયા શરીર'માં સ્વપ્નારૂપી શાંત હાલતમાં ખાકી શરીરની નજદીકમાંજ જોવામાં આવે છે, પણ આ દુનિયાનું ભાન તે વખતે તેને નહીં હોવાથી પોતાની આસપાસના સગાંવ્હાલાંઓની દીલગીરી અને હાય અફસોસની તેને ખબર પડતી નથી, પણ જ્યારે કકલાટ અને રડાકુટ હદ બહાર વધી જાય છે ત્યારે તેની શાંત સુખી હાલતમાં ખલલ થાય છે. ગુજરવા પછી આસરે છત્રીસ કલાકની અંદર રવાન પોતાનું 'છાયા શરીર' પણ છોડી દે છે, અને

તે બીજા તત્વોની સાથે 'એસ્ટ્રલ શરીર' મા રહે છે જો ખાકી શરીરને દાટવામા આવે છે તો પેલુ છુટુ પડેલુ 'છાયા શરીર' નુ ખોખુ ઘોરની નજદીકમાજ ભમ્યા કરે છે, અને જેમ જેમ તેનુ ખાકી શરીર કબરમા નાશ પામે છે તેમ તેમ તેની સાથે સાથેજ આ છાયા શરીર કબરની બહાર નાશ પામતુ જાય છે ક્લેરવૉયન્ટસ (clairvoyants) યાને જેઓની અંતરદ્રષ્ટિ ખુલી હોય છે તેઓ કબ્રસ્તાનમા 'છાયા શરીર' ને ઘોરની આજુ બાજુ ભમતા જોઇ શકે છે તેઓ કહે છે કે તરતના ગુજરેલાનુ 'છાયા શરીર' માણસ ના આકાર જેવુ જણાય છે, પણ કેટલોએક વખત વિત્યા બાદ જેમ જેમ તે ખવાતુ જાય છે તેમ તેમ તેનો આકાર ઘણો કદ રૂપો અને કગમણો લાગે છે કોઇ વખત વાયોલેટ રંગની રોશનીજ માત્ર જણાય છે, તો કોઇ વખત માણસનો આખો આકાર ધુમસ રૂપે જણાય છે તુરતના ગુજરી ગયલા માણસના 'છાયા શરીર' ને કબ્રસ્તાનમા પાપી જાદુગરો (black magicians) પોતાના કાંઈ નીચ કપીણુ કામને માટે ઉપ્યોગમા લઇ શકે છે, અને પોતા ના જાદુના બળથી તે શરીરની મારફતે જીવતાઓને નુકસાન પુગા ડી શકે છે પણ જેઓના ખાકી શરીરને બાળવામા આવે છે, યા કોઇ બીજી રીતે તરત તેનો નાશ કરવામા આવે છે તેઓના 'છાયા શરીર' નો પણ તેથી તુરત નાશ થતો હોવાથી નીચ જાદુગરોના હાથમા તેઓના 'છાયા શરીર' આવી શકતા નથી, એટલુજ નહીં પણ તે ભુત તરીકે કોઇના જોવામા પણ આવી શકતુ નથી એટલા માટે ભુમીદાહ કરવાની રીત કરતા, પક્ષિઓ પાસ ખાકી શરીરનો ભક્ષ કરાવવો, યા બાળવુ (to cremate), યાને મુરદાને બાળતુ નહીં લાગે એવી રીતે ભઠીમા ભસ્મ કરવુ વધારે પસંદ કરવામા આવે છે એવી રીતે મરણ પછી થોડા કલાકમા યા થોડા મહીનામા માણસનુ બીજુ તત્વ 'છાયા શરીર' પણ નાશ પામે છે, યાને તે પણ ઇથરના અનુઓ અને પરમાણુઓમા મળી જાય છે

આપણે આગલા પ્રકરણમા જોઇ ગયા કે જે જીવન શક્તિ જગતમા દરીઆ રૂપે પથરાઇ ગયલી હોય છે તેમાથી થોડીક દરેક

'છાયા શરીર' પોતામાં ગ્રહણ કરે છે. પણ જ્યારે 'છાયા શરીર' નાશ પામે છે ત્યારે તેમાં સમાયલી જીવન શક્તિ પણ જગતમાં ચોમેર પથરાયલી જીવન શકિતમાં મળી જાય છે. એવી રીતે મરણ પછી માણસનું બીજું તત્વ, પ્રાણ, જગતમાં ચોમેર પથરાયલી જીવન શક્તિમાં મળી જાય છે.

'છાયા શરીર' મુકી દીધા પછી સ્વાન 'એસત્રલ શરીર'માં એસત્રલ દુનિયાંમાં રહે છે. એસત્રલ દુનિયાં આપણે આગળ વાંચી ગયા તેમ કાંઇ આપણી પૃથ્વિની બહાર કોઇ બીજા ગ્રહ યા સેતારામાં આવેલી નથી. આપણી પૃથ્વિની સપાટી ઉપર તેમજ આસપાસ હવામાં જેમ ખાકી પદાર્થો હવા રૂપે અને 'ઇથર' તરીકે રહે છે તેમજ તેની સાથે સાથે ભેલાઇને એસ્ત્રલ પદાર્થ પણ રહેલો હોય છે. એટલા માટે એસ્ત્રલ શરીરમાં રહેલા જીવો, જેવા કે ગુજરી ગયલા શખ્સો, તથા બીજી કુદરતી જાનદાર શક્તિઓ (nature spirits), તેમજ નીચલા દરજ્જાના ફરેસ્તાઓ આપણી પૃથ્વિની ઉપર તેમજ આસપાસ રહે છે અને આપણે અહીં તહીં ફરીએ છીએ તેનાં કરતાં અતિશય ઝડપમાં, બિજલીક ઝડપથી, 'એસત્રલ શરીર'માં તેઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ શકે છે. પણ 'એસત્રલ શરીર' અતિશય બારીક પદાર્થનું બનેલું હોવાથી, તથા તે પદાર્થ રોશનીનાં જે કીરણો પાછાં ફેંકી શકે છે તે આપણી ખાકી આંખની ઇંદ્રિ લઇ શકતી નહીં હોવાથી, આપણને ગુજરેલાંઓની હસતી માલમ પડતી નથી. આપણે આગળ જોઇ ગયા તેમ ચોકસ જાતનાં પદાર્થથી ફેંકાતી ધ્રુજણીઓનો જવાબ આપવા ખાતર તેજ પદાર્થનાં બનેલાં શરીરની જરૂર છે. માટે જ્યાં સુધી આપણે એસત્રલ શરીરની ઇંદ્રિઓ ખીલવીએ નહીં ત્યાં સુધી એસત્રલ દુનિયાનાં રહેવાસીઓ આપણી પાસે હોવા છતાં આપણે તેમને જોઇ શકીએ નહીં. વળી એ શરીર અતિશય બારીક પદાર્થનું બનેલું હોવાથી જેમ સાયન્સ પ્રમાણે ઇથર સર્વે પદાર્થોમાંથી પસાર થઇ જાય છે તેમ એ 'એસત્રલ શરીર' કોઇપણ નક્કર વસ્તુમાંથી પસાર થઇ શકે છે. દીવાલ યા એક બંધ બારણું તેનાં માર્ગમાં કાંઇપણ અટકાવ કરી શકતું નથી. તે

નથી આતશથી બળી શકતું, કે નથી પાણીમાં ડુબી શકતું. તે હવામાં રહી શકતું હોવાથી તે શરીરમાં રહેલા શખ્સને ઊંચામાં ઊંચા પર્વત ઉપરથી પણ ભુસકો માર્યાથી કાંઇ અસલ પુગતી નથી. 'એસત્રલ શરીર'નાં આ ઉત્તમ ગુણોને લીધે ખોદાશનાસીમાં આગળ વધેલા અભ્યાસીઓ પોતાનાં 'એસત્રલ શરીર'માં માણુસ જાતને જેવી મદદ કરી શકે છે તેવી મદદ જ્યારે તેઓ ખાકી શરીરમાં હોય છે ત્યારે કરી શકતા નથી.

'એસત્રલ દુનિયાં'માં ગુજરેલાં માણુઓ ઉપરાંત પણ બીજી ઘણી શક્તિઓ હૈયાતી ભોગવે છે, જે મધે કુદરતની હોશદાર શક્તિઓ (nature spirits) જેઓ ત્યાંનાં જાથુકનાં રહેવાસીઓ કહેવાય છે, તેઓ હંમેશ એસત્રલ શરીરમાંજ રહી શકે છે. તેઓ ખુદરતનાં ચોકસ કામો બજાવે છે અને મુખ્ય કામ ખણીજ, વનસ્પતી તથા જાનવરોનું ખાકી તેમજ એસત્રલ શરીર બનાવવાનું હોય છે. જેમ આપણે તેઓને જોઇ શકતા નથી તેમ તેઓ આપણું ખાકી શરીર પણ જોઇ શકતા નથી. પણ ખોદાશનાસીના આગળ વધેલા ચેલાઓ તેઓને જોઇ શકે છે, એટલુંજ નહીં પણ માણુસ જાતનું ભલું કરવામાં તેઓની મદદ પણ લે છે. વળી સીહા જાદુગરો (black magicians) પોતાનાં આપસ્વાર્થી બુરી મતલબને ખાતર સાંધનોથી તેઓને પોતા તરફ ખેંચી પોતાનાં નીચ કામમાં મદદ કરવા માટે તેઓ પાસે કબુલાત લે છે, જેના બદલામાં પોતાને પણ તેઓની ચોકસ સરતો મુજબ ચાલવું પડે છે, તથા ખાવા પીવામાં પણ ચોકસ ચીજોથી પરહેજ રહેવું પડે છે, જેમાં જો ભુલ થાય તો તેઓને ઘણું ખમવું પડે છે. આવા દુષ્ટ જાદુગરો ગુજરવા પછી એસત્રલ દુનિયામાં આવતાંજ ઘણી ખરાબ હાલતમાં પોતાને ફસી પડેલા જોય છે, કારણ કે સાધનથી જોડાયલી પેલી હોશદાર શક્તિઓનાં કાબુમાં તદન આવી જવાથી, તેને આધીન થઇ જતા હોવાથી, તેઓ કાંઇ કરી શકતા નથી. એટલાજ માટે સાધનથી ખાકી દુનિઆને લગતો ફાયદો મેળવવા સામે ધીક્કાર બતલાવવામાં આવે છે. વળી જાદુગરો સાધનથી એસત્રલ શરીર-

માં રહેતા હલકા પ્રકારનાં ગુજરેલાં માણસોને ખેંચી પોતાનાં નીચ કામમાં તેઓની પણ મદદ મેળવી શકે છે. પણ એ મદદનાં બદલામાં તેઓ જાદુગરો પાસે જાનવરોનો ભોગ માંગે છે. ગુજરેલાંઓને એવી રીતે સાધનથી બોલાવવાથી તેઓનાં રવાનને ઘણું નુકસાન થાય છે. તેઓનાં રવાન ખાકી દુનિયા તરફ ખેંચાયલા રહે છે, અને તેથી પોતાનાં માર્ગમાં જલદી આગળ વધી શકતા નથી. તેઓનો વખત ફોકટ જાય છે, અને તેઓ ઝડપથી બેહેસ્તમાં જઇ શકતા નથી, એટલુંજ નહીં પણ ઉપલી હાલતમાં જે કાંઇ ખોટું કામ તેઓ કરે છે તેનું બુરૂં પરીણામ જ્યારે આ દુનિયામાં તેઓ પાછા આવે છે ત્યારે તેઓને ભોગવવું પડે છે.

જ રવાન જ્યારે 'છાયા શરીર' છોડી 'એસ્ત્રલ શરીર'માં રહે છે તે વેલા મખતે તેના 'એસ્ત્રલ શરીર'માં એક અગત્યનો ફેરફાર થાય છે. જ્યારે શખ્સમાણસ હૈયાત હોય છે ત્યારે તેનું એસત્રલ શરીર જે સાત જાતનાં એસતેત્રલ પદાર્થનું બનેલું હોય છે તે સાત પ્રકારનાં પદાર્થો એક એકની સાથે ભેલાઇને રહેલા હોય છે, પણ ગુજરવા પછી જ્યારે રવાન ખાકી શરીર, 'છાયા શરીર,' અને પ્રાણ છોડી દઇ 'એસત્રલ શરીર' માં રહે છે, ત્યારે તેનાં 'એસત્રલ શરીર' માં ફેરફાર થાય છે. એ જુદાં જુદાં સાત કીસમનાં એસત્રલ પદાર્થો એક બીજાથી છુટાં પડી કાંદાનાં પડ માફક એક ઉપર એક ગોઠવાઇ જાય છે. ઘટપણાંનાં પ્રમાણમાં એવી રીતે એસત્રલ પદાર્થો ચહડ ઉતર ગોઠવાઇ જવાથી તેનાં સાત પડો બંધાય છે, જેમાંનું સૌથી અંદરનું પડ જ્યારે બારીકમાં બારીક પદાથનું બનેલું હોય છે ત્યારે સૌથી બહારનું પડ ઘટમાં ઘટ જાતનાં એસત્રલ પદાર્થનું થયલું હોય છે. ગુજરવા પછી એવી રીતે ફેરફાર થયલા એસત્રલ શરીરને 'કામ રૂપ' કહેવામાં આવે છે. હવેથી આ લખાણમાં પણ ગુજરેલાઓનાં એસત્રલ શરીરને માટે 'કામ રૂપ' બોલજ વાપરવામાં આવશે. આ સાત પડવાળાં શરીરમાં રવાન કેદમાં પડેલું છે એમ કહેવું ખોટું નથી, કારણ કે જ્યાં સુધી એ સાત પડો એક પછી એક નાશ પામતાં નથી ત્યાં સુધી રવાનથી બેહેસ્તમાં જવાતું નથી. આ ચહડ ઉતર સાત ઘટપણાની હાલતમાં રહેલો

એસત્રલ પદાર્થ 'એસત્રલ દુનિયા'નાં સાત તબક્કા દર્શાવે છે. સૌથી હલકો યાને પહેલા તબક્કામા સૌથી ઘટ પદાર્થ આવેલો હોય છે; સૌથી ઉચો યાને સાતમાં તબક્કામાં સૌથી બારીક એસત્રલ પદાર્થ જોવામાં આવે છે, જ્યારે બાકીના વચલા તબક્કાઓમાં ચહડ ઉતર હાલતમાં બાકીનો પદાર્થ ગોઠવાઇ ગયલો જણાય છે.

આપણે જોઇ ગયા તેમ માણસના ગુજરવા પછી તેના 'કામ રૂપ' (એસત્રલ શરીર)નું સૌથી બહારનું પડ સૌથી ઘટ યાને પહેલા વીભાગના એસત્રલ પદાર્થનું બનેલું હોય છે પણ વખત જતાં જ્યારે બાહેરનુ પડ નાશ પામે છે, ત્યારે તેની નીચેનુ પડ બાહેર આવે છે એ પ્રમાણે જેમ જેમ બાહેર જણાતાં પડો નાશ પામતાં જાય છે તેમ તેમ અંદરનાં પડો એક પછી એક બાહેર આવતા જાય છે. આખરે જ્યારે છેલ્લું, સૌથી અંદરનું, યાને સાતમા વિભાગનું પડ પણ બાહેર આવી નાશ પામે છે ત્યારે રવાન 'એસત્રલ દુનિયા' છોડી 'મનસીક શરીરમા' બેહેસ્તમાં જઇ શકે છે, પણ 'કામ રૂપ'ના સાતે પડો નાશ પામે નહીં ત્યા સુધી તેનાંથી બેહેસ્ત માં જવાઇ શકાતું નથી એ સાતે પડો ગોયા રવાનને બાધી રાખે છે અને એ સાતમાના ઘટ પડોમાં જેમ વધારે પદાર્થ રહેલો હોય છે તેમ તે પડોને વિખરાતા વધુ વખત લાગે છે હવસ, ધિક્કાર, કીનો, ઘાતકીપણું, ગુસ્સો, એવી હેવાનીઅત લાગણીથી માણસ જીવતાં જીવત ઘટ જાતનો એસત્રલ પદાર્થ પોતાના 'એસત્રલ શરીર'માં બાધે છે અને મરણ પછી તે પદાર્થનું કામ રૂપમા થયલુ ઘટ પડ તેને મરણ પછી બેહેસ્તમા જતા લાખો વખત સુધી અટકાવી રાખે છે બુરા વિચારો તથા લાગણીઓ આ પ્રમાણે જીવતા જીવત માણસને હેરાન કરે છે એટલુંજ નહીં પણ મરણ બાદ તેઓ તેની સાથેજ રહે છે અને લાખો વખત સુધી તેનો પીછો છોડતા નથી જેથી તે બેહેસ્તની સુખી હાલતમા જતો અટકે છે નેક મનશનીના અગણીત કાયદાઓમાનો એક કાયદો જે મરણ પછી જલદી બેહેસ્તમા જવાનો છે તે હવે આપણે ખુલ્લી રીતે જોઇ શકીએ છીએ, કારણ કે જે શખ્સ હૈયાતીમા અશોઇનો તરીકો જાળવી હવસોને તાબે કરે છે

તેનાં એસત્રલ શરીરમાં ઘટ પદાર્થ ઘણો થોડો આમેજ થયલો હોવાથી મરણ પછી તેનાં 'કામ રૂપ'માં જે પટો થાય છે તેમાંનાં ઘટ પડોમાં ઘણો થોડો પદાર્થ હોવાથી તેઓ જલદી વીખરાઇ જાય છે, અને રવાનને બેહેસ્તમાં જલદી જવાની જોગવાઇ કરી આપે છે. આ રીતે નેક વિચારોથી બેહેસ્તમાં જલદી કેમ જવાય તથા બુરા વિચારો માણસને ખરાબ હાલતમાં કેમ રાખે તે આપણે વિગતવાર સારી રીતે સમજી શકીએ છીએ. માંસનાં ખોરાક તથા કેફી વસ્તુઓથી પણ એસત્રલ શરીરમાં ઘટ પદાર્થ એ'ચાય છે અને તેનું પરીણામ પણ મરણ પછી ઉપર કહ્યા મુજબ આવે છે.

'કામ રૂપ'ના સાત પટો કેવી રીતે નાશ પામે છે તે જાણવું અગત્યનું છે. એક પડ જ્યારે નાશ પામે છે ત્યારે જે જાતના એસત્રલ પદાર્થનું તે બનેલું હોય છે તે પદાર્થનો મોટો ભાગ વિખરાઇ જાય છે, તથા તે જાતનાં પરમાણુઓમાં મળી જાય છે, પણ તેમાંનો થોડો પદાર્થ છુટો થઇ શકતો નથી. આવી રીતે દરેક પડનાં પદાર્થનો થોડો ભાગ રહી જવાથી છેલ્લે જ્યારે સાતે પડનાં પદાર્થનો મોટો ભાગ છુટો પડી જાય છે ત્યારે સાતે પડનાં બાકી રહેલા પદાર્થનુંજ 'કામ રૂપ' બની રહે છે. પડો નાશ પામ્યા પછી બાકી રહેલા આ 'કામ રૂપ'ને પણ આખરે રવાન છોડી જાય છે. રવાને આવી રીતે છોડી દીધેલાં 'કામ રૂપ'ને 'ખોખુ'' કહેવામાં આવે છે. કારણ કે એ 'કામ રૂપ'ને ફે'કી દઇ રવાન 'મનસીક શરીર'માં બેહેસ્તમાં ચાલી જતું હોવાથી રવાન વગર તે માત્ર કામ રૂપનું ખાલી ખોખુંજ કહેવાઇ શકાય.

'છાયા શરીર' છોડી દેવા પછી રવાનનું ભાન એસત્રલ શરીરમાં સુંદર ખુશનુમાં સ્વપ્નામાં રોકાયલું હોય છે. તેને આસપાસનાં દેખાવનું કાંઇ પણ ભાન હોતું નથી, અને જો મરનારે બાકી જી'દગીમાં સર્વે હવસ તથા સ્વાર્થી ઇચ્છા તજી હોય તો તેનું રવાન પોતાના કામ રૂપનાં સાતે પડ જલદીથી નાશ પામે ત્યાં સુધી પેલીજ ખુશનુમાં સ્વપ્નારૂપી હાલતમાં રહી બેહેસ્તની સુખી હાલતમાંજ જાગૃત થાય

છે, પણ એટલી બધી અશોઇ ધરાવનારા જીવ થોડાજ હશે કે જેઓ એસત્રલ દુનિયામાં જાગૃત થયા વગર એકદમ બેહેશ્તનું સુખ ભોગવતા થાય. ચોક્કસ જાતનાં હવસો અથવા જુસ્સાઓ દરેક માણસમાં થોડે યા ઘણે દરજ્જે રહે છે, અને તે પ્રમાણે ચોક્કસ જાતનો એસત્રલ પદાર્થ તેઓનાં શરીરમાં એકઠો થાય છે. જે પડ બાહેર આવે છે તેમાં જો ઘણો પદાર્થ એકઠો થયલો હોય છે તો રવાન જાગૃત થાય છે અને તે વખતે તેને ખમવું પડે છે. દાખલા તરીકે જો ઘાતકીપણાના દુર્ગુણથી એસત્રલ દુનિયાનાં પેહલા તબક્કાનો પદાર્થ શરીરમાં જમા થતો હોય અને જો એક શખ્સ પોતાની બાકી જીંદગીમાં લોકો સાથ નીર્દય રીતે વર્ત્તયો હોય તો તેના ગુજરવા બાદ જ્યારે તેનાં 'કામ રૂપ'નું પહેલું પડ નાશ પામવાનો વખત આવે ત્યારે તેનું રવાન પુર ભાન સહીત જાગૃત થઇ દુઃખી થાય.

દરેક માણસનાં રવાનને બેહેશ્તની હાલતમાં જવાની આગમજ 'કામ રૂપ'નાં સાતે પરોથી છુટું પડવાની જરૂર છે અને તે ક્રિયા જ્યારે કેટલીએક વખત જલદી થઇ જાય છે ત્યારે તે માણસ બેહેશ્તનું ભાન જલદી મેળવે છે. કેટલીએક વખત એ ક્રિયા ઘણાંક વર્ષો લે છે, જેથી રવાનને બેહેશ્તનું સુખી ભાન થવાને લાંબો વખત લાગે છે. વળી 'કામ રૂપ'નાં પડો વિખરાઇ જવાની ક્રિયા થતી વખતે કેટલાંએક રવાનો ઉપર જોયું તેમ ખુશનુમાં સ્વપ્નાં જેવી હાલતમાં રહે છે, જ્યારે બીજાં રવાનો જાગૃત થઇ જાત જાતના અનુભવો મેળવે છે. હવે અમુક પડમાં અમુક રવાન જાગૃત રહેશે કે નહીં તેનો આધાર તે પડમાં સમાયલા એસત્રલ પદાર્થના જથ્થા ઉપર રહે છે. જો તેમાં તે પદાર્થ થોડો હોય તો ત્યાં તેને ભાન થતું નથી, પણ જો ઘણો હોય તો તે જાગૃત થાય છે, અને અકસર કરી કામ રૂપનાં આ ઘટ પડોમાં જાગૃત થવું તે એક દુઃખી હાલત છે, જેને જુદા જુદા ધર્મોમાં દોઝખની ઉપમા આપી છે. હવે ગઇ જીંદગીમાં જેઓ બુરા હવસો તથા બદીઓને તેમજ બદ વિચારોને આધીન થયાં હોય તેઓનાં એસત્રલ શરીરમાં ઘટ પદાર્થ ઘણો હોવાથી તેઓ દોઝખની હાલતમાં ઘણો વખત જાગૃત રહે છે. આ પ્રમાણે આપણને

જણાય છે કે માઠા વિચારોથી મરણ પછી કેટલુંક દુઃખ થાય છે, જે હવે આપણે વિગતવાર તપાસીશું.

## પહેલો તબકો—દોઝખ.

હવે આપણે એસત્રલ દુનિયાનાં જુદા જુદા તબક્કાઓ તપાસીએ. તબક્કાઓ તે કાંઇ જુદી જુદી અલાયદી કાઢેલી જગ્યા નથી. તેઓ ફક્ત 'એસત્રલ દુનિયા'માં રહેતાં રવાનની જુદી જુદી ભાનની હાલત દર્શાવે છે. આપણે જોઇ ગયા કે એસત્રલ દુનિયાં પણ આપણી પૃથ્વી ઉપરજ છે, અને એસત્રલ પદાર્થ તથા જીવો પણ ખાકી પદાર્થ તથા જીવો સાથે ભેલાઇનેજ રહે છે, પણ તેઓ ખાકી આંખે આપણને જણાતા નહીં હોવાથી તેઓની હસ્તી વિષે આપણે અજાણ રહીએ છીએ. 'છાયા શરીર' મુકી દીધા પછી રવાન 'એસત્રલ દુનિયાં'માં આવેલું કહેવાય છે, અને 'કામ રૂપ' શરીરમાં રહે છે. અત્રે તેનાં 'કામ રૂપ'નું સૌથી પહેલું બહારનું પડ વીખરાવા માંડે છે અને જ્યાં સુધી એ બાહેરનું પડ તમામ વીખરાઇ જતુ નથી ત્યાં સુધી તેની નીચેનું બીજું પડ વીખરાવા માંડતું નથી. હવે જ્યારે બાહેરનું પહેલું પડ વીખરાવા માંડે છે ત્યારે જે રવાન જાગૃત થાય છે અને ભાન સહીત આસપાસનાં બનાવો જોઇ શકે છે તો તેની હાલત માટે એમ કહેવામાં આવે છે કે તે રવાન એસત્રલ દુનિયાના સૌથી હલકા, યાને પહેલા તબક્કા ઉપર છે. તેમજ જ્યારે 'કામ રૂપ'નું બીજું પડ નાશ પામવાનો વખત આવે છે ત્યારે જે રવાન જાગૃત થાય છે તેને માટે એમ કહેવામાં આવે છે કે તે બીજા તબક્કા ઉપર છે. તેજ પ્રમાણે સાતમાં તબક્કાની હાલત તે સાતમું પડ નાશ પામતી વખતે જાગૃત થયલા રવાનોની હાલત સમજવી.

પહેલા તબક્કા ઉપર જાગૃત થતાં માણસો દુષ્ટમાં દુષ્ટ ખાસીઅતો ધરાવનારાંજ હોય છે. બુરામાં બુરા પ્રકારનાં માણસો, જેવાં કે ખુનીઓ, લફંગાઓ, કરપીણ ગુનેહગારો, છાકટાઓ, અને જાનવરી હવસ ધરાવનારાઓ કે જેઓમાં ઘટમાં ઘટ યાને પહેલા વીભાગનો એસત્રલ પદાર્થ સૌથી વધારે હોય તેઓ ગુજરવા બાદ એસત્રલ

દુનિયામા આવતાજ પુર ભાન સહીત જાગૃત થાય છે કારણ કે ઉપલી બુરી ચાલને લીધે તેઓના 'કામ રૂપ'ના બાહેરના પહેલા પડમા ઘણો ઘટ પદાર્થ તથા શક્તિ એકઠી થયલી હોય છે ખરાબમા ખરાબ જુસ્સાઓ તથા દેખાવો આ ઘટ પદાર્થમા થતી ધ્રુજણીથીજ ઉત્પન થતા હોવાથી એક દુષ્ટ શખ્સને ત્યા સઘળુ ખરાબજ જણાય છે સારી ચીજનુ તેને ભાન થઇ શકતુજ નથી કારણ સારી ચીજનુ ભાન થવા માટે તેના શરીરના બારીક પદાર્થમા ધ્રુજણી થવી જોઇએ, પણ તે બારીક પદાર્થ તેના 'કામ રૂપ'ના બાહેરના પડમા હોતોજ નથી તેને સઘળુ ગમગીની ભરેલુ, ઉદાશી, ભયાનક અને નીરાશી ઉપજાવ નારુજ જણાય છે પોતાની આસપાસ પોતેજ ઉત્પન કીધેલી ખરા બીઓ શીવાય બીજુ કાંઇ તે જોઇ શકતો નથી. નીચમા નીચ પ્રકારની લાગણીઓ અને બુરામા બુરી ઇચ્છાઓ કે જે સમજતાજ આપણા દીલમા ક્યારી ફુટે તે પોતાની આસપાસ ચોમેર છડેચોક રેલાતી જોય છે પોતાના જેવી બુરી ખાસીયતો ધરાવનાર શખ્સો આ તબકા ઉપર જાગૃત થતા હોવાથી તે પોતાના જેવા નીચ માણસો સીવાય બીજાઓને જોઇ શકતો નથી આથી દરેક જણ એક બીજા સાથ ખરાબ રીતે વરતી એક બીજાને દુખી કરે છે વળી ખાકી દુનિયા મા તો ઘાતકી ઉઠાઉગીરો ઠગ પણ ભોળા માણસોને ઠગી તેમા મજાહ મેળવે છે, તેમજ જુલમગારો નગરાઓ ઉપર જુલમ પાડવામા ફાવી જવાથી ખુશી થાય છે પણ આ પહેલા તબકા ઉપર ફકત પોતાના જેવાજ લુચ્ચા અને ઘાતકી માણસોનાજ સબંધમા તે આવતો હોવાથી તેને ઘણુ દુખ થાય છે, જેથી એવા નીર્દય કરપીણ કામોથી બીજા ઓને ઉપજતા દુખનો ખરો ખ્યાલ હ્યા તેને આવે છે વળી એસ્ત્રલ પદાર્થ કોઇ પણ આકાર સેહેલથી લઇ શક્તો હોવાથી દુષ્ટ પાપી માણ સોના 'કામરૂપ'નો દેખાવ તેની બુરી ખાસીયત મુજબ ભયકર અને ડરામણો બનતો હોવાથી તેવાઓને જોઇ તે વધારે દુખી થાય છે ખાકી દુનિયામા એક શખ્સ અદરથી બુરી ખાસીયત ધરાવતો હોવા છતા ઘણો ભલો અને અશો હોવાનુ બાહેરથી તે ઘોડે દરજ્જે ડોળ ઘાલી શકે છે, જો કે ખાકી દુનિયામા પણ માણસના બુરા ચા

સારા વિચારોની અસર ચોક્સ દરજ્જે તેનાં ચહેરા ઉપર જોવામાં આવે છે. પણ એમત્રલ દુનિયામાં તે તેમ કરી શકતો નથી, ત્યાં તો જેવી બુરી ખાસીયત તે ધરાવતો હોય તેવોજ બુરો અને કદરૂપો તે દેખાય છે. હેવાન્યત જુસ્સા ધરાવનારનો દેખાવ હેવાનના જેવાજ હોય છે. તે કેવી ખાસીયતનો માણસ છે તે તેનાં શરીરનો ડરામણો અને કમકમાટ ઉપજાવનારો દેખાવજ તુરત કહી આપે છે.

એક માણગમના ગુજરવા પછી તેની લાગણીઓ, જુસ્સાઓ તથા હવસો કાંઇ નાશ પામતા નથી, પણ તેઓ એસત્રલ શરીર મારફતેજ ઉત્પન્ન થતા હોવાથી ગુજરવા પછી જ્યારે તે પોતાના 'કામરૂપ'માં 'એમત્રલ દુનિયા'માં હોય છે ત્યારે તેના તમામ જુસ્સાઓ પુર જોસ સાથ ઉભરાઇ આવે છે. ખાકી દુનિયામાં જ્યારે હવસો ખાકી શરીર મારફતે તૃપ્ત થઇ શકે છે ત્યારે 'એસત્રલ દુનિયા'માં ખાકી શરીર વગર તે તૃપ્ત થઇ શકતા નથી. હવસો ઉભરાઇ આવવા છતાં જ્યારે તૃપ્ત થઇ શકતા નથી ત્યારે તે હવસ ધરાવનાર શખ્સ ઘણો દુઃખી થાય છે. દારૂના લક્ષવાળા એક શખ્સને જ્યારે દારૂ માટે અતી તલબ થઇ આવી હોય તે વખતે જો તરેહ તરેહ જાતનાં મઘમઘતા શરાબોથી ચીકાર ભરી નાંખેલી એક ટેબલની સામે એક ખુરસી ઉપર બેસાડયો હોય પણ તે કસાને આંગળી પણ નહીં લગાડે એટલા માટે તેના હાથ ખુરસી સાથે બાંધ્યા હોય તો તે વખતે તેને અતી દુઃખ થઇ આવે છે, અને જ્યારે તલબની હદ આવી રહે છે ત્યારે આખરે થાકી થાકીને દારૂની તલબનું જોર નરમ પડી જાય છે. પણ તેથી કાંઇ તેની આદત જતી નથી. તેજ પ્રમાણે ખાકી દુનિયામાં ઉત્પન્ન કીધેલા તમામ જુસ્સાઓ તથા હવસો જ્યારે 'એસત્રલ દુનિયાં'માં ઉભરાઇ આવે છે ત્યારે ખાકી શરીર વગર તે તૃપ્ત નહીં થઇ શકતા હોવાથી તે શખ્સ અતીશય દુઃખી થાય છે, અને આખરે લાંબે વખતે જ્યારે થાકી થાકીને તેનું જોર નરમ પડે છે ત્યારે તે બીજરૂપે દબાઇ રહે છે. આ બીજરૂપે દબાઇ રહેલા હવસો જ્યારે તે શખ્સ બેહેસ્તનું સુખ ભોગવી ખાકી દુનિયામાં પાછો જન્મ લે છે ત્યારે પોતાની સાથે ખાસીયત તરીકે લાવે છે. આ ઉપરથી માલમ પડે છે કે માણસની

ખાસીયતો એક શખ્સનાં મરણ પામવાથી કાંઇ નાશ પામતી નથી, પણ જો તેને બુરી ખાસીયત તજવી હોય તો ખાકી દુનિયાની જીંદગી દરમ્યાનજ તે ક્હાડી નાંખવાની તેણે કોશેશ કરવી જોઇએ છે. ફકત તેની હૈયાતીમાંજ તેની પોતાની કોશેશથીજ બુરી ખાસીયતો દુર થઇ શકે છે. આ ઉપરથી ખાકી જીંદગીની અગત્યતા જાહેર થશે. ૬૦ વા ૭૦ વરસની ખાકી જીંદગીમાં બિચાર તથા કામથી જે કારણો ઉત્પન્ન કરીએ છીએ તેના પરીણામો મરણ પછી બીજી દુનિયામાં આપણે ભોગવીએ છીએ એટલુંજ નહીં પણ પાછા જન્મ લેતી વખતે સાથે લઇ આવી તેનો નતીજો પામીએ છીએ. માટે હવે પછી સુખ જોવું હોય તો જ્યાં સુધી આ ખાકી દેહ ટકેલી છે ત્યાં સુધીમાં નેક મનશની અખત્યાર કરવી. મોતથી બુરી ખાસીયત દુર નહીં થઇ શકતી હોવાથી એસત્રલ દુનિયામાં બુરી ખાસીયતવાળા માણસો પોતાના હવસો પુર ખરાબી તથા હેવાન્યતપણા સાથ જાહેર કરી શકે છે.

ખાકી દુનિયાની તમામ ન્યારી ચીજોનો એસત્રલ ભાગ (Astral counterpart) બીજા તથા ત્રીજા વીભાગનાં એસત્રલ પદાર્થનો બનેલો હોવાથી, આ પહેલા તબક્કા ઉપરના બુરા લોકો તે જોઇ શકતા નથી. પણ બુરી ચીજો અને બુરા દેખાવો જેવા કે, દારૂનાં પીઠાંઓ, બદફેલીનાં સ્થલો તથા ખાટકીવાડ, જે પહેલા વિભાગના ઘટ પદાર્થથી ઉભાઇ જતા હોય છે તેજ તેઓની નજરે આવે છે અને ત્યાંજ તેઓ ભટકતા ફરે છે. તૃપ્ત નહીં ચયલા હવસોથી ભરેલા, ધીક્કારથી પુર, કીનો લેવાને તલપી રહેલા, ખાકી ઇંદ્રીઓ વગર ઇચ્છાઓ તૃપ્ત નહીં થઇ શકતી હોવા છતાં કોઇબી રીતે તે તૃપ્ત કરવાની તક સોધવા માટે ફાંફાં મારનારાઓ, એસત્રલ દુનિયામાં અહીં તહીં ભટકતા ફરે છે. દારૂનાં પીઠાંઓમાં અને બીજી જગ્યાઓ કે જ્યાં બદફેલી અને બુરા કર્મો કરવામાં આવતા હોય ત્યાં મોટી સંખ્યામાં ઉપલા પાપી માણસો એકઠા થાય છે, જે એક 'કલૅરવૉયન્ત' પોતાની ખીલેલી અંતર દૃષ્ટિથી જોઇ શકે છે. એવા ખરાબ સ્થલોમાં જઇ ત્યાંના લોકોને આ બુરાં કામો કરવાને ઉત્તેજન આપે છે. ઘાતકી અને દુષ્ટ કામો કરવા થકી તેઓનાં

મગજ ઉપર બુરા વિચારો ઠસાવવાની કોશેશ કરે છે. વળી જે વખતે બીજા જીવતા માણસો દારૂ પીએ છે યા બીજી હેવાન્યત મજાહ ભોગવે છે તે વખતે પેલા ગુજરેલા દુષ્ટ જીવો તેઓના તેઓના ખાકી શરીરમાંથી પસાર થઇ જઇ પોતાનાં દારૂ પીવાના યા બીજા હવસોને જીવતાંઓના શરીર મારફતે તૃપ્ત કરે છે અને એવી રીતે તેઓની સાથે બહુજ અંગત સંબંધમાં આવે છે. વળી તક મળવે જો કોઇ મીડીયમ મળી આવ્યો તો તેનાં શરીરમાં લાંબો વખત ભરાઇ હદ બહાર ખરાબી કરે છે. જો કોઇ શખ્સ દારૂ પીવા યા બદફેલી કરવા માટે ધચુપચુ મન ધરાવતો હોય છે તો તેનાં મગજ ઉપર બુરા વિચારો મારફતે અસર કરી તેને તે કામ કરવા ઉત્તેજન આપે છે. જેથી તે બીચારો બુરૂં કામ કરે છે. આથી દારૂના પીઠામાં ગયાથી ફકત દારૂ પીવાની બુરી ટેવ પડવાનીજ ધાસ્તી રહેતી નથી, પણ બીજી બુરી ખાસીયતો પણું સંપાદન કરવાની ધાસ્તી રહે છે. ખસુસ કરીને નબળી મનશક્તિ વાળા માણસોને તો નુકસાન પુગવાનો ઘણોજ સંભવ હોય છે. કારણ કે તેઓનાં નબળાં મન ઉપર પેલા 'કામરૂપ'માં રહેતા દુષ્ટ લોકો સેહેલથી અસર કરી શકે છે, અને પોતાની તરેહવાર બુરી ખાસીયતો તેનાંમાં દાખલ કરી શકે છે. એવી હલકી જગ્યાઓમાં જતાં વાર એક સારા માણસમાં જે કમકમાટ ઉપજાવનારી લાગણી ઉત્પન્ન થાય છે, કે જેને લીધે તેને ત્યાં એક ઘડી પણ થોભવા ગમતું નથી, તે આ ગુજરેલા શખ્સોનાં હવસોની હાજરીને લીધેજ હોય છે. જો એક લફંગો, ખુની, યા હવસી માણસ આપણી સામે આવી ઉભો રહે છે તો તેને જોઇ આપણુને કમકમાટ છુટવાથી ધીક્કારથી આપણી આગળથી તેને ચાલી જવાને કહીએ છીએ. પણ દારૂનાં પીઠાંમાં અને બદફેલીના સ્થળોમાં ઉપલા પ્રકારનાંજ પાપીઓ 'કામરૂપ'માં ઘણાજ ભયંકર દેખાવોમાં ત્યાં બેઠેલા એક શખ્સ સાથ કેવા ઘાડા સંબંધમાં આવે છે, તેની ઉપર કેવી માઠી અસર કરે છે, તેનાં એસત્રલ શરીરમાંથી પસાર થઇ કેવી ખરાબ ધ્રુજણીઓ તેમાં ઉત્પન્ન કરે છે, તે સઘળું જો આપણે જોઇ શકતા હોઇએ તો કોઇ કાળે પણ એવી ખરાબ જગ્યા ઉપર આપણે જવા

માંગીએ નહીં. વળી આબરૂદાર મરદો તથા ઓરતો જેઓ સઘળી રીતે સારી વર્તણુક ધરાવતાં હોય છે, પણ જેઓને દારૂનો લખ લાગેલો હોય છે, તેઓ ઉપલી કીસમના નીચ ખાસીયત ધરાવનારા પાપીઓ અને ખુનીઓને બીહામણાં રૂપમાં પોતાની આસપાસ ફરી વળેલા, પોતાનાં શરીર સાથે છુટ લેતા અને પોતાનાં મગજ ઉપર બુરા વિચારો ઠસાવતા જોઇ શકતાં હોય, તો તેઓ કદી પણ દારૂની અસાસે જવા માંગે નહીં.

જ્યારે એક ખુનીને મોતની સજા કરવામાં આવે છે ત્યારે તેનામાં કીનો અને ધીક્કાર ઉભરાઇ આવે છે, અને મોતનાં વિચારથી તે એટલો તો ઝનુની બની જાય છે કે મનની એવી સ્થીતીમાં ગુજરી જવા પછી પણ ઉપલીજ હાલતમાં તે 'એસત્રલ દુનિયાં'માં જાગૃત થાય છે. ધીક્કાર અને કીનાથી મસ્ત બની તે 'કામરૂપ' શરીરમાં અહીં તહીં ભટકે છે, અને બાકી દુનિયાંનાં જે શખ્સો કપટી અને ઘાતકી ખવાસનાં હોય છે, જેઓનું મન ખુન કરવા યા કીનો લેવા માટે ધચુપચુ હોય છે, તેવાઓની બુરી લાગણીઓ વધુ ઉસકેરી તેઓ પાસે એ બુરાં કાંમો કરાવે છે. એનું પરીણામ એ આવે છે કે એક ખુનીને ફાંસી દઇ મારી નાંખવા પછી તે શેહેરમાં તેજ મહીનાનાં ઘણી વેળાં બીજાં પણ ખુનો થાય છે. એટલા માટે ખોદાશનાસી વડે તેણે ખુનીને મારી નખાંવાની સજા જીવતાં માણસો માટે નુકશાનકારક ગણવામાં આવે છે. એક ખુની જીવતો રહેવાથી જેટલું નુકશાન કરી શકે છે તે કરતાં વધુ નુકશાન તેને મારી નાંખવામાં આવ્યા પછી તે કરી શકે છે. માટે ખુનીને મારી નંખાવા કરતાં બીજી શીક્ષા કરવી, અથવા તો તેને સુધારવાની કોશેશ કરવી વધારે ફાયદાકારક થઇ પડે છે. કેટલીક વખત જેનું ખુન કીધું હોય તેને એસત્રલ દુનિયાંમાં પોતાને પકડવા આવતો જોઇ ખુની નહાસવા માંડે છે. પણ જેમ જેમ તે વધુ નહાસે છે તેમ તેમ પેલાને પણ પછવાડેજ આવતો જોઇ તે ઘણો દુઃખી થાય છે. જેનું ખુન કરવામાં આવેલું હોય તે શખ્સે જો પોતાની જીંદગી બાકી દુનિયાપુએ સારી રીતે ગુજારેલી હોય છે, તો આ તબક્કા ઉપર તે

જાગૃત થઇ શકતો નહીં હોવાથી તેનુ જ્ઞાન ખુનનુમા સ્વપ્ન હાલત માત્ર હોય છે પણ જેમ એક રમકડુ કુચી આપ્યાથી વગર ભાને ચાલે છે તેમ તે શખ્સ વગર ભાને ને વિચાર્યા વગર દોડયાજ કરતો હોવાથી ખુનીમા વધુ ભય ઉત્પન્ન થાય છે, અને તે અતીશય દુખી થાય છે, કારણ કે તે તો એમજ સમજે છે કે પેલો ભાન મહીત તેને પકડવાજ આવે છે વળી કેટલાક ખુનીઓને પોતાની ઉપર વીતેલા તમામ બનાવો ફરી ફરી બનતા જણાયા કરે છે ખુનની અગાઉના બનાવો, ખુન કરવું, ત્યાર પછી પોતાનુ પકડાવુ, અદાલતમા તપાસ ચાલવી, ફાસીની સજા મળવી, અને છેવટે ફાસી દેવાથી મરી જવુ એ તમામ બનાવોની લાગણીમાથી ફરી ફરી હજારો, અને લખ્ખો વખત તેને પસાર થવુ પડે છે એથી તેને ઘણુ જ ખમવુ પડે છે

વળી જનાવરો ઉપર ઘાતકી અખતરાઓ કરનારાઓ (vivisectors) ના એસ્ત્રલ શરીરમા, ઘાતકીપણાને લીધે, સૌથી ઘટ એમત્રલ પદાર્થ ઘણો એકઠો થતો હોવાથી તેઓ પણ ગુજરી જવા પછી આ તબક્કા ઉપર આવતાજ જાગૃત થાય છે તેઓ પોતાની આસ પાસ વહાડ કાપ કીધેલા સઘળા જનાવરોને કલકલાટ કરતા, થરથર ધ્રુજતા, અને ચીચીઆરીઓ પાડતા જુએ છે તેઓ એક તરફથી એક સંચાની માફક ઘાતકીમા ઘાતકી અખતરાઓ કર્યા કરતા જણાય છે, જ્યારે બીજી તરફથી જનાવરોની ભયંકર ચીચીઆરીઓ અને બેહદ કલકલાટથી બીહીતા જણાય છે આવી રીતે, ઘાતકી અખતરા કરવાની ટેવ પડેલી હોવાથી તેઓ પોતાને હાથેજ દુખી થાય છે

અત્રે યાદ રાખવુ જોઇએ કે જેમ ખાકી દુનિયામા કોઇની ઉપર વગર તકસીરે દુખ આવી પડતુ નથી તેમ એમત્રલ દુનિયામા પણ કોઇબી વગર તકસીરે દુખી થતો નથી, પણ જે પ્રકારના બુરા કામ તથા વિચારો તેણે ખાકી દુનિયામા કીધા હોય તેવાજ પરીણામો તે ત્યા મેળવે છે

એમત્રલ દુનિયાના આ પહેલા અને હલકામા હલકા તથા ખરાબમા ખરાબ તબક્કાને સાધારણ બોલીમા દોઝખ કહેવામા પણ આવે છે.

આ તબક્કા ઉપરના માણસોને પોતપોતાની કરણી પ્રમાણે અતીશય દુ:ખી થતા સમજી આપણને ખરેખર ઘણી દયા આવે છે અને દીલગીરી લાગે છે. પણ એક વાતથી આપણને સંતોષ ઉપજે છે કે તેઓનું આ દુ:ખ, કેટલાકો માને છે તેમ, હંમેશનું નહીં, પણ થોડાજ વખતનું હોય છે. પોતાનાં બુરા કામોનું પરીણામ ખલાસ થતાંજ પોતાનાં સારાં કામોનો બદલો મેળવવા તેઓ બેહેસ્તમાં જાય છે, અને બેહેસ્તનું કામ પણ ખલાસ થતાંજ તેઓ આ ખાકી દુનિયાંમાં પાછા જન્મી આગલા જન્મમાં બીજાંઓ ઉપર કીધેલા ઉપકારો તથા અપકારોનો બદલો મેળવે છે. સાધારણ રીતે જેમ માનવામાં આવે છે કે એક શખ્સનાં ખાકી દુનિયાંમાં કીધેલાં સારાં માઠાં કામો સરખાવતા જો સારા કામો વધુ હોય છે તો તેને જાવેદાનસુધી બેહેસ્તમાં, અને માઠાં કામો વધારે હોય તો તેને જાવેદાન સુધી દોઝખમાં રહેવું પડે છે, તેવો બેહુદો અને ગેરવાજબી ઇનસાફ ખોદાનો નથી. પણ ખોદાના અદલ ઇનસાફ પ્રમાણે બુરાં કામો માટે એસત્રલ દુનિયામાં તેમજ સારાં કામો માટે બેહેસ્તમાં એમ બેઉ દુનિયાંમાં પોતાની કરણી પ્રમાણે થોડો કે ઘણો વખત જવું પડે છે. વળી દોજખની હાલત સદાકાળની છે એમ જેઓ ખાકી જીંદગીમાં માનતા હોય છે તેઓ મરણ પછી જ્યારે આ દુ:ખી હાલતમાં જાગ્રત થાય છે ત્યારે એ હાલત હવે તો હંમેશાં રહેશે એવું ભાન થવાથી તેઓનાં દુ:ખમાં ઘણો વધારો થાય છે, અને તેઓને દીલાસો દઇ ખરી હાલતથી વાકેફ કરવામાં ખોદાશનાસીનાં આગળ વધેલા ચેલાઓને ઘણી મુસકેલી પડે છે.* ખોટી ફીલસુફીથી થતાં મોટા નુકસાનોનો આ અચુક દાખલો છે.

દાદાર અહુરમજ્દ જે દયાનો ભંડાર છે તે માણસોને એક જીંદગીમાં કીધેલા બુરાં કામો માટે સદાનું દુ:ખ ભોગવવા વેહો કરે છે એમ માનવું તે કીરતારને અપમાન કરવા જેવુ લેખાય. પ્રગટીકરણની મતલબ ફકત ઘઉંમાં કાંકરા જેટલા શખ્સોને સદા-

* જુઓ Astral Plane, by C W Leadbeater

કાળનુ બેહેસ્ત આપી, લખ્ખો કરોડો, અબજો, અનખ્ય જીવોને હમેશ સુધીનુ દુખી દોઝખ આપનાની નથી એ નેમ એક માયાળુ ખોદાની નહીં પણ એક નીરદયે તથા કરપીણ સેતાનનીજ હોઇ શકે સર્વ કૃપાળુ અહુરમજદ જેઓ દયાના સાગર છે તેઓએ માણસ જાતને એક જીદગીના બુરા કામો માટે સદાનુ દુખી યા અસુખી કરવાની નેમ રાખી છે એમ માનવુ અકલથી ઉલટુ છે બલકે કોઈ પણ સાધારણ અકલવાળુ માણસ ખોદાને દયાળુ તથા સર્વ શક્તિમાન જાણવા સાથ એક ક્ષણવાર પણ આવો બેહુદો વિચાર કેમ કરી શકે તે સમજવુ કઠણ છે માણસ જ્યારે જાણી જોઇને બુરે માર્ગે જાય છે ત્યારે તેને સુધારવા માટેજ તેની બુરી ચાલના પરીણામ તરીકે થોડોવાર તેની ઉપર દુખ આવવા દે છે પણ કદી પણ તેને હમેસના દુખમા રીબતો નાખી મુકવામા આવતો નથી પરવરદેગારની માયાળુ નેમ પ્રગટીકરણથી સઘળા જીવોને સર્વ જ્ઞાની બનાવી પોતામા આમેજ કરી પોતાના જેવુ જ અમ્મર, અનત અને અખડ સુખ આપવાની છે દાદાર અહુરમજદને મળવુ, તેને પહોચવુ, તેમા આમેજ થવુ, તેનો આનદ મેળવવો, એજ જીદગીની નેમ તે સાહિબે નેમેલી છે તે નેમ માટે દરેક ધર્મમા લખેલુ છે અને ગાથામા પણ બાબજા હજરત જરથોસ્ત સાહેબે અહુરમજદને પહોચવાની, તેને મળવાની, તેના દર્શન કરવાની, તેમા આમેજ થવાની દુવા ગુજારી છે એ નેમ નેકીથી મેળવી શકાય છે બદીનુ પરીણામ થોડો વખત દોઝખનુ દુખ ખમવાનુ છે, જે ખમવાથી બદી છોડી માણસ નેકી અખત્યાર કરી દાદારની ધારેલી નેમની નજદીક પહોચતો જાય છે ત્યારે દોજખનુ દુખ પણ કાંઈ નકામુ જતુ નથી, પણ દાદાર અહુરમજદે આપણને પેદા કરવામા જે નેમ રાખી છે તે નેમ પાર પાડવાનુ એ એક સાધનજ છે દુનિઆમા ફેલાઇ રહેલા દુખને જોતા તે દુખ ફક્ત અપાર સુખનુ સાધન કરે છે, એથી સાહુમોને મોટો દીલાસો મળે છે માટે યાદ રાખવુ કે એ દુખ સદાનુ નથી, તેનો છેડો આવશે આખરે આપણ સઘળા કહેવાતા પાપીઓ તેમજ નેક માણસો અનત શાતી પામીશુ

આ પહેલા તબક્કા ઉપર યાને દોઝખમાં મળતાં બુરાં પરીણામો ત્યાંના પાપી શખ્સોને અચ્છો બોધ આપી શકે છે. ખુદરતનાં કાયદાને મચક નહીં આપવાથી ઉપજતાં માંઠા પરીણાંમો તેઓને ખુદરતનાં તેજ કાયદાની હસ્તી શીખવે છે. ખુદરતનો કાયદો ખોટી રીતે સમજવાથી ઉત્પન્ન થયલાં બુરાં પરીણાંમો તેઓને ખરો કાયદો શુ છે તે શીખવે છે. બીજાને દુઃખ દઇ પોતે સુખી થવાની તેઓની ભુલથી એસત્રલ દુનિયાંમાં ખમવુ પડેલુ દુઃખ તેઓને શીખવે છે કે બીજાને દુઃખી કરવાથી સુખી થવાતુ નથી, પણ ખુદરતનો ખરો કાયદો તો એ છે કે બીજાને દુઃખી કરવાથી પોતે પણ દુઃખીજ થાય છે. ખાકી જીંદગી દરમ્યાન ઇચ્છાઓ અને હવસોનાં મોજા હેઠલ ઘસડાતાં હોવાથી જે બોધ તેઓ ખાકી દુનિયામાં મેળવી નથી શકતા તે બોધ એસત્રલ દુનિયાંમાં તેઓનાં મન ઉપર કેટલેક દરજ્જે ઠસાવી શકાય છે અને જ્યાં સુધી તેઓ સુધરતા નથી ત્યાં સુધી દરેક જીંદગી દરમ્યાન તે ઠસાવવામાં આવે છે. આવી રીતે દુઃખથી મળતો બોધ સખત લાગે છે, પણ એ ખુદરતનો બોધ આપણને પ્રગટીકરણમાં આગળ વધારવા માટેજ આપવામાં આવતો હોવાથી તે ખરેખર તો દયાથી ભરપુર હોય છે. આવા બોધથીજ આખરે આપણે અમ્મરપણુ તથા અનંત સુખ મેળવી શકીએ છીએ.

આપણે આગળ જોઇ ગયા તેમ ઘાતકી, હવસી, અને કરપીણ ગુનેહગારોજ આ તબક્કા ઉપર જાગૃત થાય છે, જ્યારે બાકીનાં બધા ગુજરેલાંઓ આ તબક્કા ઉપરથી પસાર થાય છે તેટલો વખત, યાને તેઓના 'કામ રૂપ'ના સઉથી બાહેરના પહેલા પડનો પદાર્થ વીખરાઇ જાય છે ત્યાં સુધી ખુશનુમાં સ્વપ્નામાં તેઓનુ ભાન રોકાયલુ હોય છે. પણ જ્યારે એવા દીલખુશ સ્વપ્નામાં પડેલા એક શખ્સનાં સગાં વ્હાલાઓ મરનારને માટે કકલાટ અને રડાકુટ કરતા હોય છે જ્યારે તેઓ રાત અને દીન મરનારનો ગમ હૈડે ધરી તેને પાછો જોવા માટે ઇંતેજારી ખતલાવતા હોય છે, ત્યારે એવા કકલાટથી ઉત્પન્ન થયલા વિચાર-આકારોથી મરનારનાં 'કામ રૂપ'માં જોસમાં ધ્રુજણીઓ થવા માંડે છે, જેથી તેની સુખી હાલતમાંથી તે જાગૃત

થાય છે, અને તેમ થતાંજ તેને ઘણું ખમવું પડે છે. ગુજરવા પછી લગભગ છત્રીસ કલાક સુધી મરનાર "છાયા શરીર"માં રહે છે તે વખતે જો કકલાટ કરવામાં આવે છે તો મરનાર પોતાનાં સગાંઓને દુઃખી થતાં જોઇ પોતે દુઃખી થાય છે. પણ એસ્ત્રલ દુનિયામાં આવ્યા પછી જ્યારે સગાંઓથી હદ બહાર શોક કરવામાં આવે છે ત્યારે મરનાર ભયંકર તબક્કા ઉપર પોતાને જાગૃત થયલો જોઇ દુઃખી થાયછે. સગાઓનો કકલાટ નરમ પડતાંજ તે તુરત પાછો સુંદર ઉંઘમાં પડે છે. પણ તેટલામાં કોઇ સગુ યા ઓળખીતું મળવા આવી મરનારની વાત કહાડતાંજ કકલાટ શરૂ થાય છે કે પાછો મરનાર જાગૃત થઇ દુઃખી થાય છે, એથી દરેક ધર્મમાં મરનાર માટે ગમ ખાવાની સખ્ત મનાઇ કરવામાં આવેલી હોય છે. પારસીઓમાં સાધારણ રીતે કહેવાય છે કે મરનારની પાછળ પાડેલું એક એક આંસુ મરનારને એક દરીઆ સમાન જણાય છે જે તેને બેહેસ્તમાં જતા અગાઉ પસાર કરવો પડે છે. આપણાં કકલાટના વિચારોથી મરનારને ઉપજતું દુઃખ બહુ અસરકારક રીતે એમ સમજાવવામાં આવ્યું હોય.

જ્યારે આપણું એક બ્હાલું સગું મરણ પામે છે અને આપણે રડીએ છીએ અને ગમ ખાઇએ છીયે ત્યારે મરનારને રડતા હોઇએ યા મરનારનો ગમ કરતા હોઇએ એમ આપણે માનીએ છીએ, પણ ધીરજથી વિચાર કરતાં માલમ પડે છે કે આપણને પોતાંને ગયલી ખોટ માટે, યાને આપણા પોતાને માટે આપણે રડીએ છીએ. જો મરનાર કુટુંબનો પાળનાર હોય છે તો હવે બચ્ચાંનું શું થશે એવી ફીકર માટે આપણે રડી કુટી, હાય અફસોસ કરી બીચારા મરનારને તેની સુખી હાલતમાંથી દુઃખી હાલતમાં લાવીએ છીએ. જો મરનાર આપણને અતીશય પ્યારો હોય છે તો તેની સાથે વાતચીત કરવામાં જે મજાહ આપણને મળતી હતી, તેને જોવાથી જે શાંતી આપણને ઉપજતી હતી, તેનાં સમાગમથી આપણને જે લાભ મળતો હતો, તે મજાહ, શાંતી તથા લાભ હવે આપણને નહીં થશે એવા ખ્યાલથી રડાકુટ કરી મુકી મરનારને નાહક દુઃખી કરીએ છીએ. આવી રીતે આપ સ્વાર્થને ખાતર રડી મરનારને દુઃખી કરવો ઘણું ગુનાહ

ભરેલું છે. જો ખરેખરજ આપણું હેત મરનાર તરફ હોય, જો ખરેખર મરનારને આપણ ખરા જીગરથી ચહાતા હોઇએ તો પછી આપણે દુઃખ વેઠીને પણ મરનારને સુખી કરવાનું વધારે પસંદ કરવું જોઇએ, અને તેથી આપણને ગયલી ખોટ વિષે, તથા આપણી માંડી હાલત માટે જરાક પણ હાય અફસોસ કરવાને બદલે મરનારને સુખી રાખવાના હેતુથી મુદલ ગમ ખાવો નહીં જોઇએ. વળી ગમ ખાધાથી અને કકલાટ કરી મુકયાથી આપણાં બચ્ચાંઓનું પોષણ કરવાને માટે, યા આપણને સંતોષ આપવાને માટે મરનાર કાંઇ પાછો આવતો નથી. ત્યારે ખાલી રડી તે બીચારાને દુઃખી કરવામાં શું ફાયદો? ફોકટમાં રડી આપણું લોહી શું કરવા બાળવું જોઇએ?

આ ઉપરથી એમ નહીં સમજવું કે મરનારને સદંતર ભુલી જવો, તેને કોઇ વખત પણ યાદ નહીં કરવો, યા આપણાં ભેજાંમાંથી મરનારનું નામજ નાબુદ કરવું. નહીં, એમ બનતુંજ નથી, અને એમ કરવું પણ નહીં જોઇએ. જેમ મરનાર આપણને વધુ પ્યારો હશે, જેમ તેણે વધુ સારાં કામો કર્યા હશે તેમ તે વધુ યાદ આવશે. એટલા માટે જ્યારે પણ મરનાર આપણને યાદ આવે ત્યારે તેનાં તમામ સારા ગુણો, તેણે દુનિયામાં કીધેલાં નેક કામો, તેની આપણી સાથની સારી વર્તણુક, તથા તેને આપણને દીધેલી નશીયતો યાદ કરી, મરનાર માટે અંતઃકરણથી બંદગી ગુજારી એવું ચહાવું કે મરનાર એસ્ટલ દુનિયામાંથી સેહેલથી પસાર થઇ બેહેસ્તમાં જલદી જાય. એવી દુવા મરનારને ફાયદો કરે છે. માટે જેઓ પોતાના ગુજરી ગયલા વ્હાલાંઓને નુકશાન કરવાને બદલે ફાયદો કરવા ઇચ્છતા હોય તેઓએ જરાક પણ ગમ ખાવાને બદલે હરદમ મરનાર માટે ઉપલી દુવા માંગ્યા કરવી. એથી તેઓ જે વિચાર-આકાર ઉત્પન્ન કરશે તે મરનારના 'કામ રૂપ'માં ચોક્કસ પ્રકારની ધ્રુજણી ઉત્પન્ન કરી તેનાં સારા પડઘાને પીછેથી નાંખવામાં ચોક્કસ દરજ્જે મદદ કરશે, જેથી મરનારનું રવાન 'કામ રૂપ'નું ખોખું સેહેલથી છોડી બેહેસ્તમાં જઇ શકશે. મરનારની પાછળ ખર્ચ કરી ધર્મ ક્રિયાઓ કરાવવી ત્યારે એક ગમથી તેને બેહેસ્તની હાલતમાં જવાને

મદદ કરવામાં આવે છે ત્યારે બીજી તરફથી તેનાં સગાંઓ પોતાની ગમગીનીનાં તથા મરનારને પાછો મળવાનાં વિચાર-આકારોથી તેને બેહેસ્તની હાલતમાં જતાં અટકાવી પાછો ખાકી દુનિયા તરફજ ખેંચે છે. એમ કરવાને બદલે જો દરેક સગો યા દોસ્ત ખરાં અતઃકરણથી મરનારનું જલદી બેહેસ્તમાં જવું થાય એવી દુવા ગુજારે તો તેઓનાં વિચાર-આકારો મરનારનાં 'કામ રૂપ' આગલ ફરેસ્તા સમાન થઈ તેને બહેસ્તની સુખી હાલતમાં લઇ જવાને મદદ કરી શકે' પાયદસ્તની તેમજ ઉઠમણાની ક્રિયા વખતે પણ મરનારના પીછાણનારાઓની જે મીજલસ ભેગી મળે છે તેમાં હાજર રહેલાઓ આવે ગંભીર ટાંકણે પણ ફકત દુનિયાંદારીની યા તો ઠઠ્ઠા મશકેરીની વાતો છોડી દઇ બધા સાથે મળી મરનાર શાંત રહે અને જલદી બેહેસ્તમાં જાય એવા વિચારો જો કરે તો ઘણા જણનાં એકજ તરેહનાં વિચારોથી એક જબરદસ્ત વિચાર આકાર મરનારની સાથે રહી તેને જલદી સુખી હાલતમાં લઇ જવાને કેવી કીમતી મદદ કરે તે વાંચનારે વિચારવું જોઇએ. મરનારની પાછલ પાયદસ્તે જનારાઓ પણ પોતાનો વખત આ ભલાં કામમાં રોકે તો તેઓ મરનારની બહુ મોટી સેવા બજાવે. વળી મરનારની લાસ આગલ ભેગાં થયલાં બાનુઓ પણ પોતાનો વખત ભણવામાં યા આવા વિચારોમાં કહાડે તો જે મરનારને તેઓ ઘણાં ચાહે છે તેનેજ તેઓ અમુલ્ય મદદ કરે, જે મદદ તેઓ ખાકી શરીરથી કરી નહીં શકે તે તેઓ પોતાનાં આવા વીચારોથી સહેલાઇથી કરી શકે. વળી ચહારમની તેમજ ત્યાર પછીની બીજી ક્રિયા વખતે પણ હાજર રહેલાઓએ પોતાનો વખત ખાલી દુનિયાંદારીનાં વિચારોમાં યા શોકમાં નહીં ગુજારી મરનાર માટે દુવા ગુજારવામાંજ પસાર કરવો જોઇએ. જીવતા જીવત મરનારને સુખી જોવા આપણે કેવાં તન, મન અને ધનથી કોશેશ કરીએ છીએ તો મરણ પછી આવી સહેલાઇથી આપણે તે વ્હાલા જીવને આવી કીમતી મદદ કરવાથી શું કરવા દુર રહેવું જોઇએ ?

આ ડરામણા ભયંકર નબક્કા ઉપર ઘાતકી, હવસી અને કરપીણ ગુનેહગારો તથા સગાં વ્હાલાંઓનાં કકલાટથી જાગૃત થતા

શખ્સો સીવાય, બીજા સાધારણ ચાલચલણના યા સારી ચાલનાં માણસો જો કોઈ જાગૃત થઈ શકતા હોય તો, ઘણીજ દીલગીરી સાથે જણાવવું પડે છે કે, તેઓ આપઘાત કરનાર શખ્સો હોય છે એઓ માંના ઘણાઓ અત્રે પુર ભાન સહીત જાગૃત થાય છે એક બુરૂ કામ કરવા પછી તેથી ઉપજતી નાસીપાસીમાંથી બચી જવાની આશામાં યા અચાનક આવી પડેલી આફતમાંથી છુટવાની ધારણાથી એક માણસ ઉપયોગ કરે છે, પણ એસ્ત્રલ દુનિયાના આ પહેલાજ ભય-કર તબક્કા ઉપર જાગૃત થતાજ મોટી નાસીપાસી સાથે તેને માલમ પડે છે કે આફત દુર થવાને બદલે તે તો સામો વધુ આફતમાં આવી પડ્યો છે આપઘાત કરનારના ગ્યાનના મન ઉપર તેણે કીધેલા આપઘાતની વાત તાજી હોવાથી આ તબક્કા ઉપર તે પોતાને ફરી ફરીને આપઘાત કરતોજ દેખે છે આપઘાત કરવાના કારણની શરૂઆતથી તે આપઘાતથી ગુજરવાના છેલ્લી ઘડી સુધીના તમામ બનાવો, મુસીબતો, નાસીપાસી, ધાસ્તી તથા ચીંતામાંથી ફરી ફરી સખ્ત બંધ વખત પસાર થયા કરતો તે પોતાને જુએ છે, અને તેથી અતીશય દુખી થાય છે વળી બાકી દુનિયામા તો તેના દુખમાં દીલાસો દેનાર પણ કોઈ મળી આવે છે પણ આ ઠરામણા તબક્કા ઉપર તો સઘળા નીર્દય માણસોજ હોવાથી તે દીલાસો પણ મેળવી શકતો નથી આથી તે અતીશય દુખી થાય છે

આપઘાત કરનારાઓને પોતે ગુજરી ગયા છે એવું ભાન થતુ નથી તેઓ ખાકી અને એસ્ત્રલ એ બને દુનિયા જોઈ શકે છે તેઓની એસ્ત્રલ જીંદગી સાધારણ માણસોની માફક ગુજરવા પછી તુરત શરૂ થતી નથી, પણ જેટલા વરસો તેની ખાકી જીંદગીના બાકી રહી ગયા હોય, તેટલા વરસો સુધી ઉપલી દુખદાયક હાલતમા રહેવા પછીજ તેની ખુદરતી એસ્ત્રલ જીંદગી શરૂ થાય છે દાખલા તરીકે જો એક શખ્સની આખી ખાકી જીંદગી ૬૦ વરસની હોય, યાને બીજા બોલોમા તેના આવરદા સાઠ વરસના હોય, અને ચાલીસમે વરસે જો તેણે આપઘાત કીધો હોય, તો તેની જીંદગીના બાકી રહેલા વીસ વરસ સુધી તેને ઉપર દર્શાવેલી માઠી હાલતમાં

આ તળકા ઉપર ભણવું પડે છે, અને ત્યાર પછીજ તેની ખરી એસત્રલ જીંદગી શરૂ થાય છે, જે વખતે તેની કરણી પ્રમાણેના તળકા ઉપર તે જાગૃત થાય છે. અકસ્માતથી ગુજરી ગયલા શખ્સો તેમજ જેઓનાં ખુન કરવામાં આવેલાં હોય તેઓને પણ પોતાની બાકી રહી ગયલી બાકી જીંદગી પુરી થાય ત્યાં સુધી આજ તળકા ઉપર ગોળવું પડે છે. પણ તેઓ આ બાકીની જીંદગી, જો ઘણાં બુરા કામો કીધેલાં નહીં હોય તો, દીલખુશ સ્વપનામાં પસાર કરે છે. એજ પ્રમાણે આપઘાત કરનારાઓ પણ બધાજ કાંઇ દુઃખી થતા નથી. કારણ કે આપઘાતના સબબો ઘણા હોય છે. ઘેલાપણામાં યા પારકાના ભલાં માટે જો એક માણુસ જીવપર કરે છે તો બાકીની જીંદગી આ તળકા ઉપર તે સુંદર સ્વપનામાંજ કહાડે છે. પણ જેઓ ચોક્કસ જાતના ગુનાહ કીધા પછી તેના બુરા પરીણામમાંથી બચી જવા માટે જીવપર કરે છે તેઓ આ તળકા ઉપર આવતાંજ જાગૃત થઇ દુઃખી થાય છે.

એસત્રલ દુનિયાંનો આ નીચલો તળકો જેને સાધારણ રીતે દોજખ કહેવામાં આવે છે તે એવો તો ખરાબ હોય છે કે ખોદાશનાસીનાં અભ્યાસીઓ પણ ત્યાં જઇ આવ્યા પછી કમકમે છે.*

અકસમાતની વખતે જો એક માણસ બીધેલી યા ઘભરાયલી હાલતમાં મરણ પામે છે તો એસત્રલ દુનિયાંમાં પણ એવીજ ઘભરાયલી હાલતમાં કેટલોએક વખત સુધી તે રહે છે, અને શું રસ્તો લેવો તે કાંઇ તેને સુજ પડતું નથી. એટલા માટે શાંતપણે ગુજરી જવું સ્વાનને ઘણું ફાયદાકારક થઇ પડે છે. ખોદાશનાસીમાં આગળ વધેલો એક ચેલો પોતાનાં અનુભવથી કહે છે કે એક વખત એક સ્ત્રી આગમાં સપડાઇ ગયાથી બળી મરવાની બીકથી એટલી તો ગભરાઇ ગઇ હતી, તથા બચવાને માટે એટલાં તો તરફડીયાં મારતી હતી, કે ગુજરી જવા પછી છેક પાંચમે દીવસે પણ એસત્રલ દુનિયાંમાં

* જુઓ "Ancient Wisdom," by Annie Besant; "Astral Plane," by C. W. Leadbeater.

તેણી એવીજ ઘભરાટ ભરેલી હાલતમાં તરફડીયાં મારતી જણાઇ હતી. તેણી હજુર પણ પોતાને આગમાં બળતીજ માનતી હતી. બીજી એક સ્ત્રી'જે તોફાનમાં સપડાઇ ગઇ હતી તેણી પોતાનાં એક વ્હાલાં બાળકને પોતાની છાતીએ દાબી તેની તરફના પોતાના બેહદ પ્યાર સાથ એટલી તો શાંત હાલતમાં ડુબી ગઇ હતી કે ગુજરવા પછી એસત્રલ દુનિયાંનાં આ પેહેલા તબક્કા ઉપર તેણી પોતાનાં પ્યારા ધણી તથા વ્હાલા ફરજંદો સાથ મોજ મારતી પોતાને સ્વપ્નામાં જોતી હતી. મરણની છેલ્લી ઘડીએ શાંત રહેવાની બહુ જરૂર છે. એટલા માટે મરણ પામતાં માણસની આગળ હાજર રહેનારાંઓએ તેની આગળ ગડબડ તથા ઘભરાટ કરવાને બદલે શાંતી જાળવવાથી મરનારને ફાયદો થાય છે. એવી હાલત વખતે હાજર રહેલાંઓએ ભણ્યા કરવાની જરૂર છે, કે જેથી હવામાં શાંત ધ્રુજણીઓ ફેલાઇ મરનારને પણ શાંત કરે. અકસ્માતથી મરણ પામેલાંઓ ઘણુંખરા ગભરાટ સાથે એસત્રલ ભુવન ઉપર જાગૃત થાય છે, પણ તેઓ જો અશો તથા ભલા વિચારવાળા હોય છે તો તેઓને એસત્રલ દુનિયાંમાં કામ કરતાં અણદીઠ મદદગારો સંભાળી લે છે. એ મદદગારો વિષે આ પછીના પ્રકરણમાં કેટલુંક વીવેચન કરવામાં આવ્યું છે.





## પ્રકરણ ૫ મું.

# મોત પછી રવાનની હાલત—(ચાલુ).



### અણદીઠ યાને ગેબી મદદગારો—એસત્રલ દુનિયા, બીજાથી સાતમા તબકા—હમેશતગાન.

ખોદાશનાસીમાં આગળ વધેલા ચેલાઓ, જેઓ જીવતાં જીવત પોતાનાં એસત્રલ શરીરમાં બહાર નીકળી શકે છે, તથા એસત્રલ દુનિયાંમાં જઇ ત્યાં કામ કરી શકે છે, તેઓને બીજા કામો ઉપરાંત ગુજરેલાં અથવા ગુજરતાં માણસનું મન શાંત કરવાનું કામ પણ સોંપવામાં આવે છે. આગ, યા તોફાન, યા મરકી, યા કોઇ પણ જાતનાં અકસ્માતથી મરણ પામતી વખતે માણસનાં મન ઉપર શાંતીના વિચારો ફેંકી તેઓને જરાક પણ ઘભરાટ વગર શાંતપણે ગુજરેલામા મદદ કરવી, તેમજ મરણ પછી જો કોઇ એસત્રલ દુનિયાંમાં ઘભરાયલી હાલતમાં જણાય તો તેને ધીરજથી સમજાવી ખરી હકીકતથી તેને માહીતગાર કરી શાંત કરવો, તેમજ જેના બાબમાં

ખુદરતના કાયદાનો ભંગ કર્યા વગર જીવ બચાવી શકાતો હોય તેનો જીવ અકસ્માત વખતે બચાવવો, એવા કામો તેઓ પાને કરવવામાં આવે છે આ પ્રકારના કામો કરી શકનાર ચેલાઓને "અણદીઠ મદદગારો" ( Invisible Helpers ) કહેવામા આવે છે એ કામનો બરો ખયાલ આપવા માટે આવી પ્રકારની મદદના કેટલાક દાખલાઓ અત્રે આપવાની જરૂર જણાય છે

નીચે આપવામા આવેલા દાખલાઓ હાલના ખોદાશનાસીમાં આગળ વધેલા અભ્યાસીઓનાજ છે, કે જેઓ દરરોજ રાત્રે પોતાના ખાકી શરીરને બીછાના ઉપર આરામએમ લેવા દઇ પુરુ ભાન મહીત એમત્રલ શરીરમા "અણદીઠ મદદગારો" તરીકે માણસ જાતને તેની આફતમા મદદ કરવાનુ કામ બજાવે છે એ દાખલાઓ તેઓનાજ બોલમા અત્રે દર્શાવવામા આવ્યા છે

પહેલા અકસ્માતથી ગુજરી જનાર શખ્સોના મન શાત કરવાના દાખલા તપાસીએ

૧ —એક વખત એક મચ્છીમારની બોટ યાને હોડી તોફાનમા સપડાઇ ગઇ હતી તે બોટમા એક બુઢો મચ્છીમાર તથા એક છોકરો હતો બોટ દરીયામા ઉધી વળી ગઇ હતી અને પેલો બુઢો મચ્છીમાર બોટને વળગવાની કોશેશ કરતો હતો ત્યા કોઇ જાતની પણ મદદ મળી શકે એવુ ન હતુ, કારણ તોફાનથી બોટ કીનારેથી ઘણી દુર ધસડાઇ ગઇ હતી વળી જો એક બ ગી કોઇ શખ્સ તેને મદદ કરવાની હીંમત કરે, તોપણ સખ્ત તોફાનને લીધે તેનાથી બોટ આગળ લઇ જઇ શકાય એવુ ન હતુ બીચારો મચ્છીમાર સારી રવેશે સમજતો હતો કે બચવાની કાઇ પણ આશા નહીં હોવાથી થોડી મીનીટમાજ તેને મોતને શરણ થવુ પડશે આ ખ્યાલથી તે ઘણો ધભરાવા લાગ્યો, ખશુસ કરીને પોતાને એકલો અટુલો બોહોળા દરીયા વચ્ચે આવી હાલતમા જોઇ તે બીહવા લાગ્યો આ વખતે તેને પોતાના બાઇડી છોકરા યાદ આવ્યા, અને તેઓનુ પછવાડેથી શુ' થશે, તેઓનુ ગુજરાન કોણ કરશે, એવા વીચારોથી તે ચિતાતુર

બનવા લાગ્યો એક અણદીઠ સ્ત્રી મદદગારે પેલા મચ્છીમારની આવી હાલત જોઇ તેના મગજ ઉપર દીલાસાના તથા ધીરજના વિચારો ઠસાવવાની કોશેશ કીધી, પણ પેલાના મનમા ચિંતા ઘણી હોવાથી તેણી તેનુ મન શાંત કરી શકી નહી તેણી એસ્ત્રલ શરીરમા હોવાથી તે તેણીને જોઇ શકતો નહીં હતો, એટલા માટે તેણીએ જડ રૂપ (Materialised form) ધારણ કરીને દેખાવ દેવાનો ઠરાવ કીધો એક "અણદીઠ મદદગાર" પોતાના એસ્ત્રલ શરીરમા ખાકી પદાર્થની બારીક ચીજો ગ્રહણ કરી સાધારણ માણસોને દેખાવ દઇ શકે છે આ પોતે બનાવેલુ બારીક પદાર્થનુ કામચલાઉ ખાકી શરીર એટલુ તો મોહામણુ લાગે છે, એટલુ તો પ્રકાશીત હોય છે કે એક માણસ એવા સુંદર શરીરવાળા શખ્સને જોતાનેવાર તેને એક ફરેસ્તો સમજે છે આવી રીતે દેખાવ દેવાનુ બધાજ "અણદીઠ મદદગારો"ને આવડતુ નથી પણ થોડો વખત એસ્ત્રલ દુનિયામા કામ કીધા પછી તેઓને શીખવવામા આવે છે વળી જ્યા સુધી દેખાવ દીધા વગર મદદ થઇ શકતી હોય ત્યા સુધી તેઓ દેખાવ દેતા નથી, પણ જ્યા તે વગર બીજો ઉપાયજ નહી હોય ત્યાજ દેખાવ દેવા માટે તેઓને ફરમાવેલુ હોય છે આ દાખલામા પણ જ્યારે પેલી અણદીઠ સ્ત્રી મદદગારે જોયુ કે વધુ વાર થોભવાનો હવે વખત નથી ત્યારે તેણીએ જડ રૂપ ધારણ કરી દેખાવ દીધો તેણીને અતી ખુબસુરત, ચકચકીત શરી-મા ઉંધી વળી ગયલી બોટ ઉપર ઉભેલી જોઇ પેલો મચ્છીમાર એમજ સમજ્યો કે ખોદાએ તેની મુશકેલીમા દીલાસો આપવાને માટે એક ફરેસ્તાને મોકલાવી આપ્યો છે વળી તે વિચારવા લાગ્યો કે મોત વખતે તેણી તેની સંભાળ લેશે, એટલુજ નહીં પણ મરણ પછી તેના બૈરી છોકરાની પણ તેણીજ સંભાળ ગણશે એવા વિચારને લીધે થોડી મીનીટમા જ્યારે મોતનો વખત આવી લાગ્યો, ત્યારે કાંઇ પણ ઘભરાટ યા ઇંતેજારી વગર શાંત હાલતમા તે મરણ પામ્યો, અને એસ્ત્રલ દુનિયામા જાગૃત થતાજ તેજ ફરેસ્તાને પોતાની પાસે જોઇ તેને ઘણોજ સંતોષ ઉપજ્યો, અને તેણીના કહેવા પ્રમાણેજ એસ્ત્રલ દુનિયામા ચાલવા તે તૈયાર થયો

બનવા લાગ્યો. એક અણદીઠ સ્ત્રી મદદગારે પેલા મચ્છીમારની આવી હાલત જોઇ તેનાં મગજ ઉપર દીલાસાનાં તથા ધીરજનાં વિચારો ઠસાવવાની કોશેશ કીધી, પણ પેલાના મનમાં ચિંતા ઘણી હોવાથી તેણી તેનું મન શાંત કરી શકી નહીં. તેણી એસ્ત્રલ શરીરમાં હોવાથી તે તેણીને જોઇ શકતો નહીં હતો, એટલા માટે તેણીએ જડ રૂપ (Materialised form) ધારણ કરીને દેખાવ દેવાનો ઠરાવ કીધો. એક "અણદીઠ મદદગાર" પોતાના એસત્રલ શરીરમાં ખાકી પદાર્થની બારીક રજો ગ્રહણ કરી સાધારણ માણસોને દેખાવ દઇ શકે છે. આ પોતે બનાવેલું બારીક પદાર્થનું કામચલાઉ ખાકી શરીર એટલું તો સોહામણું લાગે છે, એટલું તો પ્રકાશીત હોય છે કે એક માણસ એવા સુંદર શરીરવાળા શખ્સને જોતાંનેવાર તેને એક ફરેસ્તો સમજે છે. આવી રીતે દેખાવ દેવાનું બધાજ "અણદીઠ મદદગારો"ને આવડતું નથી. પણ થોડો વખત એસત્રલ દુનિયામાં કામ કીધા પછી તેઓને શીખવવામાં આવે છે. વળી જ્યાં સુધી દેખાવ દીધા વગર મદદ થઇ શકતી હોય ત્યાં સુધી તેઓ દેખાવ દેતા નથી, પણ જ્યાં તે વગર બીજો ઉપાયજ નહીં હોય ત્યાંજ દેખાવ દેવા માટે તેઓને ફરમાવેલું હોય છે. આ દાખલામાં પણ જ્યારે પેલી અણદીઠ સ્ત્રી મદદગારે જોયું કે વધુ વાર થોભવાનો હવે વખત નથી ત્યારે તેણીએ જડ રૂપ ધારણ કરી દેખાવ દીધો. તેણીને અતી ખુબસુરત, ચકચકીત શરીરમાં ઉંધી વળી ગયલી બોટ ઉપર ઉભેલી જોઇ પેલો મચ્છીમાર એમજ સમજ્યો કે ખોદાએ તેની મુશકેલીમાં દીલાસો આપવાને માટે એક ફરેસ્તાને મોકલાવી આપ્યો છે. વળી તે વિચારવા લાગ્યો કે મોત વખતે તેણી તેની સંભાળ લેશે, એટલું નહીં પણ મરણ પછી તેનાં બૈરી. છોકરાંની પણ તેણીજ સંભાળ રાખશે. એવા વિચારને લીધે થોડી મીનીટમાં જ્યારે મોતનો વખત આવી લાગ્યો, ત્યારે કાંઇ પણ ધભરાટ યા ઇંતેજારી વગર શાંતતામાં તે મરણ પામ્યો, અને એસત્રલ દુનિયાંમાં જાગૃત થતાં ફરેસ્તાને પોતાની પાસે જોઇ તેને ઘણોજ સંતોષ ઉપજ્યો. તેણીનાં કહેવા પ્રમાણેજ એસત્રલ દુનિયાંમાં ચાલવા તે

ઉપર અમર કરી નહીં શકી ત્યારે 'મેટીરીએલાઇઝ' થઇ, ખેડુતની બૈરી પાસે જઇ તેણીને ખુબ હીલવીને જાગૃત કરી, કહેવા લાગી કે '(ઉઠ અને તારી આસપાસ શું બને છે તે જો.' જેવી પેલી સ્રી જાગૃત થઇ તેવીજ પેલી 'અણદીઠ મદદગાર' સ્રી પોતે ગુમ થઇ ગઇ. ઉંઘમાંથી અચાનક આવી રીતે જાગી ઉઠયા પછી તેણી વીચારવા લાગી કે 'કદાચ મેં સ્વપ્નું જોયું હશે, મને અર્ધી રાતનાં ચડી કોણ ઉઠાડવા આવે ?' એવા વિચારથી પાછું સુઇ જવાનું તેણીનું મન ઘણુંખરું થતું હતું પણ તેટલામાં તેણી ઉઠી અને ઓરડામાં આસપાસ જોવા લાગી. ઓરડામાં સઘળું બરાબર જોઇ પાછી સુઇ જવા જતી હતી, એટલામાં સારાં નશીબે તેણી એક બારી આગળ ગઇ અને તે ઉઘાડતાંજ દુરથી આતશનાં બળતાંઓથી આકાશ લાલ થઇ ગયલું તેણીને જણાયું. આ જોઇ તેણીએ પોતાનાં ધણીને ઉઠાડયો. ખેડુત બળતાં જોતાંનેવાર ચેતી ગયો કે દુશ્મનો આવી રીતે આવે છે. આથી તે પોતાનાં આખા કુટુંબ સાથ તરતજ નજદીકમાંજ આવેલી

રવાન પ્રગટીકરણમાં આગળ વધેલું હોય છે, જેઓ આગલા જન્મોમાં ખોદાશનારીના અભ્યાસમાં ચોક્કસ દરજ્જે પુગેલા હોય છે તેઓને આ કામ છોકરવણ વયમાંજ શીખવ્યાથી તેઓ સારી રીતે કરી શકે છે, પણ બરાબર રીતે આ કામ બજાવી શકે ત્યાં સુધી ઉમ્મરે પુગેલા એક મદદગારને તેની સાથેજ રહી દરેક કામ બતાવવું પડે છે. નીચલો દાખલો એવાજ એક છોકરવણ મદદગારનો છે.

૨.—એક 'અણદીઠ મદદગાર' પોતાના છોકરવણ સાથી સાથે બજાવેલા એવા એક કામનો રસીલો હેવાલ આપતા જણાવે છે કે "હમો બેઉ જણાઓ એસ્ત્રલ શરીરમાં એક દીવસ એક જુદાંજ કામે જતાં હતાં, તેવામાં કોઇ આદમીનો ભયંકર સાદ આવતાંજ મારી સાથેનો છોકરવણ સાથી પુછવા લાગ્યો કે 'આ અવાજ શાનો છે?' તેજ ઘડીએ હમો જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં જઇ ઉભા, તો એક બારેક વરસનાં છોકરાને એક ટેકરીપરથી ખીણમાં પડી ગયલો જોયો. તે છોકરો ખીણમાં ખડક ઉપર પડી ગયલો હોવાથી તેને ઘણું લાગેલું હતું. તે બીચારાનો એક હાથ તથા પગ ભાંગી ગયો, સુક્તી ર... ને તે ઉપરાંત જાંગ ઉપર એક ... કે કોઇ પ... લોહી વહેતાં... આવ્યા હતા, તથા પેલા જખમ ઉપર લ... પણ કીધેલો હતો. તે બીચારાનું મ્હોડું તદન ફીકુ પડી ગયું હતું, અને તે નાતવાન હાલતમાં એક બીછાના ઉપર સુતેલો હતો, પણ થોડો વખત પછી તે સારો થઇ શકે એમ હતું. તેની માં દીકરાની પાસે બેસી એક બે પાડોશણ સાથે વાતો કરતી હતી કે 'હું કહી નથી શકતી કે તે દીવસે મને શું હતું, મારા દીલમાં શું થતું હતું, મારા ભેજામાં કોણ ભરાયું હતું. પણ જાણે મારા દીકરાપર કાંઇ આવી બન્યું છે એવાજ તરેહવાર વિચારો મને આવવા લાગ્યા. વળી જાણે અંદરથી કોઇ કહેતું હોય કે અતર ઘડી ઉઠીને તેની શોધમાં જા એવું મને થવા લાગ્યું. પહેલાં તો મેં ધાર્યું કે એ મગજનો ખાલી ધખારો હશે અને તેથી એ ખ્યાલ કહાડી નાંખવાની મેં ઘણીજ કોશેશ કીધી, પણ જેમ જેમ હું આ વિચારો દુર કરવાની કોશેશ કરતી તેમ તેમ તે વિચારો વધુ આવતા હતા, અને જ્યારે નહીંજ થોભાયું ત્યારે આખરે મારા હાથમાના વાસણ પડતાં નાંખી

'ગેગીનીએલાઇજ' કીધો, અને છોકરાનોજ રૂમાલ તેના જખમ ઉપર લપેટી તેને એક લાકડી વડે મજબુત વળ દેવા મે તેને કહ્યુ માગે સાથી પુછવા લાગ્યો કે 'એમ વળ દેવાથી તે બીચારાને ઘણુ દુખ તો નહીં થાય?' પણ દીલ કરવાનો આ વખત નહી હોવાથી તેણે માગ કહેવા પ્રમાણે કીધુ, અને લોહી તેજ ઘડી બંધ પડી ગયુ પેલો બીચારો છોકરો એક અતી ખુબસુરત છોકરાને પ્રકાશીત લેબા સમા વાડો વળી તેની ચાકરી કરતો જોઇ અચરતીથી પુછવા લાગ્યો કે 'શુ તમો એક ફરેસ્તા છો?' માગ સાથીએ હસીને પ્યારથી જવાબ આપ્યો કે 'નહીં, હુ ફક્ત એક છોકરો છઉ, અને તમારી મદદને માટે અતરે આવેલો છુ' આ પછી પેલા છોકરાને દીલાસો દેવાનુ કામ મારા સાથીને સોંપી હુ તે છોકરાની મા જે ત્યાથી એક મેલ દુર રહેતી હતી તેની પાસે જઇ તેણીના મન ઉપર ઉપરની વાત ઠસાવવા લાગો પણ તેણીના મગજ ઉપર તેણીના દીકરાના આ અકસમાતની ખબર ઠસાવતા નહી મનાઇ શકાય એટલી મને મુશકેલી પડી હતી આખરે તેણી વામણ માજતી માજતી સુધીમા કોઇ પણ માલુમ નહીં હતુ ગાલવા લાગી કે 'કોણ જાણે મારી મદદે આવ્યો હતો તે હતો તો ફરેસ્તોજ, પણ મન વિચારો એટલીજ સમજ નથી પડતી કે મારા તે ફરેસ્તાને પાખ કાય નહીં હતી બધા ફરેસ્તાઓને તો પાખ હોય ત્યારે એને કેમ નહીં હતી? વળી જ્યારે મે તેને પુછ્યુ કે 'શુ તમે ફરેસ્તા છો?' ત્યારે તેણે મને એમ કાય કહ્યુ હશે કે 'નહી, હુ તો ફક્ત એક છોકરો છુ' તે ખુબસુરત ફરેસ્તાએજ મને એક પથ્થર સાથ ટેકવીને બેસાડ્યો, અને મારા પગના જખમ ઉપર તાણીને એક પાટો બાન્ધ્યો, અને ત્યાર પછી મને અતિ પ્યારથી દીલાસો દેવા લાગ્યો તેણે મને કહ્યુ કે 'કાંઇ ફીકર ના કર, તારા માયજીને બોલાવવા એક જણ ગયો છે, અને તેવણ હમણા આવી પુગશે.' એટલુ કહી પોતાના ગરમ સુવાળા નહાના હાથમા મારો હાથ પકડી મને અતી હેતથી ચુમી લઇ મારી સાથે વાતો કરવા લાગ્યો તેણે મારી આગળ ઘણી સરસ અને અજાયબ જેવી વાતો કીધી હતી, જે જો કે હાલ મને બરાબર

યાદ નથી, પણ હું જાણું છું કે તે ઘણીજ સુંદર હતી. કારણ મેં તમો માયજીને આવતાં જોયા ત્યાં સુધી બધો વખત હું મારૂં તમામ દુઃખ તેની મધુર વાતથી તદન ભુલીજ ગયો હતો. મારા ફરેસ્તાએ જેવા તમોને જોયાં તેવોજ તેણે મારો હાથ પ્યારથી દાબ્યો અને કહેવા લાગ્યો કે 'તું સારો થશે, કાંઇ ફીકર ના કરતો.' ત્યાર પછી તેનો તો કોઇ મળે નહીં, તે ગુમ થઇ ગયલો જણાયો.'

"આ પટી ગયલા છોકરાની ચાલચલણ સારી નહીં હતી. તે પહેલાં એક બેદરકાર, નઠારો, રખડતો, છોકરો હતો. પણ ઉપલા બનાવ પછી તે ઘણો સુધરી ગયો હતો. રખેને તેનો ફરેસ્તો પાસે હોય અને તેની ખરાબ ચાલચલણ જોતો હોય એવી બીકથી તેણે જુઠું બોલવાનું, બુરૂં કામ કરવાનું તથા તુચ્છકારથી અને ગુસ્સાથી સામાં જવાબો દેવાનું છોડી દીધું હતું."

આ વાત ઉપરથી માલમ પડે છે કે એસ્ટ્રલ દુનિયામાંથી આ દુનિયા જોવાઇ શકાય છે તેનું કારણ એ છે કે આ દુનિયાનાં સર્વે પદાર્થોની એસ્ટ્રલ જોડ (astral counterpart) હોવાથી, બીજા બોલોમાં ખાકી દુનિયાની સર્વે ચીજોના 'એસ્ટ્રલ શરીરો' પણ હોવાથી એસ્ટ્રલ દુનિયામાંથી તે સઘળાં એસ્ટ્રલ શરીરો જણાય છે જેથી સઘળી ખાકી દુનિયાં એસ્ટ્રલ દુનિયાંમાંથી જોઇ શકાય છે.

૩.—એક ગામમાં એક ગ્રહસ્થ પોતાનાં બે દીકરાઓ સાથે રહેતો હતો, જેઓની ઉમ્મર ચૌદ તથા અગીઆર વરસની હતી. આ બેઉ ભાઇઓ એકબીજા ઉપર એટલું તો હેત ધરાવતા હતા કે તેઓ એકબીજાથી કદી પણ છુટા પડતા નહીં હતા. તેઓ જ્યાંબી જતા ત્યાં સાથેનાં સાથેજ રહેતા હતા. નહાનો ભાઇ તો ગોયા મોટા ભાઇ ઉપર ફીદા થઇ ગયો હતો. એક બદનસીબે દહાડે વડો ભાઇ એક ટટ્ટુપર જતો હતો તેટલાં અકસમાતથી પડી ગયોં અને તુરતજ મરણ પામ્યો. આ બનાવથી નહાના ભાઇને મનશે તો દુનિયાંજ જાણે ખાલી થઇ ગઇ હતી. તેને સઘળું અકારૂં ઝેર જેવું લાગવા માંડયું, તેને એટલો તો ગમ લાગ્યો હતો કે તેની માતા તેને

ઘણુ બી સમજાવતી, પટાવતી, દીલાસો દેતી, આખરે ધમકાવતી, પણ કસાથી તેના દયાળુ હૈડામા બેસી ગયલો ગમ નીકળી શક્તો નહીં હતો તે નહી ખાતો કે નહી પીતો એટલુજ નહી પણ પેલા બનાવ્તે દીવસ પછી તે એકબી રાત ઉઘાયો નહીં હતો રાત અને દીવસ એક સરખીજ રીતે તે અફસોસ અને ગમગીનીમા પસાર કર્તો હતો, અને જેમ જેમ દીવસો જતા, તેમ તેમ તે ગમથી ખવાતો જતો હતો જો તેને સમજાવવામા આવતુ કે તારો ભાઇ તો બેહેસ્તમા મજાહ કરે છે અને તુ શુ કરવા દલગીર થઇ દુ ખી થાય છે, તો તે એટલોજ જવાબ દેતો કે 'તમે કેમ જાણ્યુ કે મારો ભાઇ બેહેસ્તમા છે? વળી જો તે બેહેસ્તમા પણ હોય તે છતા હુ જાણુ છુ કે જેમ તેના વગર હુ અતરે સુખી રહી શકતો નથી તેમ બેહેસ્તમા વટીક મારો વહાલો ભાઇ પણ મારા વગર કદી સુખી હોયજ નહી' એક તરફથી જ્યારે આ નહાનો ભાઇ રાત અને દીવસ ગમ કરતો હતો ત્યારે બીજી તરફ તેનો મરનાર ભાઇ પોતાના વહાલા નહાના ભાઇને આ રીતે ગમ અને વીલાપ કર્તો જોઇ પોતે પણ ઘણીજ દલગીરી સાથ 'કામ રૂપ' શરીરમા તેની પાસેજ ઉભો રહી અતીશય દુ ખી થતો હતો તે ઘણીબી કોશેશ કરતો હતો કે નહાના ભાઇને સમજાવે કે 'હુ તારી પાસેજ ઉભેલો છુ, માટે મને જો અને મારી સાથે વાત કર અને ગમ ખાવાનુ છોડી દે' પણ તે પોતે એસ્રલ શરીરમા હોવાથી તેનુ બોલવુ તેનો દુ ખી ભાઇ સમજી શક્તો નહી હતો, વળી તેના ખાકી શરીરને પોતાનો એસ્રલ હાથ લગાડવાથી પણ કાઇ તેનુ ધ્યાન ખેચી શકતો નહીં હતો આથી તે ઘણોજ નાઉમેદ થઇ ગયો હતો મોટા ભાઇના મરણ પછી ત્રીજે દીવસે પેલોજ છોકરવણુ 'અણદીઠ મદદગાર' અદીથ શરીરમા એેખ લો પોતાને કાઇ કામે જતો હતો તેવામા આ બેઉ ભાઇઓને આવી અતી દુ ખદાયક હાલતમા જોઇ તેઓની પાસે ગયો મરનાર ભાઇ એસ્રલ શરીરમા હોવાથી, વાજબી બોલીએ તો કામરૂપમા હોવાથી, તે આ મદદગાર જે પણ એસ્રલ શરીરમાજ હતો તેને જોઇ શક્તો હતો પણ બીચારો નહાનો ભાઇ જે ખાકી શરીરમા બીછાના ઉપર હતો તે તેને

જોઇ શકયો નહીં. પેલા મદદગારે વીચાર્યું કે આ મરનાર ભાઇ જે તેને જોઇ શકે છે તેને પહેલાં દીલાસો દેવો જોઇએ. આથી તેને પટાવી સમજાવીને શાંત પાડયો, એવું કહીને કે તું તારા નહાના ભાઇને મળવા માંગે છે તથા તેની સાથ વાત કરવા ચાહે છે તેમાં હું તને મદદ કરીશ, પણ હાલ તુરત તો તું શાંત થા અને ધીરજ પકડ. મળવાની આશાથી તે શાંત પડી જઇ ખુશી થવા લાગ્યો. આ પછી પેલો છોકરવણ મદદગાર નહાના ભાઇ પાસે ગયો અને તેનાં મગજ ઉપર એવા ખ્યાલ ઠસાવવાની કોશેશ કરવા લાગ્યો કે, તારો ભાઇ તો તારી આગળ ઉભેલો છે. તે કાંઇ ગુજરી ગયો નથી, પણ તે તો જીવતો અને હંમેશ મુજબ તારી ઉપર પ્યાર કરતો તારી પાસેજ ઉભેલો છે. પણ પેલો નહાનો ભાઇ ગમમાં એટલો તો ગીરફતાર થઇ ગયલો હતો કે તેનાં મગજ ઉપર આથી કાંઇ પણ અસર થઇ નહીં. એથી પેલો મદદગાર પોતે પણ ઘણો દલગીર થવા લાગ્યો, કારણ કે તેની પાસે બીજો ઉપાય નહીં હતો, તેને 'મેટીરીએલાઇઝ' થતાં યાને પોતાના એસ્ત્રલ શરીરમાં ખાકી પદાર્થ ખેંચી ખાકી માણસોને દેખાવ દેતાં આવડતું નહીં હતું. આ વખતે શું કરવું તે તેને સુજ પડયું નહીં. એક તો પોતે ઘણોજ દયાળુ હતો તેમાં આ ગમખાર દેખાવ જોઇ તેને એટલું તો લાગી આવ્યું કે કોઇબી પ્રકારે તેઓને મદદ કરવા માટે દ્રઢ મન અને ખંતથી બનતી કોશેશ કરવા લાગ્યો. આખરે ખંત તથા દ્રઢ ઇચ્છાને જોરે પોતાની મેળેજ 'મેટીરીએલાઇઝ' થઇ ગયો, યાને પોતે પેલા નહાના ભાઇને દેખાવ દઇ શકયો.

આવી રીતે પોતાને 'મેટીરીએલાઇઝ' થઇ ગયલો જોઇ તે ઘણો ખુશી થયો. પેલો નહાનો ભાઇ આ ખુબસુરત મદદગારને પોતાની પાસે ઉભેલો જોઇ પુછવા લાગ્યો કે 'તમો કોણ છો અને અહીં શું કરવા આવ્યા છો?' આ સવાલનો જવાબ આપવાને બદલે પેલો મદદગાર કહેવા લાગ્યો કે 'તમારો મોટો ભાઇ તમારી આગળ ઉભેલો છે, તે કાંઇ મરી ગયો નથી અને તે તમોને મદદ કરવા અને દીલાસો દેવા ઘણો આતુર છે.' આ કહેવાનો અર્થ એ હતો કે તારા ભાઇનું રવાન કાંઇ નાશ પામ્યું નથી પણ તે રવાન તો તારી આગળજ છે અને તને ખુશી થતો

જોવાને તે આતુરછે. તે પોતાનાં ભાઇને જીવતો જોવાને માટે તો ઘણોજ ઇંતેજાર હતો. પણ તે જીવતો છે એ વાત તેને ખરી લાગી નહીં. એ વાત માનવાની તેની હીંમત ચાલી નહીં. પણ જ્યારે પેલા મદદગારે અતી દયાથી તેને એ માટે ખાતરી આપી ત્યારે તેનો શક દૂર થવા લાગ્યો, અને તે બોલ્યો કે 'હા તમો એટલાતો દયાળુ છો કે તમારૂં બોલવું માન્યા વગર મારાથી રહેવાતું નથી. હું તમારૂં બોલવું માનું છું. પણ મારા મરનાર ભાઇને જો હું ફક્ત એકજવાર જોઇ શકું તો તેની હૈયાતી વિષે મારી બરાબરજ ખાતરી થાય. જો હું તેને ફક્ત એટલુંજ કહેતાં સમજુ કે તે ઘણો સુખી છે તો ત્યાર પછી તે મને છોડી ગમે ત્યાં જાય તો તેની હું જરાક પણ દરકાર કરીશ નહીં.' પેલો મદદગાર સારી રવેશે જાણતો હતો કે બીચારા નહાના ભાઇની આ માંગણી નહીં બની શકે એવી હતી. કારણ કે તે જાણતો હતો કે એક જીવતા શખસ સાથ ગુજરેલાનો મેલાપ કરાવી આપવાની પરવાનગી કોઇ કદાચજ આપવામાં આવે છે. આથી તે તેને સમજાવવા જતો હતો કે આ વાત બનવી ઘણી મુશકેલ છે, તેટલામાં તેના ગુરૂને એસ્ટ્રલ દુનિયામાં હાજર થયલા તેણે જોયા, જેઓએ અસારતથી જણાવ્યું કે એ દુઃખી છોકરાની આ મુરાદ બર લાવવા તું કબુલ થા. આથી તે મદદગાર ખુશી થઇ છોકરાને કહેવા લાગ્યો કે 'ઠીક છે, હું આવું ત્યાં સુધી જરા થોભજે. હું પાછો આવી તારી ઇચ્છા પાર પાડીશ, અને તું તારા મરનાર ભાઇને જોઇ શકશે.' એટલું બોલી તે ગુમ થઇ ગયો. તે તરતજ પોતાના મોટા મદદગાર સાથીને બોલાવી લાવ્યો. કારણ કે તેનાં વગર તે આ કામ બજાવી શકે તેમ નહીં હતું.

પેલા છોકરવણુ મદદગારને ગુમ થયલો જોઇ નહાના ભાઇને શક ઉપજવા લાગ્યો. તેને વિચાર આવ્યો કે આ મેં સ્વપ્નું તો જોયું નહીં હોય? પણ તેટલામાં નહાના મદદગારને પાછો આવેલો જોઇ તે ઘણો ખુશી થવા લાગ્યો, અને જ્યારે મોટા મદદગારે બીછાના આગળ ઉભેલા પેલા મરનાર ભાઇને 'મેટીરીએલાઇઝ' કીધો ત્યારે તો

પોતાના વ્હાલા ભાઇને જીવતો જોવાથી બેઉ ભાઇઓની ખુશાલીનો કાંઇ પારજ રહયો નહીં. બેઉની હદ બહાર દીલગીરી તથા ગમ ન વર્ણવી શકાય એવી ખુશાળીમાં બદલાઇ ગયાં. તેઓ એક બીજાને કહેતા હતા કે 'હવે મારી ખાતરી થઇ કે મોત આપણુને એક બીજાથી છુટું પાડી શકતું નથી. માટે હવે હું કદી પણ એ માટે દીલગીર થઇશ નહીં.' નહાનો મદદગાર તેઓને સમજ પાડી કહેવા લાગ્યો કે 'આવી રીતે ફરીથી મેલાપ કરવામાં આવશે નહીં. તારો ભાઇ જોકે તારી આગળ આખો દીવસ રહેશે તે છતાં તું તેને જોઇ શકશે નહીં, પણ રોજ રાતનાં તું 'એસ્ટ્રલ શરીર'માં બહાર આવી તારા મોટા ભાઇ સાથે પુરભાન સહીત રમી શકશે.' તેઓ ખાકી શરીરમાં હવે પછી ફરીથી મળી નહી શકશે એવું સમજવા છતાં તેઓની ખુશાળી કાંઇ કમી થઇ નહીં. પણ રાતનાં 'એસ્ટ્રલ શરીર'માં મળી શકાય છે કે નહીં તેની ખાતરી કરવા સારૂં નહાનો ભાઇ જે ત્રણ દીવસ થયા ઉંઘાયો નહીં હતો તે તરતજ ઉંઘાઇ ગયો. ભર ઉંઘમાં પડતાંજ જેવો તે 'એસ્ટ્રલ શરીર'માં બહાર નીકલ્યો તેવોજ પોતાનાં મોટા ભાઇને જોઇ તેની સાથ રમવા લાગ્યો. વળી ખાકી શરીર કરતાં એસ્ટ્રલ શરીરમાં ઘણી ઝડપથી અને સેહેલથી ફરી હરી શકાતું હોવાથી તે ઘણો ખુશી થઇ મજાહ કરવા લાગ્યો. આ વખતે પેલા નહાંના મદદગારે તેને સમજ પાડી કે 'હાલ જે તું મજાહ કરે છે તથા રમે છે, તે વાત સવારનાં ઉઠશે ત્યારે કદાચ તુંને યાદ નહીં રેહેશે. કદાચ તુંને એવું લાગશે કે કાંઇ બન્યુંજ નથી, કારણ કે ઘણાંઓને રાતે 'એસ્ટ્રલ દુનિયા'માં જોયલા બનાવો સવારનાં યાદ રહેતા નથી.' પણ સારાં નશીબે બીજે દીને સવારનાં જ્યારે તે ઉઠયો ત્યારે રાતની બનેલી તમામ ખીનાઓ, જેવી કે 'અનદીઠ મદદગાર'થી મળેલો દીલાસો, તેની મદદથી મરનાર ભાઇ સાથ થયલો મેલાપ એ સર્વે બાબદ તેને યાદ રહી ગઇ હતી. આથી તે ઘણો ખુશ થતો ઉઠયો અને પોતાનાં માય બાવાને આ તમામ હકીકત હુસતે મ્હોડે કહેવા લાગ્યો. પોતાનાં દીકરામાં આવી રીતે અજબુચ એક રાતમાં ફેરફાર થયલો જોઇ તેઓ એવું

સમજવા લાગ્યા કે જ્યા છે ત્યા ગમને લીધે એનુ ભેજુ ખસી ગયુ છે વળી આ દીકરો પોતાની સઘળી મીલકતનો વારસ હોવાથી તેઓ ઘણી બારીકી અને ઇંતેજારીથી તપાસવા લાગ્યા કે ઘેલાપણા ની કાંઇ બીજી નીશાણીઓ પણ જણાય છે કે નહીં પણ જ્યારે બીજી નીશાણીઓ કાંઇજ નહીં માલમ પડી ત્યારે તેઓ એમ માનવા લાગ્યા, અને હજુગ સુધી પણ એમજ માને છે, કે તે કાંઇ તદન ઘેલો થઇ ગયો નથી પણ એને બીચારાને ચોકસ જાતનુ આ એકજ બાબદ વિષેનુ ઘેલાપણુ (monomania) લાગેલુ છે, અને તેથીજ એમ માને છે કે રાતના તે પોતાના મરનાર ભાઇને મળે છે પણુ તેઓ એટલુ કબુલ કરે છે કે આ અચાણુચ ફેરફારને લીધેજ તેનો જીવ બચ્યો છે, નહીં તો જરૂર તે બીચારો ગમમાને ગમમાજ થોડા દીવસમા મરણ પામતે

પેલો 'અણદીઠ મદદગાર' જણાવે છે કે આ બનાવ પછી, યાને એક વખત 'એસ્ત્રલ શરીર'મા પુરા ભાનથી કામ કરવા પછી, પેલા નહાના ભાઇની એસ્ત્રલ શક્તિઓ ખીલવા લાગી અને તે રોજ રાતના પોતાના ભાઇ સાથે જે કાંઇ કરતો તે બધુ બરાબર મગજના યાદ રાખી શકતો હતો રોજ રાતના તે છોકરવણુ 'અણદીઠ મદદગાર'ને મલતો જે તેને એસ્ત્રલ દુનિયાનુ તેમજ તે કરતા પણ ચઢીઆતી 'મનસીક દુનિયા'નુ યાને બેહેસ્તનુ શીક્ષણ આપતો હતો આના પરીણામ તરીકે થોડો વખત પછી આ નહાના મદદગારની દેખરેખ હેઠળ તે બેઉ ભાઇઓ પણ 'અણદીઠ મદદગારો' તરીકે જોડાયા

એસ્ત્રલ દુનિયાના પેહેલા યાને સૌથી હલકા તબક્કા વિષેની ઘણી ખરી જાણવાજોગ બાબદો આપણે તપાસી ગયા પછી હવે આપણે બીજો તબક્કો તપાસીએ

### બીજો તબક્કો

જે શખ્સો ખાસ દુનિયાની તકલીફો તથા નાપાયદાર ચીજો ઉપર વધુ ધ્યાન આપે છે, જેઓનુ દીલ નજીવી બાબદો ઉપરજ લાગેલુ રહે છે, જેઓ પોતાની લાગણીઓ તથા ઇંદ્રિઓ ઉપર

કાબુ રાખી શકતા નથી પણ તેઓ જેમ દોરવે છે તેમ પોતે ચાલે છે, અને જેઓમા ખાકી મોજ મજાહ માટેની ઇચ્છા જીંદગીની આખેરી સુધી રહેલી હોય છે, તેઓ મરણ પછી એસ્ત્રલ દુનિયાના બીજા તબક્કા ઉપર જાગૃત થાય છે, યાને તેઓના 'કામરૂપ'નુ બીજુ પડ નાશ પામતી વખતે તેઓ પુરસાન મહીન જાગી ઉઠે છે રહી ગયેલી ઇચ્છાઓ અતરે ઉભરાઇ આવ્યા છતા ખાકી શરીર વગર તે તૃપ્ત થઇ શકતી નહી હોવાથી ઇચ્છાઓના પ્રમાણ પ્રમાણે તેઓ વધતા ઓછા અસતોષી તથા બેચેન બની દુખી થાય છે ખાકી દુનિયાની દરેક ચીજમા ખાકી તેમજ એસ્ત્રલ પદાર્થો પણ આવેલા હોય છે એક ચીજનો ખાકી પદાર્થથી બનેલો આકાર આપણે જોઇ શકીએ છીએ, પણ તેજ ચીજનો એસ્ત્રલ પદાર્થથી બનેલો આકાર જોઇ શકતા નથી જોકે એક 'કલેરવૉયન્ટ' યાને બેઉ દુનિયાઓને અતર દ્રષ્ટિથી જોનાર બેઉ આકારો એક સરખી રીતે જોઇ શકે છે ખાકી દુનિયાની દરેક વસ્તુનો આ એસ્ત્રલ ભાગ (Astral counter part) મા, તેમજ ઘણા ખરા માણસોના 'એસ્ત્રલ શરીર'મા, બીજા વિભાગનો એસ્ત્રલ પદાર્થ મોટે ભાગે આવેલો હોવાથી, આ બીજા તબક્કા ઉપર જાગૃત થયલા માણસો ખાકી દુનિયાની તમામ ચીજો જોઇ શકે છે, તથા ખાકી દુનિયા સાથે વધારે ઘાડા સબધમા આવી શકે છે આથી ઘણા ખરા માણસોને આ તબક્કા ઉપર કેટલોએક વખત કહાડવો પડે છે, અને તેઓનો મોટો ભાગ અતરે જાગૃત થાય છે અતરે જાગૃત થયલા શખ્સોમાના કેટલાકો ખાકી દુનિયાના માણસોની સાથેનો પોતાનો સબધ ચાલુ રાખવા માટે 'મીડયમ'ના દીલમા ભરાઇ તેના ખાકી શરીરનો ઉપયોગ કરે છે, પણ એમ કીધાથી તેઓ પોતાનો વખત નકામો ગુમાવે છે કારણ કે એથી તેઓને વધુ વખત આ તબક્કા ઉપર સબડવુ પડે છે, અને તેઓથી આગળ વધી શકાતુ નથી હલકા પ્રકારના 'સ્પીરીચુઆલીસતીક મીયાનસીન'મા *

---

* જુઓ Researches in Spiritualism by Sir William Crookes Proceedings of the Psychical Research Society part xxxiii, vol xiii.

પણ આવા પ્રકારના યાને આ તબક્કા ઉપરનાં શખ્સો 'મીદયમ'ની મદદથી દેખાવ દઇ શકે છે. પણ આ તબક્કા ઉપર જાગૃત થયલા શખ્સો ઘણાંખરા અભણ અને હલકી ખાસીયતો ધરાવનારા હોવાથી તેઓમાંના જેઓ 'સીયાનસીસ'માં દેખાવ દે છે તેઓની વાત દમ વગરની, નજીવી અને તાહેલાં જેવી હોય છે. તેઓ જીવતાં જીવત હલકી નજીવી વાતોમાંજ મજાહ લેતા હોવાથી ગુજરવા પછી 'મીદ-યમ' મારફતે પણ એવીજ વાતો કરે એ સ્વભાવીકજ છે. જે શખ્સો આ તબક્કા ઉપર જાગૃત થતા નથી પણ શાંત ઉંઘમાં હોય છે તેઓ પોતાનાં સગાં બ્હાલાંઓના કકલાટ તથા ગમથી અતરે પણ જાગૃત થઇ શકે છે. તેઓને પાછા મળવાની ઇંતેજારીમાં સગાંઓનાં વીચા-રોથી જે 'વિચાર-આકારો' બને છે તે મરનારોની આસપાસ એકઠા થઇ તેઓના કામ રૂપ સાથ અથડી તેઓને ઘણીક વખત જાગૃત કરે છે. વળી જ્યારે એક મરનાર આ તબક્કા ઉપર જાગૃત થઇ ચુકેલો હોય છે, અને ત્યાંના પોતાનાં કોઇ કામમાં મશગુલ હોય છે, ત્યારે એવા કકલાટથી પોતાનાં કામ તરફથી તેનું ધ્યાન ખસી જઇ તે ખાકી દુનિયાં તરફ ખેંચાય છે, જેથી તેનાં કુદરતી માર્ગમાં ખલલ થાય છે.

પહેલા તબક્કા ઉપર જાગૃત થયલા શખ્સોનાં 'કામરૂપ'માં જો આ બીજા તબક્કાનો પદાર્થ પણ વધુ હોય છે, યાને તેઓનાં 'કામરૂપ'નાં બીજા પડમાં ઘટ પદાર્થ વધુ હોય છે, તો તેઓ પોતાના 'કામ રૂપ'ના બાહેરના પડનો નાશ થયા પછી આ બીજા તબક્કા ઉપર પણ જાગૃત થાય છે. પણ પેહેલા તબક્કા ઉપરનાં બીહામણાં દેખાવો તેઓ અતરે જોતા નથી.

જ્યારે એક શખ્સ મરતી વખતે કાંઇ અગત્યની બાબદ કહેવા માંગે છે પણ તેની જીભ ખેંચાઇ જવાથી તે બોલી શકતો નથી, ત્યારે તે ઘણી ચીંતાતુર હાલતમાં મરણ પામે છે. આથી જેવો તે આ તબક્કા ઉપર જાગૃત થાય છે તેવોજ આ વાત પોતાનાં સગાં બ્હાલાં-ઓને કહેવા માટે તેઓનું ધ્યાન ખેંચવા તરેહવાર પ્રકારનાં ફાંફાં મારે છે. જ્યારે તે પોતે કોઇ રીતે દેખાવ દઇ શકતો નથી, તથા

પોતાની વાત સ્વપ્ના મારફતે સગાઓને જણાવી શકતો નથી, ત્યારે કેટલીએક વખતે તેઓનું ધ્યાન ખેંચવાની મતલબથી જાણી જોઇને, યા તરેહવાર જાતી કોશેશોથી ભાન ખોઇ દઇ, જાણાર શક્તિઓની મદદથી બારણાઓ ઠોકી યા બીજા પ્રકારના અવાજે કરી સગાઓને કંટાળો આપે છે આવી વખતે કોઇ જાનકારે, યા ખોદાશનામીમા આગળ વધેલા કોઇ ચેલાએ મરનાર શું કહેવા માગે છે તે સમજી લઇ તે વાત તેના સગાઓને કહી બીચારા ની ચીંતા દુર કરવી જોઇએ કે જેથી ખુદરતના કાયદા પ્રમાણે તે આગળ વધી શકે કેટલીક વખતે ગુજરેલાઓની ચીંતા પોતાના અતલગના સગાઓના પોષણ માટે હોય છે પોતાના નીરાધાર બચ્ચાઓનુ હવે શુ થશે, તેઓની પરવરસી કોણ કરશે, એવી ચીંતાઓને લીધે તે આગળ વધી શકતો નથી આવી વખતે તેઓને સમજાવવાનુ, તથા બનતુ હોય ત્યા તેઓના બચ્ચાઓને મદદ પુગાડવાનુ કામ પણ 'અણદીઠ મદદગારો' કરતા જણાય છે આવો એક દાખલો નીચે આપવામા આવ્યો છે

એક શખ્સ પોતાના બે દીકરાઓને ખાકી દુનિયામા તદન નીરાધાર હાલતમા મેલી ગુજરી ગયલો હોવાથી આ તબક્કા ઉપર તે ઘણોજ ચીંતાતુર હાલતમા જણાતો હતો આથી 'અણદીઠ મદદગારો'ની એક ટોલી તેને ધીરજ તથા દીલાસો દેતી હતી પણ આ ચીંતાને લીધે તે એટલો તો હાવરો બાવરો બની ગયો હતો કે પેલા મદદગારોએ વિચાર્યું કે જ્યા સુધી તેની આ ચીંતા દુર કરવામા આવે નહી ત્યા સુધી તે શાંત હાલતમા આવી શકશે નહીં, અને તેથી ઉચા તબક્કા ઉપર જઇ શકશે નહીં આ ઉપરથી તેઓએ તેની ખાકી દુનિયાને લગતી હકીકત જાણવા માગી તે બોલ્યો કે "હુ કામદાર વર્ગનો એક આદમી હતો, અને રોજ હુ મારા કામપર જતો હતો અને જે કાઇ કમાતો હતો તે મારા તેમજ મારા બે દીકરાઓના ગુજરાનમાજ પુરૂ થઇ રહેતુ હોવાથી હુ કાઇપણ પૈસા બચાવી શકયો નહીં કતો વળી મારી બૈરી પણ બે વરસ ઉપર ગુજરી ગયલી હોવાથી મારા બચ્ચાઓની સંભાળ

લેનાર હાલ કોઇ નથી" તપાસ કરતાં માલમ પડયું કે જે ઘરમા મરનાર રહેતો હતો તે ઘરવાળી અતી દયાળુ હોવાથી થોડા દીવસ તો તેણીએ બેઉ છોકરાઓને પાળ્યા હતા, પણ પોતેબી ગરીબ અવસ્થામા હોવાથી ઘણી નાચારીએ મોટી દીલગીરી સાથ છોકરાઓને કોઇ ધર્મ ખાતાને સ્વાધીન કરવાનો તેણીએ વિચાર કીધો હતો તેણીના આ વિચારની ખબર પડયા પછી મરનાર વધુ દીલગીર થવા લાગ્યો, પણ તે સમજતો હતો કે એમા ઘરવાળીનો વાક નહીં હતો તેણીની હાલત ઘણી ખરાબ હોવાથી વધુ વખત છોકરાઓનુ પોષણ કરવા તેણી અશક્ત હતી

પેલા મદદગારોમાનો એક તેને પુછવા લાગ્યો કે "તારૂં કોઇ એવુ સગુ વ્હાલુ છે કે જે તારા દીકરાઓને પાળી શકે?" મરનારે જવાબ આપ્યો કે "એવુ કોઇ સગુ મારી જાણમા તો નથી, પણ મારો એક નહાનો ભાઇ હતો, તે જો આજે હૈયાત હોય તો જરૂર મારા બચ્ચાઓને કાઇ મદદ કરે, પણ આજે પદર વર્ષ થયા મે તેને જોયો નથી, અને તે જીવે છે કે મરણ પામ્યો છે તેની પણ મને ખબર નથી પદર વર્ષની વાત ઉપર તે ઉત્તર તરફના એક મુલકમા એક સુથારના હાથ નીચે રહેતો હતો, અને તે વખતેજ લોકો તેની હુશી આરી માટે તારીફ કરતા હતા માટે જો તે હાલ જીવતો હોય તો આજે ઘણી સારી હાલતમા હોવો જોઇએ" પેલા મદદગારોએ વિચાર્યું કે જ્યારે એનો કોઇ સકતો સગો નથી અને જ્યારે બીજો ઉપાયજ રહયો નથી ત્યારે કાઇબી કરી એના નહાના ભાઇનો પત્તો મેળવવો જોઇએ આથી તેઓ મરનારને સાથે લઇ પોતાના અદીઠ શરીરમા ઉત્તર તરફના પેલા મુલકમા તેના ભાઇની તપાસ કરવા ગયા, જ્યા ઘણી મહેનતે તેનો પત્તો મેળવી શકયા તે ભાઇ પૈસે ટકે સારી હાલતમા હતો, પરણેલો હતો, પણ તેને કાઇ પણ છોકરા નહીં હોવાથી એક ફરજદ માટે તે ઘણો આતુર હતો ટુકમા બેઉ છોકરાઓને પાળવા માટે મદદગારોને જોઇતો શખ્સ તે હતો, કારણ તે બધી વાતે પોતાના ભાઇના છોકરાઓની સભાળ લઇ શકે તેવો હતો

હવે તેને પોતાના મોટા ભાઇનાં છોકરાઓની માઠી હાલત વિષેની ખબર કેમ કરવી તે એક સવાલ હતો. સારાં નશીબે તેનું મગજ બહારના વીચારો સેહેલથી લઇ શકે તેવું હોવાથી આ તમામ બનાવ,—તેનાં ભાઇનું ગુજરી જવું, તેનાં બે દીકરાઓની નીરાધાર હાલત, ઘરવાળીની હાલત, તથા ધર્મખાતામાં છોકરાઓને આપવાનો તેણીનો ઠરાવ—એક સ્વપનાનાં આકારમાં તેનાં મન ઉપર ઠસાવવામાં આવ્યો. આ એકજ જાતનું સ્વપનું તેણે ત્રણ વખત જોયું. ત્રણે વખત પેલી ઘરવાળીનું નામ તથા ઠેકાણું પણ સ્વપ્નામાં બરાબર કહેવામાં આવ્યું હતું. ત્રણ ત્રણ મરતબે એકજ સ્વપ્નું જોવાથી તેની ઉપર ઘણી અસર થઇ, અને તે પોતાની બૈરી સાથે હવે શું ઉપાય લેવો તે માટે આતુર જીવે વિચાર કરવા બેઠો. બૈરીએ સલાહ આપી કે સ્વપનામાં મલેલી ઇંધાની પ્રમાણે ઘરવાળી ઉપર એક પત્ર લખવો અને એ વિષે ખુલાસો મંગાવવો. આ સલાહ તેને ઘણી પસંદ પડી નહીં. તેણે વિચાર કીધો કે કાગળ લખવાનાં કરતાં હું પોતેજ તે શેહેરમાં જાઉં અને સ્વપનામાં જોયલું ઘર ત્યાં છે કે નહીં તેની હું જાતેજ ખાતરી કરૂં, અને જો હોય તો કોઇ બહાને તે ઘરમાં અચખુચ જઇ મારી નજરે જોવું કે મારા ભાઇના છોકરાઓ ત્યાં રહે છે કે નહીં, અને તેઓની હાલત કેવી છે. પણ પોતે ઘણોજ કામનો માણસ હોવાથી તેને બીજો ખ્યાલ આવ્યો કે હું તે દુરનાં શહેરમાં જાઉં તો ખરો, પણ ત્યાં ગયા પછી પેલું ઘર નહીં મળે, અને સ્વપનાની વાત તદનજ ખોટી પડે, તો મને લોકો હસશે કે ફક્ત એક સ્વપનાં ઉપરથી કામ છોડી દુર પેર જતાં એને આબરૂ નહીં આવી? આ ઉપરથી તેણે સ્વપનાની વાતને પડતી નાંખી.

પેલા મદદગારોએ જ્યારે જોયું કે આ ભાઇએ તો કાંઇ પણ ઉપાય લેવાનું માંડી વાળ્યું ત્યારે તેઓએ એક નવી યોજના શોધી કહાડી. તેઓમાંના એકે મરનારનાં ભાઇ ઉપર એક પત્ર લખ્યો જેની અંદર સ્વપનામાં જોયલી બીનાને મલતીજ તમામ હકીકત લખી તેની ઉપર ટપાલ મારફતે મોકલી આપ્યું. આ પત્ર વાંચ્યાથી તેની વધુ ખાતરી થઇ અને કાંઇ પણ ઢીલ કર્યા વગર બીજેજ દીને પેલે શેહેર જવા

નીકળ્યો. ત્યાં જઇ ઘરવાળીનું મકાન શોધી કહાડી સર્વે હકીકતથી વાકેફ થયો. પેલી ઘરવાળી મરનારના ભાઇને જોઇ, તથા છોકરાઓને લેવા આવેલો જાણી અતીશય ખુશી થઇ ગઇ, અને કહેવા લાગી કે "હું છોકરાઓને ધર્મ ખાતામાં મુકવા જતી હતી, તેટલામાં વિચાર આવ્યો કે થોડા દીવસ થોભું. કદાચ છોકરાઓનો કોઇ સગો તેઓને લેવા નીકળી આવે માટે થોડા દીવસ વાટ જોયા પછી ત્યાં મેલી આવું. હવે મને એવું લાગે છે કે સારૂંજ થયું કે હું ઉતાવળ કરીને તેઓને ત્યાં નહીં મેલી આવી." આ વિચાર પણ પેલા મદદગારોએજ તેણીનાં મન ઉપર ઠસાવ્યો હતો. પેલો હૈયાત ભાઇ ઘરવાળીનો ઉપકાર માની મરનાર ભાઇનાં બેઉ છોકરાંઓને લઇ પોતે પોતાને શેહેર આવ્યો, અને તેઓને ઘણીજ સાવચેતથી પાળવા લાગ્યો. આ જોઇ મરનાર ખુશ થઇ ગયો, તેની ચીંતા દુર થઇ, અને સહેલથી પોતાના માર્ગમાં આગળ વધવા લાગ્યો.

## ત્રીજો તથા ચોથો તબક્કો.

આપણે છેલ્લાં જોઇ ગયા તે તબક્કા ઉપર જાગૃત થતાં માણસોની હાલતમાં અને આ તબક્કા ઉપરનાં શખ્શોની હાલતમાં ઝાઝો ફરક હોતો નથી. ફરક માત્ર એટલોજ હોય છે કે આ તબક્કા ઉપરના માણસોમાં જુસ્સો ઓછો હોવાથી તેઓ કરતાં આ માણસો સારાં હોય છે. એઓ વળી કેળવણીમાં પણ તેઓ કરતાં ચઢીઆતા હોય છે, અને જોકે એઓ પણ ખાકી ચીજોમાં મજાહ લેતા હોવાથીજ એઓને અતરે જાગૃત થઇ થોભવું પડે છે તે છતાં એઓનું ધ્યાન આ તબક્કાથી આગળ વધવામાં રોકાયલું રહે છે. જ્યાં સુધી ખાકી દુનિયાનાં લોકો તરફથી એઓનું ધ્યાન ખાકી દુનિયા તરફ ખેંચવામાં આવતું નથી ત્યાં સુધી તેઓ આપણી દુનિયાની દરકાર કરતા નહીં હોવાથી ઝાઝી અડચણ વગર ઉંચા તબક્કાઓ ઉપર સેહેલથી જઇ શકે છે. તેઓ જોકે 'મીદીઅમ' મારફતે ખાકી દુનિયાના લોકો સાથ સંબંધ રાખવાની કાંઇ પણ તજવીજ યા દરકાર કરતા નથી, પણ જ્યારે તેઓનું ધ્યાન આપણાં લોકો તરફથી હાથે કરીને

નીકળ્યો. ત્યાં જઇ ઘરવાળીનું મકાન શોધી કહાડી સર્વે હકીકતથી વાકેફ થયો. પેલી ઘરવાળી મરનારના ભાઇને જોઇ, તથા છોકરાઓને લેવા આવેલો જાણી અતીશય ખુશી થઇ ગઇ, અને કહેવા લાગી કે "હું છોકરાઓને ધર્મ ખાતામાં મુકવા જતી હતી, તેટલામાં વિચાર આવ્યો કે થોડા દીવસ થોભું. કદાચ છોકરાઓનો કોઇ સગો તેઓને લેવા નીકળી આવે માટે થોડા દીવસ વાટ જોયા પછી ત્યાં મેલી આવું. હવે મને એવું લાગે છે કે સારૂંજ થયું કે હું ઉતાવળ કરીને તેઓને ત્યાં નહીં મેલી આવી." આ વિચાર પણ પેલા મદદગારોએજ તેણીનાં મન ઉપર ઠસાવ્યો હતો. પેલો હૈયાત ભાઇ ઘરવાળીનો ઉપકાર માની મરનાર ભાઇનાં બેઉ છોકરાંઓને લઇ પોતે પોતાને શેહેર આવ્યો, અને તેઓને ઘણીજ માવજતથી પાળવા લાગ્યો. આ જોઇ મરનાર ખુશ થઇ ગયો, તેની ચીંતા દુર થઇ, અને સહેલથી પોતાના માર્ગમાં આગળ વધવા લાગ્યો.

## ત્રીજો તથા ચોથો તબક્કો.

આપણે છેલ્લાં જોઇ ગયા તે તબક્કા ઉપર જાગૃત થતાં માણસો ની હાલતમાં અને આ તબક્કા ઉપરનાં શખ્સોની હાલતમાં ઝાઝો ફરક હોતો નથી. ફરક માત્ર એટલોજ હોય છે કે આ તબક્કા ઉપરના માણસોમાં ગુસ્સો ઓછો હોવાથી તેઓ કરતાં આ માણસો સારાં હોય છે. એઓ વળી કેળવણીમાં પણ તેઓ કરતાં ચઢીઆતા હોય છે, અને જોકે એઓ પણ ખાકી ચીજોમાં મજહદ લેતા હોવાથીજ એઓને અતરે જાગૃત થઇ થોભવું પડે છે તે છતાં એઓનું ધ્યાન આ તબક્કાથી આગળ વધવામાં રોકાયલું રહે છે. જ્યાં સુધી ખાકી દુનિયાનાં લોકો તરફથી એઓનું ધ્યાન ખાકી દુનિયા તરફ ખેંચવામાં આવતું નથી ત્યાં સુધી તેઓ આપણી દુનિયાની દરકાર કરતા નહીં હોવાથી ઝાઝી અડચણ વગર ઉંચા તબક્કાઓ ઉપર સેહેલથી જઇ શકે છે. તેઓ જોકે 'મીદીઅમ' મારફતે ખાકી દુનિયાના લોકો સાથ સંબંધ રાખવાની કાંઇ પણ તજવીજ યા દરકાર કરતા નથી, પણ જ્યારે તેઓનું ધ્યાન આપણાં લોકો તરફથી હાથે કરીને

ખેંચવામાં આવે છે ત્યારે 'મીડીઅમ' મારફતે સંબંધ ધરાવવાને તેઓ લલચાય છે. તેઓ પણ 'સીએનસીસ'માં કાંઇ ભીનાઇ જ્ઞાનની વાતો કરી શકતા નથી, પણ પોતાની કેળવણીને અને ખાકી વિદ્યાને અનુસરતીજ વાતો કરે છે. ખાકી દુન્યાનો કલકલાટનો અવાજ આ તબક્કા ઉપરનાં પણ માણસોનું ધ્યાન ખેંચી શકે છે. પોતાની આખી જીંદગી દરમ્યાન દુનિયાદારીનાજ કામમાં મશગુલ રહેલા પણ કેળવણી પામેલા અને વિચારવંત લોકોનો મોટો ભાગ અતરે જાગૃત થાય છે.

ઉપર લખેલા પહેલા તથા બીજા તબક્કા ઉપર જાગૃત થયેલાંઓનાં કામરૂપમાં જો આ તબક્કાઓનો પદાર્થ વધુ હોય છે તો તેઓ આ તબક્કા ઉપર પણ જાગૃત થાય છે. ટુંકમાં જો કોઇના કામરૂપમાં એસ્ત્રલ દુનિયાનો સાતે જાતનો પદાર્થ ઘણો જથ્થામ હોય તો તે સાતે તબક્કા ઉપર જાગૃત રહે છે. જો છ તબક્કાનો પદાર્થ ઘણો હોય અને એકનો કમી હોય તો તે પેલા એક ઉપર જાગૃત થતો નથી પણ છ તબકકાઓ ઉપર થાય છે. કામરૂપનાં સાત પડો એક પછી એક ઘટમાં ઘટથી તે પાતલામાં પાતલા સુધી વીખરાંતા જાય છે. જે પડમાં ઘણો પદાર્થ હોય છે તે પડમાં રવાન જાગૃત થાય છે, પણ જેમાં થોડો પદાર્થ હોય છે તે તબકકા ઉપરથી તે જાગૃત થયા વગર પસાર થઇ જાય છે. ઘણાંજ અશો માણસો જેઓ દુનિયાની ચીજોનાં ખેંચાણથી મોટે દરજ્જે છુટાં હોય તેઓજ આખી એસ્ત્રલ દુનિયામાંથી જાગૃત થવા વગર પસાર થઇ બહેસ્તની હાલતમાંજ જાગે છે.

## પાંચમો તબકકો—હમેસ્તગેહાન.

એસ્ત્રલ દુનિયાનાં આ પાંચમાં તેમજ છઠા તથા સાતમાં તબકકાઓને સાધારણ રીતે આપણે હમેસ્તગેહાનને નામે ઓળખી શકીએ.

માણસોની ખાકી દુનિયાને લગતી તકલીફી ઇચ્છાઓ તથા હવસોનુ જોર એસ્ત્રલ દુનિયાનાં ચાર નીચલા તબક્કાઓ ઉપર જ્યાં સુધી નરમ પડતું નથી ત્યાં સુધી તેઓ આ પાંચમાં તથા એથી ઉંચા

તબક્કા ઉપર જઇ શકતા નથી. એસ્ટ્રલનાં નીચલા તબક્કા ઉપર જે દુઃખદાયક ભાન સ્વાનને થાય છે તે જાતનાં ભાનથી કંટાળી જ્યાં સુધી તે સ્વાન તે ભાન છોડતું નથી ત્યાં સુધી તે તબક્કા ઉપરથી આગળ વધી શકતું નથી. પણ એસ્ટ્રલ દુનિયાંમાં ખાકી દુનિયાને લગતી ઇચ્છાઓ તૃપ્ત થઇ શકતી ન હોવાથી સ્વાન આખરે થાકી થાકીને તે ઇચ્છાઓ, તથા ખાકી દુનિયાનાં ખેંચાણો છોડે છે અને એ છોડવા સાથ તે ઉપલા તબક્કાઓ ઉપર જાય છે.

આ પાંચમો તબક્કો આપણે જોઇ ગયલા ચાર તબક્કાઓ કરતાં જુદાજ પ્રકારનો હોય છે. અતરે યાને આ તબક્કા ઉપર જોવામાં આવતો પદાર્થ, એટલે કે પાંચમાં વિભાગનો એસ્ટ્રલ પદાર્થ, એટલીતો રોશનીવાળો હોય છે કે આ પદાર્થથી બનેલી ચીજોનો દેખાવ ઘણોજ રળીઆમણો, ચકચકીત, અને પ્રકાશીત હોય છે. ખાકી વસ્તુનાં એસ્ટ્રલ વિભાગ (Astral counterpart) માં બીજા, ત્રીજા તથા ચોથા વિભાગનાં એસ્ટ્રલ પદાર્થો આવેલા હોવાથી આ ત્રણે તબક્કાઓ ઉપરનો દેખાવ ખાકી દેખાવને મળતોજ હોય છે, યાને તે દેખાવ કાંઇજ નહીં પણ ખાકી દે[illegible]નો માત્ર એસ્ટ્રલ નમુનો (Astral counterpart) હોય છે. પણ આ પાંચમા વિભાગનો એસ્ટ્રલ પદાર્થ ખાકી વસ્તુઓમાં ઝાઝો નહીં હોવાથી આ પાંચમાં તબક્કા ઉપરથી ખાકી દેખાવ જોવાઇ શકાતો નથી. આ તબક્કાનો દેખાવ જુદીજ જાતનો હોય છે. આપણે શીખી ગયા કે એસ્ટ્રલ પદાર્થ તરેહવાર જાતનાં આકારો સહેલથી લઇ શકે છે. એટલા માટે આ તબક્કા ઉપર ચોકસ ચીજ યા દેખાવનો ફક્ત વીચાર કરતાંજ આ વિભાગનાં પ્રકાશીત પદાર્થથી તે ચીજ યા તેવોજ દેખાવ ત્યાં ઉત્પન થાય છે. દાખલા તરીકે ખાકી દુનિયામાં જોયલા દેખાવમાંનો ચોકસ દેખાવનો, કહો કે એક ખીણના દેખાવનો, આ તબક્કા ઉપર જો કોઇ શખ્સ વિચાર કરે છે તો તે વિચાર કરતાંનેવાર તેવોજ દેખાવ તે પોતાની આગળ જોય છે. પહાડો, નદીઓ, ખીણો, સર્વે તે પોતાનાં વિચારો પ્રમાણેજ જોય છે, ફરક માત્ર એટલોજ કે ખાકી દેખાવ જ્યારે ખાકી પદાર્થથી બનેલા હોય છે ત્યારે આ તબક્કા

ઉપર પોતે ઉત્પન કીધેલા દેખાવો પાંચમાં વિભાગના એસ્ત્રલ પદાર્થથી બનેલા હોય છે વળી ખાકી પદાર્થ ચળકાટ વગરનો હોવાથી ખાકી દેખાવો ઝાંખા જણાય છે, ત્યારે આ તબક્કા ઉપરનાં દેખાવો ઘણાજ પ્રકાશીત તથા ખુશનુમાં લાગે છે. ખાકી દુનિયામાં નહીં જોવામાં આવેલા રંગો અતરે નજરે પરે છે.

કદાચ એમ કહેશે કે એ ઉપરાત ઉપલા ખુશનુમા બાગોની વચમા એક સુદર રળીઆમણુ મકાન હોય છે જેની ભીતો ઉચામા ઉચી જાતના લોબાનની બનાવવામા આવેલી હોય છે, જેના બારી બારણા સુખડના હોય છે, અને મહેલની વચ્ચો વચ્ચ એક હુલાએદો ઓરડો હોય છે જ્યા એક ઘણાજ મોટા સોનાના અફરગાણીઆમા આતશ રોશન રાખવામા આવેલો હોય છે, જેની પાસબાની ફરે સ્તાઓ, ઇજદો અને અમશાસ્પદો કરતા હોય છે આ સઘળા દેખાવો સર્વની કલ્પના તથા યાદદાસ્ત શક્તિ પ્રમાણે આ તબક્કા ઉપર ઉત્પન કરી શકાય છે જેઓ બેહેસ્તમા જવાની આશા અને મતલબથી ખાકી દુનિયામા સખાવતના યા બીજા સારા કામો કરે છે તેઓ બેહેસ્તના દેખાવો વિષે જે વિચાર ધરાવતા હોય તેવાજ દેખાવો આ તબક્કા ઉપર આવ્યા પછી ઉત્પન કરી શકે છે, અને તેવાજ બહેસ્તમા રહેતા હોય એવો અનુભવ લે છે એક મુસલમાન, મુસલમાનના બેહેસ્તના વિચારો પ્રમાણે, એક જરથોસ્તી પોતે માની લીધેલા વિચારો પ્રમાણે, એવી રીતે દરેક જણ પોત પોતાના ખ્યાલ પ્રમાણેના દેખાવો ઉપજાવી શકે છે આ ઉપરથી માલમ પડે છે કે અતરે યાને આ તબક્કા ઉપર લોકો સુખી હોય છે, અને દેખાવ પણ ખાકી દેખાવ કરતા ઘણા સુદર હોય છે એટલા માટે આ હમેસ્તગેહાનના દેખાવોને બેહેસ્તના દેખાવો તરીકે માનવામા આવે છે

હમેસ્તગેહાન નેક પણ સ્વાર્થિ પુરૂષોને માટે હોય છે, જ્યારે બેહેસ્ત નેક અને બીનસ્વાર્થિ માણસો માટે હોય છે જેઓ ખાકી દુનિયામા માણસ જાતના ભલા માટેના કામોમા, તેમજ ધર્મને લગતા કામોમા રોકાયલા રહે છે, પણ જેઓ આ કામ માણસ જાતના સુખ અને સદગુણનો વધારો કરવા માટે નહી પણ પોતે તૈયાર કીધેલી યોજનાને કોઇપણ રીતે અમલમા મુકવાની ઇચ્છા (hobby) તથા પોતાના વિચારો અને મતોને પોતાની આસપાસ ફેલાવવાની ઉલટને માટે, યા કોઇ બીજી સ્વાર્થિ મતલબને ખાતરજ ઉપલા કામમા રોકાયલા રહે છે, તેઓ પોતાની સ્વાર્થિ મતલબને લીધે

ઉપર પોતે ઉત્પન કીધેલા દેખાવો પાંચમાં વિભાગના એસ્ત્રલ પદાર્થથી બનેલા હોય છે. વળી ખાકી પદાર્થ ચળકાટ વગરનો હોવાથી ખાકી દેખાવો ઝાંખા જણાય છે, ત્યારે આ તબક્કા ઉપરનાં દેખાવો ઘણાજ પ્રકાશીત તથા ખુશનુમાં લાગે છે. ખાકી દુનિયામાં નહીં જોવામાં આવેલા રંગો અતરે નજરે પડે છે.

આ પ્રમાણે દરેક માણસ પોત પોતાનાં વિચારો પ્રમાણેનાં દેખાવો પોતાની આસપાસ જોઇ શકે છે, તથા તેમાં મજાહ મેળવી શકે છે. ઘણાંખરાઓ પોતે ઉત્પન કીધેલા દેખાવોની વચમાં પોતાનાં મનપસંદ કામમાં મશગુલ રહેતા હોવાથી બીજાઓએ ઉત્પન કીધેલા દેખાવો તેઓ જોઇ શકતા નથી. પણ જો એક ખોદાશનાસીનો અભ્યાસી જીવતાં જીવત આ તબક્કાનો દેખાવ જોઇ શકે એટલો આગળ વધેલો હોય છે, તો દરેક મરનારે પોતાનાં વિચારનાં બળથી ઉત્પન કીધેલા તરેહવાર જાતનાં સુંદર ખુશનુમાં પ્રકાશીત દેખાવો તે જોઇ શકે છે. ખાકી દુનિયામાં જોયલા દેખાવો અતરે ઉપજાવી શકાય છે, એટલુંજ નહીં પણ માત્ર કલ્પી શકાતા તમામ દેખાવો પણ અતરે ઉત્પન કરી શકાય છે. જેની કલ્પના ડમાં ઘણો પદાર્થ હોય છે શક્તિ ઉત્તમ હોય છે, તે ઘણાજ ઉમદા દેખાવો પોતાની આસપાસ કરી શકે છે, જ્યારે એક સાધારણ માણસ પોતે ખાકી દુનિયામાં જોયલોજ દેખાવ અતરે પાછો ઉત્પન કરે છે. કલ્પનાં શક્તિ અતરે મોટો ભાગ બજાવે છે. દરેક ધર્મનાં લોકોમાં બેહેસ્તમાં જણાતા દેખાવ માટે જે સાધારણ વાતો માનવામાં આવે છે, તે દેખાવો આ તબક્ક ઉપર જાગૃત થયલાં માણસો પોતાની કલ્પનાં શક્તિથી ઉત્પન કરી શકે છે. દરેક ધર્મનાં લોકોનાં બેહેસ્તનાં દેખાવ વીષેનાં વિચારો જુદા હોય છે. દાખલા તરીકે જો એક મુસલમાનને પુછવામાં આવશે કે બેહેસ્તનો દેખાવ કેવો હોય, તો તે કહેશે કે બેહેસ્ત એક અતી ખુશનુમાં જગ્યા છે કે જ્યાં પુષ્કળ પરીઓ રહે છે. બીજાઓ એમ કહેશે કે બેહેસ્તમાં દરેક ચીજ સોનાની અને હીરા જડીત હોય છે, ત્યાં દીલખુશ બાગો હોય છે, જ્યાં અત્તર અને ગુલાબના ફુવારાઓ ઉડતા હોય છે. જરથોસ્તીઓને પુછીશું તો

કદાચ એમ કહેશે કે એ ઉપરાંત ઉપલા ખુશનુમાં બાગોની વચમાં એક સુંદર રળીઆમણું મકાન હોય છે જેની ભીતો ઉંચામાં ઉંચી જાતના લોબાનની બનાવવામાં આવેલી હોય છે, જેના બારી બારણા સુખડના હોય છે, અને મહેલની વચ્ચો વચ્ચ એક હુલાએદો ઓરડો હોય છે જ્યા એક ઘણાંજ મોટા સોનાના અફરગાનીઆમાં આતશ રોશન રાખવામા આવેલો હોય છે, જેની પાસબાની ફરેસ્તાઓ, ઇજદો અને અમશાસ્પંદો કરતા હોય છે આ સઘળા દેખાવો મર્વની કલ્પનાં તથા યાદદાસ્ત શક્તિ પ્રમાણે આ તબક્કા ઉપર ઉત્પન કરી શકાય છે. જેઓ બેહેસ્તમાં જવાની આશા અને મતલબથી ખાકી દુનિયામાં સખાવતનાં યા બીજા સારાં કામો કરે છે તેઓ બેહેસ્તનાં દેખાવો વિષે જે વિચાર ધરાવતા હોય તેવાજ દેખાવો આ તબક્કા ઉપર આવ્યા પછી ઉત્પન કરી શકે છે, અને તેવાંજ બહેસ્તમા રહેતા હોય એવો અનુભવ લે છે એક મુસલમાન, મુસલમાનના બેહેસ્તના વિચારો પ્રમાણે, એક જરથોસ્તી પોતે માની લીધેલા વિચારો પ્રમાણે, એવી રીતે દરેક જણ પોત પોતાના ખ્યાલ પ્રમાણેનાં દેખાવો ઉપજાવી શકે છે આ ઉપરથી માલમ પડે છે કે અતરે યાને આ તબક્કા ઉપર લોકો સુખી હોય છે, અને દેખાવ પણ ખાકી દેખાવ કરતા ઘણા સુંદર હોય છે. એટલા માટે આ હમેસ્તગેહાનનાં દેખાવોને બેહેસ્તના દેખાવો તરીકે માનવામાં આવે છે

હમેસ્તગેહાન નેક પણ સ્વાર્થિ પુરૂષોને માટે હોય છે, જ્યારે બેહેસ્ત નેક અને બીનસ્વાર્થિ માણસો માટે હોય છે જેઓ ખાકી દુનિયામા માણસ જાતના ભલા માટેના કામોમા, તેમજ ધર્મને લગતા કામોમા રોકાયલા રહે છે, પણ જેઓ આ કામ માણસ જાતનાં સુખ અને સદગુણનો વધારો કરવા માટે નહી પણ પોતે તૈયાર કીધેલી યોજનાને કોઇપણ રીતે અમલમા મુકવાની ઇચ્છા (hobby) તથા પોતાના વિચારો અને મતોને પોતાની આસપાસ ફેલાવવાની ઉલટને માટે, યા કોઇ બીજી સ્વાર્થિ મતલબને ખાતરજ ઉપલા કામમા રોકાયલા રહે છે, તેઓ પોતાની સ્વાર્થિ મતલબને લીધે

આ તબક્કા ઉપર જાગૃત થાય છે, અને સઘળું પોતાની મતલબ પ્રમાણેજ બનતું જોઇ ખુશી થાય છે. આવી રીતે ભલા પણ સ્વાર્થિ કામનો બદલો તે હુમેસ્તગેહાનમાં મેળવે છે. તેઓ પોતાની યોજનાં પ્રમાણે રચાયલી ઉધ્યોગ શાળાઓ, ધર્મશાળાઓ, દેવળો, અને નીશાળોનો કારભાર પોતાની મરજી પ્રમાણે પુર છુટથી ચલાવતા જણાય છે, અને ત્યાંથી પણ બાકી દુનિયાનાં માણસોના મન ઉપર પોતાનાંજ ખ્યાલો "મીડીઅમ" મારફતે ઠસાવવાની વેતરણ કરે છે.

કેટલીએક વખત બાકી દુનિયામાં એવો પણ શખ્સ આપણે જોઇએ છીએ કે જે ધર્મને માટે મહેનત કરતો હોય છે, લોકોને ધર્મ-બોધ આપતો હોય છે, પણ તેમ કરવામાં તેની મતલબ લોકોને ધર્મી બનાવવાની નહી, પણ પોતે ધર્મ સંબંધી જે વીચારો માની લીધા હોય તેજ વિચારો બીજાનાં મન ઉપર ઠસાવવાની હોય છે. બીજાઓ પણ તેનાંજ વિચારો કબુલ કરે, અને તેનાંજ શીખવવા પ્રમાણે ચાલે તે જોવાને તે ઘણો આતુર હોય છે. બીજાઓ ગમે એવા ધર્મી હોય, પણ પોતાના ધર્મ સંબંધી વિચારોથી જુદા પ્રકારના વિચારો જો તેઓ ધરાવતા હોય, તો તેઓ તેને અણગમતા હોય છે. પોતાથી જુદું મત ધરાવનાર શખ્સો પણ બીજાઓને ધર્મ સંબંધી બોધ દઇ શકે એ વાત તેના ભેજામાં ઉતરી શકતી નથી. ધર્મ માટે મહેનત કરવામાં અને રંજ માથે ઉઠાવવામાં તેની મુળ મતલબ માત્ર પોતે માની લીધેલા ધર્મ સંબંધી વિચારો પોતાની આસપાસ ફેલાવવાનીજ હોય છે. એક શખ્સ ધર્મી છે યા અધર્મી છે તે જાણવા કરતાં તે શખ્સ પોતાનાંજ જેવા વિચારો ધરાવે છે કે નહી તે જાણવા તે વધારે ઇંતેજાર હોય છે. આવા શખ્સો પોતાનાં આ ધર્મી કામોમાં સમાયલી આપસ્વાર્થિ મતલબને લીધે આ પાંચમા તબક્કા કરતા અતી ઉચ્ચા બેહેસ્તમાં આ કામનો બદલો મેળવવા જઇ શકતા નથી, પણ તેઓએ જો બીજું કાંઇ બીન-સ્વાર્થિ કામ કીધેલું હોય છે તો તે કામનું ફળ મેળવવા તેઓ બેહેસ્તમાં જઇ શકે છે, જ્યારે ઉપલા સ્વાર્થિ ધર્મી કામનું ફળ તો આ હુમેસ્તગેહાનનાં તબક્કા ઉપરજ મેળવે છે. વળી જો તેઓએ જીંદગી દરમ્યાન એકપણ બીનસ્વાર્થિ કામ કીધેલું હોતું નથી તો તેઓ

ઉભા કીધેલા દેખાવો પણ વધુ રળીઆમણા અને સુંદર હોય છે. પાંચમાં વિભાગનાં પદાર્થ કરતાં પણ વધુ પ્રકાશીત આ છઠ્ઠા વિભાગના પદાર્થથી બનેલા પહાડો, બરફથી ઢંકાયલા શીખરવાળા પર્વતો, મહાસાગરો, ફળદ્રુપ ખીણો અને મેદાનોના સુંદર મનોરંજક ઝળકતા દેખાવો ખાકી દુનિયાંમાં કેથે પણ જોવામાં આવતા નથી. ઉંચા પ્રકારની વિદ્યા તથા હુન્નર ધરાવનારા લોકોમાંના સ્વાર્થિ પુરૂષો અતરે જોવામાં આવે છે. પોતે મેળવેલા હુન્નર યા વિદ્યાનો સ્વાર્થિ ઉપ્યોગ કરવા ખાતર, અને તેમાં સમાયલા બેહદ એકલપેટાપણાંને લીધેજ તેઓને અતરે જાગૃત થવું પડે છે. તેઓએ માણસ જાતની તરેહવાર પ્રકારની ઇચ્છાઓને તૃપ્ત કરવા સુધરેલી અને ઉંચા પ્રકારની નવી નવી રીતો શોધી કહાડવામાંજ પોતાના હુન્નર અને વિદ્યાનો ખાકી દુનિયામાં ઉપ્યોગ કીધેલો હોય છે. કેટલાક ધર્મી લોકો પણ અતરે જોવામાં આવે છે, જેઓને ધર્મ સંબંધી સાંકડા વિચારોને લીધેજ અતરે જાગૃત થવું પડે છે. પણ તેઓના આ વિચારો પાંચમાં તબક્કા ઉપર જાગૃત થયલા લોકોનાં વિચારો કરતાં ઓછા સાંકડા હોય છે. તેઓ પોતાની આ હાલત કરતાં ઉંચી હાલતમાં જવાઇંતેજાર હોય છે.

## સાતમો તબક્કો.

એસ્ટ્રલ દુનિયાંનાં આ સાતમાં યાને સૌથી ઉંચા તબક્કા ઉપર જે માણસો જોવામાં આવે છે તેઓ ઘણી ઉંચી મનશક્તિ ધરાવનારા તથા સઘળી રીતે હુશીયાર તથા કાબેલ પણ જડવાદી (Materialist) મરદો તથા ઓરતો હોય છે. એઓ મીનોઇ ચીજની હસ્તી કબુલ કરતા નથી પણ ફક્ત ખાકી પદાર્થમાંજ માનનારા હોય છે. અંતર જ્ઞાન (Intuition) મારફતે ઉંચુ જ્ઞાન મેળવી શકાય એ વાત તેઓ સ્વીકારતા નથી, પણ માત્ર મનની મારફતેજ જ્ઞાન મેળવી શકાય એમ તેઓ માનતા હોય છે. આથી આ તબક્કા ઉપર પણ તેઓ મનની મારફતેજ જ્ઞાન મેળવવાની રીતને વળગી રહે છે. "ચાર્લસ લેમ્બ" પોતાની ખાકી જીંદગી દરમ્યાન એવું ઇચ્છતો હતો કે અંતર

જ્ઞાનની કઠોડી રીત મારફતે જ્ઞાન મેળવવાને બદલે જો બેહેસ્તમાં પણ તેની માનીતી ચોપડીઓ મારફતેજ વિદ્યા મેળવી શકાતી હોય તો વધારે સારૂ. આવો વિચાર ધરાવનારા ઘણા વિદ્યાના અભ્યાસીઓ ઘણો લાંબો વખત વેર—ખોદાશનાસીમાં આગળ વધેલી એક બાઇનાં કહેવા પ્રમાણે તો કેટલીક સદીઓ સુધી—આ તબક્કા ઉપર પોતાની માનીતી બાબદોના અભ્યાસમાં રોકાયલા રહે છે, અને એથીજ સંતોષ પકડે છે. તેઓએ પોતાની બાકી જીંદગીનો મોટો ભાગ આવા અભ્યાસમાં ગુજારેલો હોવાથી તેઓ અતરે પણ એવા પ્રકારના અભ્યાસમાંજ મજાહ લેતા જણાય છે. જ્યારે મીનોઇ શક્તિ માનનારા વિદ્વાનો બહેસ્તમાં અંતરજ્ઞાન તથા બીજી મીનોઇ શક્તિની મારફતે જ્ઞાન મેળવતા હોય છે ત્યારે ઉપલા જડવાદી વિદ્વાનો આ તબક્કા ઉપર મીનોઇ શક્તિનો ઉપયોગ કરી શકતા નથી. એક જડવાદી વિદ્વાન બાકી દુનિયામાં વિદ્યાને લગતી જે શોધમાં રોકાયલો હોય છે તે શોધમાં ફત્તેહ પામવા અગાઉ જો તે મરણ પામે છે તો આ તબક્કા ઉપર જાગૃત થતાંજ ખંતથી તે શોધની પાછળ મંડે છે, પણ ખાકી શક્તિઓનેજ વળગી રહેતો હોવાથી અહીં પણ તેને બંધન (limitation) સાથેજ કામ કરવું પડે છે, યાને ઉંચી શક્તિઓનો તે ઉપયોગ કરી શકતો નથી. ઘણીક વખત આવા માણસો પોતાની આ હાલત કરતાં વધુ ઉંચી હાલતમાં જવાઇ શકાય એમ માનતા નથી, અને જેમ ખાકી દુનિયાં છોડી જવા માટે, યાને ખાકી મોતથી લોકો બીહે છે તેમ એશ્રલ દુનિયાં છોડી જવી પડશે એવા વિચારથી, યાને એશ્રલ મોતથી ઉપલા જડવાદી લોકો બીહે છે.

એશ્રલ દુનિયાંના સાત તબકકાના ઉપલા વર્ણન ઉપરથી આપણને મુખ્ય શીખવાનું એ મલે છે કે જ્યારે સર્વેથી નીચલા યાને પહેલા તબકકાને સાધારણ રીતે દોજખ કહેવામાં આવે છે, ત્યારે બાકીનાં, તેમાં ખસુસ કરીને પાંચમાં, છઠ્ઠા, તથા સાતમાં તબકકાઓને હમેસ્તગેહાન—યાને બેહેસ્ત તથા દોજખ વચેની જગ્યા—કહેવામાં આવે છે. બીજું ઘણુંજ અગત્યનું શીક્ષણ એ મલે છે કે, ધર્મા, સખાવતી, યા બીજા કોઇ પણ પ્રકારનાં ગમે એટલાં સારાં કામો

એક શખ્સ તરફથી કરવામાં આવ્યાં હોય, પણ જો આ કામમાં તેનો ખરો હેતુ પારકાનું ભલું કરવાનો ન હોય, જો આપમતલબ અને આપસ્વાર્થથી આ કામો કરવામાં આવ્યા હોય, જો પોતાની તારીફનાં બાંકા ફુંકાવા, સરકારનો એકાદ ખેતાબ મેળવવા, સખાવતી ખાતાને પોતાનું નામ અપાવવા, યા લોકોનું માન મેળવવા માટેજ તેને આ કામો કરવાનું મન થઇ આવ્યું હોય, તો તેવાં સારાં પણ સ્વાર્થિ કામોનો બદલો બેહેસ્તમાં મળી શકતો નહીં હોવાથી હમેસ્તગેહાનમાંજ તેનો બદલો મેળવે છે., પણ તમામ સારાં કામો, સારા સખુનો તથા સારા વિચારો જે કાંઇ પણ આપસ્વાર્થ વગર કરવામાં આવેલાં હોય છે, તેઓનું ફળ મેળવવા તેનું બેહેસ્તમાં જવું થાય છે. આખી જીંદગી દરમ્યાન જેણે એક પણ બીનસ્વાર્થિ કામ કર્યું હોય છે તેજ માત્ર બેહેસ્તમાં ભાન સહીત જઇ શકે છે.

વાંચનારની આ ઉપરથી ખાતરી થશે કે જીંદગીમાં કીધેલા એકે એક વિચારનું યોગ્ય પરીણામ મરણ પછી ભોગવવાની જરૂર છે. મરણ પછી કોઇ ખોદાઇ શક્તિ વચ્ચે પડી રવાનને બેહેસ્તમાં યા દોઝખમાં મોકલતી નથી, તેમજ બેહેસ્ત અને દોઝખ અમુક જગ્યાઓ નથી, પણ કુદરતનાં અમુક નીયમ પ્રમાણે જે વિચાર આંચારોથી તેણે પોતાનું એસ્રલ શરીર જીવતાં જીવત બાંધ્યું હોય તેજ વીચાર આચારો તેને મરણ પછી કેદ પકડે છે, યાને પોતાનાં પરમાર્થી વીચારોનું સુખ બહેસ્તમાં ભોગવતો તેને પહેલાં અટકાવે છે. 'જેવું કરો તેવું ભોગવો,' એ કાયદો સંપુર્ણ રીતે અમલમાં આવે છે, અને નહાનામા નહાનાથી મોટામાં મોટા સર્વે વીચારોનું ફળ ભોગવવાની જરૂર પડે છે. આપણે જીવતાં જીવતજ બુરા વીચારથી આપણાં દોઝખનાં બંધીખાનાની દીવાલમાં એક એક ઇંટ વધારતા જઇએ છીએ અને આપણા બુરા વિચારો પ્રમાણેજ દોઝખનું બંદીખાનું નહાનું યા મોટું બને છે જેમાં થોડા યા ઘણો વખત રવાનને કેદ રહેવું પડે છે. એથી ઉલટું હરેક નેક વિચારથી બેહેસ્તનાં પ્રકાશીત મેહેલમાં આપણે વધારો કર્યા જઇએ છીએ. બહેસ્ત તથા દોઝખ તે અમુક જગ્યાઓ નથી, પણ દરેક માણસનાં નેક યા બુરા વિચારોથી તેનાં રવાનના ભાનની મરણ પછીની સારી યા નરમી હાલત માત્ર છે.

જ્યારે માણસના 'કામરૂપ'નાં સાતે પડોનો પદાર્થ મોટે ભાગે છુટો પડી જાય છે, અને દરેક પડનો માત્ર થોડોજ પદાર્થ રહી જાય છે, ત્યારે સ્વાન આ બાકી રહેલું 'કામરૂપ' છોડી જાય છે જેને ત્યાર પછી 'ખોખું' કહેવામાં આવે છે. એમાં સમાયલી 'મેગનેટીક' શક્તિથી એ ખોખું થોડો વખત ટકી રહે છે, પણ એ શક્તિ પુરી થતાંજ તે પણ નાશ પામે છે, યાને બાકીનો એસ્ત્રલ પદાર્થ પણ એસ્ત્રલ અનુ અને પરમાણુઓમાં વીખરાઈ જાય છે. હલકા જાદુગરો આ ખોખાંનો પણ નીચ સ્વાર્થિ ઉપ્યોગ કરી શકે છે.

જેમ ખાકી શરીર છોડતાંજ સ્વાન થોડો વખત બેભાન હાલતમાં રહે છે, તેમ 'એસ્ત્રલ શરીર' છોડતાંજ થોડો વખત સ્વાન બેભાન હાલતમાં આવે છે, અને જાગૃત થતાંજ તે પોતાને બેહેસ્તમાં ન કલ્પી શકાય એવાં બેહદ સુખ તથા આનંદમાં જુએ છે.*



*આ બાબદ વિશે વધુ ગ્નાન મેળવનારાઓએ નીચલી ચોપડીઓ જોવી :—

"Ancient Wisdom," by Annie Besant, "Growth of the Soul," by A. P. Sinnett

Theosophical Manuals, Nos. I to VII

Theosophical Convention Lectures, 1893-1901, Vols 8.




## પ્રકરણ ૬ ઠું.

## મોત પછી રવાનની હાલત—(ચાલુ.)

### મનસીક દુનિયા—બેહેસ્ત—તેનાં સાત તબક્કા.

'કામરૂપ' નાં સાતે પડોનો નાશ થયા પછી 'કામરૂપ'ના ખોખાંને મુકી દઇ રવાન 'મનશીક શરીર'માં 'મનશીક દુનિયા'માં યાને બેહેસ્તમાં દાખલ થાય છે. 'એસ્રલ દુનિયાં'ની માફક બેહેસ્ત પણ કાંઇ જુદી હલાએદી જગ્યા નથી, પણ ખાકી દુનિયાં, 'એસ્રલ દુનિયાં' તેમજ 'મનસીક દુનિયાં' આપણી પૃથ્વી ઉપર એક મેક સાથ ભેલાઇનેજ રહેલી હોય છે. દરેક દુનિયાનાં લોકોનાં શરીર જુદી જુદી જાતનાં પદાર્થનાં બનેલા હોવાથી તેઓ બીજી દુનિયાનાં લોકોને જોઇ શકતા નથી. બેહેસ્તમાં રવાન 'મનશીક શરીર'માં હોવાથી જે ઉંચા પ્રકારની ધ્રુજણી આ શરીર લઇ શકે છે તેનેજ લગતી ઉંચી લાગણીઓ તથા દેખાવોનું તેને ભાન થાય છે. બેહેસ્ત ગોયા એક અતી આનંદનું ધામ છે કે જ્યાં કોઇપણ જાતની બુરી લાગણીઓ, યા ગમ, યા ફીકર યા દુઃખ મુદલ હોતાં નથી. જો ખાકી દુનિયામાંથી તમામ દુઃખો

તથા બદીઓ બાદ કરીએ અને બાકી રહેલા સુખોને જેટલું કલ્પી શકાય એટલું ઉત્તમમાં ઉત્તમ પ્રકારમાં આપણી આસપાસ ફેલાયલું વિચારીએ તો બેહેસ્તની હાલતનો સેજ ખ્યાલ આવી શકે. જે ચીજ આપણને ગમતી નહીં હોય, જે માણસ આપણને પસંદ નહીં હોય, યા જેને આપણે ધીક્કારતા હોઇએ તે ચીજ તથા તે માણસને આપણે બેહેસ્તમાં જોઇ શક્તા નથી—તેની યાદજ ત્યાં આવતી નથી—પણ ફકત મનપસંદ ચીજો, મન ગમતી વસ્તુઓ, આનંદ ઉપજાવનાર દેખાવો, વ્હાલાં સગાંઓ, તથા પ્યારા દોસ્તોને જોઇ શકીએ છીએ. આથી મરનારને બહેસ્તનાં કોઇ પણ તબક્કા ઉપર બેહદ આનંદ યાને ખુશાળી ઉપજ્યા વગર રહેતી નથી.

એક માણસ વધતાંમાં વધતી જેટલી હદ સુધી ખુશાલી કલ્પી શકે એટલી ખુશાળી તે બેહેસ્તમાં ભોગવે છે. આથી દરેક જણ પોતાની ખુશાળીમાં સંતોષ પામે છે. વળી ખુશાળી કાંઇ એક જાતની હોતી નથી. કોઇને એક ચોકસ જાતની હાલતમાં ખુશાલી લાગે છે ત્યારે બીજાને કાંઇ બીજી હાલત માટે ખુશાળી ઉપજે છે. સૌ પોતે પોતાને પસંદ પડતીજ હાલતમાં પોતાને જોયાથી ખુશી થાય છે. કોઇ વ્હાલાં સગાઓનીજ પરવરસી કરવામાં, કોઇ ધર્મી જીંદગી ગુજારવામાં, કોઇ નાચાર લોકોને મદદ કરવામાં, કોઇ વિદ્યા અભ્યાસમાં, કોઇ શોધખોળ ચલાવવામાં, તો કોઇ મીનોઇ જ્ઞાન મેળવવામાંજ પોતાને સુખી વીચારે છે. આથી જે જાતનાં સુખને તે ઉત્તમ સુખ માની લેતો હોય તેજ જાતનું સુખ તે બેહેસ્તમાં ભોગવે છે. આ ઉપરથી એમ નહીં સમજવું કે જો એક શખ્સ ખરાબ વર્તણુકમાં સુખ માનતો હોય, અથવા આપસ્વાર્થિ કામો કરવામાં પોતાને સુખી વિચારતો હોય, તો તે બેહેસ્તમાં પણ આજ પ્રકારનું સુખ મેળવશે. નહી, કારણકે બેહેસ્તમાં આવવાને લાયક થવા માટે મુખ્ય સરતજ એ હોય છે કે બહેસ્તમાં જવા ઇચ્છનાર માણસે નેક કામો કીધેલાં હોવાં જોઇએ, એટલુંજ નહી, પણ તે કામો કાંઇ પણ આપસ્વાર્થિ મતલબ વગર કરવામાં આવેલાં હોવા જોઇએ. જો એક પણ પરમાર્થી કામ યા વિચાર ગઇ જીંદગીમાં



## પ્રકરણ ૬ ઠું.

## મોત પછી રવાનની હાલત—(ચાલુ.)

મનસીક દુનિયા—બેહેશ્ત—તેનાં સાત તખક્કા.

'કામરૂપ' નાં સાતે પડોનો નાશ થયા પછી 'કામરૂ ખોખાંને મુકી દઇ રવાન 'મનશીક શરીર'માં 'મનશીક દુનિયા'માં બેહેસ્તમાં દાખલ થાય છે. 'એસ્થલ દુનિયાં'ની માફક બેહેસ્ત કાંઇ જુદી હલાએદી જગ્યા નથી, પણ ખાકી દુનિયાં, 'એસ્થલ દુ તેમજ 'મનસીક દુનિયાં' આપણી પૃથ્વી ઉપર એક મેક સાથ વે નેજ રહેલી હોય છે. દરેક દુનિયાનાં લોકોનાં શરીર જુદી જુદી ૮ પદાર્થનાં બનેલા હોવાથી તેઓ બીજી દુનિયાનાં લોકોને જોઇ નથી. બેહેસ્તમાં રવાન 'મનસીક શરીર'માં હોવાથી જે ઉંચા રની ધ્રુજણી આ શરીર લઇ શકે છે તેનેજ લગતી ઉંચી લાગ તથા દેખાવોનુ' તેને ભાન થાય છે. બેહેસ્ત ગોયા એક અતી ઋ ધામ છે કે જ્યાં કોઇપણ જાતની બુરી લાગણીઓ, યા ગમ, ર યા દુઃખ મુદલ હોતાં નથી. જો ખાકી દુનિયામાંથી તમામ

તથા બદીઓ બાદ કરીએ અને બાકી રહેલા સુખોને જેટલુ કલ્પી શકાય એટલુ ઉત્તમમાં ઉત્તમ પ્રકારમા આપણી આસપાસ ફેલાયલુ વિચારીએ તો બેહેસ્તની હાલતનો સેજ ખ્યાલ આવી શકે. જે ચીજ આપણુને ગમતી નહીં હોય, જે માણસ આપણુને પસંદ નહીં હોય, યા જેને આપણે ધીક્કારતા હોઇએ તે ચીજ તથા તે માણસને આપણે બેહેસ્તમાં જોઇ શકતા નથી—તેની યાદજ ત્યાં આવતી નથી—પણ ફકત મનપસંદ ચીજો, મન ગમતી વસ્તુઓ, આનંદ ઉપજાવનાર દેખાવો, વ્હાલાં સગાંઓ, તથા પ્યારા દોસ્તોને જોઇ શકીએ છીએ. આથી મરનારને બહેસ્તનાં કોઇ પણુ તબક્કા ઉપર બેહદ આનંદ યાને ખુશાળી ઉપજ્યા વગર રહેતી નથી.

એક માણુસ વધતાંમાં વધતી જેટલી હદ સુધી ખુશાલી કલ્પી શકે એટલી ખુશાળી તે બેહેસ્તમાં ભોગવે છે. આથી દરેક જણુ પોતાની ખુશાળીમાં સંતોષ પામે છે. વળી ખુશાળી કાંઇ એક જાતની હોતી નથી. કોઇને એક ચોકસ જાતની હાલતમાં ખુશાલી લાગે છે ત્યારે બીજાને કાંઇ બીજી હાલત માટે ખુશાળી ઉપજે છે. સૌ પોતે પોતાને પસંદ પડતીજ હાલતમાં પોતાને જોયાથી ખુશી થાય છે. કોઇ વ્હાલાં સગાઓનીજ પરવરસી કરવામાં, કોઇ ધર્મી જીંદગી ગુજારવામાં, કોઇ નાચાર લોકોને મદદ કરવામાં, કોઇ વિદ્યા અભ્યાસમાં, કોઇ શોધખોળ ચલાવવામાં, તો કોઇ મીનોઇ જ્ઞાન મેળવવામાંજ પોતાને સુખી વીચારે છે. આથી જે જાતનાં સુખને તે ઉત્તમ સુખ માની લેતો હોય તેજ જાતનું સુખ તે બેહેસ્તમાં ભોગવે છે. આ ઉપરથી એમ નહીં સમજવું કે જો એક શખ્સ ખરાબ વર્તણુકમાં સુખ માનતો હોય, અથવા આપસ્વાર્થિ કામો કરવામાં પોતાને સુખી વિચારતો હોય, તો તે બેહેસ્તમાં પણ આજ પ્રકારનું સુખ મેળવશે. નહી, કારણુકે બેહેસ્તમાં આવવાને લાયક થવા માટે મુખ્ય સરતજ એ હોય છે કે બહેસ્તમાં જવા ઇચ્છનાર માણુસે નેક કામો કીધેલાં હોવાં જોઇએ, એટલુંજ નહી, પણ તે કામો કાંઇ પણ આપસ્વાર્થિ મતલબ વગર કરવામાં આવેલાં હોવા જોઇએ. જો એક પણ પરમાર્થી કામ આ વિચાર ગઇ જીંદગીમાં

નહીં કીધો હોય તો એસ્ત્રલ ભુવન ઉપરજ રવાનનું સુખ ખલાસ થાય છે, તે બેહેસ્તમાં ભાણુ સહીત જઇ શકતો નથી.

બેહેસ્તના પણ સાત વિભાગો યા તબક્કાઓ કરવામાં આવેલાં હોય છે. નીચલા ચાર વિભાગોને 'રૂપ' વિભાગ તથા ઉપલા ત્રણને 'અરૂપ' વિભાગ કહેવામાં આવે છે. 'રૂપ' તથા 'અરૂપ' નામો આપવાનો સબબ એ હોય છે કે ઉપલા ત્રણ વિભાગનો પદાર્થ વિચારના બળથી 'રૂપો' યાને આકારો લેતો નથી, જ્યારે નીચલા ચાર વિભાગોના પદાર્થમાં વિચાર કરવામાં આવતાંજ આકારો ઉત્પન્ન થાય છે.

ખોદાશનાસીના એક આગળ વધેલા ચેલાને જ્યારે પહેલીજવાર જીવતાં જીવત બેહેસ્તની હાલત બતલાવામાં આવે છે, ત્યારે ત્યાં ઉપજતા હદ બહાર આનંદથી, તથા સ્વપ્નામાં કોઇ દીવસ નહીં જોયલા એવા જાત જાતનાં દીલખુશ રંગો તથા ખુશનુમાં રોશનીઓ જોઇ, તે છક્ક થઇ જાય છે. કોઇ પણ ચીજ જોતાંજ તે માટેની તમામ હકીકત તથા તે વિશેનું તમામ જ્ઞાન તેને માલમ પડી આવે છે. તેમજ કોઇ પણ શખ્સને જોતાંજ તેની છુપી તેમજ જાહેર તમામ બાબદો તથા ખાસીઅતો તે જાણી લે છે. એસ્ત્રલ દુનિયાંનાં ઉપલા ત્રણ એટલે પાંચમા, છઠ્ઠા, અને સાતમાં તબક્કા જેને આપણે હમેસ્તગેહાન કહીએ છીએ તે વિષે આપણે જાણી ગયા કે ત્યાંનાં પદાર્થમાં એવો ગુણ હોય છે કે કોઇ પણ માણસ યા ચીજ યા દેખાવનો વિચાર કરતાંજ તે ત્યાંના પદાર્થમાં તરત હસ્તીમાં આવી જાય છે એક પહાડનો વિચાર કરતાંજ ત્યાનાં પદાર્થનો એક પહાડ વિચારની શક્તિથી બની જાય છે. આ ક્રિયા બેહેસ્તનાં તબક્કાઓ ઉપર વધારે સંપુર્ણ રીતે થાય છે. કારણ 'મનસીક દુનિયાં'નો પદાર્થ એસ્ત્રલ પદાર્થ કરતાં બી પાતળો અને સેહેલથી આકાર લઇ શકે એવો હોય છે.

કોઇ પણ ચીજનો વિચાર કરતાંજ તે પ્રાપ્ત થાય છે. જો એક શખ્સ કોઇ ચોકસ શેહેરનો વિચાર કરે છે તો તેજ ઘડી તે પોતાને તેજ શેહેરમાં જુએ છે, યાને તેની આગળનાં મનસીક પદાર્થમાં શેહેરનો આકાર તેનાં વિચારની શક્તિથી બની જાય

છે. એજ પ્રમાણે જો તે કોઇ દોસ્તનો વીચાર કરે છે તો તેજ ઘડી પોતાના દોસ્તને પોતાની સામેજ ઉભેલો જુએ છે. બેહેસ્તમાં બુરાનુ નામ નીશાનજ નહીં હોવાથી ત્યાં કોઇ બુરો વીચાર કરી શકતુંજ નથી. બેહેસ્તમાં સારા વિચારો કરતાંને વારજ તેઓ પ્રફુલીત થતા હોવાથી, યાને પોતાનાં સારા વિચારો પ્રમાણેજ સૌ બનતું હોવાથી, દરેક શખ્સને ત્યાં આનંદ ઉપજે એ સ્વભાવીકજ છે.

ખાકી દુનિયાંમાં એક શખ્સ બીજાને કાંઇ ઉમદા બાબદ કહેવા માંગે છે ત્યારે તે કેટલીએક વખત બરાબર સમજાવી શકતો નથી, પણ બેહેસ્તમાં તો જે કાંઇ બાબદ કહેવાની હોય તેનો વિચાર કરતાંજ જે વિચાર-આકારો ઉત્પન થાયછે તે જોતાંને વારજ સામો ધણી તમામ વાત સમજી જાયછે. ત્યાં જ્ઞાન પણ એજ રીતે આપવામાં આવે છે. આવી રીતે જ્યારે એક ચેલો પોતાના ગુરૂ પાસે બેહેસ્તમાં જ્ઞાન મેળવતો હોય છે ત્યારે ગુરૂ ગમે એટલો આગળ વધેલો હોય તોપણ ચેલો પોતે જે તબક્કા ઉપર હોય તેટલુંજ અને તેને અનુકુળજ જ્ઞાન તે મેળવી શકે છે. ગુરૂનું તમામ ઉમદા જ્ઞાન તે સમજી શકતો નથી, કારણ પોતાની શક્તિ ઉપરાંત વધુ જ્ઞાન તે લઇ શકતો નથી.

ખાકી દુનિયાંમાં બનેલા તમામ બનાવો બેહેસ્તનાં પદાર્થમાં અતી બારીક ચિત્ર રૂપે જળવાઇ રહેલા હોય છે, જેને ચિત્રગુપ્ત યાને 'આકાશીક રેકર્ડ્સ' અથવા કુદરતની યાદદાસ્ત (memory of nature) કહેવામાં આવે છે. આ બારીક 'આકાશીક-રેકર્દસ'ને એક ચેલો જોઇએ એટલો મોટો કરી શકે છે. જીવતાં જીવત બેહેસ્તની હાલતમાં આવી શકે એટલે દરજ્જે આગળ વધેલો ખોદાશનાસીનો એક અભ્યાસી 'આકાશીક રેકર્દસ' વાંચી શકતો હોવાથી દુનિયાંમાં આગળ બની ગયલા તેમજ હાલ બનતા બનાવો તેની આંખ આગળ વિગતવાર પાછા બની જતા તે ખુલ્લા જોઇ શકે છે. આથી આગળા બનાવો જાણવા માટે તેને તવારીખનો ઉપયોગ કરવાની કાંઇ ગરજ રેતી નથી. વળી તવારીખમાં જ્યારે ભુલચુક થવાનો સંભવ રહેછે, તથા તવારીખમાંથી થોડાં હજાર વર્ષો સુધીનાંજ બનાવો આપણને

મળે છે, ત્યારે 'આકાશીક રેકર્ડસ'માંથી જે બનાવો આગળ બની ગયલા હોય તેજ બનાવો ચિત્ર રૂપે પાછા પોતાની નજર આગળ બની જતા પેલો ચેલો કાંઇ પણ ભુલ વગર જોઇ શકે છે, તથા ફકત હજારો નહીં પણ લાખો વર્ષો ઉપર બની ગયલા બનાવોમાંનો જે કાંઇ બનાવ તે જોવા ચહાતો હોય તે પણ જોઇ શકે છે. ખોદાશનાસીને લગતી થોડીક ચોપડીઓ 'આકાશીક રેકર્ડસ' જોઇનેજ લખવામાં આવી છે.* વળી પારસી લોકો જે માને છે કે મહેર દાવર સર્વે બનાવોનો હીસાબ રાખે છે, તે પણ આ 'આકાશીક રેકર્ડસ'ને લગતોજ ઇસારો હોઇ શકે.

જે ચેલો બેહેસ્તનાં 'અરૂપ' વિભાગમાં યાને સૌથી ઉપલા ત્રણ તબક્કા ઉપર જીવતાં જીવત જઇ શકેછે તે પોતાની સઘળી આગલી જીંદગીઓ જોઇ શકે છે. પ્રગટી કરણમાં તે કેવી રીતે આગળ વધ્યો હતો, ખાકી દુનિયામાં તેણે દરેક જીંદગી કેવી રીતે ગુજારી હતી, હાલ પ્રગટી કરણમાં તે કેટલી હદ સુધી આવી પુગ્યો છે તે દરેક બાબદ તેની આંખ આગળ ખુલ્લી થઇ જાય છે. રવાને આગલી જીંદગીમાં કીધેલાં સારાં નરસા કામો માટે તેને આ જીંદગીમાં જે સુખ દુઃખ ખમવાં પડે છે તેમાં સમાયલો ખોદાનો અદલ ઇનસાફ તે સ્પષ્ટ રીતે ત્યાં સમજી શકતો હોવાથી તે માટે ઘણો અજબ થઇ જાય છે. રવાનને જ્ઞાન મેળવવા ખાકી દુનિયામાં હજારો ફેરા ખાવા પડે છે એવું તે અત્યાર સુધી તેની અક્કલને વાજબી લાગવાથી તથા તેનુ અંતઃકરણ કબુલ કરતું હોવાથીજ તે માનતો હતો, પણ હવે તો જાતી અનુભવ થવાથી તે બાબદની સચ્ચાઇ વીશે તેને જરાકપણ શક રહેતો નથી. આ વાતની સચ્ચાઇ શોધી કહાડવા માટે અત્યાર સુધી જે સબુરી રાખી ખોદાશનાસીની સરતો પ્રમાણે તે ચાલ્યો હતો તે સબુરીનો બદલો તેને પુરતો મલેલો, બલકે મેહેનત કરતાં ઘણે દરજ્જે વધુ મળેલો જોઇ તે ખુશી થાય છે. આવી રીતે સબુરીની ખરી ખુબી તેને આ વખતેજ માલમ પડે છે.

---

* 'આકાશીક રેકર્ડસ' જોઇને લખેલી ચોપડીઓના નામઃ—

Story of Atlantis, by Mr. Sinnett and Mr. Scot Elliot. The Christian Creed, by C. W. Leadbeater.

પોતાના આગલાં જન્મો વીષે આવી રીતે એક વખત જાતી અનુભવ થયા જ્યારે પછી બીજાઓને તે બોલતા સમજે છે કે 'રવાન એકજ વખત ખાકી દુનિયામાં જન્મ લે છે અને ત્યારપછી બેહેસ્ત યા દોજખમાં તે હંમેશ સુધી રહે છે,' ત્યારે આ બે ઉંધુ તથા ગેરવાજબી બોલવું સમજી તેને બીચારા બોલનારની દયા આવે છે. આ વખતે તે બોલનાર ઉપર મુદ્દલ ગુસ્સે થતો નથી, તેમજ બોલનારને ધીક્કારથી તુચ્છકારી કહાડતો નથી, કારણ કે મીનોઇ જ્ઞાનથી તેનાંમાં લાયકાત, ભલમનસાઇ, નમ્રતા, તથા સાલેસાઇ ઘણી પ્રગટી નીકળેલી હોય છે. બુરામાં બુરા માણસને, તેમજ કજીઆખોર અને ટકટકીઆ માણસોને લઇ ચલાવવા માટે જોઇતી સબુરી તેણે અખત્યાર કરેલી હોય છે. બીજાઓને લઇ ચલાવવા(Tolerance) ના ઉમેદા ગુણને મીનોઇ જ્ઞાનને લીધે ખીલવેલો હોવાથી તે સારી રીતે સમજતો હોય છે કે બીજાઓને ખરૂં જ્ઞાન નહીં હોવાથી તથા પોતાનાં આગલા જન્મોનો જાતી અનુભવ નહીં હોવાથી તેઓ આ વાત માનતા નથી, પણ જ્ઞાનમાં આગળ વધવા પછી જ્યારે એઓનું અંતઃકરણ પણ એ વાત કબુલ કરશે, જ્યારે મારી માફક એઓને પણ એનો જાતી અનુભવ થશે ત્યારે એઓપણ આ વાત કબુલ કરશે, એટલુંજ નહીં પણ તે વખતે પોતાના આગલાં અજ્ઞાનપણાનો તેઓને ખરો ખ્યાલ આવવાથી તેઓ ઘણાંજ નમાના અને સાલેસાઇવાળા બની જશે. એક બાળક લાંબા હાથ કરી ચંદ્રમાને પકડવા જાય છે અને તે હાથમાં નથી આવતો તેથી રડે છે તે જોઇ આપણે જેમ તે નીર્દોષ બાળકને તુચ્છકારતા નથી પણ સામું આપણને હસવું આવે છે, કારણ કે આપણે સમજીએ છીએ કે બાળક ફકત પોતાનાં અજ્ઞાનપણાંને લીધેજ ચંદ્રમાને પકડવા જાય છે, તેજ પ્રમાણે બીજાઓને અજ્ઞાનપણાંમાં આગળા જન્મો કબુલ નહીં કરતા જોઇ પેલા જ્ઞાની ચેલાને હસવું આવે છે, તેમજ તેઓનાં ટુંક જ્ઞાન માટે તેને દયા છુટે છે.

પૃથ્વીની શરૂઆતથી તે આજ સુધીમાં દુનિયામાં પેદા થયલા અબજો માણસોમાંથી એક પણ એવા માણસ વીશે આપણે નથી

સાબત્યું કે જેને દોજખ તથા બેહેસ્તમા જઇ જાતી અનુભવથી ખાતરી કરી એમ કહ્યુ હોય કે રવાનને ફક્ત એકજ વખત આ ખાકી દુનિયામા જન્મ લેવો પડે છે પણ બીજા હાથ ઉપર ખોદા શનાસીના હજારો ચેલાઓ આગળ થઇ ગયલા છે, તેમજ થોડા હાલ પણ હૈયાત છે, કે જેઓ મીનોઇ જ્ઞાનની મદદથી બેહેસ્ત તથા દોજખનો જાતી અનુભવ જીવતા જીવત મેળવ્યા પછી હીમતથી કહી ગયા છે અને કહે છે કે રવાનને દુનિયાનુ સંપુર્ણ જ્ઞાન મેળવવા માટે હજારો ફેરા ખાકી દુનિયામા ખાવા પડે છે એટલુજ નહીં પણ તેઓ ખુલ્લુ લખી ગયા છે કે જેને એ માટે ખાતરી કરવી હોય તેને ખોદાશનાસીની સખ્ત પ્રમાણે ચાલવુ અને ત્યા આપવામા આવેલા સદગુણો મેળવવાની કોશેશ કરવી તેઓ પોતાને માટે બોલતા એવુ જણાવે છે કે તેઓ પણ એક જીદગીમા બીજાઓનાજ જેવા અજ્ઞાની હતા, તેઓને પણ એક વખત આ બાબદની સચ્ચાઇ વીશે ઘણો શક હતો, પણ આ સચ્ચાઇ શોધી કહાડવા માટે ઘણા આતુર હોવાથી, તથા ઘણીક મુશીબતો વેઠી ખોદાશનાસીની શરતો પ્રમાણે ચાલવાની અતી ખંતીલી કોશેશ કરવાથીજ તેઓ આખરે તે સચ્ચાઇ મેળવી શક્યા છે

બેહેસ્તનુ સુખ ભોગવવાને ખાતર કોઇપણ જાતની પરમાર્થી લાગણીની જરૂર છે એ લાગણીઓ જુદી જુદી તરાહની હોય છે, અને તે પ્રમાણે જુદા જુદા પ્રકારની બેહેસ્તની હાલત થાય છે, જેના મુખ્ય સાત વિભાગો કરવામા આવ્યા છે એ વિભાગો વીશે આપણા લોકોમા પણ જાત જાતના નામો જાહેર છે જેવા કે સતર પાયા, મહાપાયા, ખોરશેદપાયા, ગરોથમાન્, વીગેરે

અતરે એક બાબદના ખુલાસાની જરૂર છે 'કામરૂપ'ની એસ્ટ્રલ દુનિયામાની જીદગી જોતા આપણે જોયુ કે તેના સાત પડોમાના દરેકમા જો ઘણો ઘર પદાર્થ ગઇ જીદગીમા ભેગો થયો હોય તો તે રવાન એક પછી એક સાતે તબક્કાઓ ઉપર જાગૃત થઇ સાત જાતનુ ભાન વાના ફરતુ લે છે પહેલા તે એસ્ટ્રલ દુનિયાના પહેલા

તબક્કાની દુઃખી દોજખી હાલત ભોગવે છે. તે હાલતમાં જ્યારે હવસો નીકલી જવાથી 'કામરૂપ'નું બાહેરનુ પડ વીખરાઇ જાય છે ત્યારે બીજા તબક્કા ઉપર તે જાગૃત થઇ ત્યાંનું ભાન લે છે. તે પુરૂં થતાં ત્રીજા ઉપર અને એ પ્રમાણે એક પછી એક સાતે તબક્કા ઉપર તે જાગૃત થાય છે. પણ એક તબકકા ઉપર એકજ જાતનું ભાન થાય છે, તેથી નીચલા યા ઉંચા તબક્કાનું ભાન થતું નથી. જો એમાંના એકુ તબક્કાને લગતા પડમાં ઘણો ઘટ પદાર્થ ભેગો નહીં હોય તો તે ત્યાં જાગૃત થતો નથી. હવે બેહેસ્તનાં પણ સાત તબક્કાઓ છે, અને દરેકમાં જુદી જાતનું ભાન થાય છે. પણ મરણ પછી જેમ એસ્સલ શરીરનો સાત જાતનો ભેળાયલો પદાર્થ છુટો થઇ એક ઉપર એક ગોથવાઇ ગયલાં સાત પડોમાં ફેરવાઇ જવાથી "કામરૂપ" બને છે તેમ 'મનસીક' શરીરની બાબદમાં થતું નથી. તે શરીરમાં તો જેમ ખાકી જીંદગી દરમ્યાન સાતે જાતનો 'મનસીક' પદાર્થ ભેલાઇને રહેલો હોય છે તેમજ મરણ પછી પણ રહે છે, યાને સાત જુદાં જુદાં પડોમાં તે છુટો પડી જતો નથી. એનું પરીણામ એ આવે છે કે કોઇ પણ પુરૂપને બેહેસ્તના સાતે તબક્કા ઉપર જવાની જરૂરજ રહેતી નથી. કારણ કે બેહેસ્તનાં ઉપલા તબક્કાઓ ઉપરથી તે તબક્કાનું તેમજ તેનાંથી નીચલા તબક્કાનું ભાન લેવાઇ શકાય છે. સાતમાં તબક્કા ઉપર સાતે જાતનું ભાન, છઠ્ઠા ઉપર છ જાતનું ભાન, પાંચમાં ઉપર પાંચ જાતનું એ પ્રમાણે ઘણી જાતનાં ભાન સાથે થાય છે. ફકત પહેલા અથવા સર્વેથી નીચલા તબક્કા ઉપર એકજ જાતનું ભાન થાય છે.

દરેક માણસ એસ્સલ દુનિયા છોડયા પછી બેભાન થઇ જાય છે અને બેહેસ્તનાં જે ઉંચામાં ઉંચો તબક્કો ભોગવવાને તે લાયકનો હોય છે તે તબક્કા ઉપર આવતાંજ તે એકદમ જાગૃત થઇ તે તબકકો તથા તેની નીચેનાં સર્વે તબક્કાનું ભાન પોતાની લાયકાત પ્રમાણે તે ત્યાં રાખી શકે છે. જો એક માણસની ઉમદામાં ઉમદી પરમાર્થી લાગણી બેહેસ્તનાં ત્રીજા તબક્કાને લગતી હોય અને તેમા વળી જો પેહેલાં અને બીજા તબકકાને લગતી પણ લાગણીઓ થોડે દરજ્જે

હોય તો તે એકદમ ત્રીજા ઉપરજ જાગૃત થઇ ત્રણે પ્રકારની લાગણી ત્યાં ભોગવે છે. દાખલા તરીકે બેહેસ્તનાં પહેલા તબકકા ઉપર લઇ જનારી લાગણી કુટુંબ તરફનો પરમાર્થી પ્યાર છે તથા બીજા તબકકાને લગતી લાગણી ભક્તિભાવની છે. હવે એક શખ્સમાં આ બેઉ જાતની લાગણીઓ હોય અને તેથી ઉંચા દરજ્જાની પરમાર્થી લાગણી ગેરહાજર હોય તો તે બીજા તબકકા ઉપર જાગૃત થઇ ત્યાં બન્ને અનુભવ મેળવે છે. એટલે કે પોતાનાં કુટુંબની સાથેજ ભક્તિ કરવામાં મસગુલ રહી પોતે મેળવી શકે તેટલો આનંદ મેળવે છે. હવે જો તેનામાં ફક્ત કુટુંબ તરફનો પરમાર્થી પ્યારજ હતે અને તે કરતાં ઉંચી કોઇબી પરમાર્થી લાગણી નહી હતે તો તે પહેલા તબક્કા ઉપરજ જાગૃત થઇ કુટુંબની સાથનાંજ સુખમાં ચકચુર રહેતે. આ ઉપરથી જણાય છે કે દરેક રવાન પોતામાં ઉંચામાં ઉંચી જે પરમાર્થી લાગણી હોય તેને લગતા તબક્કા ઉપરજ જાગૃત થઇ ત્યાં તે લાગણી તથા તેનાંથી ઉતરતી લાગણીઓનું સુખ ભોગવે છે. પણ તેને અલગ બધા તબકકાઓ ઉપરથી પસાર થવું પડતું નથી. ત્યારે જેઓ બેહેસ્તનાં પહેલા તબકકા ઉપર જાગૃત હોય તેઓ માટે કહી શકાય કે તેઓમાં કુટુંબ તરફનાં પ્યાર કરતાં બીજી વધુ ઉંચી પરમાર્થી લાગણી એટલા પ્રમાણમાં હોતી નથી. આથી એ હાલત ભોગવી રહેવા સાથે તેઓની બેહેસ્તની જીંદગી ખલાસ થાય છે. દરેક રવાન પોતાની ઉંચામાં ઉંચી લાગણીને લગતા તબકકા ઉપરજ બેહેસ્તનો કુલ વખત કહાડે છે. એસ્ત્રલ દુનિયાની માફક એક પછી એક સાતે તબકકાઓ માંહેથી તે વારા ફરતી પસાર થતો નથી.

હવે આપણે એ તબકકાઓ એક પછી એક તપાસીએ. પણ એટલું યાદ રાખવું કે એક તબકકા ઉપર જાગૃત થનાર રવાનમાં તેનાથી ઉપલા તબકકાઓની લાગણી ગેરહાજર હોવાથી તેથી ઉંચું બેહેસ્ત તે ભોગવી શકતો નથી. દરેક પુરૂષ પોતાથી ઉંચામાં ઉંચો જે તબકકો ભોગવી શકાય તે તબકકા ઉપરજ જાગૃત થાય છે.

## કુટુંબ તરફનો બીનસ્વાર્થી પ્યાર.

'મનસીક દુનિયા'ના યાને બેહેસ્તનાં જે સાત તબકકાઓ કરવામાં આવ્યા છે તેમાંનો પહેલો યાને સૌથી નીચલો તબકકો કુટુંબ તરફનો પરમાર્થી પ્યાર દર્શાવનારો હોય છે. જે શખ્સો ખાકી જીંદગી દરમ્યાન પોતાના કુટુંબ કબીલા માટે જેટલો પ્યાર ધરાવતા હોય તેટલો પ્યાર બીજા કસા માટે ધરાવતા નહીં હોય એવા શખ્સો પોતાની લાગણીઓ, હવસો, તથા સ્વાર્થિ કામોનો બદલો એસ્ત્રલ દુનિયામાં મેળવ્યા પછી કુટુંબ તરફના બીનસ્વાર્થિ પ્યારને લીધે બેહેસ્તનાં આ પેહેલા તબકકાપર ભાન સહીત રહી શકે છે. ખાકી દુનિયામાં બતલાવવામાં આવતો કુટુંબ તરફનો તથા સગાંઓ માટેનો પ્યાર બીનસ્વાર્થિ તેમજ આપસ્વાર્થિ પણ હોઇ શકે છે. એક માતાનો પોતાનાં બચ્ચાં માટેનો પ્યાર ઘણો ખરો બીનસ્વાર્થિ હોય છે. જોકે કોઇ વખત એવું પણ બને છે કે એક માતા પોતાનાં છોકરાંઓ માટે તદન બેદરકાર હોય છે. વળી કેટલીએક વખત તો તેણીનાં ફરજંદો માટે પારકાંને જેટલી દયા આવે છે તેટલી પણ દયા તેણીને આવતી નથી, જોકે ફરજંદો તેણીને ચહાતા હોય છે. એવામાં સારાં નસીબે જો તેણીનાં એકાદ દીકરાને મોટી ચાકરી યા પૈસા મળે છે તો પૈસા જોઇ દીકરા માટે તેણીનો પ્યાર બાહેરથી ઉભરાઇ આવે છે. આવા મતલબીઆ પ્યારને ખરા પ્યાર સાથ ભેળી નાંખવો નહીં જોઇએ. વળી કેટલીક વખતે એક દીકરો, યા બાયડી, કાઇ મનભાવતી ચીજ જોઇતી હોય તે વખતે પોતાના બાપ યા ધણી ઉપર વધુ પ્યાર બતલાવતી જણાય છે. એવા મતલબી પ્યાર ધરાવનારાઓ બેહેસ્ત ભોગવતા નથી. જેનો પ્યાર ખરો અને બીનસ્વાર્થિ હોય છે તે શખ્સ પ્યારનાં બદલા તરીકે કસાની પણ આશા રાખતોજ નથી. જેને માટે તે પ્યાર ધરાવતો હોય તેની પાસેથી કાંઇપણ ચીજ મેળવવાને બદલે સઘળું તેને આપવા-માંજ તે સુખ સમજે છે. તેનેથી લાભ મેળવવાનો તો તે કદી

વીચાર પણ કરતો નથી, એટલુંજ નહીં પણ પ્યારનાં બદલામાં સામા ધણી તરફથી વળતો પ્યાર મેળવવાની પણ આશા રાખતો નથી. આવા માણસો સેહેલથી બેહેસ્તમાં જઇ શકે છે. જો તેઓ કુટુંબ તરફનાં પ્યાર કરતાં વધુ ઉંચા પ્રકારનો પ્યાર ઝાઝો ધરાવતા હોતા નથી તો તેઓને આ પહેલા તબકકા ઉપરજ રહેવું પડે છે.

સગાઓ ઉપર પ્યાર બતલાવવામાં જેઓની મતલબ સગાઓ પાસે કંઇ મેળવવાની, યા પોતાની કાંઇ ઇચ્છા તૃપ્ત કરવાની, યા કાંઇ મતલબ કહાડી લેવાની હોય છે, જેઓ આપવા કરતાં સગાઓ પાસે મેળવવાની વધુ ઇચ્છા રાખતા હોય છે, જેઓ સગાઓનો પ્યાર જીતી લેવા યા તેઓમાં પોતા વિશે સારો વિચાર બેસાડવા માટેજ તેઓ તરફ પ્યાર બતલાવતા હોય છે, તેઓ પોતાના આપ મતલબીઆ પ્યારનો બદલો હુમેસ્તગેહાનમાંજ મેલવી શકે છે. આપસ્વાર્થી પ્યાર યા કામો તેઓને બહેસ્તમાં જતા અટકાવે છે, જ્યારે બીન સ્વાર્થી કામો ગોયા બહેસ્તમાં દાખલ થવાનો પરવાનો (Passport )છે.

અતરે યાને પહેલા તબકકા ઉપર એક મરનાર પોતાનાં વ્હાલાં સગાઓ સાથ અતી સુખી હાલતમાં રહેતો જણાય છે. તેને અતરે જેટલી ખુશાલી ઉપજે છે તેટલી ખુશાળી તેને કોઇ દીવસ પણ ખાકી જીંદગીમાં ઉપજેલી હોતી નથી. મરનાર પોતાનાં જે વ્હાલાં કુટુંબનાં માણસોને પોતાની પાસે જોય છે તેઓ જોકે મરનારના વીચારોથી 'મનસીક પદાર્થ'માં ઉત્પન થયલા આકારો હોય છે, તે છતાં તેઓ એવાતો આબેહુબ મરનારનાં સગાઓને મળતાં આવે છે કે મરનાર તેઓને જીવતાં જાગતાંજ સમજી ઘણો ખુશી થાય છે. આથી જે સગાઓ ખાકી દુનિયામાં હજુ જીવતા હોય છે તેઓને પણ મરનાર પોતાની સાથે રહેલા વીચારી ખુશી થાય છે. જે 'મનસીક' શરીરમાં મરનાર હોય છે તેવીજ જાતના 'મનશીક' શરીરમા પોતાના સગાંઓને પણ પોતાની આસપાસ જોતો હોવાથી મરનાર તેઓને જીવતાં જાગતા સગાંઓ તરીકેજ ઓલખે છે, તથા તેઓ સાથ હદ બહાર આનંદમાં વખત ગુજરે છે.

મરનાર જે સગાંઓનાં આકારો પોતાની આગળ ઉત્પન કરે છે તે સગાઓ પ્રગટી કરણમાં જેમ આગળ વધેલાં હોય છે તેમ તે આકારો વધારે આબેહુબ અને જીવતાં બને છે, કારણ આગળ વધેલા માણસનું સ્વાન પોતાની શકિતનો થોડો ભાગ પોતાનાં મરનાર સગાએ ઉત્પન કીધેલાં તેના આકારમાં મોકલી શકે છે. વળી મરનાર બેહેસ્તમાં પોતાનાં સગાઓ ઉપર જે પ્યાર વરસાવે છે તથા તેને માટે જે ભલા વીચારો કરે છે તેની અસર વધુ કેળવણી પામેલાં હૈયાત સગા ઉપર વધુ થાય છે. એને લગતો એક દાખલો ખોદાશનાસીમાં આગળ વધેલા એક અભ્યાસી તરફથી જાતી અનુભવથી આપવામા આવેલો છે તે જાણ્યાથી આ બાબદ વધુ સમજ પડશે.

એક માતા પોતાનાં અતી વ્હાલાં બે ફરજંદોને મેલી ગુજરી ગઇ હતી. 'એસ્ત્રલ દુનિયા'માં હલકા કામોનો બદલો મેળવ્યા પછી તેણી બેહેસ્તનાં આ તબકકા ઉપર પોતાનાં વ્હાલા દીકરાઓના ઉત્પન કીધેલા આકારોને ખરા માની તેઓની હાજરીમાં મજાહ લેતી હતી. તેણી મરણ પામી તે વખતે એક છોકરાની ઉમ્મર પંદર તથા બીજાની સોળ વરસની હતી. અને જોકે તેણી બેહેસ્તમાં દાખલ થઇ તે વખતે તેણીને ગુજરવાને વીસ વરસ થઇ ગયા હતા તે છતાં તેણી બેહેસ્તમાં તો પોતાનાં વ્હાલાં ફરજંદોને પંદર તથા સોળ વરસનાંજ જોતી હતી. કારણ તેણીએ તેઓને છેલ્લા જોયા તે વખતે તેઓ જેવા છોકરવણ વયના લાગતા હતા તેવાજ વીચારો તેણીથી થઇ શકતા હોવાથી તેવાજ છોકરવણ આકારો તેણી ઉત્પન કરી શકતી હતી. આવી રીતે પોતાનીજ વિચાર શકિતથી ઉત્પન થયલા દીકરાઓ ઉપર તેણી જે હદ બાહાર પ્યાર બેહેસ્તમાં વરસાવતી હતી તેની લાભકારક અસર ખાકી દુનિયામાં તેના હૈયાત છોકરાઓ ઉપર થતી હતી. એઓની ઉમર આ વખતે પાંતરીસ તથા છત્રીસ વરસની થવા આવી હતી. આ અસર બેઉ દીકરાઓ ઉપર એક સરખી થતી નહીં હતી, જોકે તેણીતો એક સરખોજ પ્યાર બેઉ ઉપર દર્શાવતી હતી. તેણીએ ઉત્પન કીધેલાં બેઉ દીકરાઓનાં આકારોમાં ઘણો ફેર હતો. એકનો આકાર લગભગ ખાલી ખોખા જેવો જીવન

શકિત વગરનો જણાતો હતો, જ્યારે બીજાનો આકાર શકિત ધરાવનારો યાને જીવતાં માણસ જેવો લાગતો હતો. આ તફાવત તેણી પોતે જોઇ શકતી નહીં હતી. પણ આગળ વધેલો એક અભ્યાસી સહેલથી જોઇ શકતો હતો. આ માટે તપાસ કરતા તે ચેલાને માલમ પડયું કે તેણીનો એક દીકરો વિદ્યા અભ્યાસમાં ઘણો આગળ વધેલો હોવાથી તથા બીનસ્વાર્થિ ઉંચા ગુણો ધરાવતો હોવાથી તેનું રવાન તેની માતાએ બેહેસ્તમાં ઉભાં કીધેલાં તેનાં આકારમાં પોતાની શકિત મોકલી શકતું હતું, જ્યારે બીજો દુનિયાદારીમાંજ મશગુલ રહેતો હોવાથી તથા વિદ્યા યા ઉમદા ખાસીઅતો ઓછો ધરાવતો નહીં હોવાથી તેનું રવાન પોતાની શકિત પેલા આકારમાં મોકલી શકતું નહીં હતું. આથી માતાના પ્યારની અસર પણ વધુ કાબેલ દીકરા ઉપર વધારે થતી હતી. કારણ તેની સાથ પેલા માતાનાં વિચારથી ઉભા થયલા આકારને ઘણો સંબંધ હતો.

ખાકી દુનિયામાં જીંદગી ગુજારતો એક શખ્સ બેહેસ્તમાં દાખલ થયલા એક મરનાર સગા સાથે ઉપલી પ્રકારનો સંબંધ સીવાય બીજો કોઇપણ પ્રકારનો સંબંધ ધરાવી શકતો નથી. બેહેસ્તમાં ગયલા શખ્સો ખાકી દુનિયામાં બનતા બનાવો વીશે તદન બીન વાકેફ રહે છે, તેઓને તે માટે કાંઇપણ ખબર પડતી નથી.

મનશક્તિમાં આગળ વધેલા એક શખ્સનું રવાન જોકે તેનાં સગાએ બેહેસ્તમાં ઉભા કીધેલા આકારમાં શકિત મોકલી શકે છે તે છતાં તે માણસને પોતાને તે વિશે કાંઇ ખબર પડતી નથી, પોતાનું રવાન શકિત મોકલી આપે છે તે પોતે ખાકી શરીરમાં જાણી શકતો નથી. પણ ખોદાશનાસીમાં આગળ વધેલો અભ્યાસી તો પુરભાન સાથે તેવા આકારમાં શકિત મોકલી શકે છે, એટલુંજ નહીં પણ પોતાનો આકાર ઉત્પન કરનાર સાથ વાત પણ કરી શકે છે.

બેહેસ્તનાં આ પહેલા તબક્કા ઉપર તેમજ બીજા, ત્રીજા અને ચોથા તબકકાઓ ઉપર મરનાર 'મનશીક શરીર'માંજ રહી શકે છે જે શરીર જેમ મરનારે વધુ જ્ઞાન મેળવેલું હોય છે, તેમ વધુ પ્રકાશીત બનેલું હોય છે.

આ ખીકટ મીનોઇ બાબદને સેહેલ કરવાના હેતુથી યાને સા-ધારણ માણસોને આ બાબદ સમજવામાં ગુચવણ નહી પડે એટલા માટે માણસનાં ત્રણ મીનોઇ તત્વોને એકજ તત્વ (આત્મા-બુધી-મનસ) તરીકે ગણી તેને રવાન નામ આપવામાં આવ્યું છે, અને આ લખા-ણમાં અત્યાર સુધી રવાનનો ઉપલોજ અર્થ કરવામાં આવ્યો છે, પણ કેટલુંક જ્ઞાન મેળવ્યા પછી હવે આ જગ્યાએ રવાન માટે એક વધુ મીના જણાવવાની જરૂર જણાય છે. દરેક માણસનું રવાન ખાકી દુનિયામાં જન્મ લેતી વખતે પોતાનું એક કીરણ તેના ખાકી શરીર-માં મોકલે છે. આ 'કીરણ' નીચલા શરીરોમાં યાને 'ખાકી', 'એસ્ત્રલ', તથા 'મનસીક' શરીરોમાં કામ કરે છે, જ્યારે રવાન પોતે 'કારણ શરીર'માં રહે છે. આ 'કીરણ' ખાકી દુનિયામાં અનુભવ મેળવીને ખાકી શરીરનાં મરણબાદ એસ્ત્રલ દુનિયામાં તથા ત્યારપછી બેહેસ્તનાં રૂપ' વિભાગમાં પોતાનું કામ બજાવીને બેહિસ્તનાં પાંચમાં તબકકા ઉપર જાય છે. અહીંઆં આ 'કીરણ' પોતાનાં રવાનમાં મળી જઇ પોતે છેલ્લા જન્મમાં મેળવેલો અનુભવ તેમાં આમેજ કરે છે. આવી રીતે આપણું અમર તત્વ રવાન પોતાનાં એક કીરણની મારફતે ખાકી દુનિયાનો અનુભવ મેળવી પ્રગટી કરણમાં આગળ વધે છે. પોતાનાં 'કીરણ' સાથ મલી જઇ એક જન્મનો અનુભવ મેળવ્યા પછી, વધુ અનુભવ મેળવવા બીજા જન્મમાં ફરીથી એક કીરણને તે ખાકી દુનિયામાં મોકલે છે. આ પ્રમાણે દુનિયાનું તમામ જ્ઞાન મેળવી રહે ત્યાં સુધી તે જન્મો જન્મ એકેક કીરણ મોકલી તેની મારફતે અનુભવ મેળવે છે. દરેક જન્મમાં જોકે, એકનું એકજ 'કીરણ' કાંઇ પાછું આવતું નથી, તે છતાં આગલા જન્મોનાં તમામ અનુભવનો અરક અંતઃકરણ રૂપે દરેક 'કીરણ' પોતાની સાથે લાવે છે. જેમ કેટલાંક નહાંનાં જાન-વરો પોતે જ્યારે ભુખાં થાય છે, ત્યારે પોતાના શરીરમાંથી એક બુંદ જેવો નહાનો ભાગ બહાર કાઢે છે અને તે વડે બહારથી ખોરાક ભેગો કરી તે ખોરાકની સાથે તેને પાછો પોતાનાં શરીરમાં ખેંચી લે છે, તેમ રવાન આગળ વધવાને માટે જ્યારે ભુખું થાય છે ત્યારે મનશીક, એસ્ત્રલ, અને ખાકી દુનિયામાં આ કીરણ મોકલે છે. આ

'કીરણ' તેની આખી બાકી જીંદગી સુધી કામ કરી મરણ પછી પોતાનો અનુભવ રવાનને આપે છે. આપણે દુનિયામાં જે કામો કરીએ છીએ તથા મન શકિત બતલાવીએ છીએ તે આપણાં રવાનના આ 'કીરણ'નું કાર્ય કહેવાય છે, જ્યારે રવાન પોતે માત્ર અંતરજ્ઞાન (Intuition) તથા અંતઃકરણ મારફતેજ જાહેર થઇ શકે છે. એટલા માટે જ્યારે દરેક શાધારણ માણસમાં તેના રવાનનું એક માત્ર 'કીરણ' કામ કરતું જણાય છે ત્યારે ચોકસ દરજ્જે પુગેલા જ્ઞાનીઓમાં રવાન પોતે પાધરૂં કામ કરતું જણાય છે.

એક રીતે જોતાં રવાનનુ આ 'કીરણ' અમ્મર લાગે છે જ્યારે બીજી રીતે જોતાં તે અમ્મર નથી લાગતું. એકનું એકજ કીરણ દરેક જન્મમાં પાછું આવતું નહીં હોવાથી તથા પોતાપણું (individuality) મરણ પછી ખોઇ દેતું હોવાથી તે અમ્મર નહીં હોય એમ કેટલાકોને લાગે. પણ આગલા જન્મોનો તમામ અનુભવ દરેક કીરણ પોતાની સાથેજ લાવતું હોવાથી તથા દરેક કીરણ આપણાં અમ્મર તત્વ રવાનમાંથીજ નીકલતું હોવાથી તે અમ્મરજ કહેવાય. આ ભેદી બાબદ કેટલાએક ફીલસુફો જુદી જુદી અલંકારીક રીતે સમજાવી ગયલા માલમ પડે છે.

જરથોસ્તી ધર્મમાં જ્યાં કેટલીએક ક્રીયાઓ રવાન માટે અને કેટલીએક ફરોહર માટે જણાવવામાં આવી છે ત્યાં કઇ ક્રીયા રવાન માટે કરવી અને કઇ ફરોહર માટે કરવી તે આપણાં દસ્તુર દાવરો વધુ જાણતા હોવા જોઇએ, માટે તેઓને પુછયાથી તે વીશેનો ખુલાસો મેળવી શકાશે. પણ રવાનની ક્રીયા કેટલો વખત સુધી કરવી તે માટે ખોદાશનાસી વધારે રોશની ફેંકી શકે છે, યાને ખોદાશનાસીની મદદથી સારી રીતે તે સમજી શકાય છે. એક માણસનાં ગુજરવા પછી તેનાં રવાનનું 'કીરણ' પેહલા એસ્ત્રલ દુનિયામાં અને ત્યાર બાદ બેહેસ્તના 'રૂપ' વીભાગમાં હૈયાતી ભોગવે છે, જે પછી બેહેસ્તનાં પાંચમાં તબકા ઉપર પોતાનાં રવાન સાથે મળી જતું હોવાથી 'કીરણ' તરીકેની તેની જીંદગી ખતમ થાય છે. એટલા માટે રવાનની ક્રીયા ચાલુ રાખવાનો લાંબામાં લાંબો વખત મરણ દીવસથી

તે પેલુ 'કીરણુ' તેના રવાનમા મળી જાય ત્યા સુધીનો લેવાઇ શકાય. પણુ એટલો લાબો વખતવેર ક્રીયાકામ ચાલુ રાખવાની અગત્ય જણાતી નથી મરણુ પાછળની ક્રીયાનો મુખ્ય હેતુ મરનારના 'એસ્ટ્રલ શરીર'મા ચોકસ જાતની ધ્રુજણી ઉત્પન્ન કરવાનો હોય છે, કે જેથી મરનારનુ એસ્ટ્રલ શરીર જલદીથી વીખરાઇ જાય, અને તેમા રહેલુ 'કીરણુ' બેહેસ્તમા દાખલ થઇ પોતાના રવાનમા મળી જઇ પોતાનો બન્ને દુનિયાનો અનુભવ તેમા આમેજ કરે પણુ આપણે આગળ જોઇ ગયા કે એસ્ટ્રલ દુનિયાના ત્રણુ ઉપલા તબક્કાઓ ઉપર યાને હમેસ્ત ગેહાનમા રવાન (કીરણુ) કાઇ દુ ખ ભોગવતુ નથી, પણુ ઘણી સુખી હાલતમા રહે છે, જ્યારે નીચલા ચાર તબક્કા ઉપરજ વધતુ ઓછુ દુ ખ તેને ભોગવવુ પડે છે એટલા માટે જ્યા સુધી તે 'કીરણુ' એસ્ટ્રલ દુનિયાના હેઠલા ચાર તબક્કા ઉપર હોય ત્યા સુધી મરનારને માટે ક્રીયાઓની વધુ જરૂર જણાય છે રવાનનુ આ 'કીરણુ' કેટલા વરસો સુધી હેઠલા ચાર તબક્કા ઉપર રહે છે તેનો આધાર તેને ખાકી દુનિયામા ગુજારેલી જીદગી ઉપર હોય છે જેણુ બુરા કામ વધુ કીધા હોય છે, તેને ઘણાક વરસો સુધી નીચલા તબક્કા ઉપર રહેવુ પડતુ હોવાથી તેવા શખ્સને માટે તેટલી લાબી મુદ્દત સુધી ક્રીયાકામ કરાવવી જોઇએ છે સાધારણુ નીતીના માણસો ના રવાનને માટે સરાસરી લેતા ખોદાશનાસી પ્રમાણે પચીસ વરસ સુધી ક્રીયા કરવી ઘટે છે

એ ક્રીયાની અસરનો મુખ્ય આધાર ચોકસ ભણુતરો બરાબર ઉચારથી ભણુવા ઉપર રહેલો છે ખોદાશનાસીમા બહુ આગળ વધેલા પયગંબરી મહાત્માઓએ ગુપ્ત જ્ઞાનને આધારે ચોકસ શબ્દો એવી રીતે ગોઠવ્યા છે કે તેના ઉચ્ચારથી જે ધ્રુજણીઓ ખાકી પદાર્થમા થાય તે ત્યાથી ઇથેરીક પદાર્થમા થઇ એસ્ટ્રલ પદાર્થમા પણુ તેવીજ ધ્રુજણીઓ ઉત્પન્ન કરી મરનારના 'કામરૂપ'ના ઘટ પડોને ચોક્કસ દરજ્જે વીખરાઇ જવામા મદદ કરે છે વળી એ ભણુતરની અસર તે ભણુતર ભણુનારની હાલત ઉપર પણુ રહે છે. પહેલા તો તે ભણુનાર અશો જોઇએ, પરહેજગાર જીદગી ગુજારનારો

હોવો જોઇએ. બીજુ, તેણે તે ભણતરનો શુદ્ધ ઉચાર કરતા આવડયો જોઇએ. ત્રીજું, ભણતી વખટે તેણે પોતાનું મન દુનિયાઇ બાબદોથી અલગ કરી મરનારને બેહેસ્તમાં પુગાડવાની મજબુત ઇચ્છામાંજ રોકવું જોઇએ. હવે આ જમાનામાં આ ત્રણે ગુણો ધરાવનાર શખસ મળવો બહુ મુશકેલ છે. હાલમાં તો, એ ભણનારા ફક્ત સાધારણ માણસો હોય છે, જેઓમાં પરહેજગારીનો ખાસ અંશ જણાતો નથી. બીજું, તેઓ ભણતરનો ખરો ઉચ્ચાર જવલેજ કરે છે. અને ત્રીજું તેઓ ભાડુતી ભણનારા હોવાને લીધે પોતાનાં મનને ઉપલી બાબદ ઉપર લગાડવાને બદલે ભણતી વખત ચોતરફ ભમવા દે છે. ઘણી વખત તો તેઓનું ધ્યાન કયારે તે કામ પુરૂં કરી તેઓ અમુક પૈસા લઇ ચાલવા માંડે તેની ઉપરજ ખાસ રોકેલું રાખે છે. આ કમનસીબ સંજોગોથી ભણતરોની અસર કેટલી બધી કમી થતી હશે? મરનારનાં સગાંઓ પાસ, આગલાં પ્રકરણમાં કહેલું, એક અતી મજબુત સાંધણ ગુજરેલાંને મદદ કરવાનું છે. અને તે એજ કે ચાલુ એક ચિત્તથી અને ખરા જીગરના પ્યારથી મરનાર જલદી બેહેસ્તમાં જાય એવી દુવાઓ ગુજારવી. એ દુવાઓ જેમતેમ બબડી કહાડેલા ભણતરો કરતાં વધુ અસર કરશે. અને ભાડુતી લાગણી વગરનાં ભણતર ઉપરજ આપણાં વહાલાં ગુજરેલાને છોડવા કરતાં જાતે સારી દુવાઓથી, તેઓ તરફ રાહબર ફરેસ્તા, યાને તેઓને મદદ કરનારા વિચાર-આકારો પણ મોકલવા એ દરેક વીચારવંત માણસની પવિત્ર ફરજ છે.

જેઓ પ્રગટીકરણમાં ઘણાં પછાત હોય છે, જેઓ પોતાનાં સ્વાર્થ વગર એક પણ કામ કરી શકતા નથી, જેઓમાં પારકાના ભલાં માટેની લાગણી મુદલ હોતી નથી, જેઓમાં બીન સ્વાર્થિ પ્યાર સહેજ પણ જણાતો નથી તેઓ બેહસ્તમાં ભાન સાથે રહી શકતા નથી, જો કે દરેક માણસનું રવાનીક 'કીરણ' બાકી દુનિયામાં પાછો જન્મ લેવાની થોડો વખત અગાઉ બેહેસ્તનાં 'અરૂપ' વિભાગના છેલ્લા તબક્કા ઉપર, યાને બેહેસ્તનાં પાંચમાં તબક્કા ઉપર પોતાનાં રવાન સાથ મળી જવા જાય છે. પણ આ વખને એસ્રલ દુનિયામાં

રહેલા સ્વાર્થિ માણસોનાં રવાને બેહેસ્તના આ તબક્કા ઉપર ભાન રાખી શકતા નથી, પણ થોડોજ વખત ભાન વગરની હાલતમાં ત્યાં રહી બાકી દુનિયામાં પાછા જન્મ લે છે.

ઉપલા પ્રકારનાં સૌથી હલકી ક્રીસમનાં માણસોમાં બિન સ્વાર્થિ પ્યારની લાગણી પહેલ વેહેલા કેમ ઉત્પન્ન થવા પામે છે તેનો એક દાખલો તપાસ્યાથી આપણને સારી રીતે સમજ પડશે કે એક માણસ બેહેસ્તમાં ભાન સહીત દાખલ થવાને માટે કેવી રીતે પહેલ વેહેલો લાયક થાય છે.

લંડન શહેરનાં જે ભાગમાં હલકામાં હલકા લોકો વસે છે તે એટલો તો કંગાલ અને અસુખાકારી ભર્યો છે કે ત્યાં સુરજની રોશની તથા હવા જવલેજ દાખલ થઇ શકે છે. ત્યાં વસતા લોકોની અવસ્થા એટલી તો માઠી હોય છે કે તેઓ આખો દીવસ ગધઇ વહીતરૂં કરવા છતાં પણ મહા મુશકેલીએ પોતાનાં કુટુંબનું ગુજરાણ કરી શકે છે. વળી તેઓની ચાલચલણ તથા રીતભાત એવીતો હલકા પ્રકારની હોય છે કે ગાળગલોચ તથા અનિતી ભર્યા શબ્દો વાપર્યા વગર તો તેઓ વાત કરી જાણતાજ નથી. તેઓ તદન અજ્ઞાન તથા સ્વારથી હોય છે. બીનસ્વાર્થિ પ્યાર તે શું તે તો મુદલ જાણતાજ નથી. ટુંકમાં બેહેસ્ત ભોગવી શકાય એવો એકે ગુણ તેઓમાં હોતો નથી. આવી કંગાળ જગ્યામાં અને આવા હલકા માણસોની વચ્ચે ગરીબીનાં સબબથી બેહદ મુશ્કેલીમાં આવી ગયલી એક અતી દયાળુ બાઇને જઇ વસવું પડયું હતું. તેણી શીવી સાંધી જેમ તેમ પોતાનું પુરૂં કરતી હતી. ગુજરાન માટે તેણીને-આખો દીવસ કાંઇપણ આસાએસ વગર કામ કરવું પડતું હતું તે છતાં પોતે ઘણી દયાળુ દીલની હોવાથી પારકાઓને મદદ કરવાને સદા તૈયાર રહેતી. જે કોઇ શખ્સનાં સંબંધમાં તેણી આવતી તેની ઉપર તો પ્યાર અને દયાનો ગોયા વરસાદજ વરસાવતી હતી. ગરીબી-ને લીધે તેણીનાં ઓરડાનો સામાન ઘણોજ સાદો તથા થોડો હતો જે તેણી બીજાઓ કરતાં ઘણોજ સાફ અને સુફયાની હાલતમાં રાખતી હતી. અસુખાકારી જગ્યામાં રહેવાથી માણસની તંદુરસ્તી

સારી રહી શકતી નથી, તેમાં વળી તેવી જગ્યામાં રહેતા શખ્સો ઘણાં કુવડ હોય તો પછી તેઓની તંદુરસ્તી સારી રહીજ કેમ શકે. આથી તેણીની આસપાસ વસતા લોકોમાં બીમારીતો સદાની ચાલુજ હતી. જ્યારે મધ્યમ સ્થીતીનાં માણસોમાં ચાલુ બીમારી ઘણીક વખત મુફલેસી લાવે છે, ત્યારે મુફલેસીમાં પીડાતા લોકોમાં તો બીમારી કેટલી બધી ત્રાસદાયક થઇ પડતી હશે તેનો ખ્યાલ કરવો મુશકેલ નથી. પાડોશીઓની બીમારી વખતની આવી બુરી હાલત જોઇ તેણીની દયા ઉભરાઇ આવતી, પણ પૈસાથી મદદ કરવા માટે તેણી તદન અશક્ત હોવાથી તેણી રોહેજ પણ વખત મળવે તેઓની ખીદમતમાં જઇ ઉભી રહેતી, અને અતી દયા તથા પ્યારથી જેટલી તેણીથી બની શકતી એટલી બરદાસ્ત તથા માવજત તેણી કરતી. તેણીની આસપાસનાં હલકા એકલપેટા લોકો સાથ સરખાવતાં તેણી ફરેસ્તાઇ ખસલત ધરાવનારી હતી. આથી આસ્તે આસ્તે તેઓ દુઃખ અને બીમારીમાં તો તેણીને એક દયાળુ મદદગાર ફરેસ્તા તરીકે માનવા લાગ્યાં. ઘણીક વખતે તો પોતાનાં આખા દીવસનાં કામથી થાકેલી હોવા છતાં તેણી અર્ધી અર્ધી રાત સુધી બીમારની સારવારમાં રોકાતી રહેતી હતી. તેણીનાં આ પરોપકારી કામથી બીમારો ઘણા અજબ થવા લાગ્યા. તેણીને કાંઇ પણ સ્વાર્થ વગર અતી પ્યાર અને દયાથી પોતાની સારવાર કરતા જોઇ તેઓનાં દીલમાં તેણી પીશે પ્યાર અને આભારની લાગણી ઉત્પન્ન થવા લાગી. તેઓમાં કોઇ પણ વખત આવો બીનસ્વાર્થિ પ્યાર ઉત્પન્ન થવા પામ્યો નહીં હતો, પણ આ બાઇની હદબહાર દયાળુ વર્તણુક જોઇ એઓમાં પેહેલવહેલી બીનસ્વાર્થિ આભાર તથા પ્યારની લાગણી પ્રગટ થવા લાગી. આ બીમારોમાંથી જ્યારે કોઇ મરણ પામતું ત્યારે તેની આ માયાળુબાઇ તરફની આભાર તથા પ્યારની લાગણીઓને લીધે એસ્ત્રલ દુનિયાંની જીંદગી ખલાસ કર્યા પછી તે બેહેસ્તનાં સૌથી નીચલા તબક્કા ઉપર ભાન શહીત જઇ શકતો હતો.

આ તબક્કા ઉપર આવી રીતે એક વખત એક શખ્સનાં આવ્યા પછી તેનાંમાં આ બીન સ્વાર્થિ પ્યાર વધુ ખીલે છે જે તે

ખાકી દુન્યામા પાછો જન્મ લેતી વખતે ખાસીયત તરીકે પોતાની સાથે લઈ આવે છે, અને આ ખાસીયતને લીધે ત્યાર પછીના દરેક ફેરે તે બેહેસ્તમાં જઈ શકે છે આ દાખલા ઉપરથી વધુ એમ માલમ પડે છે કે ઉપલા પ્રકારનાં કંગાલ લોકોને આવી અતી દયાળુ લાગણીથી મદદ કરનારાઓ તેઓને ગરજ આપી શકે છે એટલુજ નહીં પણ તેઓમાં બીન સ્વાર્થી પ્યારની લાગણી ઉત્પન્ન કરી બેહેસ્તમા તેઓને પહેલી વાર જતા કરે છે આ બાબતની આવી માયાળુ વર્તણુકની ગેરહાજરીમા એ બીચારાઓ એકલ દુન્યામાથીજ પાછા ઉતરત અને બેહેસ્તમા જઈ ત્યાનુ ઉમદા સુખ ભોગવવાની તથા પરમાર્થી લાગણીઓ ખીલવવાની તક તેઓને મળતે નહીં બેહેસ્તના દરેક તબકા ઉપર ફકત સુખ ભોગવાય છે એટલુજ નહીં પણ જે ઉચા પ્રકારની લાગણીનો ત્યા અનુભવ થાય છે તે લાગણી બેહેસ્તમા વધુ જાહેર થઈ શકતી હોવાથી એની પરમાર્થી લાગણી તે સ્થાન આવતી જીંદગીમા વધુ ખીલવીને પોતાની સાથે લાવે છે, જેથી તે બીજી વખતે વધારે લાબુ બેહેસ્ત ભોગવવાને લાયક થાય છે આ પ્રમાણે બેહેસ્તમાં આપણે બેહદ સુખ ભોગવી એકતો પરમાર્થી લાગણીઓનો નતીજો પામ્યે છીએ, અને બીજુ એકે એવા બીન સ્વાર્થી ઉમદા ગુણોમા ઘણો વધારો કરીએ છીએ, જે આપણને પ્રગટી કરણમા ઘણા આગળ વધારે છે બેહેસ્ત ત્યારે ખાલી સુખ ભોગવવાનીજ હાલત નથી પણ એ ઉપરાત આપણા ઉમદા પરમાર્થી ગુણો ખીલવવાનુ તે એક સાધન છે આરી આપણે પરવરદેગારને મળવાના માર્ગમા બહુ આગળ વધી શકીએ છીએ

બેહેસ્તના આ પહેલા તબકા ઉપર રહેતા ગુજરેલા શખ્સોના કેટલાક દાખલાઓ ખોદાશનાસીમા ઘણા આગળ વધેલા શખ્સાનીઓ તરફથી આપવામા આવેલા છે તેમાના થોડા આપણે અતરે જોવાની કોશેશ કરીએ

૧—એક શખ્સ ખાકી દુન્યામા નહાના પાયા ઉપર ગાંધીની દુકાન ચલાવતો હતો તેની મનશક્તિ જાજી ખીલેલી નહીં હતી અને તેટલા માટે ધર્મ વિશે તે કાઇ પણ ઉચુ જ્ઞાન ધરાવતો નહીં

હતો. તે એક સાધારણ બુદ્ધિવાળો પ્રમાણીક આબરૂદાર ધંધાદારી હતો. ધર્મ શું ચીજ છે તે તે જાણતો ન હતો, પણ ધર્મ ઉપર આંધળું એકીન હોવાથી, તથા ધર્મના મકાનોમાં જવું સારી ચીજ છે એવું માનતો હોવાથી, તે પણ બીજાઓની સાથે ત્યાં બંદગી કરવા જતો હતો. એ વતરોગે તેને ધર્મ વીશે બીજી કાંઇ સમજ નહીં હતી, તેમજ રોજીંદી જીંદગીમાં ધર્મનો ઉપયોગ કેમ કરવો તેની પણ તેને ખબર નહીં હતી. પણ પોતાની બાયડી તથા છોકરાંઓ માટે તે અતી પ્યાર ધરાવતો હોવાથી તેઓને માટે તે સવારથી તે સાંજ સુધી પોતાની નહાની દુકાનમાં બેહદ મેહનત કરતો હતો. કુટુંબ તરફનાં તેનાં આ ખરા બીનસ્વાર્થિ પ્યારને લીધે તેનાં ગુજરવા પછી તે બેહેસ્તના આ પહેલા તબકકા ઉપર પોતાનાં આખાં કુટુંબ સાથે અતી સુખમાં રહેતો જણાતો હતો. તે જાતે ભણેલો નહીં હોવાથી, તથા ઉંચા પ્રકારનાં દેખાવોનો ખ્યાલ કરી શકતો નહીં હોવાથી, આ તબકકા ઉપર તે પોતાની આસપાસ પોતાનાં વીચારો પ્રમાણે સાધારણ દેખાવોજ ઉત્પન કરી શકતો હતો. બેહેસ્તમાં પણ **પોતાનો** ખ્યાલ ન કરતાં આખો દીવસ પોતાની બાયડી છોકરાંઓનોજ વીચાર કરતો હોવાથી તેનાંમાં બીનસ્વાર્થિ ગુણ વધુ ખીલતો હતો.

૨.—બેહેસ્તના આ તબકકા ઉપર એક જુવાન છોકરી પોતાના બાપ ઉપર અતી પ્યાર બતલાવતી હતી. તેણી પોતાનાં બાપનાં ઉમદા ગુણોનો વીચાર કરતી, તથા તેને ખુશ રાખવા માટે નવી નવી યુક્તિઓ શોધી કહાડી તેને સુખી રાખવાની બનતી કોશેશ કરતી હતી. તેણીની બાકી જીંદગી દરમીઆન પોતાના બાપ તરફ દેખાડેલા બીનસ્વાર્થિ પ્યારનું આ પરીણામ હતું.

૩.—બાકી દુન્યામાં એક બીજાં ઉપર પ્યારમાં પડેલાં જે સ્ત્રી–પુરૂષો પોતાનાં આશક યા માશુકને મેળવ્યા અગાઉ પુર ઉમેદમાંજ ગુજરી ગયલાં હોય છે તેઓ આ તબકકા ઉપર એક બીજાં સાથ ઘણાંજ આનંદમાં રહેતાં જણાય છે. પણ પ્યાર સાચો અને બિનસ્વાર્થિ હોવો જોઇએ.

અંગ્રેજોમાં ધર્મ કરતાં કુટુંબ તરફનો બીન સ્વાર્થિ પ્યાર વધારે હોવાથી તેઓ આ તબક્કા ઉપર વધુ જોવામાં આવે છે, જ્યારે હીંદુઓ તથા બુદ્ધિસ્તોમાં કુટુંબ કરતાં ધર્મ તરફનો આંધળો પ્યાર પોતાની રોજીંદી જીંદગીમાં વધુ પ્રગટી નીકળતો હોવાથી તેઓ બેહેસ્તનાં પેહેલાં કરતાં બીજા તબક્કા ઉપર વધુ માલમ પડે છે.

આ પેહેલા તબક્કા ઉપર જે રવાનો માલમ પડે છે તે એવાં હોય છે કે જેઓમાં ઉચ્ચામાં ઉચ્ચી પરમાર્થી લાગણી ફકત તેઓના કુટુંબ તરફનો પ્યાર દરસાવનારી હોય. એ કારણને લીધે બેહેસ્તનાં પેહેલા તબક્કા ઉપર ઘણાંજ સાધારણ પંકતીનાં માણસો મોટે ભાગે જોવામાં આવે છે.

આ ઉપરથી એવું માલમ પડે છે કે એક કુટુંબના પાળનાર થવું એ ખોદાઇ માર્ગમાં આગળ વધવાને એક અચ્છુ સાધન છે. ઘણાખરાઓના બાળમાં પહેલવહેલી પરમાર્થી લાગણી પોતાની બાયડી યા છોકરાંને પોતાને ભોગે સુખી કરવાની હોય, અને એજ લાગણી શરૂઆતમાં રવાનને બેહેસ્તમાં પણ લઇ જતી હોય. ત્યાં તેનો વધારો થવાથી બીજી જીંદગીમાં એ તેનો પ્યાર વધારે બોહોળો થઇ પોતાંના દુરનાં સગાંઓ ઉપર પણ દોડતો હોય, અને આવી રીતે તે પોતાના પરમાર્થી પ્યારની હદો લંબાવતો આખરે સર્વે પેદાશને એકસરખા પ્યારથી ચાહતાં શીખે એ બનવા જોગ છે. સર્વે પેદાયસ તરફનો પ્યાર ખોદાશનાસીનાં ઘણાજ ઉંચા દરજ્જાનાં અભ્યાસીઓમાંજ હોય છે. સાધારણ માણસો માટે કુવારી જીંદગી કરતાં પરણેલી જીંદગી આ રીતે પસંદ કરવા જોગ છે. કારણ કુંવારાને જ્યારે એકલપેટા તથા આપસ્વાર્થિ રહી જવાની ધાસ્તી રહે છે, ત્યારે પરણેલામાં કુદરતીજ કુટુંબ તરફનો પ્યાર જાહેર થતો હોવાથી તેઓમાં પરમાર્થી લાગણી વધુ ખીલવાનો સંભવ રહે છે.

## જ્ઞાન વગરની ભક્તિ.

જેઓ ધર્મની ફીલસુફી સમજી શકતા નથી તે છતાં ધર્મ ઉપર આંધળું એકીન ધરાવતા હોય છે તેઓ અતરે યાને આ બીજા તબક્કા ઉપર ભાન સહીત રહી શકે છે. તેઓ ઘણા ખરા બીન કેળવાયલા હોય છે. તેઓની મનશક્તિ જાજી ખીલેલી નહી હોવાથી, અને તેથી ખોદાને નીરગુણ નીરાકાર તરીકે વિચારી શકતા ન હોવાથી, તેઓ ખોદાને માણસનાંજ જેવો આકારવાળો તથા ગુણવાળો વિચારી શકે છે. ખોદા વીશે ઉંચા પ્રકારનો ખ્યાલ તેઓ કરી શકતા નહીં હોવા છતાં, તથા ધર્મ તરફ આંધળો પ્યાર ધરાવતા હોવા છતાં, તેઓનો આ ધર્મ તરફનો પ્યાર બીનસ્વાર્થિ હોવાથીજ તેઓ અતરે આવી શકે છે.

જેઓ પ્રગટીકરણમાં પછાત હોય છે અને ખોદાને વગર આકારનો અને ગુણ વગરનો કલ્પી શકવાને તદન કમ તાકાત હોય છે, તેઓમાં ખોદા વીશેનો પ્યાર ઉત્પન કરવા સારૂ શરૂઆતમાં મુરતીઓ, યા ચીત્રો, યા કોઇ ચીન્હની ઘણીજ જરૂર હોય છે. આ ચીજ જોયા વગર તેઓમાં ખોદા વીશેનો પ્યાર ઉત્પન થઇ શકતો નથી. એવાં ચીન્હ દરેક ધર્મમાં જોવામાં આવશે. હીંદુઓમાં જેમ મુરતીઓ છે તેમ રોમન કેથલીકોમાં ક્રોસની નીશાની તથા ચીન્હો છે. વળી પારસીઓમાં આતશની રોશની એ પણ તે કીરતારને પીછાણવાનું એક ઉંચી જાતનું ચીન્હજ છે. આગળ ચાલતાં માણસની વધુ મનશકિત ખીલ્યા પછી તેના ગ્વાનને જો કે મુરતી યા ચીત્રની, યા બીજા ચીન્હની ગરજ પડતી નથી, તે છતાં માણસમાં આગલી રાહ–રસમને ચીવટપણે વળગી રહેવાની ખાસી-અત હોવાથી, એક વખત ઘણી અગત ધરાવનારી પણ હાલ નકામી થઇ પડેલી, બલકે નુકશાન કરનારી રીત, યા રસમ તેને મુકવા ગમતી નથી. એક રીતીથી શરૂઆતમાં મલતો લાભ મેળવી રહ્યા પછી હાલ તે બીન અગતની થઇ પડેલી રીતને ચાલુ રાખવાથી પ્રગટીકરણમાં આગળ વધવામાં હરકત થાય છે. અને તેથી ઘણીક

વખતે આવી બીન મગતની થઇ પડેલી મીનની સામે લખાણો કરવામા આવે છે આવીજ કાઇ નેમથી મુરતીની પુજા નહી કરના માટે આપણા ધર્મના કેટલાક પાછલા લખાણોમા ફરમાવવામા આવ્યુ હોય એ બનવા જોગ છે આપણે મુરતી વગર ખોદાને લડી શકતા હોવાથી મુરતીનો ઉપયોગ કરતા નથી તેથી બીજા કોઇબી માણસોએ મુરતની પુજા નહીં કરવી જોઇએ આમ કહેવુ નથી ઇશ્વરની પુજા કેમ કરવી તે પ્રગતી-પણુના તબક્કા ઉપર આધાર રાખે છે, અને એક જાતની પુજા જે ચોકસ તબક્કાવાળાને ફાયદા કારક હોય તે બીજા તેથી આગળ વધેલાઓને નુકશાન કરે એ બનવા જોગ છે પણ તેથી તે જાતની પુજા કોઇએજ નહી કરવી આમ કહેવુ નથી બાળ અવસ્થામાથી પસાર થયા પછી હાલ જ્યારે આપણને ખાતા પીતા આવડે છે ત્યારે બીજા બાળકોને બાટલીથી દુધ પીતા જોઇ આપણે તે બાટલી ભાગી નાખી તેઓને દુધ પીતા અટકાવતા નથી, યા દુધની શીશીની સામે અવાજ ઉઠાવતા નથી તેજ પ્રમાણે આપણને હાલ મુરતીની અગત્ય નથી એટલા માટે હલકી મન શક્તિ ધરાવનાર ચમાર યા દુબળા તથા એવાજ બીજાઓને મુરતી મારફતે ખોદા તરફનો પ્યાર દર્શાવતા જોઇ આપણને મુરતીનો નાશ કરવો નહીં જોઇએ, યા તેની સામે બોલવુ નહીં જોઇએ કારણ એવી રીતે વર્તવાથી મુરતીનો ખરો ભાવાર્થ વીગેરે આપણુજ અજ્ઞાનપણુ આપણે જાહેર કરીએ છીએ

કુદરતના નિયમ પ્રમાણે દરેક ચીજમા વખત આવવે ફેરફાર થાય છે પણ વખતની અગાઉ ફેરફાર કરવા જતા સામુ નુકશાન થાય છે જ્યારે ફળોના ઝાડો માટે મોહોર આવવાનો વખત થાય છે, ત્યારે ફળોના સર્વે ઝાડો ફુલોથી ચીમાર ભરાઇ જાય છે પણ જ્યારે ફળની શરૂઆતનો વખત આવે છે ત્યારે એજ ફુલોની નીચેથી ફળ બ ધાવા માડે છે અને તે વખતે ફુલો પોતાની મેળે ખરી જાય છે, કારણ કે તેઓએ પોતાનુ કામ પુરૂ કીધેલુ હોય છે પણ જો કોઇ અજ્ઞાનપણામા એક ઝાડ ઉપરથી તમામ ફુલો તોડી લે—એવુ ધારીને કે ફુલને શુ કરે મને તો ફળ જોઇએ છે—તો એક પણ ફળ તે મેળવી શકતો

નથી. કારણ ફુલ એ ફળની આગમજની જરૂરીઆતની હાલત છે. એ હાલતમાંથી પસાર થયા વગર ફળ ઉત્પન્ન થઇ શકતાંજ નથી તેજ પ્રમાણે ખોદા વીશે ખરો ગ્નાની પ્યાર મેળવવા માટે મુરતી મારફતે ખોદાને ભજવો એ બાળ-રવાન (યાને પ્રગટીકરણમાં ઉતરતી પંકતી ઉપર રહેલાં રવાન) માટે અગત્યની હાલત છે. એવા ઓછી મનશક્તિવાળા માણસોને મુરતી મારફતે ખોદાને ભજતા અટકાવી તેઓની પાસે ગ્નાન વડે ઇશ્વરને ભજવાની આશા રાખવી તે ગેયા આંબા ઉપરથી તમામ મોહોરો ખેરવી નાંખ્યા પછી કેરીની આશા રાખવા બરાબર છે. ટુંકમાં તે બીચારાને મુરતીની મારફતે ખોદાને ભજતો અટકાવાથી તેનાંમાં ખોદા વિષેનો કાંઇ પણ પ્યાર પ્રગટી નીકળી શકતોજ નથી.

આપણે આજે વધુ ખીલેલી મનશક્તિની મદદથી ખોદા વિષે થોડે દરજ્જે વાજબી ખ્યાલ કરી શકતા હોવાથી આપણાંમાં વગર મુરતીએ ખોદા તરફની ભક્તિ ઉત્પન્ન થતી હોય તેથી સર્વે સ્થીતીનાં માણસોમાં પણ એમજ થવું જોઇએ એવું વીચારવું વાજબી નથી. આગલા કોઇ જન્મમાં આપણું રવાન પ્રગટીકરણની નીચલી હાલતમાંથી પસાર થયાને લીધેજ આજે આપણે હાલની ઉંચી હાલતે આવી શકયા છીએ એ વાત વીસરી જવી નહીં જોઇએ. વળી આપણે જે રીતે ખોદાની ભકિત કરીએ છીએ તે રીત કાંઇ ઉંચામા ઉંચી ન સમજવી. કારણ કે આપણી હાલની મનશકિત ખોદાને ગુણ અને આકાર વગરનો બિચારવાને ઘણે દરજ્જે અશક્ત હોય છે. આપણે ખોદાનો એક માત્ર ઝાંખો ખ્યાલ કરી શકીએ છીએ. પણ ઓહોળી મનશક્તીવાળા ગ્નાનીઓજ ખોદાનો ખરો ખ્યાલ કરવાને શક્તિવાન હોય છે. ગ્નાનીઓ કરતાં આપણુ ઘણે દરજ્જે ઉતરતા હોવા છતાં તેઓ ખોદાને ભજવાની જુદી જુદી રીતીની સામે એક હરફ પણ કહાડતા નથી, જ્યારે મુરતી પુજનારાઓ કરતાં આપણ સેહેજ આગલ વધેલા હોવાથી છલકાઇ જઇ મુરતી પુજાની સામે પોકાર ઉઠાવીએ છીએ. મુરતી મારફતે ખોદા તરફનો બીન સ્વાર્થી પ્યાર-દર્દભરેલાપણા થોડો પણ બેહેસ્તનાં બીજા તબકા ઉપર આવી શકે છે. તેજ બતલાવી આપે છે કે પ્રગટી-

કરણનાં નીચલા તબક્કા ઉપર મુરતી ઘણીજ અગત્ય ધરાવે છે. પરમેશ્વરની ભક્તિનો તે પહેલો બચગીનો તબક્કો છે. વળી એજ પ્રમાણે જેઓમાં પોતાનાં પેગમ્બરના જન્મ ચરીત્ર, યા તેવણના ઉંડા શીક્ષણ સમજવા કરતાં તેવણની છબી જોવાથી વધારે પ્યાર ઉત્પન્ન થઇ શકતો હોય, તેઓએ પેગમ્બરની છબીનો ઉપયોગ કરવોજ જોઇએ. પેગમ્બરો, ઇજદો, અમશાસ્પંદો તેમજ ખોદા પોતે પોતાના ભક્તોથી ઉત્પન કરવામાં આવતા આકારની દરકાર કરતા નથી, પણ તે આકાર મારફતે ઉત્પન થતા ખરા પ્યાર તરફજ તેઓ નીગાહ રાખે છે. બાકી દુન્યાનાં માણસો તેઓને કેવા આકારમાં ભજે છે તે તેઓ તપાસતા નથી, પણ તેઓનો પ્યાર ખરાં અંતઃકરણનો છે કે નહીં, તથા તે પ્યાર બીન સ્વાર્થી છે કે સ્વાર્થી તેજ તેઓ જુએ છે.

મુરતી પુજા યાને બુતપરસ્તીને વળી ધિક્કારવામા આવે છે, તેનો એક સબબ એ છે, કે મુરતી પુજા અને દેવપરસ્તીને કેટલાકો ભેળી નાખે છે. આપણાં ધર્મમાં દેવપરસ્તીની સામે જે વાજબી લખાણો જોવામા આવે છે તેને આપણા કેટલાક લોકો મુરતી પુજાની સામેના લખાણો તરીકે સમજતા હોવાથી હલકી મનશકિતના માણસો માટે મુરતી પુજાની જરૂરીયાત તેઓ જોઇ શકતા નથી. મુરતી મારફતે ખોદાને ભજી ખોદા તરફનો પ્યાર જાહેર કરવો એને મુરતી પુજા કહેવામા આવે છે, કે જે આપણે ઉપર જોઇ ગયા તેમ કમ અક્કલ માણસો માટે બહુ અગત્ય ધરાવે છે. પણ દેવપરસ્તી એ તદન ધિક્કારવા જોગ રીતી છે. જેમ દુન્યામા ફરેસ્તાઓ, ઇજદો, અને અમશાસ્પંદો જેવી માણસ જાતને ફાએદો કરનારી મહાન શકિતઓ છે તેમ બીજા હાથ ઉપર માણસને નુકશાન કરનારી ઘણીક જાનદાર શક્તિઓ પણ હેયાતી ભોગવે છે. નીચ અને હલકા માણસો આ બુરી શકિતનો ઉપયોગ કરે છે, અને તેઓની મારફતે બીજાઓને અનદીઠપણે નુકસાન કરવાની પોતાણી નીચ મતલબ બર લાવે છે. પોતાના દુશમનની નાની મુરતી બનાવી, ઉપલી બુરી શકિતઓને સાધનથી વસ કરી, તેઓની મારફતે પેલાને નુકસાન પુગાડવાનો નીચ ધંધો કરનારાઓને શીહા

જાદુગરો કહેવામાં આવે છે, તેમજ ઉપલી બદ શકિતઓની મદદ મેલવવાના હેતુથી તેઓની પુજા કરવી એને દેવપરસ્તિ કહેવામાં આવે છે. ઇરાન દેશમાં અશો જરથોસ્ત આવ્યા તે વખતે શીહા જાદુગરોની આ દેવપરસ્તી પુર જોશમા ચાલતી હતી એવુ કહેવામા આવે છે, કે જે નીચ રસમ અટકાવા માટે ઘણી સખ્ત લડત તેવનને કરવી પડી હતી. આવા દુષ્ટ જાદુગરોના સપાટામાથી બચવા માટે એક મજબુત હથિઆર તરીકે આપણને કેટલાક માંથ્ર તેવન તરફથી આપવામાં આવેલા છે. આ માંથ્રની એજમતી શકિત, તથા એથી જાદુગરોને ઉપજતી નીરાંસીની હકીકત ઘણાઓને જાણીતી છે.

આવી રીતે દેવપરસ્તી અને મુરતી પુજા વચ્ચેનો ફરક જાણ્યા પછી જયારે આપણે જોઇએ છીએ કે આપણા ધર્મ સંબંધી લખાણોમાથી ગાથા જેવા, અસલી લખાણોમા મુરતી પુજાની સામે એક બોલ પણ લખવામા આવ્યો નથી, ત્યારે તેનુ વાજબીપણુ પણ સમજી શકીએ છીએ. વળી પાછલથી જ્યારે ધર્મ સંબંધી અગ્નાનપણુ આપણામા વધતુ ગયુ ત્યારે દેવપરસ્તી અને મુરતી પુજા વચ્ચેનો ફરક સમજી ન શકવાથી ઘણાજ પાછલા લખાણોમા મુરતી પુજાની સામેના લખાણો ગુસી ગયાં હોય એ બનવા જોગ છે.

ભક્તિની બાબદમા આપણને જે આગત્યની બીના યાદ રાખવાની છે તે એ કે દરેક શખસ પોતાની મનશક્તિ પ્રમાણે જુદી જુદી રીતે ખોદાને ભજે છે, પણ એ બાહેર જણાતાં ખોખાનાં ભીતરમા જે અમુલ્ય ચીજ ઢંકાએલી છે તે ખોદા તરફનો બીન-સ્વાર્થિ પ્યાર છે, જેની ઉપર આપણને વધુ ધ્યાન આપવાનુ છે. ભકિતના ફ્જનો આધાર પણ એજ બીન સ્વાર્થિ પ્યાર ઉપર લટકેલો રહે છે.

જેમ એક માણસ તરફ બતલાવવામાં આવતો પ્યાર સ્વાર્થી હોઇ શકે છે તેમ ખોદા તરફનો પ્યાર પણ સ્વાર્થી હોઇ શકે છે. જ્યારે તંદુરસ્તી, યા લાંબી જીંદગી, યા ફરજંદ, યા પૈસા ટકા, યા

મનની કાંઇ મુરાદ મેળવવાની મતલબથીજ ખોદાને ભજવામાં આવે છે ત્યારે તે પ્યાર સ્વાર્થિ કહેવાય છે. એનાં ફળ બેહેસ્તમાં ચાખી શકાતાં નથી. પણ જ્યારે માત્ર એક ફરજ તરીકે ખોદાની અદભુત શકતિઓની સ્તુતી કરવામાં આવે છે, તથા કાંઇ પણ મેળવવાની આશા વગર તેના તરફ પ્યાર દર્શાવવામાં આવે છે, ત્યારે તેવા પ્યારને બીન સ્વાર્થિ ગણવામાં આવે છે.

વળી દરેક ધર્મમાં કેટલાએક લોકો એવા પણ મળી આવે છે કે જેઓ પોતાના પેદા કરનાર પાક પરવરદેગારની બુલંદી તથા અશો પેગમ્બરની મોતેબરી વીશે કાંઇ પણ ખ્યાલ કરી શકતા નથી. પણ પોતાના રવાનના છુટકારાની આશાથી, અથવા બેહેસ્તમાં સદા સુખ મેળવવાની નેમથીજ, ખોદાને ભજતા હોય છે. તેઓની આ નેમ પણ ઉપલા શખ્સોની માફક સ્વાર્થિ હોવાથી તેઓ આનો બદલો બેહેસ્તમાં નહીં પણ હમેસ્તગેહાનમાંજ મેળવી શકે છે.

ઘણું ખરાં માણસોમાં ખોદાઇ પ્યાર સ્વાર્થિ તેમજ બીન સ્વાર્થિ પ્યારના ભેલાવાથી બનેલો હોય છે. એવા શખ્સો પોતાના સ્વાર્થી પ્યારનો બદલો હમેસ્તગેહાનમાં ભોગવી બીન સ્વાર્થિ પ્યાર માટે બેહેસ્તમાં જાય છે.

પુર્વ તરફનાં ધર્મો પાળનારા લોકોનો ધર્મ સંબંધી પ્યાર આંધળો પણ સ્વચ્છ હોવાથી તેઓ આ તબકકા ઉપર વધુ જોવામાં આવે છે. તેઓમાંનાં ઘણાંઓ મુરતી, યા ચીત્ર, યા કાંઇ ચીન્હનો ઉપયોગ કર્યા વગર ખોદા તરફનો પ્યાર દર્શાવી શકતા નથી. વીષ્ણુ યા શીવ રૂપે ખોદા તરફનો બીન સ્વાર્થિ પ્યાર દર્શાવનારા હીંદુઓ, તેમાં ખસુસ કરીને સ્ત્રીઓ, આ તબકકા ઉપર વધુ જોવામાં આવે છે. તેઓ ખાકી દુન્યામાં જે આકારમાં ખોદાને ભજતા હોય છે તેવોજ આકાર બેહેસ્તમાં પણ વિચાર શકતિથી ઉત્પન કરી તેની ઉપર પોતાનો પ્યાર દર્શાવતા દેખાય છે.

ખોદાશનાસીના અભ્યાસીઓ મારફતે મળેલા આ તબક્કાનાં લોકોનાં થોડાક દાખલા આપણે તપાસીએ.

૧.—એક હીંદુ સ્ત્રી જેણી ખાકી દુન્યામાં ઇશ્વર માટે પોતાના ધણીનાં ગુણો કરતાં ઉંચા ગુણોનો ખ્યાલ કરી શકતી નહીં હતી, તેણી બેહેસ્તનાં આ તબકકા ઉપર પોતાનાં ભરથારને ઇશ્વર જેવોજ સમજતી હતી. વળી શ્રી કૃષ્ણની બ્લુ રંગની મુરતી જોએલી હોવાથી બેહેસ્તમાં પોતાના દીકરાને શ્રીકૃષ્ણ સાથે રમતાં જોતી હતી. આ વખતે તેણીનાં દીકરાનો વિચાર આકાર બરાબર જીવતાં માણસ જેવોજ જણાતો હતો, પણ શ્રીકૃષ્ણ તો બ્લુ રંગની ઢીંગલીમાં જીવ મુકવામાં આવ્યો હોય તેવા જણાતા હતા. વળી એક વાંસલી વગાડનાર છોકરા તરીકે શ્રીકૃષ્ણનું ચીત્ર જોયલું હોવાથી તેણી આ આકારમાં પણ શ્રીકૃષ્ણને બેહેસ્તમાં જોતી હતી, અને પોતાનો બેહદ પ્યાર દર્શાવતી હતી.

આ તબક્કાના લોકોનું મુખ્ય કામ ખોદા તરફનો તેઓનો આંધળો પણ ખરા અંતઃકરણનો બીનસ્વાર્થી પ્યાર દરસાવવાનું હોય છે, પછી ખોદાના ગમે તેવા આકારો મારફતે તે પ્યાર બતલાવવામાં આવ્યો હોય.

૨.—એક સ્પેનીશ જોગણ જેણીએ ક્રાઇસ્ટની જીંદગીનો હેવાલ ખાકી દુનિયાંમાં સાંભળેલો હતો તથા જેણી ક્રાઇસ્ટ ઉપર અતી પ્યાર ધરાવતી હતી, તેણી બેહેસ્તમાં ક્રાઇસ્ટની જીંદગીનાં તમામ બનાવો પોતાની સામે બનતા જોતી હતી, અને છેલ્લે ક્રાઇસ્ટનાં ગુજરવા પછી તેની માતા વરજીન મેરીની પોતે સંભાળ લેતી હોય એમ વીચારતી હતી. પેલેસતાઇનનાં દેખાવો તથા તે વખતનાં લોકોનો પેહેરવેશ તેણીએ જોયલો નહીં હોવાથી તેણી સ્પેનીશ દેખાવ તથા પેહેરવેશમાંજ સઘળા બનાવો બનતા જોતી હતી.

૩.—એક ક્રીશ્ચીઅન બાળકને ખાકી દુનિયામાં તેની આયાએ ક્રાઇસ્ટ વીશે એવું કહ્યું હતું કે ક્રાઇસ્ટ માંટીની ચલ્લીઓ બનાવી તેમાં જીવ મુકતો હતો, જે પછી તે ચલ્લીઓ ઉડી જતી હતી. જ્યારે આ બાળક સાત વરસની ઉમ્મરે ગુજરી ગયું ત્યારે તે બેહેસ્તમાં પોતાને બાળક ક્રાઇસ્ટ સાથે રમતો વીચારતો, તથા માટીની ચલ્લીઓ બનાવવામાં ક્રાઇસ્ટને મદદ કરતો પોતાને જોતો હતો.

આ દાખલાઓ ઉપરથી માલમ પડે છે કે દરેક શખ્સ પોતાનાં વીચાર તથા અક્કલનાં પ્રમાણુ પ્રમાણે આ તબક્કા ઉપર જુદી જુદી રીતે પોતાની ભક્તિ દર્શાવતો પોતાને જુએ છે. આવી રીતે દરેક માણુસ પોતાને અનુસરતી રીતે ભક્તિનો ઉત્તમ ગુણુ પોતામાં વધુ ખીલવી શકે છે. જેમ બેહેસ્તનાં પહેલા તબક્કા ઉપર જવાથી થતો મુખ્ય લાભ ત્યાંનાં લોકોમાં કુટુંબ તરફનો પ્યાર વધુ ઉત્પન્ન કરવાનો હોય છે, તેમ આ બીજા તબક્કા ઉપર ખોદા, ધર્મ, તથા પેગમ્બર તરફનો પ્યાર વધુ ઉત્પન્ન થઇ શકે છે.

ધર્મ તરફનાં આંધળા પ્યારને લીધે જો કે એક માણુસ પોતાનાં મીનોઇ જ્ઞાનમાં વધારો કરી શકતો નથી, તથા બેહેસ્તનાં ઉંચા તબક્કા ઉપર તે જઇ શકતો નથી, તે છતાં પોતાની સમજ પ્રમાણે બેહેસ્તનાં આ બીજા તબક્કા ઉપર તદન સુખી અને સંતોષી હાલતમાં રહી શકે છે. વળી જો કે ધર્મ તરફના ફક્ત આંધળા પ્યારથી એક માણુસની મનશક્તિ કદી પણુ ખીલતી નથી, તે છતાં જ્યારે તેનો આંધળો પ્યાર બીનસ્વાર્થિ હોય છે ત્યારે આગળ ચાલતાં તે માણુસમાં ઉંચા પ્રકારનો પ્યાર સમજવાની શક્તિ આવે છે, તથા તેની જીંદગી વધારે પવીત્ર થતી જાય છે. આવો એક શખ્સ મીનોઇ જ્ઞાનમાં જલદી આગળ વધી શકતો નથી, પણુ તેની હવે પછીની બાકી જીંદગીમાં તે દુનિયાંનાં લોભ લાલચ અને હવસોમાં ફસી પડતો નથી. એટલા માટે સારી પ્રમાણીક જીંદગી ગુજારવા ઉપરાંત મીનોઇ જ્ઞાન પણુ મેળવવું હોય, અને જન્મ મરણુના ફરજીઆત ફેરામાંથી છુટવું હોય, તો ધર્મ તરફના આંધળા પ્યારમાં જ્ઞાનનો વધારો કરવો જોઇએ. કારણુ કે જ્ઞાનથીજ એક ધર્મની ઉંડી ફીલસુફી સમજી શકાય છે, જ્ઞાનથીજ આંધળો પ્યાર ખરા પ્યારમાં બદલાઇ જાય છે, અને ત્યારેજ આપણે બેહેસ્તનાં ઉંચા તબક્કા ઉપર જવાને લાયક થઇએ છીએ.

એક ધર્મમાંથી બીજા ધર્મમાં વટલાવવાનું કામ ઘણુંજ નાપસંદ કરવા જોગ છે. કારણુ જુદા જુદા ધર્મોની રાહ રસમો જુદી જુદી હોવાને લીધે તેમાથી જુદો જુદો અનુભવ મેળવી શકાતો

હોવાથી, જ્યારે એક શખ્સનાં રવાનને પ્રગટી કરણમાં આગળ વધવાને માટે ચોકસ જાતનાં અનુભવની પહેલી જરૂર હોય છે ત્યારે તે રવાનને ખોદાના પ્રતીનીધીઓ ચોકસ ધર્મમાં જન્મ આપે છે, કે જ્યાં જોઇતો અનુભવ તે મેળવી શકે. એટલા માટે જ્યારે એક શખ્સ પોતાનો જન્મ-ધર્મ તજી બીજા ધર્મમાં વટલી જાય છે ત્યારે જો કે ત્યાં પણ તે નવો અનુભવ મેળવી શકેછે, તોપણ જે અનુભવની તેને તરત વેળા વધારે અગત્ય હતી, જે અનુભવ તેને વધારે લાભકારક હતો, જેને માટે તેને આ ધર્મમાં જન્મ મળ્યો હતો, તે અનુભવ તે મેળવી શકતો નથી. એક માણસને વટલાવ્યાથી તેને ઉપલું નુકશાન થતું હોવાથી મીશનરીઓ યાને વટલાવનારાઓનું કામ નાપસંદ કરવા જોગ હોય છે. ઘણુંખરા મીશનરીઓ આ કામ પોતાનાં લાભને માટે, પોતાની રોજીને માટે, યા લોકોને વટલાવ્યાથી પોતાને બેહેસ્ત મળશે એવી આશાથી કરતા હોય છે. પણ બીજા હાથ ઉપર થોડાક અતી પ્રમાણીક અને સાચ્ચા મીશનરીઓ પોતાના ધર્મ તરફનાં અતી પ્યારને લીધેજ, તથા પોતાનો ધર્મ ખરો છે એમ ખરાં જીગરથી માનતા હોવાને લીધેજ, આ કામ અજાવતા હોય છે. આવા મીશનરીઓ પોતાનાં ધર્મ તરફનાં આંધળા પણ બીનસ્વાર્થિ પ્યારને લીધે બેહેસ્તનાં આ બીજા તબક્કા ઉપર આવી શકે છે. પણ ધર્મ માટેનાં ઉપલા સાંકડા વીચારોને લીધે તેઓ બેહેસ્તનાં આથી ઉચ્ચા તબક્કા ઉપર જઇ શકતા નથી.

જે શખ્સોમાં કુટુંબ તરફનો પ્યાર તેમજ જ્ઞાન વગરની ભક્તિ એ બન્ને ગુણો ખીલેલા હોય તેઓ આ તબક્કા ઉપર પોતાનાં કુટુંબની સાથ ભકિત કરવામાં બેહેસ્ત ભોગવે છે.

### ત્રીજો તબક્કો—(રૂપ વિભાગ.)

### દુન્યાનાં લાભ અર્થે થયલાં કામોમાં જાહેર થતી ભક્તિ.

આપણે ઉપર જોઇ ગયા કે જેઓ પોતાના ધર્મ તરફનાં તથા પેગમ્બર તરફના પ્યારને ખાતર ખોદાની તથા પેગમ્બરની ભક્તિ મારફતે પોતાનો પ્યાર દર્શાવે છે તેઓ બેહેસ્તનાં બીજા તબક્કા ઉપર જઇ શકે છે. પણ જેઓ ભક્તિ ઉપરાંત ખોદા તથા પોતાનાં પેગ-

મ્બર તરફનાં પ્યારને લીધે ખોદા યા પેગમ્બરને ખુશી કરવાની નેમથી માણસનાં ભલાં માટેનાં કામો પણ કરે છે, તેઓ બેહેસ્તના આ ત્રીજા તબક્કા ઉપર આવી શકે છે. દરેક પેગમ્બર પોતે લાવેલાં ધર્મ સમજાવવાનાં અમુલ્ય કામ ઉપરાંત દુઃખીઓનાં દુઃખ ટાળવાના તથા ગરીબોની મુફલેસી દુર કરવાનાં કામો પણ કરતા હતા, એટલું-જ નહીં પણ બીજાઓને પણ તેમ કરવા ફરમાવતા હતા. પેગમ્બર ક્રાઈસ્ટ વીશે એવું લખાયલું છે કે તેવણુ લોકોને કહેતા હતા કે જે શખ્સ ગરીબોનું ભલું કરશે તેણે ગોયા મારૂં જ ભલું કીધેલું ગણાશે. આવા ફરમાનોને લીધે પોતાના પેગમ્બર તરફ અતી પ્યાર ધરાવનારા શખ્સો તેવણુને ખુશી કરવાની નેમથી ગરીબોનાં દુઃખ નીવારણના કામો કરવામાં પોતાની જીંદગી રોકે છે. આવા શખ્સો આ ત્રીજા તબક્કા ઉપર એવાંજ પરોપકારી કામોમાં મશગુલ રહેતા જણાય છે. આથી આ ઉંચા પ્રકારનો પ્યાર તેઓમાં વધુ ખીલે છે.

ખાકી દુન્યામાં દુઃખ નીવારણનાં કામની તેઓએ ઘડેલી કાંઇ મહાભારત યોજના અમલમાં મુકાય તે અગાઉ જેઓને મોત આ ફાની દુન્યામાંથી ઘસડી જાય છે તેઓ આ ત્રીજા તબક્કા ઉપર પોતાની યોજનાં પુર ફતેહ સાથ અમલમાં મુકતા જણાય છે.

આ બાબદ વધુ સમજવા માટે આ તબક્કા ઉપર જોવામાં આવેલા શખ્સોનાં થોડાક દાખલા આપણે તપાસીએ.

૧.—એક શખ્સ ખાકી દુન્યામાં પોતાનાં ધર્મ માટે અતી પ્યાર ધરાવતો હતો. ગરીબો માટે તે એવો વીચાર ધરાવતો હતો કે હલકા વર્ગનાં ગરીબ લોકોને ધર્મી બનાવવા અગાઉ પહેલાં તેઓની મુફલેસી દુર કરવી જોઇએ. આવા વીચારથી તેણે એક ગંજાવર યોજના ઘડી કહાડી હતી, પણ તે તેને અમલમાં મુકી શકયો નહીં હતો. તે યોજનાં એવી હતી કે જો તેની પાસ પુષ્કળ પૈસા થાય તો ચોકસ જાતનો વેપાર જેનો હક તે વખતે ત્રણ ચાર પહેડીને આપવામાં આવેલો હતો તે હક (Monopoly) પોતે એખલાએ લઇ લેવો. આથી હરીફાઇથી થતો જાહેર ખબરનો અને બીજા મોટા ખરચનો બચાવ થશે, જેથી અગાઉનાજ ભાવે

બજારમાં માળ વેચવા ઉપરાંત તે મોટી કમાણી કરી શકશે, જેમાંથી પોતાનાં ગરીબ કામદારોને સારો પગાર આપવાને તે શકિતવાન થઇ શકશે. તેની યોજનાનો બીજો ભાગ એ હતો કે જમીનનો એક મોટો તુકડો વેચાતો લઇ તેની ઉપર પોતાનાં કામદાર માણસો માટે બાગ સાથનાં નહાનાં મકાનો બાંધવાં, કે જ્યાં રહેવાથી તેઓની તંદુરસ્તી પણ સારી રહે. વળી ચોકસ વરસોની નોકરી પછી તેઓને આ ધંધાના નફાનો ચોકસ હીસ્સો આપતો કરવો કે જે બુઢાપામાં તેનાં ગુજરાન માટે પુરતો હોય. તે એવું માનતો હતો કે આવી રીતે પોતાનાં કામદારોને ફાયદો કરી આપ્યા પછી, તેઓને ધર્મ બોધ આપી ધર્મી પણ બનાવી શકાશે. આ બુલંદ યોજના જો કે તે ખાકી દુન્યાંમાં અમલમાં મુકી શકયો નહીં હતો તોપણ તેનાં મરણ પછી બેહેસ્તનાં આ ત્રીજા તબકકા ઉપર આ યોજના તેની તમામ બારીકી સાથે તે અમલમાં મુકતો જણાતો હતો, અને તેમ થવાથી પોતાને લાયકનું ઉંચ્ચામાં ઉંચ્ચું સુખ ભોગવતો હતો.

૨.—એક દેશી રાજા ખાકી દુન્યામાં ખોદાઇ શકિત ધરાવનાર રામચંદ્ર રાજાને પગલે ચાલી અદલ ઇનસાફથી રાજ કરવાની કોશેશ કરતો હતો. તે પોતાની રોજીંદી ખાનગી જીંદગીમાં તેમજ રાજકારોબારમાં શ્રી રામનો દાખલો ધ્યાનમાં લઇ તેનાં અદલ નીયમ પ્રમાણેજ ચાલવાની બનતી તજવીજ કરતો હતો. અલબતાં આવી રીતે ચાલવામાં તેને ઘણી અડચણો તથા મુશીબતો નડતી હતી, જેથી કેટલીએક બાબદોમાં તે નીષ્ફળ નીવડતો હતો આ રાજાનાં ગુજરવા પછી બેહેસ્તનાં આ તબકકા ઉપર તે પોતાની ઇચ્છા પ્રમાણે અદલ રીતે રાજ કરતો જણાતો હતો એટલુંજ નહીં પણ તેનાં આ કામમાં શ્રી રામને પોતાને તેને સલાહ આપતો તે જોઇ શકતો હતો.

૩.—એક ક્રીસ્તી જોગણ ખાકી દુન્યામાં ક્રાઇસ્ત તરફ બેહદ પ્યાર ધરાવતી હતી, તથા તેના શીક્ષણ પ્રમાણે ચાલતી હતી. ખાકી જીંદગી પુરી થવા પછી તેણી બેહેસ્તનાં આ તબકકા

ઉપર ક્રાઈસ્તનાં પેલાંજ ઉમદા ફરમાન પ્રમાણે ચાલતી માલમ પડતી હતી કે 'ગરીબ મુફલેસોની બરદાસ્ત કરવી તે ગોયા મારીજ બરદાસ્ત કીધા બરોબર છે.' તેણી બીમારોની સારવાર કરતી, ભુખ્યા ને ખવાડતી, અને ગરીબોને વસ્ત્ર તથા બીજી મદદ આપતી જણાતી હતી. પણ અજબ જેવું એ હતું કે 'ક્રાઈસ્ત'નું ઉપલું શીક્ષણ તેણીનાં મગજમાં ઠસી ગયલું હોવાથી જે મુફલેસોને તે મદદ કરતી તેઓ દરેકને 'ક્રાઈસ્ત'ના આકારમાં બદલાઈ જતાં તેણી જોતી હતી, અને 'ક્રાઈસ્ત'નો આકાર જોતાંજ તેણી અત્યંત પ્યારથી તેને ભજતી હતી.

૪.—એક સાચ્ચો પ્રમાણીક ધર્મી મુસલમાન કે જે પોતાનાં ઈસલામી ધર્મ માટે આંધળું ઝનુન નહીં પણ ખરો પ્યાર ધરાવતો હોવાને લીધે બીજાઓને પોતાનાં ધર્મમાં વટલાવવા માટે ખાકી દુન્યામાં કોશેશ કરતો હતો, તે ગુજરવા પછી બેહેસ્તનાં આ તબકકા ઉપર આખી દુન્યાનાં લોકોને ઈસલામી ધર્મમાં વટલાવી નાંખવાનાં કામમાં ઘણી ખંતથી વળગેલો અને તે ધર્મના સૌથી ઉત્તમ કાનુનો પ્રમાણે લોકો ઉપર હકુમત ચલાવતો પોતાને જોતો હતો.

જેમ ભલાં કામો માઠેના સાંકડા વીચારોને લીધે, યાને આપસ્વાર્થી નેમથી નેક કામ કરવાને લીધે, તે કામ કરનાર શખ્સ તેનુ ફળ મેળવવા હમેસ્તગેહાનમાંજ જઈ શકે છે પણ બેહેસ્તમાં જઈ શકતો નથી, તેજ પ્રમાણે ધર્મ સંબંધી સાંકડા વીચાર ધરાવવાને લીધે, પોતાનાં ધર્મને ખરાં જીગરથી એક શખ્સ ચહાતો હોવા છતાં, આ એકજ ધર્મ દુન્યામાં સૌથી સરસ યા સાચો છે એવું માનતો હોવાને લીધે તે શખ્સ બેહેસ્તનાં નીચલા 'રૂપ' વિભાગ ઉપરજ જઈ શકે છે, પણ આથી ચઢીઆતા 'અરૂપ' વિભાગ ઉપર તેનાથી જઈ શકાતું નથી.

આવી રીતે સારાં પણ સ્વાર્થી કામ કરનારાઓ, તેમજ સારાં અને બીન સ્વાર્થી કામ કરનારાઓ, તથા ધર્મી પણ સાંકડા વિચાર ધરાવનારાઓ, તેમજ ધર્મી અને બોહોલા વીચાર ધરાવનારાઓ, આ

દરેકને બેહેસ્તમાં વાજબી અને બંધ બેસતો બદલો મળેલો જોવાથી ખોદાના આવા અદલ ઇનસાફ માટે તેના તરફનો આપણો ખરો ચાહ વધ્યા વગર રહેતો નથી.

ચોકસ પ્રકારનાં ગાયણોથી સાંભળનારાઓમાં ખોદા તરફનો પ્યાર ઉત્પન કરી શકાય છે, તેમજ ભકિત દરશાવનારાં ચીત્રો જોવાથી પણ આપણામાં ઈશ્વર માટેનો પ્યાર જન્મ પામી શકે છે. પણ ગાયન તથા ચીત્ર કળાનો આ વાજબી ઉપ્યોગ કરવાને બદલે માણસનાં હવસો અને જુસ્સાઓ ઉશકેરવામાં તેનો ઉપ્યોગ વધુ થતો જોવામાં આવે છે. વળી ગાયન તથા ચીત્ર કળાનો હુન્નર શીખનારાઓમાંથી કેટલા જણું આજે એવા નીકળશે કે જેઓની મુખ્ય મતલબ લોકોમાં ખોદા તરફનો પ્યાર ખીલવવાની હોય? આ હુન્નરો માટે બીન સ્વાર્થિ પ્યાર ધરાવનારા, તથા દુન્યામાં કોઇબી પ્રકારે આ હુન્નરો ખીલતા જોવાને આતુર શખ્સો આજે કેટલા નીકળશે? એક શખ્સે ઘણી મહેનતે પાડેલું એક ઉમદા ચીત્ર જોઇ તેની અદેખાઇ ન કરતાં ખરાં જીગરથી તે માટે ખુશાળી બતલાવનારા ચીતારાઓ આજે કેટલા હશે? આજે તો પૈસા અને વાખવાખી મેળવવાના હેતુથી એ કામ કરનારાઓ વધુ જોવામાં આવે છે. જેઓ માણસમાં ખોદા તરફનો પ્યાર ખીલવવાને માટેજ ગાયન તથા ચીત્ર કળાનો ઉપ્યોગ કરતા હોય છે તેઓ આ બીન સ્વાર્થિ કામ માટે બેહેસ્તનાં આ ત્રીજા તબકકા ઉપર આવી શકે છે, અને ત્યાં પોતાની કળાથી ઘણાં લોકોને ભક્તિમાં લીન થયલા જોઇ અતી આનંદ મેળવે છે.

### ચોથો તબકકો—( રૂપ વિભાગ )

### મીનોઇ જ્ઞાનની બીન સ્વાર્થિ શોધ—વિદ્યા યા ફીલસુફીનો પરમાર્થી અભ્યાસ—ગાયન, ચીત્રકળા વિગેરે હુન્નરોની પરમાર્થી શોધ—કેવળ પરમાર્થી કામો.

બેહેસ્તનાં આ ચોથા તબકા ઉપર મુખ્ય ચાર પ્રકારનાં શખ્સો આવી શકે છે.

૧.—જેઓ પોતાની ખાકી જીંદગી દરમ્યાન મીનોઇ જ્ઞાન, યાને ખોદાશનાસીનાં અભ્યાસ પાછળ બીન સ્વાર્થિપણે મંડલા

ાય છે તેઓ આ તબકકા ઉપર જઇ શકે છે. એટલા માંટે જે ધર્મો ાં ખોદાશનાસીના અભ્યાસની જરૂરીઆત બતલાવેલી છે તે ર્મોના લોકો અત્રે વધુ જોવામાં આવે છે.

આપણે આગળ જોઇ ગયા કે જે શખ્સો ભકિત મારફતેજ ાતાનાં ખોદા યા પેગમ્બર તરફનો પ્યાર દર્શાવે છે તેઓ બેહેસ્તના ીજા તબકકા ઉપર તેનો બદલો મેળવી શકે છે. વળી જેઓ ભકિત પરાંત ખોદા યા પેગમ્બરને ખુશી કરવાની મતલબથી તેવનનાં રમાન મુજબ ગરીબ માટે દુ:ખ નીવારણના કામો પણ કરી ખોદા પેગમ્બર તરફનો ચાહ બતલાવે છે તેઓ ત્રીજા તબકકા ઉપર ફળ મેળવી શકે છે, પણ જેઓ આ બેઉ કામ ઉપરાંત ર્મમાં સમાયલી ઉંડી મતલબ જાણવાને માંટે બનતી કોશેશ રતા રહે છે, જેઓ પેગમ્બરને પોતાનાં ધર્મ ગુરૂ ગણી તેવણની નારફતે ધર્મની ફીલસુફી સમજવાને ઘણાં ખાહેશમંદ રહે છે, જેઓ તેવણનાં પવિત્ર પગ આગળ બેસી ધર્મની સચ્ચાઇ શીખવાની બુલંદ હોંશ ધરાવતા હોય છે, તેઓ આ ચોથા તબકકા ઉપર આવી શકે છે, એટલુંજ નહીં પણ ત્યાં તેઓ પોતાની આ મુરાદ બર આવેલી જુએ છે. તેઓ બેહસ્તમા પોતાના પેગમ્બરનો વિચાર કરતાંજ તેવનનો એક આકાર ઉત્પન થાય છે, જેમાં પેગમ્બર પોતાની શકિત મોકલી તેને સજીવન કરે છે. આ સજીવન કીધેલા આકાર મારફતે ધર્મનું શીક્ષણ તેઓ મેળવી શકે છે. આ ઉત્તમ જ્ઞાન મેળવવા પછી વખત આવવે જ્યારે તેઓ ખાકી દુન્યામાં પાછો જન્મ લેછે ત્યારે આ ઉમદા જ્ઞાન પણ તેઓ સાથે લેતા આવે છે, જેને લીધે તેઓનાં ધર્મ સંબંધી વીચારો સ્વભાવીક રીતેજ ખોહોલા થએલા હોય છે. બેહેસ્તમાં તેઓને કઇ બાબદો શીખવવામાં આવી હતી તે જોકે ખાકી દુન્યામાં આવ્યા પછી તેઓને યાદ રહેતી નથી, પણ બેહેસ્તમાં શીખવેલી બાબદોને લગતાં લખાણો તેઓનાં વાંચવામાં આવતાંજ તેઓને તે વગર મુશકેલીએ સમજ પડે છે, તથા તેની સચ્ચાઇ વીશે તેઓને જરાએ શક

ઉપજતો નથી. ધર્મની ગુપ્ત ફીલસુફીનું થોડું જ્ઞાન બેહેસ્તમાં મેળવ્યાને લીધે તેઓનાં ધર્મ સંબંધી વીચારો એક વખત બોહોલા થવા પછી દરેક બાબદનો બહારનો નહીં પણ આતેનનો અર્થ શોધી કહાડવાની તેઓને આદત પડે છે, તેમજ દરેક બાબદમાં તેઓ બોહોલા વીચારો ધરાવી શકે છે. ધર્મ સંબંધી આ બોહોલા વીચારોને લીધે ગુજરવા બાદ તેઓ બેહેસ્તનાં 'અરૂપ' વીભાગ ઉપર જઇ શકે છે, અને ત્યાર પછીનાં જન્મોમાં તેઓ પ્રગટીકરણમાં ઘણુાજ જલદી આગળ વધે છે.

વળી જેઓ ખોદાશનાસીને લગતા ગ્રંથો વાંચી તેનાં મહાન લખનારાઓ ઉપર ગોયા ફીદા થઇ ગયલા હોય છે, જેઓ તેઓનાજ વીચારો ઉપર મનન કરતા હોય છે, તેઓ પણ બેહેસ્તમાં ઉપલા ગ્રંથ કર્ત્તા માટેનાં પોતાનાં વીચાર-આકાર મારફતે જ્ઞાન મેળવે છે. તેઓના લખાણો તેઓને વધુ સમજ પાડવામાં આવે છે, તથા તેનાં ભેદી અર્થ વીશે પણ સારી રીતે તેઓને જ્ઞાન આપવામાં આવે છે.

હાલનાં ડોળઘાલુ ઠગારા સન્યાસીઓ તથા ગોંસાઇ બાવાની પુઠે સ્વાર્થિ મતલબથી ભટકનારાઓ બેહેસ્તમાં આવી શકતા નથી. પણ ખરા જ્ઞાની ગુરૂઓ મારફતે સ્વાર્થ વગર આત્મજ્ઞાન શીખનારા ઘણાક હીંદુઓ, તેમજ ખોદાશનાસીનો અભ્યાસ કરનારા થોડાક પારસીઓ, તથા મુસલમાન સુફીઓ આ તબકકા ઉપર જોવામાં આવે છે.

ખોદાશનાસીની બાબદ શીખવનારી મંડળીઓ દરેક જમાનામાં દુન્યામાં હસતી ધરાવતી હોય છે. પણ તેઓ પોતાનું કામ ગુપ્ત રીતે કરતી હોવાથી એ બાબે આપણાં મોટા ભાગને ખબર હોતી નથી. પણ જેઓ એ જ્ઞાન મેળવવાને લાયક થાય છે તેઓ ખુદરતી રીતેજ તેવી મંડળી તરફ ખેંચાય છે આવી મંડળીના ખંતીલા ચેલાઓ પણ આ તબકકા ઉપર આવી શકે છે.

એવી એક મંડળીમાં જોડાયલો એક બુદ્ધિસ્ત ચેલો તેનાં મરણ પછી આ તબકકા ઉપર પોતાનાં પેગમ્બર બુદ્ધ તથા મંડળીનાં બે મહાન ગુરૂઓ મારફતે ખોદાશનાસીનું જ્ઞાન મેળવતો જણાતો હતો. આ ત્રણે મહાન પુરૂષોના પોતે કીધેલા વીચાર-આકારો બેહદ જીવન શકિત ધરાવતા માલમ પડતા હતા, જે મારફતે તે ઉત્તમ જ્ઞાન મેળવતો હતો.

૨.—આ તબકકા ઉપર જે બીજા પ્રકારના શખ્સો જોવામાં આવે છે તે મહાન પરમાર્થી ફીલસુફો તથા 'સાયનટીસ્તો' હોય છે. પુર્વ તથા પાશ્ચમ તરફનાં ખાલી નામનાં ફીલસુફો, જેઓ બાતેનની ફીલસુફી શોધી કહાડવાને બદલે એક ફીલસુફી ઉપર ખાલી તકરાર કરવામાંજ સદા રોકાયલા રહે છે, અને જેઓની આ તકરાર તેઓનાં સાંકડા વીચારોનુંજ પરીણામ હોય છે, તેઓ આ તબકકા ઉપર આવી શકતા નથી. પણ ખરા ગીનસ્વાર્થિ ફીલસુફો તથા 'સાયનટીસ્તો' જેઓ બીજાઓને ઉપયોગી થવા માટે, તથા માણસ જાતનાં ફાયદા માટે ખંતથી આ જ્ઞાન મેળવવા પાછલ મેહેનત કરે છે તેઓજ આ તબકકા ઉપર આવી શકે છે.

'નીયો-પ્લેતોનીક' (Neo-Platonic) ફીલસુફી પ્રમાણે ચાલનાર તે વખતનો એક જાણીતો શખ્સ આ ફીલસુફીનો ગુપ્ત અર્થ શોધી કહાડતો, તથા માણસની જીંદગી સાથનો તેનો સંબંધ કેવો છે તે વીશે ખોળ ચલાવતો આ તબકકા ઉપર જણાતો હતો.

એક ખગોળવેત્તા (Astronomer) ફરેસ્તાઓની મારફતે તારાઓ તથા ગ્રહોનું જ્ઞાન મેળવતો તથા સુર્ય મંડળની તેમજ દુન્યાની શરૂઆત તથા જગતનાં આકાર વીશેના ઉંડા વીચારમાં ગરક થઇ ગયલો માલમ પડતો હતો, અને ગ્રહોનાં ફરવાથી ઉત્પન થતા ગાયનના સુંદર સરોદથી તે ખુશ થતો જણાતો હતો.

૩.—ત્રીજા પ્રકારનાં શખ્સો જેઓ આ ચોથા તબક્કા ઉપર જોવામાં આવે છે તે ગાયન, ચીત્રકળા, અને એવા બીજા ઉચ્ચાં

હુન્નરના બીનસ્વાર્થિ ઉપયોગ કરનારાઓ હોય છે. આપણે ત્રીજા તબક્કા ઉપર પણ આ પ્રકારનાં લોકો જોઇ ગયા છીએ, પણ જેઓ આ હુન્નરમાં ઘણાં આગળ વધેલા હોય છે તેઓ આ ચોથા તબકકા ઉપર આવી શકે છે. આ હુન્નર માટે ખાકી દુન્યામાં પ્રખ્યાત થયલા શખ્સો અતરે મેળવેલી ફત્તેહ કરતાં પણ વધુ ફત્તેહ તથા ચાલાકીથી આ તબક્કા ઉપર પોતાનાં મધુર દીલપજીર ગાયન તથા સુંદર ચીત્રોથી ઘણાં ખુશ થાય છે. તેઓના દીલખુશ અને ખોદાઇ પ્યાર ઉત્પન કરનારાં ગાયનથી આ તબક્કાનાં લોકો ઉપર ઘણી લાભકારક અસર થઇ શકે છે. વળી તેઓ ખાકી દુન્યાના માણસોને પણ કેટલોક લાભ કરી શકે છે. જ્યારે એક ચીત્ર પાડનાર યા પુતળું ઘડનાર શખ્સ બેહેસ્તમાં ઉમદા ચીત્રો તથા આકૃતીનો ખ્યાલ કરે છે ત્યારે તેથી ઉત્પન્ન થતા વીચાર—આકારો ખાકી દુન્યામાં એજ હુન્નરનાં શોખીનોનાં મગજમાં આવાજ ચીત્રોનાં ખ્યાલો ઉત્પન કરે છે, જે જ્યારે કેનવાસ ઉપર ચીત્ર રૂપે યા પથ્થરમાં પુતલાં રૂપે જાહેર થાય છે ત્યારે તે જોઇ ધર્મી લોકોમાં ખોદા તરફનો પ્યાર વધુ અગટી નીકળે છે.

૪.—ચોથા પ્રકારના જે શખ્સો આ તબક્કા ઉપર જોવામાં આવે છે તેઓ માણસ જાત માટે બેહદ પ્યાર ધરાવનારા હોય છે. ખોદા યા પેગમ્બર ઉપરનાં પ્યારને લીધે જ્યારે એક શખ્સ તેવણને રાજી રાખવાનાં હેતુથી મુફલેસોનાં ભલાંને માટે કામ કરતો હોય છે ત્યારે આપણે જોઇ ગયા તેમ તે ત્રીજા તબક્કા ઉપર જઇ શકે છે પણ જે શખ્સો ખોદા યા પેગમ્બરને ફકત રાજી કરવાજ નહી, પણ ખુદ માણસ જાત માટે બેહદ પ્યાર ધરાવતા હોવાને લીધેજ માણસનાં ફાયદા માટેનાં કામો કરે છે, તેઓ આ ચોથા તબકકા ઉપર આવી શકે છે. તેઓ આ તબકકા ઉપર દુન્યાના સુધારા માટે, અને માણસ જાતનાં ભલાં માટે ઉત્તમ અને ફાયદાકારક યોજનાઓ ઘણી બારીકીથી અમલમાં મુકતા જણાય છે. એના પરીણામ તરીકે તેઓને આ યોજનાને અમલમાં મુકવાની શકિતઓ સાથે, તથા તેને અનુકુળ સંજોગો વચ્ચે, ખાકી દુન્યામાં ફરી જન્મ આપવામાં આવે છે.

## પાંચમો તબકકો—( અરૂપ વિભાગ )

### મીનોઇ જ્ઞાન વીશે પરમાર્થી આગળ વધેલી શોધ.

બેહેસ્તના ઉંચા યાને 'અરૂપ' વિભાગનો આ સૌથી નીચલો તબકકો છે. બેહેસ્તનો પહેલો, બીજો, ત્રીજો તથા ચોથો એ ચારે તબકકા જ્યારે 'રૂપ' વીભાગમાં આવે છે, ત્યારે પાંચમો, છઠ્ઠો, તથા સાતમો તબકકો 'અરૂપ' વિભાગમાં સમાઇ જાય છે. પેહેલા ચાર તબકકાઓ ઉપર રવાન 'મનસીક શરીર' માંજ જઇ શકે છે, પણ આ પાંચમાં તબકકા ઉપર આવવાની અગાઉ રવાનને એ શરીર પણ છોડી દેવું પડે છે, અને તે પોતાના 'કારણ શરીર' માં આ તબકકા ઉપર આવી શકે છે. ખોદાશનાસીમાં ઘણાંજ આગળ વધેલા જ્ઞાની પુરૂષોના 'કારણ શરીર' માં પાંચમાં, છઠ્ઠા તથા સાતમાં વિભાગના 'મનસીક પદાર્થો' આવેલા હોય છે, જ્યારે સાધારણ માણસોનું 'કારણ શરીર' પાચમાં વિભાગના 'મનશીક પદાર્થ' નુંજ બનેલું હોય છે. એટલા માટે ઉપલા થોડા જ્ઞાની પુરૂષો કે જેઓનુ આથી ઉંચા તબકકા ઉપર જવું થાય છે તેઓ સીવાય દુન્યાના સઘળાં રવાનોના 'કારણ શરીર' આ તબકકા ઉપરથી જોવાઇ શકાય છે. એવું કહેવામાં આવે છે કે હાલમા સાઠ અબજ રવાનો આપણી પૃથ્વી ઉપર પ્રગટીકરણ ચલાવી રહ્યાં છે, જેઓને સંપુર્ણ જ્ઞાની બને ત્યાં સુધી જન્મ મરણના ફેરા ખાવા પડે છે. તેઓમાનો એક નાનો ભાગ એકી વખતે ખાકી દુન્યામાં જીંદગી ભોગવતો હોય છે, જ્યારે મોટો ભાગ 'એસ્ત્રલ દુન્યામાં' યાને દોજખ તથા હમેસ્ત ગેહાનમાં, તથા 'મનસીક દુન્યા' યાને બેહેસ્તમાં હોય છે.

એક અજ્ઞાન બીન કેળવાયલા માણસનુ 'કારણ શરીર' ઝાંખુ તથા રંગ વગરનુ હોય છે. પણ એક શખ્સ જેમ જેમ જ્ઞાનમાં આગળ વધે છે તેમ તેમ તેનું આ શરીર એટલું તો પ્રકાશીત તથા

ખુશનુમાં રંગોવાળું બનતું જાય છે કે તેનો આંખો ખ્યાલ પણ ખાકી દુન્યામાં કરી શકાતો નથી. જેઓ આંધળો પ્યાર તજી દઇ ધર્મ તરફ ખરો જ્ઞાની પ્યાર ઉત્પન કરવાની કોશેશ કરતા હોય છે, જેઓ મીનોઇ જ્ઞાન મેળવવાની રાત દીવસ યત્ન કરતા હોય છે, જેઓ સચ્ચાઇ શોધી કહાડી માણસ જાતનું અજ્ઞાનપણું દુર કરવાની નેમથી ખોદાશનાસીનો અભ્યાસ કરતા હોય છે, જેઓએ સાંકડા વીચારો દુર કરી ધર્મ તથા બીજી બાબદો માટે બોહોળા વીચારો થોડે દરજ્જે મેળવેલા હોય છે, તેઓજ માત્ર આ પાંચમાં તબકકા ઉપર ભાન સહીત આવી શકે છે. દરેક શખ્સના રવાનનુ 'કીરણુ'* ખાકી દુન્યામાં પાછો જન્મ લેવાની થોડોજ વખત અગાઉ આ તબકકા ઉપર આવી પોતાના રવાનમાં મળી જાય છે. પણ જો તે ઉપલી ખાસીઅતો ધરાવતું નથી હોતું તો આ તબકકા ઉપર તે જાતી ભાન ધરાવી શકતું નથી. ઘણાં ખરાં રવાનો અતરે અર્ધ ભાનવાળી હાલતમાં હોય છે, જ્યારે થોડાક જ્ઞાનમાં આગળ વધેલા પુરૂષોના રવાનો અતી ચળકતા સેતારાઓની માફક અબજો રવાનોની વચ્ચે પ્રકાશી નીકળે છે. આથી રવાનનો મોટો ભાગ-પ્રગટીકરણુની મતલબ, ખુદરતના કાયદાઓ, તથા જીંદગીની મુખ્ય નેમ એ કશું શમજી શકતો નથી, પણ તેઓ ખુદરતનાં કાયદાને આધીન થઇ વખત આવવે ખાકી દુન્યામાં પાછા જન્મ લે છે. પણ ખાકી દુન્યામાં જન્મ લેવાની વખતે એક રવાન તેની અર્ધ ભાનવાળી હાલતમાંથી પુરંભાનમાં સેજ વખત આવે છે, જે વખતે તે પોતાની છેલ્લી જીંદગીનું પરીણામ જોય છે, તથા આવતી જીંદગી ઉપર એથી થતી કેટલીક અસરો પણ તે જાણી શકે છે. રવાનનાં ફાયદાને માટે આવતી જીંદગીમાં તેને કેટલીક તકો આપવામાં આવે છે, પણ રવાન અજ્ઞાન હોય ત્યાં સુધી આવી તકોનો લાભ લઇ શકતું નથી. પણ બીજા અનેક જન્મો પછી જેમ જેમ જ્ઞાન મેળવતું જાય છે, તેમ તેમ તેને દરેક જન્મમાં આપવામાં આવતી તકોનો લાભ તે

*જુઓ પાનુ ૧૯૭ મું.

વધુ ને વધુ લઇ શકે છે. વધુ આગળ વધવા પછી જીંદગીના દરેક બનાવનું કારણ તે આગળા જન્મોમાંથી શોધી કહાડી શકે છે, જે પછી તે પ્રગટીકરણમાં ઘણીજ ઝડપથી આગળ વધી પુરજ્ઞાની બને છે.

## છઠ્ઠો તબકકો.

### ખોદાશનાશીમાં આગળ વધેલાં માણસો.

મીનોઇ જ્ઞાનમાં થોડે દરજ્જે આગળ વધેલા શખ્સોના રવાનોજ માત્ર આ તબકકા ઉપર આવી શકે છે. તેઓ અત્રે પુરભાન સહીત કામ કરતા હોય છે. આ તબકકા ઉપરના રવાનો થોડે દરજ્જે પોતાની આગળી જીંદગીના બનાવો જાણી શકે છે. વળી તેઓ પ્રગટીકરણની મતલબ તથા તેને અમલમાં મુકવાની રીત પણ બરાબર જોઇ શકે છે. પોતાને સુધારવાનું કામ પોતે ખુશીથી માથે લીધું છે, તથા ખાકી જીંદગી પુરી થવા પછી સુક્ષ્મ શરીરોમાં તેઓને જુદી જુદી હાલતમાં રહેવું પડે છે, એ તમામ બાબદ તેઓ સ્પષ્ટ રીતે સમજી શકે છે. જુદાં જુદાં શરીરોમાં કામ કરનાર તેઓ પોતેજ છે એમ રવાન સમજતું હોવાથી આગળી જીંદગીઓમાંથી મેળવેલો અનુભવ તથા બોધનો તેઓ ઉપયોગ કરે છે, તથા આવતી જીંદગીમાં કેમ વર્તવું તથા કઇ નવી બાબદનો અનુભવ મેળવવો તે તેઓ નકકી કરી આવતી ખાકી જીંદગી દરમ્યાન પોતે મુકરર કીધેલા આ કાનુનોને તેઓ અમલમાં મુકે છે, યાને તે પ્રમાણેજ તેઓ ચાલે છે. આ તબકકા ઉપર એકવાર આવ્યા પછી કોઇ પણ ખાકી જીંદગી દરમ્યાન તેઓ ગમે એવી કંગાળ યા માંદી હાલતમાં આવી પડે, ગમે એટલી લલચાવનારી લાલચો તેઓની સાંમે ધરવામાં આવે તે છતાં તેઓ કદી પણ ખરાબ માર્ગે જઇ શકતા નથી, કદી કોઇ તેઓને ફસાવી શકતું નથી, કદી પણ તેઓ જુઠા સુખનો ઓચરી શકતા નથી, તેમજ બુરા નાલાયક કામો પણ કરી શકતા નથી. તેઓના રવાને આ તબકકાનો એક વખત અનુભવ મેળવ્યા પછી ખાકી દુન્યામાં

કાંઇ પણ ખોટું કામ કરવું એ તેઓ માટે ગોયા કદી નહીં બની શકે એવી બીના છે. તેઓ ત્યાર પછીની બાકી જીંદગીમાં દુન્યાની તકલીદી બાબદો કરતાં ઉંડા વીચારો અને મહાન ફીલસુફીમાં મશગુલ રહેવાનું વધારે પસંદ કરે છે.

આ તબકકા ઉપરનાં શખ્સો વિચાર–આકાર મારફતે જ્ઞાન મેળવતા નથી, પણ પોતાના કરતાં વધારે જ્ઞાની ચેલાઓ તથા ગુરૂઓ મારફતે તેઓ પાધરૂં જ્ઞાન મેળવે છે. ત્યાં વીચારો રોશનીનાં ચમકારા માફક એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જતા જણાય છે.

## સાતમો તબકકો.

### પયગમ્બરો તથા આગળ વધેલા ચેલાઓ.

બેહેસ્તનાં આ સૌથી ઉંચા યાને સાતમાં તબકકા ઉપર મહાન પયગમ્બરો તથા ગુરૂઓ તથા લગભગ તેઓને દરજ્જે પુગેલા ચેલાઓજ માત્ર આવી શકે છે. આ તબકકા ઉપરનાં સુંદર પ્રકાશીત દેખાવો, રંગો, તથા સરોદોનું બ્યાન (( ભા માટે આપણી પાસે પુરતા શબ્દો નહીં હોવાથી તે થઇ શકતું નથી. આપણી માણસ જાતમાંથી ઘણાજ થોડા શખ્સો જેઓ પોતાના સ્થાનની 'મનસ' શકિત સંપુર્ણ રીતે ખીલવી ચુકયા હોય છે, તેઓજ આ તબકકા ઉપર આવવાને ભાગ્યશાળી થાય છે. તેઓ પોતાની આગળી તમામ જીંદગીઓ યાદ રાખી શકે છે, અને તેથી બાકી દુન્યામાં પોતાની જીંદગીનાં તમામ બનાવોનું કારણ તેઓ જાણી શકે છે. આથી જ્યારે બીજાઓને પોતાનાં અજ્ઞાનપણાને લીધે કુદરતનાં કાયદાને શરણ થવું પડે છે ત્યારે એકવાર આ તબકકા ઉપર જઇ આવેલા શખ્સો પોતાની હવે પછીની બાકી જીંદગીમાં કુદરતનાં કાયદાનો જ્ઞાનથી ઉપ્યોગ કરી શકે છે.

આ તબકકા ઉપરથી મહાન પયગમ્બરો તથા ગુરૂઓ માણસ જાતને પ્રગટીકરણમાં મદદ કરે છે. પોતાની બોહોળી શકિતનાં બળે આપણી છુપી મીનોઇ શકિતને ખીલવે છે, જેથી આપણી મન

શકિત વધવા સાથે મનને લગતી લાગણીઓ નીર્મળ થાય છે જે કોઇ શખ્સ ખોદાશનારીના જ્ઞાનમાં આગળ વધવા ખંતથી કોશેશ કરે છે, તથા પોતાની ખાસીઅત સુધારવા પાછળ મહેનત લે છે, તે આ તબકકા ઉપરથી મદદ મેળવી શકે છે

જેમ સુર્ય પોતાનાં કીરણો ચો તરફ ફેંકે છે જેનો લોકો પોતાની જરૂર પ્રમાણે ઉપ્યોગ કરે છે, તેમ મહાન પયગમ્બર પોતાની ઓહોળી અખુટ શકિત સર્વે રવાનો ઉપર રેડે છે, જેનો થોડો ભાગ દરેક રવાન પોતાની શકિત મુજબ પોતામા ગ્રહણ કરી આગળ વધે છે જેઓ પારકાનાં ફાયદા માટે, પારકાને મદદ કરવાનાં હેતુથીજ, મીનોઇ જ્ઞાન મેળવવાની કોશેશ કરે છે તેઓ આ પ્રમાણે 'મનસ' સપુર્ણ રીતે ખીલવ્યા પછી ગોયા જ્ઞાનનું એક સરોવર બને છે, જેમા થી એ રસ્તે ચાલનારાઓમા જ્ઞાનના રેલા વહે છે.

બેહેસ્તની હાલત પોતાની શકિત પ્રમાણે સઉ કોઇ ભોગવે છે જેઓ ઘણા નેક અને પરમાર્થી કામો તથા વીચારો કરે છે, તેઓ મરણ પછી ગોયા એક મોટું વાસણ પોતા સાથે લઇ જાય છે, જે ગોયા સુખના છે, તથી ત્યાં છલો છલ ભરાઇ જાય છે જેઓ થોડાંક નેક કામો તથા વીચારો કરે છે તેઓ ગોયા એક નહાનુ પ્યાલુ લઇ જાય છે, જે પણ તેવાજ સુખથી ભરાય છે દરેક માણસના સુખનું પ્યાલું ભરી નાખવામા આવે છે, પણ તે નહાનુ યા મોટું હોય તે તેણે કીધેલા બીનસ્વાર્થિ કાર્ય ઉપર આધાર રાખે છે

મરણ પછીની આ સઘળી હાલતો હાલના લોકોમા સુમારે ૧૨૦૦ વરસ વેરની હોય છે અલબતા કોઇની ઘણી થોડી તો કોઇની હજારો વરસની હોય પણ સરાસરી કહાડતા લાગે છે કે એક જન્મ પછી બીજે જન્મ લેવા આગમજ સુમારે ૧૨૦૦ વરસ જાય છે જે પછી રવાન નીચલી દુન્યાનો વધુ અનુભવ લેવા, યાને પ્રગટી કરણમા આગળ વધવા નીચલા શરીરો એક પછી એક ફરી ધારણ કરે છે

બેહેસ્ત અને દોજખ તે માણસના ભાનની હાલતો માત્ર છે તે અમુક જગ્યાઓ નથી દરેક માણસે પોતે બનાવેલા દોજખમા જેમ

કાંઇ પણ ખોટું કામ કરવું એ તેઓ માટે ગોયા કદી નહીં બની શકે એવી બીના છે. તેઓ ત્યાર પછીની બાકી જીંદગીમાં દુન્યાની તકલીફી બાબદો કરતાં ઉંડા વીચારો અને મહાન ફીલસુફીમાં મશગુલ રહેવાનું વધારે પસંદ કરે છે.

આ તબકકા ઉપરનાં શખ્શો વિચાર-આકાર મારફતે જ્ઞાન મેળવતા નથી, પણ પોતાના કરતાં વધારે જ્ઞાની ચેલાઓ તથા ગુરૂઓ મારફતે તેઓ પાધરૂં જ્ઞાન મેળવે છે. ત્યાં વીચારો રોશનીનાં ચમકારા માફક એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જતા જણાય છે.

## સાતમો તબકકો.

## પયગમ્બરો તથા આગળ વધેલા ચેલાઓ.

બેહેસ્તનાં આ સૌથી ઉંચા યાને સાતમાં તબકકા ઉપર મહાન પયગમ્બરો તથા ગુરૂઓ તથા લગભગ તેઓને દરજ્જે પુગેલા ચેલાઓજ માત્ર આવી શકે છે. આ તબકકા ઉપરનાં સુંદર પ્રકાશીત દેખાવો, રંગો, તથા સરોદોનું બ્યાન (( ના માટે આપણી પાસે પુરતા શબ્દો નહીં હોવાથી તે થઇ શકતું નથી. આપણી માણસ જાતમાંથી ઘણાજ થોડા શખ્શો જેઓ પોતાના સ્થાનની 'મનસ' શકિત સંપુર્ણ રીતે ખીલવી ચુકયા હોય છે, તેઓજ આ તબકકા ઉપર આવવાને ભાગ્યશાળી થાય છે. તેઓ પોતાની આગળી તમામ જીંદગીઓ યાદ રાખી શકે છે, અને તેથી બાકી દુન્યામાં પોતાની જીંદગીનાં તમામ બનાવોનું કારણ તેઓ જાણી શકે છે. આથી જ્યારે બીજાઓને પોતાનાં અજ્ઞાનપણાને લીધે કુદરતનાં કાયદાને શરણ થવું પડે છે ત્યારે એકવાર આ તબકકા ઉપર જઇ આવેલા શખ્શો પોતાની હવે પછીની બાકી જીંદગીમાં કુદરતનાં કાયદાનો જ્ઞાનથી ઉપ્યોગ કરી શકે છે.

આ તબકકા ઉપરથી મહાન પયગમ્બરો તથા ગુરૂઓ માણસ જાતને પ્રગટીકરણમાં મદદ કરે છે. પોતાની ઓહોળી શકિતનાં બળે આપણી છુપી મીનોઇ શકિતને ખીલવે છે, જેથી આપણી મન

શકિત વધવા સાથે મનને લગતી લાગણીઓ નીર્મળ થાય છે. જે કોઇ શખ્સ ખોદાશનાસીનાં જ્ઞાનમાં આગળ વધવા ખંતથી કોશેશ કરે છે, તથા પોતાની ખાસીઅત સુધારવા પાછળ મહેનત લે છે, તે આ તબકકા ઉપરથી મદદ મેળવી શકે છે.

જેમ સુર્ય પોતાનાં કીરણો ચો તરફ ફેંકે છે જેનો લોકો પોતાની જરૂર પ્રમાણે ઉપયોગ કરે છે, તેમ મહાન પયગમ્બર પોતાની બોહોળી અખુટ શકિત સર્વે રવાનો ઉપર રેડે છે, જેનો થોડો ભાગ દરેક રવાન પોતાની શકિત મુજબ પોતામાં ગ્રહણ કરી આગળ વધે છે. જેઓ પારકાનાં ફાયદા માટે, પારકાને મદદ કરવાનાં હેતુથીજ, મીનોઇ જ્ઞાન મેળવવાની કોશેશ કરે છે તેઓ આ પ્રમાણે 'મનસ' સંપુર્ણ રીતે ખીલવ્યા પછી ગોયા જ્ઞાનનું એક સરોવર બને છે, જેમાં-થી એ રસ્તે ચાલનારાઓમાં જ્ઞાનનાં રેલા વહે છે.

બેહેસ્તની હાલત પોતાની શકિત પ્રમાણે સઉ કોઇ ભોગવે છે. જેઓ ઘણા નેક અને પરમાર્થી કામો તથા વીચારો કરે છે, તેઓ મરણ પછી ગોયા એક મોટું વાસણ પોતા સાથે લઇ જાય છે, જે ગોયા સુખના છે, તથી ત્યાં છલા છલ ભરાઇ જાય છે. જેઓ થોડાંક નેક કામો તથા વીચારો કરે છે તેઓ ગોયા એક નહાનુ પ્યાલુ લઇ જાય છે, જે પણ તેવાંજ સુખથી ભરાય છે. દરેક માણસનાં સુખનું પ્યાલું ભરી નાંખવામાં આવે છે, પણ તે નહાનું યા મોટું હોય તે તેણે કીધેલાં બીનસ્વાર્થિ કાર્ય ઉપર આધાર રાખે છે.

મરણ પછીની આ સઘળી હાલતો હાલનાં લોકોમાં સુમારે ૧૨૦૦ વરસ વેરની હોય છે. અલબતાં કોઇની ઘણી થોડી તો કોઇની હજારો વરસની હોય. પણ સરાસરી કહાડતા લાગે છે કે એક જન્મ પછી બીજો જન્મ લેવા આગમજ સુમારે ૧૨૦૦ વરસ જાય છે. જે પછી રવાન નીચલી દુન્યાનો વધુ અનુભવ લેવા, યાને પ્રગટી-કરણમાં આગળ વધવા નીચલાં શરીરો એક પછી એક ફરી ધારણ કરે છે.

બેહેસ્ત અને દોજખ તે માણસનાં ભાનની હાલતો માત્ર છે. તે અમુક જગ્યાઓ નથી. દરેક માણસે પોતે બનાવેલાં દોજખમાં જેમ

તે દુખ ખમે છે તેમજ પોતે નેક વીચારોથી બનાવેલા બેહેસ્તમા સુખી થાય છે 'એસ્ત્રલ' તથા 'મનસીક' પદાર્થમા વિચારની શકિતથી આકારો ધારણ કરવાનો ગુણ હોવાને લીધેજ આ પ્રમાણે દરેક રવાન પોતાનુ દોજખ તેમજ પોતાનુ બેહેસ્ત પોતાના વીચારથીજ બનાવેછે

આપણે આગળ જોઇ ગયા હતા કે રવાનમા ત્રણ મોટી ખોદાઇ શકિતઓ છે, 'મનસ,' 'બુધ્ધી,' તથા 'આત્મા' આ ત્રણ શકિત ઓમાથી ફકત 'મનસ' આપણામા થોડે યા ઘણે દરજ્જે ખીલેલુ હોય છે પણ જે થોડાઓમા 'મનસ' સ પુર્ણ રીતે ખીલી ચુકેલુ હોય તેઓજ માત્ર બેહેસ્તના આથી ઉચામા ઉચા યાને સાતમા તબક્કા ઉપર જઇ શકે છે પણ આપણામા બુદ્ધિક તથા આત્મીક શકિત છુપી બીજ રૂપે વગર ખીલવે રહેલી છે જેઓની બુદ્ધિક શકિત ખીલે છે, તેઓ બેહેસ્ત કરતા પણ ઉચી દુન્યા જેને 'બુદ્ધિક' દુન્યા કહે છે, ત્યા જઇ શકે છે 'બુદ્ધિ' નો અર્થ આધારણ રીતે 'અકકલ' થાય છે, તે અર્થ અતરે સમજવો નહી, પણ જેઓમા આ 'બુદ્ધિક' શકિત ખીલેલી હોય છે તેઓ બીજાના રવાનનુ ભાન પોતાનાજ ભાનમા સમાઇ ગયલુ સમજે છે તેઓને સઘલા રવાનની આ એકયતા વીશે જાતી અનુભવ થાય છે આ શકિત આવવાથી દરેક રવાનને લગતી દરેક બાબદ તેઓ જાણી શકે છે, તથા તેઓ ઉપર આવી પડતા દુખ ગોયા પોતા ઉપરજ પડતા હોય એમ લાગે છે

આત્મીક શકિત ખીલવવાથી એક શખ્સ બુધિક દુન્યા કરતા પણ બુલંદ 'આત્મીક દુન્યા'મા જઇ શકે છે આ 'આત્મીક દુન્યા'ને 'નીરવાણીક દુન્યા' યા 'નીરવાણ' પણ કહેવામા આવે છે જેઓએ 'આત્મીક' શકિત ખીલવેલી હોય છે તેઓ રવાનની એકયતાનો વધુ ઉચો અનુભવ મેળવી શકે છે, તેઓ સર્વે રવાનોને ખોદાના રવાનના ભાગો તરીકે સમજી શકે છે

આ ઉપરથી માલેમ પડે છે કે આપણે જેમ જેમ કુદરતના માર્ગમા આગળ વધીએ છીએ તેમ તેમ આપણાથી વધારે શકિતઓ મેળવી શકાય છે, આથી બીજાના ભલા માટેના કામો કરવાને વધારે શકિતવાન થઇએ છીએ એટલા માટે બેહદ જ્ઞાન તથા શકિત મેળવવી તે ગોયા પારકાનુ ભલુ કરવાની બેહદ તાકાત મેળવ્યા બરોબર છે



## પ્રકરણ ૭ મું.

# રવાનનું ખાકી દુન્યામાં પાછું જન્મ પામવું. ઉપર ટપકેની મુશકેલીઓ.

જ્યારે એક શખ્સ ખાકી દુન્યાંમાં કીધેલાં તમામ બીન સ્વાર્થિ વિચારો તથા કામોનાં બેહદ સુખ પમાડનારાં ફળ બેહેસ્તમાં ભોગવી રહે છે, જ્યારે અમલમાં નહીં મુકાયલી સઘળી પરોપકારી યોજનાઓ બેહેસ્તમાં તે પુર ફતેહ સાથ પાર પાડે છે, જ્યારે ઉંચા પ્રકારની વિદ્યા, અને મીનોઇ જ્ઞાન મેળવવાની તેની બીન સ્વાર્થિ ઇચ્છાઓ બેહેસ્તમાં બર આવે છે, ત્યારે તેનાં રવાનને આ ખાકી દુન્યાંમા પાછો જન્મ લેવો પડે છે. આગળા જન્મોમાં તેણે કીધેલાં સારાં માઠાં કામોનો બદલો તે આ જન્મમાં સુખ યા દુ:ખના આકારમાં મેળવી શકે, તથા આગળા જન્મોમાં જેઓના સમાગમમાં આવી જેઓ સાથ નેકી યા બદી કીધી હોય તેઓનાં સંબંધમાં આ જન્મમાં પાછો આવી શકે એવા સંજોગો જે કુટુંબમાં મલી શકતા હોય, તે કુટુંબમાં તેને જન્મ આપવામાં આવે છે. તેના સગાંવહાલાંઓ, દોસ્તો, યા જેઓની સાથે આ જન્મમાં તે સંબંધમાં આવે છે તેઓ સઘળાં જોકે આગળા જન્મમાં તેના સમાગમમાં આવી ગયલા હોય છે તોપણ હાલ તેઓ જે સગાઇ યા સંબંધ ધરાવતા હોય છે તેજ સગાઇ યા સંબંધ આગલા જન્મમાં પણ તેઓ ધરાવતા હોવા જોઇએ એમ હોતું નથી. હાલનાં તેનાં માતપીતા અગાઉના

જન્મમાં કાંઇ ખોજી સગાઇ ધરાવનારા, યા કોઇ દોસ્ત, યા દુશમન પણ હોઇ શકે છે. આગળા જન્મમાં જે શખ્સો સાથ કામ પાડવામાં આવ્યું હોય તેઓને આ જન્મમાં સગા, દોસ્ત, યા દુશમન તરીકે આપણાં સંબંધમાં લાવી મુકવામાં ખુદરતનો મુળ હેતુ એક બીજાનો ઉપકાર તથા અપકાર ફીતાડી દરેકને ઇનસાફ અપાવવાનો હોય છે.

રવાનને પ્રગટીકરણમાં આગળ વધવા માટે ખાકી દુન્યામાં અનેક વખત જન્મ લેવો પડે છે એ વાત આપણામાના ઘણાક પારસીઓના માનવામાં આવતી નથી તેનું મુખ્ય કારણ એ છે કે આપણા ધર્મમાં એ વીશે કાંઇ પણ ખાતરી પુર્વક ઇસારો મળી આવતો નથી. એ વાત ધર્મ મારફતે બહાર પાડવાનું તે ધર્મનાં મહાન સ્થાપનારની જ્ઞાન બુદ્ધિને તે વખતે કદાચ લાયક જણાયું નહીં હોય, યા એ વીશેના લખાણો ગુમ થઇ ગયલાં હોય એવું લાગે છે. કારણ કે સત્તાધારી ગણાતાં આપણાં જુજ બચેલાં પુસ્તકોમાં એ બાબદ વીશેના લખાણો મળતાં નથી. બીજા હાથ ઉપર જેઓનાં ધર્મમાં આ બાબદ શીખવવામાં આવેલી છે તેઓ સઘળા જમાનાઓ થયા તે માનતા આવેલા છે અને માને છે. દાખલા તરીકે આખી હીંદુ કોમ જેઓ હીંદુસ્થાનમાં બોહોળી વસ્તી ધરાવે છે, તેમજ તમામ બુધ્ધિસ્ત લોકો જેઓથી બરમા, સીઆમ, સીલોન, ચીન તથા જાપાન ખીચોખીચ ભરાઇ ગયલુ છે, તે કરોડો લોકો માણસનાં અનેક જન્મોમાં માને છે. તેમજ યુનાની, નીઓપ્લેતોનીસ્ત, અને નૉસ્તીક વીગેરે ફીલસુફો અનેક જન્મની વાત માનતા હતા, જ્યારે નહીં માનનારાઓમાં, મુસલમાન, ક્રીસ્ચીઅન તથા જરથોસ્તીઓ છે. આ ઉપરથી જણાય છે કે દુન્યાની વસતીનો મોટો ભાગ આ સીદ્ધાંત માને છે. વળી મુસલમાનમાં સુફી લોકો, તેમજ ક્રીસ્ચીયન તથા જરથોસ્તીઓમાં ખોદાશનાસીનાં અભ્યાસીઓ એ વાત કબુલ કરી ગયા છે, જેની ગવાહીઓ પાછલાં લખાણોમાં મળી આવે છે. જરથોસ્તી ધર્મને લગતાં યુનાની લખાણોમાં, તેમજ દસાતીર, દબેસ્તાન વિગેરે કેતાબોમાં એ હકીકતની

તરફેણમાં ખુલ્લું લખાયલું છે પણ દલગીરી સાથ કહેવુ પડે છે કે હાલની આપણી વર્તણુક ધર્મ સંબંધી લખાણોમાથી સચ્ચાઇ મેલવવાને બદલે આપણુને પસંદ પડતી બીનાઓ તરફ વધુ ઢલતી જણાય છે, અને એટલાજ માટે આ તથા બીજા હીનાતાં પાછલા લખાણોમાથી સઉ ગઉ પોતાને મનને ભાવતી ચીજો ખરી તરીકે કબુલ કરે છે, ત્યારે નહીં પસંદ પડતી ચીજોને ખોટી તરીકે ગણી હુસી કહાડવામા આવે છે.

જો મતાંધપણું કરતાં સચ્ચાઇ આપણુને વધુ પ્રીય હતે, જો આપમતલબ કરતાં ઇનસાફ આપણુને વધુ વહાલો હતે, તો જ્યારે યુનાની લખાણોમાથી આપણા ધર્મને લગતી બાબદો લોકોને જાહેરમાં મુકી આપણુ બતલાવી આપીએ છીએ કે આપણી કેટલીક ધર્મ કેતાબો યુનાનીઓને હાથ ગયા પછી તેઓએ તેમાના ઘણાક લખાણો પોતાની ભાષામા ઉતારી લીધા છે, તો પછી તેજ યુનાની લખાણોમા શ્વાનના અનેક જન્મોના જે ઇસારા મલી આવે છે અને જેને માટે યુનાનીઓ લખી ગયા છે કે એ જરથોસ્તી ધર્મ કેતાબો માથી હુમોને મલેલા છે, તે ઇસારા આપણુ હીમતથી જાહેરમા મુકતે વળી જો સચાઇને આપણુ દુન્યાની સર્વથી ઉત્તમ ચીજ તરીકે સ્વીકારતા હતે તો આપણા એરવદો અને ધર્મગુરૂઓ તેમજ કેટલાક બેહદીનો જેઓ જાને પોતે જાતી અનુભવથી ખાતરી કરી આવ્યા હોય તેમ જાહેરમા જે બોલતા સંભલાય છે કે, 'શ્વાન આ દુન્યામા પાછો જનમ લેતુજ નથી, એ બાબદ મદતર ખોટી છે,' તેને બદલે સચાઇ અને ઇનસાફને ખાતર તેઓ એમ બોલતે કે 'આપણી પાસે જુજ બચેલા અસલી ધર્મ સંબંધી પુસ્તકોમા શ્વાનના અનેક જન્મોની તરફેનના તેમજ તેની વીરૂધના કાંઇ પણ ઇસારાઓ મલતા નથી, પણ પાછલા લખાણોમા તેમજ આપણા ધર્મ પુસ્તકોમાથી ઉતારો કીધેલા યુનાની લખાણોમા આ બાબદ મલી આવે છે એટલા માટે એ બાબદ વીશે ચોકસપણે આપણુ હાલ કશુ કહી શકતા નથી'

વળી યુનાનીઓ પોતે રવાનના અનેક જન્મોમા માનનારા ન હોવાથી આ બાબદ તેઓએ પોતાની તરફથી ઘુસાડી હોય એવો પણ જ્યારે જાજો સંભવ રહેતો નથી ત્યારે આ બાબદ કદાચ ખરી પણ હોય, માટે સચ્ચાઇ શોધી કહાડવા ખાતર એ વીશે વધુ તપાસ કાંય નહી કરવી જોઇએ? વગર મેહનત કરવે અને વગર ખાતરી કરવે 'એ બાબદ તદન ખોટી છે' એવું બીજાઓને શીખવવામાં પોતાને તેમજ બીજાઓને ખોટે રસ્તે દોરવવાના ગુનાહનો સંભવ હોવાથી એ પાપ શું કરવા માથે હોરી લેવું જોઇએ? જેમ ખોદાશનામીના કેટલાક અભ્યાસીઓ આ બાબદ વીશે બોલતાં એથી થતા ફાયદાઓ જાહેરમા મુકી, માનવુ નહી માનવુ એ લોકોની મુનસફી ઉપર છોડી, પોતે ખીસી જાય છે, તેજ પ્રમાણે આપણુ પણ કાંય નહી ચાલીએ? તેઓ જ્યારે જાતે આ બાબદનો **અભ્યાસ કરી** તેના ફાએદાઓ સોધી કહાડી તે આપણી સન્મુખ મુકે છે, ત્યારે આપણે તેનો **અભ્યાસ કર્યા વગર**, બલકે તે બાબદનો કકો ખખો પણ જાણ્યા વગર તેની વિરૂદ્ધ ગેરવાજબી સખુનો ઓચરી હાથે કરીને આપણુ બેઅકલીપણું શું કરવા બતલાવી આપવુ જોઇએ? આપણને એ બાબદ રૂચતી નહી હોય તો એ માનવાથી થતાં નુકશાનો શોધી કહાડી આપણે તે બતલાવી આપવાં જોઇએ. એ નુકશાનો શોધી કહાડવા ખાતર આપણને એ બાબદનો અભ્યાસ કરવો પડશે અને તેમ કરતાં વખતે કાંઇ સચ્ચાઇ જણાઇ આવે એ પણ બનવા જોગ છે.

આપણી પાસે ખુદ જરથોશ્ત સાહેબનાં લખાણોમાં ફકત ગાથાજ રહી ગયલા હોવાથી અને તે પણ સંપુર્ણ હાલતમાં નહીં હોવાથી આપણી ધર્મ સંબંધી હાલત ઘણીજ કઢંગી થઇ પડી છે; તેવે સમયે વગર વીચારે બીજાઓનું કહેલું એકદમ માની લેવાને, યા એકદમ ધિક્કારી યા હસી કહાડવાને બદલે શું માંનવુ, અને શું નહીં માનવું તે માટે આપણુ સર્વેએ ધિરજથી વીચાર કરી દુર અંદેશીથી કાંમ લેવું જોઇએ.

એટલા માટે ધર્મ સબંધી ઝનુન તેમજ મતાધપણું અને તાસુબી દુર કરી ગંભીરાઇથી હવે આપણે તપાસીએ કે રવાનના અનેક જન્મોની ફીલસુફી અકલને અનુસરતી છે કે નહીં, તથા આપણુ અંતકરણ તે કબુલ કરે છે કે નહીં પહેલા પ્રકરણમા જોઇ ગયા તેમ હાલના વખતમા અકલનુ ગેહર તથા અંતકરણનો અવાજ એ બે અમુલ્ય કસોટી આપણી અજર કામ કરી રહી છે, જે વડે હરેક બાબદમાથી સચ્ચાઇનુ સ્વચ્છ સોનુ આપણે ખોટાઇની હલકી ભેળસેળમાથી છુટુ પાડી શકીએ છીએ, માટે એજ કસોટી વડે હવે આપણે આ બાબદ શાંતપણે તપાસીએ

આપણે અગાઉ જોઇ ગયા કે કોઇપણ એક ધર્મમા દુન્યાની દરેક બાબદ અને ખુદરતની દરેક સચ્ચાઇ શીખવવામા આવતી નથી, બલકે શીખવી શકાતીજ નથી પણ જે કોમને જે વખતે પેગમ્બર તરફથી એક ધર્મ સમજાવવામા આવેછે તે વખતે તે કોમની રીત ભાત, મનશક્તિ, આચાર વીચાર, તથા બીજા સંજોગોને અનુકુળ આવતી બાબદોજ ધર્મના ફરમાન તરીકે આપવામા આવે છે. એક કોમ જ્યારે વિદ્યા હુન્નર તથા મનશક્તિમા ઘણી આગળ વધેલી હોય છે તે વખતે તે કોમને ધર્મ જ્ઞાન આપવા માટે જો એક પેગમ્બરનુ આવવુ થાય તો પેલી કોમ બીકટ બાબદ સમજવાને શક્તિવાન હોવાથી તેને પેગમ્બર સાહેબ ઉમદા જ્ઞાન આપી શકે છે તેમજ એક અભણ કોમને ધર્મ બોધ આપવા જો એક પેગમ્બરનુ આવવુ થાય છે તો તે કોમ અભણ હાલતમા હોવાથી આ કોમને અનુકુળ આવે એટલુજ જ્ઞાન તે પેગંબર તેને આપી શકે છે જેમ નીશાળ તથા કોલેજમા વિદ્યાર્થીઓની હાલત પ્રમાણે શીક્ષણ મળે છે તેમજ ધર્મનુ શીક્ષણ દેશ, કાળ, તથા પ્રજાની સ્થીતીને અનુસરતુજ હોય છે જમાનાઓ વીત્યા બાદ જ્યારે પેલી અભણ કોમ વિદ્યા, હુન્નર અને મનશક્તિમા ખીલી નીકળ્યા પછી જો ધર્મ જ્ઞાન આપવા માટે પેગમ્બરનુ ફરી તેમા આવવુ થાય તો તેવન તે કોમને ધર્મ

વળી યુનાનીઓ પોતે રવાનના અનેક જન્મોમા માનનારા ન હોવાથી આ બાબદ તેઓએ પોતાની તરફથી ઘુસાડી હોય એવો પણ જ્યારે જાગ્ને સંભવ રહેતો નથી ત્યારે આ બાબદ કદાચ ખરી પણ હોય, માટે સચ્ચાઇ શોધી કહાડવા ખાતર એ વીશે વધુ તપાસ કાંય નહી કરવી જોઇએ? વગર મેહનત કરવે અને વગર ખાતરી કરવે 'એ બાબદ તદન ખોટી છે' એવું બીજાઓને શીખવવામાં પોતાને તેમજ બીજાઓને ખોટે રસ્તે દોરવવાના ગુનાહનો સંભવ હોવાથી એ પાપ શું કરવા માથે હોરી લેવું જોઇએ? જેમ ખોદાશનાસીના કેટલાક અભ્યાસીઓ આ બાબદ વીશે બોલતાં એથી થતા ફાયદાઓ જાહેરમા મુકી, માનવુ નહી માનવુ એ લોકોની મુનસફી ઉપર છોડી, પોતે ખીસી જાય છે, તેજ પ્રમાણે આપણ પણ કાંય નહી ચાલીએ? તેઓ જ્યારે જાતે આ બાબદનો **અભ્યાસ કરી** તેના ફાએદાઓ સોધી કહાડી તે આપણી સન્મુખ મુકે છે, ત્યારે આપણે **તેનો અભ્યાસ કર્યા વગર**, બલકે તે બાબદનો કક્કો ખખ્ખો પણ જાણ્યા વગર તેની વિરૂદ્ધ ગેરવાજબી સખુનો ઓચરી હાથે કરીને આપણુ બેઅકલીપણું શું કરવા બતલાવી આપવુ જોઇએ? આપણુને એ બાબદ રૂચતી નહીં હોય તો એ માનવાથી થતાં નુકશાનો સોધી કહાડી આપણે તે બતલાવી આપવાં જોઇએ. એ નુકશાનો શોધી કહાડવા ખાતર આપણુને એ બાબદનો અભ્યાસ કરવો પડશે અને તેમ કરતાં વખતે કાંઇ સચ્ચાઇ જણાઇ આવે એ પણ બનવા જોગ છે.

આપણી પાસે ખુદ જરથોશ્ત સાહેબનાં લખાણોમાં ફક્ત ગાથાજ રહી ગયલા હોવાથી અને તે પણ સંપુર્ણ હાલતમાં નહીં હોવાથી આપણી ધર્મ સંબંધી હાલત ઘણીજ કઢંગી થઇ પડી છે; તેવે સમયે વગર વીચારે બીજાઓનું કહેલું એકદમ માની લેવાને, યા એકદમ ધિક્કારી યા હસી કહાડવાને બદલે શું માંનવુ, અને શું નહીં માંનવું તે માટે આપણુ સર્વેએ વિરજથી વીચાર કરી દુર અંદેશીથી કાંમ લેવું જોઇએ.

એટલા માટે ધર્મ સંબંધી ઝનુન તેમજ મતાંધપણું અને તાસુબી દુર કરી ગંભીરાઇથી હવે આપણે તપાસીએ કે રવાનનાં અનેક જન્મોની ફીલસુફી અકલને અનુસરતી છે કે નહીં, તથા આપણુ અંતઃકરણ તે કબુલ કરે છે કે નહીં. પહેલાં પ્રકરણમાં જોઇ ગયા તેમ હાલના વખતમાં અકલનુ ગોહર તથા અંતઃકરણનો અવાજ એ બે અમુલ્ય કસોટી આપણી અંદર કામ કરી રહી છે, જે વડે હરેક બાબદમાંથી સચ્ચાઇનું સ્વચ્છ સોનું આપણે ખોટારાંની હલકી ભેલસેલમાંથી છુટું પાડી શકીએ છીએ, માટે એજ કસોટી વડે હવે આપણે આ બાબદ શાંતપણે તપાસીએ.

આપણે અગાઉ જોઇ ગયા કે કોઇપણ એક ધર્મમાં દુન્યાની દરેક બાબદ અને ખુદરતની દરેક સચ્ચાઇ શીખવવામાં આવતી નથી, બલકે શીખવી શકાતીજ નથી. પણ જે કોમને જે વખતે પેગંમ્બર તરફથી એક ધર્મ સમજાવવામાં આવેછે તે વખતે તે કોમની રીતભાત, મનશકિત, આચાર વીચારો, તથા બીજા સંજોગોને અનુકુળ આવતી બાબદોજ ધર્મનાં ફરમાન તરીકે આપવામાં આવે છે. એક કોમ જ્યારે વિદ્યા હુન્નર તથા મનશક્તિમાં ઘણી આગળ વધેલી હોય છે તે વખતે તે કોમને ધર્મ જ્ઞાન આપવા માટે જો એક પેગંમ્બરનું આવવું થાય તો પેલી કોમ બીકટ બાબદ સમજવાને શક્તિવાન હોવાથી તેને પેગંમ્બર સાહેબ ઉમદા જ્ઞાન આપી શકે છે. તેમજ એક અભણુ કોમને ધર્મ બોધ આપવા જો એક પેગંમ્બરનું આવવું થાય છે તો તે કોમ અભણુ હાલતમાં હોવાથી આ કોમને અનુકુળ આવે એટલુંજ જ્ઞાન તે પેગંબર તેને આપી શકે છે. જેમ નીશાળ તથા કોલેજમાં વિદ્યાર્થીઓની હાલત પ્રમાણે શીક્ષણુ મલે છે તેમજ ધર્મનું શીક્ષણુ દેશ, કાળ, તથા પ્રજાની સ્થીતીને અનુસરતુંજ હોય છે. જમાનાઓ વીત્યા બાદ જ્યારે પેલી અભણુ કોમ વિદ્યા, હુન્નર અને મનશકિતમાં ખીલી નીકળ્યા પછી જો ધર્મ જ્ઞાન આપવા માટે પેગમ્બરનું ફરી તેમાં આવવું થાય તો તેવન તે કોમને ધર્મ

મારફતે જે જ્ઞાન આપશે તે જ્ઞાન આગલી અભણ હાલતમાં આપેલાં જ્ઞાન કરતાં બેશક વધારે ઉમદા હશે. આવી રીતે જુદા જુદા ધર્મમા **વધતુ ઓછુ** જ્ઞાન આપવામાં આવે છે, પણ **ખોટુ** જ્ઞાન આપવામા આવતુ **નથી.**

આપણી એર્યન પ્રજાની અગાઉ થઇ ગયલી 'એટલાનતીક' પ્રજા વિદ્યા હુન્નર તથા જ્ઞાનમાં ઘણી આગળ વધેલી હતી. દુન્યા પ્રગટીકરણ મારફતે જોકે હમેશ આગળ વધે છે પણ તે આગળ વધવું ભરતીના મોજા સમાન હોય છે. જેમ મોજો પડીયા પછી બીજો વધુ આગળ વધે છે તેમ વિદ્યાનું આ આગળ વધવું (civilization) ચોકસ દરજ્જા સુધી આવ્યા પછી પડવા માંડે છે, ત્યાર પછી તે ફરી આગલ વધવા માડે છે, પણ આ વખત તે પેહેલાં કરતા વધુ ઉંચે ચહડે છે. અતરે તેનુ પાછું પડવુ થાય છે, પણ તે પછી જ્યારે તે આગલ વધે છે ત્યારે બીજી વખત કરતાં પણ વધુ ઉંચે ચહડે છે. આવી રીતે ધીમે ધીમે તે આગળ વધે છે.

જ્યારે એક પ્રજામાં આગળ વધેલાં રવાનોનો મોટી સંખ્યામાં જન્મ પામવાનો વખત આવે છે ત્યારે તે પ્રજા વિદ્યામાં ઘણી આગળ વધે છે. ત્યાર બાદ પ્રગટીકરણમાં પછાત રહી ગયલાં રવાનોનો જ્યારે મોટી સંખ્યામાં જન્મ પામવાનો વખત આવે છે ત્યારે વિદ્યા નાશ પામી અંધકારનો જમાનો આવી લાગે છે. વળી જ્યારે જમાનાઓ પછી ઉપલા આગળ વધેલાં રવાનોનો પાછો જન્મ લેવાનો વખત આવે છે ત્યારે વિદ્યા પહેલાં કરતાં પણ વધુ આગળ વધે છે, પણ ત્યાર બાદ બીજી મરતબે જ્યારે અજ્ઞાન રવાનોનો જન્મ લેવાનો વખત આવે છે ત્યારે આગળનાં જેટલો અંધકાર ફેલાતો નથી, કારણ કે તેઓએ પહેલી વા . જે થોડું જ્ઞાન મેળવેલું હોય છે, તે તેઓ સાથે લાવે છે. આવી રીતે જેમ જમાનાઓ જાય છે તેમ વિદ્યા વધતીજ જાય છે અને ંધકાર ઓછો થતો જાય છે. કુદરતનાં પ્રગટીકરણનાં આ નીયમ માણે આપણી હાલની 'એર્યન' પ્રજા તેની ટોંચે પુગશે ત્યારે 'એ ટલાનટીસ' પ્રજાની ટોંચ કરતાં તે વધુ જ્ઞાન મેળવશે. પણ હાલ ' ર્યન' પ્રજા મધે દુન્યામાં જેટલું જ્ઞાન

ફેલાયલું છે તે જો કે આપણને પુષ્કળ લાગે છે તે છતાં હાલની તમામ મહાભારત શોધો સાથનું આપણાં 'સાયનતીસ્ટો'નું જ્ઞાન 'એટલાનતીસ' પ્રજાની ટોંચનાં જ્ઞાન કરતાં ઓછું કહેવાય છે.*

'એટલાનતીસ' પ્રજા પોતાની ટોંચે ચહડયા પછી જ્યારે તેમાં ગર્વ, અભીમાન, આપસ્વાર્થ, અને એકલપેટાઇની સાથે સીહા જાદુગરોનુ બળ જોશમા વધતુ ચાલ્યું, અને દુન્યામાં પ્રગટીકરણને આગળ વધારનારી શકિતને બદલે તેની વિરૂદ્ધની શકિત તે પ્રજામાં વધી ગઇ, ત્યારે આખો એટલાનટીક ખંડ તેની ઉપરની કરોડો માણસની વસ્તી સાથ ડુબાડી દેવામાં આવ્યો, અને એક ખુશ્કનુમાં ખંડની જગોએ હાલ એટલાનટીક મહાસાગર જોવામાં આવે છે. પણ તે પ્રજાને નાશ કરવાની ઘણાંક વરસો અગાઉ તેમાં જે કેટલાંક પ્રમાણીક, ઓહોળી મનશકિતવાળાં અને ચંચળ કુટુંબો હતાં તેઓને સેન્ટ્રલ એશીઆમાં વસાવવામાં આવ્યા હતાં. આ કુટુંબોમાંથી આપણી હાલની 'એર્યન' પ્રજા ઉત્પન થઇ છે. આ કુટુંબો ઓહોળી મનશકિત ધરાવતાં હોવાથી તેઓને ધર્મગુરૂ મારફતે તે વખને જેટલુ ધર્મજ્ઞાન આપવામાં આવ્યું હતું તેટલું જ્ઞાન ત્યાર પછીની કમ મનશકિત ધરાવનારી કોમોમા આપવામા આવતુ નથી, એટલુજ નહી, પણ જેમ જેમ એક કોમ બુરી તથા અધર્મી થતી જાય છે, તેમ તેમ ધર્મના બુલંદ લખાણો તે કોમમાથી નાબુદ કરવામા આવે છે; એટલા માટેજ આ અસલ ધર્મને 'સનાતન ધર્મ' અથવા 'દરીયાવ દીન' ( World Religion ) કહેવામાં આવે છે.

ઘણાક વરસો વીત્યા બાદ ઉપલાં કુટુંબોની વસ્તી ઘણી વધવા પછી આ વસ્તીનો એક ભાગ હીંદુસ્થાન તરફ અને બીજો ઇરાન તરફ જઇ વસ્યો હતો. એર્યન પ્રજાના આ અસલ ધર્મને ઇરાનવાસીઓ માહાબાદીઅન અથવા મજ્દીયસન્યન ધર્મને નામે ઓલખતા હોય એમ લાગે છે. આ બનાવને, યાને અસલ જરથોસ્તની દેખરેખ હેઠલ આપણને ઇરાનમા આવ્યાને, જમાનાઓ વહી ગયા છે એવુ ખોદાશનાશી પ્રમાણે માલમ પડે છે. આ લખઓ વરસનાં અરસામાં

* જુઓ The Story of Atlantis, by W. Scott-Elliot.

ઈરાનવાસીઓમાં ઘણી વખત અંધકારનું તથા જ્ઞાનનું જોર અવારનવાર પ્રગટી નીકળેલું હોવું જોઇએ. ખોદાશનાસીઓ જે કહે છે કે આ લખો વરસમા જરથોસ્ત નામે અનેક પેગમ્બરો ઈરાન દેશમા થઇ ગયા છે, જેમાના સઉથી છેલ્લા થઇ ગએલા જરથોસ્તના લખાણોનો થોડો ભાગ આપણે હાલ ધરાવીએ છીએ, તેને આપણી "દસાતીર" કેતાબ ટેકો આપે છે. કારણ કે દસાતીર પ્રમાણે ઈરાનમાં અનેક પેગંમ્બરો થઇ ગયલા જણાય છે. તેઓ સર્વે અસલ મજદીયસ્નીની ધર્મજ જુદા જુદા જમાનાઓમાં સજીવન કરી ગયલા જણાવવામાં આવે છે, અને તેમાના કેટલાક પેગમ્બરો રવાનનાં અનેક જન્મોનું શિક્ષણ ધમ મારફતે સમજાવી ગયલા હતા એમ તે કેતાબમાંથી ખુલ્લું જણાય છે.

આ પેગમ્બરો ઈરાન જમીન ઉપર કયારે આવ્યા હતા, તેઓ આવ્યા તે વખતે ઈરાનવાસીઓની મનશકિત કેટલી હદ સુધી ખીલેલી હતી, તેઓ કેવું શિક્ષણ આપી ગયા હતા, આપણાં ધર્મનાં હાલ બચેલાં લખાણો એકજ પેગમ્બરનાં છે કે અનેક પેગમ્બરનાં શિક્ષણોનાં કટકાઓ છે, તે કાંઇ આપણે આજે ખાતરી પુરવક કહી શકતા નથી. વળી આપણે જે જરથોશ્તને પેગમ્બર તરીકે માન આપીએ છઇએ, જેવણે ગાથા આપેલાછે એમ માનીએ છીએ, તે જરથોશ્ત સાહેબ ઈરાનમાં થઇ ગયલા અનેક પેગમ્બરોમાંના સૌથી છેલ્લા પેગમ્બર છે કે તેની આગળનાં છે તે વિશે આપણી પાસે કાંઇ પણ સહાદતો નથી. જરથોશ્ત નામનાં એક કરતાં વધુ મહાન પુરૂષો થઇ ગયલા હોવાથી જરથોસ્તના જમાના વીશે પણ આપણે એકમત થઇ શકતા નથી. કોઇ ઇ. સ. પુર્વે ૩૦૦, કોઇ ૩૦૦૦ તો કોઇ ૫૦૦૦ વર્ષ ઉપર જરથોશ્તને થઇ ગયલા ધારે છે.

ધર્મ સંબંધી આપણી આવી કઢંગી હાલતને લીધે ઇનસાફ ખાતર દીલગીરી સાથે આપણને કબુલ કરવુ જોઇએ કે દુન્યાની ઘણીક સચ્ચાઇઓ જે બીજા ધર્મોમાં આપવામાં આવી હોય, તે આપણી પાસે બચેલાં થોડાંક ધર્મના લખાણોમાં નહીં હોય એ બનવા જોગ છે. રવાનના આગલા જન્મો વિષે આપણા અશો પેગમ્બરે શીખવ્યું નહીં હોય

એમ માનવાને આપણને તેથી કુદરતી આંચકી લાગે છે. ચોપડીનાં એક છુટાં પડેલાં પાનામાં, યા પુસ્તક ખાનામાંથી ઉંચકી લાવેલી એકાદ ચોપડીમાં એક બાબદ આવેલી ન હોય તો તે ઉપરથી એમ કહેવું કે પેલી આખી ચોપડીમાં યા પેલા આખાં પુસ્તક ખાનામાં તે બાબદ લખેલી હોયજ નહીં, તો તે બોલવું ઘણુંજ અવિચારી તથા દુરઅંદેશીથી ઉલટું ગણાય. તેમજ જો આપણે એમ કહીએ કે હાલ બચેલાં થોડાંક પુસ્તકોમાં રવાનના અનેક જન્મોની બાબદ મલતી નથી તેથી આપણા આખા ધર્મમાં એ બાબદ શીખવેલી હોવીજ નહીં જોઇએ, તો એ બોલવુ પણ તેટલુજ અવિચારી તથા ગેરવાજબી કહેવાય.

જુદા જુદા પેગમ્બરો દુન્યાનાં લોકોને તેઓની રાહરસમ તથા મનશકિત પ્રમાણે શિક્ષણ આપતા હોવાથી એક ધર્મમાં આપવામાં આવેલી બાબદ જો બીજા ધર્મમાં નહીં આપવામાં આવી હોય તો તે ઉપરથી તે બાબદ ખોટી છે એમ ઠરતું નથી. આપણાં જુજ ધર્મ સંબંધી લખાણોમાં રવાનના અનેક જન્મોની બાબદ નથી તેથી 'એ બાબદ ખરી હોયજ નહીં, તે આપણે માનવીજ નહી, જો માનીએ તો ગુનાહ લાગે, યા જરથોસ્તી કાનુનથી ઉલટા ચાલતા કહેવાઇએ,' એમ બોલવું વાજબી લાગતું નથી. જો એ બાબદનું વાજબીપણું દરશાવનારા સંગીન કારણો દુન્યાનાં કોઇ પણ ભાગમાંથી મળે, અને વિચાર કરતાં તે વાજબી લાગે તો તે માનવામાં કાંઇ પણ ખોટું નથી. ગાથામાં જરથોસ્ત સાહેબે પોતે કહ્યું છે કે કોઇ પણ ચીજ એકદમ માની લેવી નહીં, પણ વીચાર કરતાં જે વાજબી લાગે તેજ માનવી, માટે એ મહાન ગુરૂની આ અમુલ્ય સલાહ ઉપર અમલ કરી એ બાબદ હવે વધુ બારીકીથી આપણે તપાસીએ.

દુન્યાનાં સઘળા મોટા ધર્મો તપાસતાં માલમ પડે છે કે કેટલાક ધર્મોમાં રવાનના આગળા જન્મોની વાત સ્વીકારવામાં આવેલી છે, એટલુંજ નહીં, પણ તે બાબદ વીસતારીને સમજાવવામાં આવેલી છે. પણ દુન્યાનાં એક પણ ધર્મમાં એ બાબદની **સામે** ખુલ્લી રીતે

લખાણ કરવામા આવ્યુ નથી 'રવાન એકજ વખત ખાકી દુન્યામા જન્મ લે છે. રવાન એકથી વધુ વાર અત્રે આવી શકતુજ નથી, અને રવાનના અનેક જન્મોમા માનનારાઓ તદન ખોટા છે, યા વહેમાઇ ગયલા છે,' એવુ શિક્ષણ આજ સુધી કોઇ પણ ધર્મગુરૂએ આપ્યુ નથી, તેમજ બીજા ધર્મોમા જે વીગતવાર સમજાણ એ બાબદ વીશે આપવામા આવી છે તેનો વીગતવાર નફીઓ કોઇ પણ ધર્મમા અપાયો નથી જો એવુ લખાણ એક પણ ધર્મમા હતે, જો એક પણ પેગમ્બર રવાનના અનેક જન્મની વીરૂધ મત આપી ગયા હતે, તો એક ધર્મ તથા પેગમ્બર જે બુલંદ દરજ્જો ધરાવે છે તે ધ્યાનમા લેતા આ બાબદ માનવી જરા મુશકેલ થઇ પડતે પણ એથી ઉલટુ જ જયારે કેટલાક ધર્મમા એ બાબદ ખુલ્લી રીતે આપવામા આવી છે, જયારે દુન્યાના કેટલા એક મહાન પેગમ્બરો એ વાત શીખવી ગયલા છે, જયારે એ બાબદની સામે કોઇ પણ પેગમ્બર ખુલ્લો એક શબ્દ પણ કહી ગયા નથી, ત્યારે એ વાત ખોટી છે એમ કહેવુ બહુ ઉતાવળુ તથા અવિચારી જણાય છે 'દુન્યાની તમામ સચ્ચાઇઓ મારા ધર્મમા આપવામા આવેલી છે માટે રવાનના આગળા જન્મની જે બાબદ બીજાઓના ધર્મમા શીખવવામા આવેલી છે તે મારા ધર્મમા નથી એટલા માટે તે તદન ખોટી હોવી જોઇએ' આમ કહેવુ તે માત્ર ધર્મ તરફના આંધળા ઝનુનનુ એક પરીણામ છે એમા ઉંડો વીચાર, અપક્ષપાતપણુ, તથા ઇનસાફી લાગણી જોવામા આવતી નથી બીજા ધર્મ તરફનો અણગમો, તથા તેમા આવેલી બાબદ નહી માનવા માટેનુ ઝનુનનુ મુળ જો તપાસીશુ તો તે માણસ જાતના એકલપેટાપણામા મળી આવશે એવા ઝનુની શખ્શોને પોતાના ધર્મીક એકલપેટાપણા ઉપર ધર્મીક પ્યારનો સાયો પહેરી ધર્મચુસ્તમા ખપતા આપણે જોઇએ છીએ પણ જો આપણે પોતામાથી એકલપેટાપણુ કહાડી નાખી બીનસ્વાર્થિ વિચારો કરી શકતા હોઇએ, ધર્મની બાબદમા ઝનુનની લાગણીથી દોરવાઇ જવાને બદલે શાંત મન તથા અપક્ષપાત વિચારનો ઉપયોગ કરી જાણતા હોઇએ, તો આપણે સહેલથી

સમજી શકીએ કે દુન્યાનાં તમામ લોકોને પાક પરવરદેગારેજ પેદા કીધેલા હોવાથી તે સાહેબની નજરમાં સર્વે એકસરખા પ્યારા છે, તથા તે દયાળુ કીરતાર દરેક કોમને નેક માર્ગ દેખાડવા માટે જે પેગમ્બરોને મોકલે છે તેઓ સઘળા જ્ઞાની પુરૂષો હોય છે, અને તેઓ લોકોના ભલા અર્થે લોકોની મન શકિત પ્રમાણે જે વધતા ઓછા શિક્ષણો આપે છે તે ખોટા હોતા નથી, પણ દુન્યાની સચ્ચાઇ જાહેર કરનારાંજ હોય છે.

રવાનના અનેક જન્મ વીશે બુદ્ધ પેગમ્બર શીખવી ગયા છે, એ વાત વીશે એ ધર્મના અપક્ષપાત અભ્યાસીઓમાં શક છેજ નહી. કારણ બુદ્ધ પેગમ્બર ફકત ૨૫૦૦ વરસ ઉપરજ થઇ ગએલા હોવા થી તવારીખ ઉપરથી તે સાબેત થાય છે માટે બુદ્ધ જેવા એક મહાન ધર્મ શિક્ષક રવાનના અનેક જન્મની બાબદ શીખવી ગયા છે, એમ જાણુવા છતા જો આપણે કંહીએ કે 'એ બાબદ સદતર ખોટી છે' તો તેનો અર્થ શુ થાય? વાજબી અને ઇનસાફી અર્થ એ થાય કે અશો જરથોસ્તના જે બુલંદ દરજ્જાને લીધે તેવનના શિક્ષણો હમો રાસ્ત માનીએ છીએ, તેટલો બુલંદ દરજ્જો હમો - બુદ્ધ પેગમ્બરનો ગણુતા નથી, તેથીજ તેવનનુ આ શિક્ષણ ભુલ ભરેલુ હોય એવુ હમોને લાગે છે બુદ્ધ પેગમ્બરનો દરજ્જો હજરત જરથોસ્તથી ઉતરતો હોય તો આ તકરાર વાજબી છે માટે બુદ્ધ પેગમ્બરનો દરજ્જો કેટલો હતો, તે તેવનના લખાણો તથા તવારીખ ઉપરથી સોધી કહાડવુ જોઇએ

અંગ્રેજો, યુરોપીઅનો, અમેરીકનો, તેમજ હિન્દુસ્તાનની કોમો ના જે શખ્સોએ એ ધર્મનો અભ્યાસ કીધો છે તેઓ ગર્વે એક અવાજે બુદ્ધને એક પેગમ્બરનો બુલંદ દરજ્જો આપતા આવેલા છે માટે જો આપણે પણ એ ધર્મનો અભ્યાસ કરીએ તો તેવનના બુલંદ દરજ્જા વીશે આપણી પણ ખાતરી થાય એ બનવા જોગ છે. પણ અભ્યાસ કરવાનો કાઇ બધાનેજ અવકાશ મલતો નથી. ત્યારે જરથોસ્તીઓનો મોટો ભાગ જે આવી રીતે અભ્યાસ કરી શકતો નથી, તેની ખાતરી કેમ થાય? એક વિદ્વાન પુરૂષ કે જેનો

ઉપર આપણને ભરૂશો હોય, જેના જ્ઞાન અને બુદ્ધિ માટે આપણું ઉંચું મત હોય, જેને આપણા ધર્મના બોહલા અભ્યાસથી આપણ ને છક કરી નાખ્યા હોય, જેને મોઢેથી આપણા અશો પેગમ્બર સાહેબ અને તેવનના ધર્મની તારીફ સાંભલી જેવન ઉપર આપણે કુરબાન થઇ ગએલા હોઇએ, એવો એક શખ્સ પોતાના અભ્યાસ ઉપરથી જો આપણને એમ કહે કે બુદ્ધ સાહેબનો દરજ્જો બુલદ હતો, બલકે આપણા અશો જરથોશ્ત સાહેબના જેટલોજ બુલદ હતો, તો બીજાઓના કહેવા કરતા એવનના કહેવાથી આપણી વધુ ખાતરી થાય માટે જુદા જુદા ધર્મોના સેકડો અભયાસીઓ જેઓ બુદ્ધ સાહેબને બુલદ દરજ્જો આપી ગયા છે તેઓ સર્વેને બાજુએ રાખી આપણા કોઇ ખેરખાહને પકડીએ, અને તેબી આગલના કોઇ વીસરાઇ ગએલા નહી, પણ જેનુ નામ આપણા અંત કરણમા હજુર તાજુ હોય તેવાનેજ પસંદ કરીએ

જરથોસ્તીઓમાં શું ઘરડા કે શું જુવાન, શું મરદ કે શુ ઓરત, શું તવંગર કે શું મુફલેશ, એ સર્વેના જીગરમા પ્રો૦ જેકસન નુ પ્રાય નામ તાજુ હોવુ જોઇએ થોડા વખતની વાત ઉપર જ્યારે આ વિદ્વાન પ્રોફેસરે અમેરીકાથી મુબઇ આવી ફરામજી કાવસજી ઇનસ્ટી ટયુટમા આપણા ધર્મ ઉપર ભાષણો આપ્યાં હતા તે વખતે જરથોસ્તીઓએ જીગરનો જે ઉભરો બતલાવ્યો હતો તે દેખાડતો હતો કે આપણ જરથોસ્તીઓ ગોયા તેવન ઉપર ફીદા થઇ ગયા હતા એટલા માટે આપણા આ વિદ્વાન ખેરખાહ દોસ્ત બુધ્ધ પેગ મ્ગર વીશે શુ કહે છે તે જોઇએ. આ વિદ્વાને વરસો સુધી આપણા ધર્મનો અભ્યાસ કીધા પછી આપણા અશો જરથોશ્તના જનમાગનો હેવાલ એક ચોપડી મારફતે બહાર પાડયો છે * આ કીમતી પુસ્તક નો ગુજરાતીમા તરજુમો કરાવી એક શખી વજુદ પારસી ગ્રહસ્થે જરથોસ્તીઓમા થોડા વખતપર મુફત વેંહચ્યો હતો તે આપણ ખુશી

* જુઓ Zoroaster, the Prophet of Ancient Iran, by A. V W Jackson

ગયા નથી *આ તરજુમાનુ પેહલુજ પાનુ ઉઘાડી બીજોજ વાકય વાચ શુ તો આપણુને માલમ પડશે કે ત્યા પ્રો૦ જેકસન લખે છે કે, **"બુદ્ધ, કોન્ફુશ્યસ અને સોક્રેટિસ જેવા સત્યતાની સોધ કરનારાઓને જે ઇજત અને જે માન ભરેલો દરજ્જો લાયક છે તેજ પદવી, તેજ ઇજત, અને તેજ માન ભરેલો મરતબો જરથોશ્તને પણ મલવો લાયક છે."**

આપણા એગ્ખાહ મીત્રનુ ઉપલુ મત જાણ્યા પછી આપણ જરથોસ્તીઓએ બુદ્ધ પેગમ્બરને જરથોસ્ત સાહેબના જેટલોજ દરજ્જો આપવો કે નહી તે સવાલનો જવાબ આપવા અગાઉ સભાવ રાખવાની જરૂર છે અતરે આપણી પરીક્ષા લેવાતી હોય, યા આપણુને કસોટી ઉપર ઘસી જોવામા આવતા હોય એવુ લાગે છે પ્રો૦ જેક્સન સાહેબને આપણો તે વખતનો ઉભરો, અને જાનફેશાની માત્ર તેવને આપણા ધર્મની કીધેલી **તારીફ** માટેજ હતી કે તેવનના **સગીન જ્ઞાન** માટે તે ઉપલા સવાલના ફડચામા જણાઇ જવાનો સભવ રહે છે

આપણા વિદ્વાન પ્રોફેસરના જ્ઞાન માટે ઉચુ મત ધરાવ્યા પછી બુદ્ધ પેગમ્બરને જરથોશ્ત સાહેબથી ઉતરતો દરજ્જો કેમ આપી શકીએ? અને જો બેઉનો મરતબો એક ગણીએ તો પછી જરથોશ્ત સાહેબના ગાથાને ખરા ગણી બુદ્ધ સાહેબે આપેલા રવાનના અનેક જન્મના શીક્ષણને ખોટુ કેમ કહી શકીએ?

આપણા પારસીઓએ ઉપલી બીના ધ્યાનમા લઇ પારકા ધર્મના લોકો સાથ ઉદાર દીલથી વર્તવુ વધારે જરૂરનુ છે કારણ કે આપણે કેળવણીમા હીંદુસ્તાનની સર્વ કોમ કરતા ચઢીઆતા ગણાવા છતા જો ધર્મ સબધી વીચારોમા બીજી કોમ જેટલુજ સાકડાપણુ તથા આધકુ ઝનુન બતાવીએ, અને અજ્ઞાન, અણસમજુ, ઝનુની માણસોની મ ફક આપણે પણ એમ કહીએ કે 'દુન્યાની તમામ સચ્ચાઇ હમારા ધર્મમા સમજાવેલી છે, હમારા ધર્મમા નહીં જોવામા આવતી બાબતો

* જુઓ પ્રો૦ જેક્સનનુ નવુ જરથોશ્ત નામુ,' તરજુમો કરનાર મી૦ સો૦ અ૦ વાચ્છા

માંની કોઇ પણ બાબદ જો બીજા ધર્મમાં હોય તો તે સદંતર ખોટી હોવી જોઇએ, હમારા ધર્મ સંબંધી લખાણોનાં થોડાંક બાકી રહેલા ભાગમાં, જે મીનોઇ જ્ઞાન સમજાવામા આવેલુ છે તે સીવાય બાહાર બીજા ધર્મોમાં આપવામાં આવેલું મીનોઇ જ્ઞાન કલ્પનાથી જોડી કહાડએલુ છે,' તો આવા સાંકડા એકલપેટા વિચારો શું આપણી ઉંચી કેળવણી તથા ખીલેલી મનશકિતને નીચું લગાડનારા તથા ખોદાઇ અદલ ઇનસાફને હીણું લગાડનારા નથી ઠરતા? જ્યારે દુન્યાની સઘળી કોમોને એકજ ખોદાએ પેદા કીધી છે ત્યારે આપણી કોમ ઉપરજ તે અપક્ષપાત ખોદા કાંય કુરબાન થઇ જાય? તે ઇનસાફી કીરતાર આપણીજ કોમથી ખુશ થઇ જઇ પોતાનો એક પુરો સાચ્ચો પેગમ્બર આપણેજ માટે મોકલી આપે એમ માનવું શું તે કીરતારના અદલ ઇનસાફને હીનુ લગાડનારૂં નથી? મુઠીભર પારસીઓ સીવાય દુન્યાની બીજી કોમો આપણાં જેવો ઉત્તમ ધર્મ મેળવવાને નાલાયક છે એવું અભીમાન કરવું શું આપણને શોભા ભર્યું છે? એક કોમ આપણાં જેટલી લાયક હોવા છતાં તેને માટે ખોદા ઉતરતો ધર્મ મોકલે એમ તો આપણ બોલવાને હીમત કરી શકીએજ નહી, પણ ત્યારે બીજા ધર્મો આપણાં કરતા ઉતરતા છે એમ બોલવાનો અર્થ તો એજ થાય કે બીજી કોમો આપણાં જેટલી લાયક નથી. પણ આવુ બોલવા માટે આપણી પાસે કાંઇ કારણો છે? વળી જયારે આપણોજ ધર્મ ખોદાને બ્હાલો હોય તો અશો જરથોસ્ત દીન લઇ આવ્યા પછી આજ સુધીમાં દુન્યામાં કરોડો રવાનો પેદા થયા તેઓને ખોદાએ આપણી કોમમાજ કાંય નહીં જન્મ આપ્યો? આગળા જન્મો જયારે આપણે માનતા નથી ત્યારે આપણા વીચાર પ્રમાણે તો જન્મ લેતી વખતે સઘળા રવાનો નીરદોષ હોવા જોઇએ, તો પછી જાણી જોઇને ખોદા એવા નીરદોષ રવાનોને બીજા ખોટા, યા ઉતરતા ધર્મોમાં કાંય જન્મ આપતા હશે? દુન્યાના બધા ધર્મો ખોદાની નજરમાં એક સરખાજ રાસ્ત અને ફાયદાકારક હોય તોજ રવાનને કોઇ પણ ધર્મમાં જન્મ આપવું વાજબી કહેવાય.

જેમ લાલ ચશમામાંથી સઘળું લાલજ જણાય તેમ ધર્મીક ઝનુન તથા આપસ્વાર્થના ચશમામાંથી આપણને બીજા ધર્મો ઉતરતા દેખાય તેમાં શી નવાઈ? આ આંધળા ઝનુન તથા એકતરફીપણાના શીહાઈ ચશમામાંથી આપણને ક્રાઈસ્ત, બુધ્ધ અને કૃષ્ણ જેવા મહાન પેગમ્બરો આપણા અશો જરથોસ્ત સાહેબ જેવા જ્ઞાની કેમ દેખાય? જો સચ્ચાઈ મેળવવી હોય તો આવું સ્વર્થિ ધર્મીક ઝનુન બાજુએ કરી બોહોળા વીચાર તથા દુરઅંદેશીનો ઉપયોગ કરવો જોઇએ એટલા માટે પેગમ્બર બુદ્ધ તથા કૃષ્ણ જેવા મહા જ્ઞાની પુરૂષો રવાનના આગલા જન્મો વીશે જે શીક્ષણ આપી ગયા છે તે ખોટું તથા કલ્પનાથી ઉપજાવી કહાડેલું છે એમ બોલવા અગાઉ અને વાર આપણને લાંબો વિચાર કરવો જોઈએ, તથા તે માટે બુધ્ધિનો તેમજ અંતઃકરણનો ઉપયોગ કરવો જોઇએ કારણ કે જેમ આંખે પાટો બાંધેલો શખ્સ આંખ હોવા છતાં તેની સામે ધરવામાં આવતી ચીજો જોઈ શકતો નથી તેમ બુધ્ધિ તથા અંતઃકરણના કીમતી ગોહરો આપણામાં હોવા છતાં ધર્મિક ઝનુનના પાટાને લીધે આપણને દેખાડવામાં આવતી ઘણીક ઉમદા દીલસુરીની સચ્ચાઈ આપણે જોઈ શકતા નથી

ઘણીકવાર એમ બને છે કે એક પેગમ્બરના ગુજરવા પછી તેના શિક્ષણોમાં પાછળથી ઉપજાવી કહાડેલા ટેટલાએ લખાણો દાખલ કરવામાં આવે છે એવા લખાણો ઉપર ભરૂંસો મુકી શકાતો નથી પણ જેમ આપણા ગાથાને અસલી સત્તાધારી લખાણ તરીકે સર્વે એકમતે કબુલ કરે છે, તેમ હીંદુ તથા બુધ્ધિસ્ત લખાણો પણ છે કે જેના સત્તાધારીપણા માટે હીંદુ, બુધ્ધિસ્ત તેમજ યુરોપીયન વિદ્વાનોમાં બે મતો છેજ નહીં એના સત્તાધારી લખાણોમાં જ્યારે રવાનના અનેક જન્મો માટેનું શિક્ષણ આપવામાં આવેલું છે ત્યારે શા આધારે આપણે તેવા લખાણો વિચાર કર્યા વગર ખોટા કહી શકીએ? તે લખાણોમાં સમજાવેલી રવાનના અનેક જન્મોની ફીલસુફી આપણે શા આધારે વગર તલાસે ખોટી ઠેરવી શકીએ? જો ઉપલા અસલી લખાણો ખોટા હોય તો આપણા ગાથાના અસલી લખાણો

કાંય ખરાંજ હોવાં જોઇએ? કૃષ્ણ અને બુધ્ધ સાચા પેગમ્બરો ન હોય તો આપણાં જરથોસ્ત પેગમ્બર સાહેબજ કાંય સાચા હોય? આપણાં ધર્મનાં લખાણોમાં જરથોશ્ત સાહેબની જાણજા તારીફ કીધેલી હોવાથી આપણે એવણને ખરા પેગમ્બર તરીકે માનીએ, તો પછી હીંદુ અને બુધ્ધિસ્ત લખાણોમાં કૃષ્ણ અને બુધ્ધની જાણજા તારીફ કીધેલી હોવા છતાં તેઓને પણ ખરા પેગમ્બરો કાંય નહીં ગણીએ? યુરોપ અને અમેરીકાના ઓલમાઓના આપણા પેગમ્બરની મોતેબરી વીશેનાં મ… આપણે સ્વીકારીએ તો પછી યુરોપીયન અને અમેરીકન એ …ઓના બુધ્ધ પેગમ્બરની મોતેબરી વીશેનાં મતો આપણે કાંય નહીં સ્વીકારીએ? એ નહીં સ્વીકારવા માટે આપણી પાસે કાંઇ વાજબી સબબો છે? સીવાય કે માણસ જાતનો એકલપેટો ખવાસ.

કેટલાએક જરથોસ્તીઓ એવું બોલતા મંભલાય છે કે 'રવાનના અનેક જન્મોની બાબદ જે બુદ્ધ પેગમ્બર શીખવી ગયા છે તે ખરી છે, પણ તે જરથોસ્તીઓ માટે નથી. અશો જરથોસ્ત અષોઇ તુ જે ઉત્તમ શિક્ષણ આપી ગયા છે તેને લીધે જરથોસ્તીઓના રવાનને આ દુન્યામાં પાછો જન્મ લેવો પડતો નથી.' માણસના એકલપેટા ખવાસનો આ વળી એક બીજો નમુનો છે. જેઓએ રવાનના અનેક જન્મની બાબદનો જાતે અભ્યાસ કીધો છે, જેઓ રવાનને અનેક જન્મ લેવાનુ કારણ સમજી શકે છે, તેઓને ઉપલુ બોલવુ બોલનારનુ અજ્ઞાણપણું દરસાવનારૂ તથા હસવા સરખુ લાગે છે. રવાનને શું કારણ સર અતરે ફરી ફરી જન્મ લેવો પડે છે તે જાણ્યા પછી ઉપલુ બોલવુ ખરેખર બેવકુફાઇ ભરેલુજ ગણાય. આપણે આગળ શીખી ગયા કે માણસના રવાનમા જે ખોદાઇ શક્તિઓ બીજ રૂપે છુપી રહેલી છે તે સર્વે શક્તિઓ જ્યાં સુધી સંપુર્ણ રીતે ખીલે નહી ત્યાં સુધી માનસના રવાનને અતરે જન્મ મરણના ફેરા ખાવા પડે છે. અને જ્યારે એમજ છે, ત્યારે આપણી આસપાસના જરથોસ્તીઓમા કઇ ખોદાઇ શક્તિઓ આપણે ખીલેલી જોઇએ છીએ કે જેથી એમ કહી શકીએ કે જરથોસ્તીઓના રવાનને

ફરી જન્મ લેવાની જરૂર નથી ? આપણા જરથોસ્તીઓમાં નથી અદભુત મીનોઇ શકતિઓ જોવામા આવતી, નથી તેઓમા માણુસ જાત માટે અત્યંત ખોદાઇ પ્યાર અને દયા દીસતી, કે નથી તેઓમા પેગમ્બરના જેવી અશોઇ, નથી તેઓમા પુરતુ મીનોઇ જ્ઞાન ત્યારે તેઓના રવાન ફરજીયાત જન્મમાથી મુકત કેમ થઇ શકે ? જે રવાન પોતાની અંદરની તમામ ખોદાઇ શકતિઓ જે જન્મમાં ખીલવી રહે છે તે જન્મ પછી ફરી તેને અતરે આવવુ પડતુ નથી, પણ બેહેસ્ત કરતા પણ ઉંચી હાલત જેને 'નીરવાણુ' ની હાલત કહે છે તે અતી આનંદની હાલતમા તેને લાંબો વખત આશાએશ લેવી પડે છે, પછી તે રવાન જરથોસ્તીનુ હોય, યા મુસલમાનનુ હોય, યા હીન્દુનુ હોય, યા કોઇ પણ બીજી કોમનુ હોય. રવાનને માટે જે ખોદાઇ કાયદાઓ ઘડાએલા છે તે કુલ માણુસ જાતના રવાનને એક સરખી રીતે લાગુ પડે છે. કારણુ, કે તે અદલ ઇનસાફી પરમેશ્વરની નજરમા સર્વે કોમ એક સરખી પ્યારી છે.

એક બીન સ્વાર્થિ પરોપકારી લાગણીનો શખ્સ જેમાં એકલ પેટાપણાંનો અંશ હોતો નથી તેને જ્યારે એમ કહેવામાં આવે છે કે બીજાઓના ધર્મો હલકી પંકતીનાં હોવાથી તેઓ સીધે રસ્તે જઇ શકતા નથી પણ તેનોજ ધર્મ સાચ્ચો હોવાથી તેજ ખરે રસ્તે ચાલી શકે છે, ત્યારે આ સમજી તે ખુશી થતો નથી, પણ સામું તેના જીગરમાં બીજા ધર્મના લોકો માટે એટલી તો દયા તથા ઉદાસી ઉત્પન્ન થાય છે કે તેનો ખ્યાલ વટીક સ્વાર્થિ લોકો કરી શકતા નથી. બીજાઓ બીન તકસીરે હલકા ધર્મમાં ગોતાં ખાય અને તે પોતે તેઓ કરતાં કાંઇ પણ વધુ લાયકાત ધરાવતો ન હોવાં છતાં ઉત્તમ ધર્મની મજાહ ભોગવે એ વીચારજ એક દયાળુ બીનસ્વાર્થિ માણુસને ગમમાં ગીરફતાર કરે છે. કારણુ કે તે સમજે છે કે રવાનો અનેક જન્મ લેતાં ન હોય તો સર્વે રવાનો એક સરખાં નીર્દોષ હોવાં જોઇએ. આથી કોઇપણુ રવાન ઉંચા ધર્મમાં જન્મ લેવા માટે બીજા રવાનો કરતાં વધુ લાયકાત ધરાવી શકતુ નથી, તેમજ કોઇ પણ રવાન હલકા ધર્મમા જન્મ લેવા માટે

તકશીરવાર પણ થઇ શકતુ નથી આ ઉપરથી તે બીજાઓને અતી દયાલુ લાગણીથી કહેતો સંભળાય છે કે "ઉત્તમ ધર્મમા જન્મ લઇ હુ બીન લાયકાતે તેનો લાભ લઉ અને બીજા કરોડો માણસોને હલકા ધર્મમા વગર તકશીરે મબડતા જોઉ, તેના કરતા તેઓમાજ જન્મ લેવાનુ હુ હજાર દરજ્જે વધુ પસંદ કરૂ છુ, કે જેથી નીર્દોષોને મબડતા જોવાથી ઉપજતુ બેહદ દુખ મને ન થાય" જ્યારે એવા માણસને માલમ પડે છે કે દરેક ધર્મ ઉત્તમ છે ત્યારેજ તેને સંતોષ આવે છે, બલકે તેની ખુશાળી તથા સંતોષનો કાંઇ પાર રહેતો નથી એ તે ખરો બીનસ્વાર્થિ માણસ! એ તે ખરી દયા! આજે આપણામાથી એવા શખ્સો કેટલા નીકળશે? પોતાને સર્વોત્તમ ધર્મમા પેદા થયલો માની પરધર્મના લોકો માટે એવી રીતે દયા આજે કોણના જીગરમા ઉભરાઇ આવશે? બીજાઓને વગર તકસીરે હલકા ધર્મોમા જન્મેલા માની તેઓ માટે આજે કોણ ગમમા ગીરફતાર થશે? આપણે તો બીજા બધા ધર્મો કરતા ઉત્તમ ધર્મમા આપણને પેદા થયલા માની ખુશ થઇ જઇએ છીએ, બલકે તેમા વાખવાખી લઇએ છીએ બીજાઓને હલકા ધર્મમા જન્મેલા માની દયા તથા પ્યાર બતલાવવાને બદલે તેઓને તુચ્છકારીએ છીએ, તેઓની મશકેરી કરીએ છીએ, તથા તેઓને હલકા સમજીએ છીએ એક તદન બીનસ્વાર્થિ માણસ, અને એક એકલપેટા માણસ વચ્ચે આ કેવો તફાવત? જ્યારે એક બીનસ્વાર્થિ માણસ **કુલ માણસ જાતને** ઉત્તમ ધર્મમા જન્મ પામેલી જોવાને આતુર હોય છે, ત્યારે એક એકલપેટો તથા આંધળા ઝનુનવાળો માણસ **પોતાને** સૌથી સરસ ધર્મમા જન્મ લીધેલો વીચારવામા ગગરૂરી લે છે

તોપણ ધર્મ સંબંધી એકલપેટાપણુ અજ્ઞાન તથા ટુકી નજરના માણસો માટે કેટલેક દરજ્જે જરૂરનુ છે કારણ એથીજ તેઓમા ધર્મ માટે પ્યાર ઉત્પન કરી શકાય છે પણ જેઓની મનશકિત ખીલેલી છે, જેઓ કેળવણી પામેલા છે તેઓ માટે ધર્મીક એકલપેટાપણુ નુકશાનકારક છે

ખીલેલી મનશકિતવાળા પણ એકલપેટા અને સાંકડા વીચારવાળા માણસોનાં હાથમાં ધર્મની ઉંડી ફીલસુફી અપાઇ શકાતી નથી. કારણ કે એવા શખ્સોનાં હાથમાં ઉત્તમ ફીલસુફી ખુલ્લી મુકવી તે ગોયા એક બાળકનાં હાથમાં ભરેલી પીસતોલ આપ્યા બરોબર છે. જેમ બાળકને પોતાનાં અજ્ઞાનપણાંને લીધે પીસતોલ ફુટવાથી નુકસાન થવાનો સંભવ રહે છે તેમજ પેલા શખ્સોને પોતાના એકલપેટાપણાને- લીધે આ ઉંડી ફીલસુફીથી નુકસાન થવાનો સંભવ રહે છે. ખોદાશનાસીઓ એમ કહે છે કે ઉપલાંજ કારણને લીધે જેમ જેમ લોકો એકલપેટા થતા ગયા તેમ તેમ ઘણાંક ધર્મોનાં અસલી ઉમદા લખાણોની અકેકી નકલ સલામત જગ્યાએ અણદીઠ ગોફાઓમાં ધર્મની દેખરેખ રાખનારાઓ તરફથી છુપાવવામાં આવી, અને બાકીનાં તમામ અસલી ઉમદા લખાણોની નકલોનો નાશ થવા દેવામાં આવ્યો. વળી તેઓ કહે છે કે આજે પણ જેઓમાંથી એકલપેટાપણું નીકળી ગયલું હોય છે, અને જેઓ ધર્મનુ ઉમદા જ્ઞાન મેળવવાને લાયક હોય છે તેઓને તેમાંનું થોડું જ્ઞાન આપવામાં આવે છે.

માટે જો આપણો ધર્મ પાછો તાજો કરવો હોય, જો ખોવાઇ ગયલા લખાણો પાછાં મેળવવાં હોય, તો ધર્મ વીશેના સાંકડા વીચારોને તથા એકલપેટાં આંધળા ઝનુનને આપણે જેર કરવુ જોઇએ. ધર્મના રખેવાળો ધર્મને અસલી બુલંદ હાલતમાં લાવવાને સદા ઇંતેજાર હોય છે. પણ આપણ તેને માટે લાયક થવાને કોશેશ પણ ન કરીએ, ઉપલા દુરગુણો દુર કરવાની યત્ન વટીક ન કરીએ, તો પછી આપણી લાયકાત વગર ધર્મનાં નેગેહબાનો, આપણા ધર્મની ચાવીઓ કેમ ખુલ્લી કરી શકે? જેમ પૈસા ખોઇ બેઠેલું એક કુટુંબ શરમનું માર્યું જેમ જેમ પોતાની મુફલેસી છુપાવતું જાય છે તેમ તેમ વધુ કંગાળ હાલતમાં આવી આખરે તેનો ભુખે મરવાનો વખત આવે છે, તેજ પ્રમાણે જ્યાં સુધી ખાલી ફીમીઆરી અને અભીમાન છોડી દઇ આપણા ધર્મનાં લખાણોમાંનો ફક્ત થોડોજ ભાગ બાકી રહી ગયલો હોવાને લીધે આપણી ધર્મ સંબંધી થઇ પડેલી કઢંગી હાલત કબુલ

નહીં કરશુ, જ્યાં સુધી ધર્મનાં મોજુદ અલંકારીક લખાણો સમજવાની આપણી અશકયતા નહીં સ્વીકારશુ, જ્યાં સુધી લખાણોનાં બહારનાં અર્થ ઉપરાંત બાતેનનાં અર્થ જાણવાની અગત્યતા આપણ કબુલ નહીં કરશું, ત્યાં સુધી આપણો ધર્મ તેના નેગેહબાનો તરફથી સજીવન કરવાનો કાંઇ પણ સંભવ રહેશે નહીં. આવી વખતે હાથ જોડી બેસી રહેવાને બદલે આપણો ધર્મ અસલ દરજ્જાપર લાવવા માટે આપણા પેગમ્બર જેવાજ બીજા મહાન પેગમ્બરોનાં લખાણોમાંથી આપણુને જોઇતી ફીલસુફી મેળવી ધર્મનાં જતાં રહેલા લખાણોની ખોટ પુરવાની આપણુને કોશેશ કરવી જોઇએ, અને ધર્મનાં ન સમજ પડતાં અલંકારીક લખાણો ભાઇબંધ ધર્મોમાંથી મળી આવતી રોશનીની મદદથી સમજવાની પ્રયત્ન કરવી જોઇએ. આ પ્રકારની કોશેશ શરૂ થતાંજ આપણુને મદદ મલ્યા વગર રહેશે નહીં.

હવે આપણે દુન્યાના તમામ ધર્મોની નેમ એક સરખી ઉત્તમ સમજી, સર્વે માણસોને ભાઇબંધો ગણી, અપક્ષપાતપણે શોધી કહાડવાની કોશેશ કરીએ કે રવાનના અનેક જન્મોની ફીલસુફી અક્કલને અનુસરતી છે કે નહીં, એથી દુનિયામાં ખરો ઇનસાફ મળી શકે છે કે નહીં, તથા દુનિયામાં આપણુને ન સમજ પડતા બનાવો એથી બરાબર સમજ પડે છે કે નહીં.

જ્યારે ખુદરતની એક સચ્ચાઇ વારતારૂપે સમજાવવામાં આવે છે ત્યારે તેની અસર આપણાં મન ઉપર વધુ થાય છે એટલુંજ નહીં, પણ તેવી રીતે મેળવેલું જ્ઞાન જલદી વીસરાઇ જવાતું નથી. વળી જે જ્ઞાન વારતારૂપે રમુજ સાથ આપવામાં આવે છે તે આપણુને વધુ પસંદ પણ પડે છે, માટે આપણે પણ રવાનના અનેક જન્મોની ફીલસુફીની સચ્ચાઇ વારતા રૂપે સમજવાની તજવીજ કરીએ.





## પ્રકરણ ૮ મું.

## પાંચ દોસ્તોની વારતા.

માણસોમાં જોવામાં આવતી જુદી જુદી હાલતો તથા ખાસ્યતો

એક દીવસ સચ્ચાઇની શોધમાં ફરનારા જુદા જુદા ધર્મોના પાંચ અનુભવી ગ્રહસ્થો સાથે બેસી માણસો ઉપર આવી પડતાં સુખ દુઃખો વીશે વાતો કરતા હતા. તેઓ જુદા જુદા ધર્મોમાં જન્મેલ હોવા છતાં દરેકની જીંદગીની મુખ્ય નેમ દુન્યામાંથી સચ્ચાઇ કહાડવાનીજ હોવાથી તેઓ એક બીજા ઉપર અતીશય પ્યાર એવા ધતા હતા તેઓ સ્વતંત્ર વીચારના હોવાથી ઘણી વખત એકુ સ્રુની ઉપર વીચાર કરતાં જો કે મતમા જુદા પડતા હતા તોપણ અપક્ષપાી ખાસીઅત ધરાવતા હોવાથી તેઓ એક બીજાની દલીલ ઘણી આતુરતાથી તથા હોશથી સમજી તે ઉપર પુર ધ્યાનથી વીચાર કજ હતા. વળી ધ્યાનથી વીચાર કરવા પછી પણ જો પોતેજ વસેલુ હોય એમ કોઇને લાગતુ તો તે પોતાનાંજ ખગ મતને વળગી ન્યા હતા, પણ દરેક વાદવીવાદ તેઓ એટલી તો સભ્યતાથી તથા ચ આ થી ચલાવતા હતા કે મતમા જુદા પડવા છતાં હમેશ ?



પ્રકરણ ૯ મું.

## નેમ સારી; રસ્તો ગેરવાજબી.

એક શુભ દીવસે પેલા પાંચે દોસ્તો દુન્યાની મુસાફરીએ નીકળ્યા. એક શેહેરમાં જઇ પુગ્યા પછી એક દહાડે તેઓ સાથે બેસી વાતો કરતા હતા તેટલામાં ત્યાં એક અપંગ, લંગડો, હુલો અને બેસીકલ ભીખારી એક છોકરા સાથે આવી પોતાને ભુખ્યો જણાવી કાંઇ ખાવાનું માંગવા લાગ્યો. દોસ્તોને ઘણી દયા આવ્યાથી તેને પુરતું ભોજન આપી તેની ભુખ મટાડયા પછી તેની આ માઠી અવસ્થા માટે તેઓ તેને કેટલાક સવાલો પુછવા લાગ્યા. એકે પુછયું કે "તારી શારીરીક માંદી હાલત તથા મુફલેસી જન્મથીજ લાગુ પડી હતી કે પાછળથી આવી હતી ?"

ભીખારી બોલ્યો કે "હું જન્મથીજ અપંગ તથા દરદી હતો. વળી નહાનપણમાં મારા મા બાપ ગુજરી જવા પછી મને કોઇ પાળનાર ન હોવાથી તથા કામ કરવાને પણ તદન અશકત હોવાથી હું ભીખ માંગી જેમ તેમ ગુજરાન કરતો હતો. એક દીવસ ભીખ માંગતા એક ગાડી તળે આવી જવાથી મારો એક હાથ તથા પગ છુંદાઇ ગયો હતો જે પાછળથી ઇસ્પીતાલમાં કાપી નાંખવામાં આવ્યો હતો. વળી એક દીવસ એક સુંદર ગાડીમાં ચાર શ્રીમંત શેઠીઆઓને બેઠેલા જોઇ આ છોકરો મને તે ગાડી આગળ લઇ ગયો જ્યાં

તેઓ આગળ હું કાકલુદીથી ભીખ માંગવા લાગ્યો. પહેલાં તો કેટલોક વખત સુધી મારી તરફ કોઇએ ધ્યાન વટીક આપીયું નહીં, પણ જ્યારે હું વધારે આજુજી કરવા લાગ્યો ત્યારે મને તુચ્છકારથી ધમકાવી કહાડવામાં આવ્યો, અને મને ચાલી જવા કહ્યું. પણ હું આખા દીવસનો તદન ભુખ્યો હોવાથી વધુ કાલાવાળા કરવા લાગ્યો. આથી અંદરથી એક શખ્સે ઘોડાવાળાને હોકમ કીધો કે તરતજ મને ચાબકે ફટકાવી હાંકી કહાડે. આ સમજી તે ચાબક લાવે તેની અગાઉ હમોજ ત્યાંથી ચાલી ગયા, અને જરા દુર જઇ હું મારા ફુટેલા કરમ માટે તથા ખોદાના ઇનસાફ માટે બબડવા લાગ્યો. એવામાં પેલાજ ઘોડાવાળાએ ચાલતી ગાડીએ એક એવોતો જોશમાં ચાબુકનો ફટકો મને માર્યો કે તે મારા કાન ઉપર લાગતાજ મારો કાન ફાટી ગયો. હું તરતજ બેસુધ્ધ થઇ ઉંધે મસ્તક પડી ગયો, અને મારૂં નાક એક પથ્થર સાથ જોસમાં અફલાવાથી તે છુંદાઇ ગયું. આ પછી મારા મોહોડાની સીકલ પણ એવી તો કદરૂપી બની ગઇ કે કોઇ મને ભીખ માંગવા વટીક પાસે ઉભો રહેવા દેતું નથી. આથી ઘણીક વખત મને ભુખે પેટે સુવું પડે છે"

ભીખારી સાથ ઉપલી વાતો ચાલતી હતી એટલામાં એક શખ્સ જે પેલા દોસ્તીમાંના એકનો સગો થતો હતો તે તેને મળવા આવ્યો. આ શખ્સ ઘણો ગમગીન તથા ઉદાસી જણાતો હતો, જે જોઇ દોસ્તોને તેની ઘણીજ દયા આવવા લાગી. સર્વે સાથે ઓળખાણ કરાવ્યા પછી પોતાનાં સગા સાથ તે વાતે બેઠો. વાત પુરી થયા પછી બેઉ જણ પેલા દોસ્તો આગળ આવી બેઠા. તેનો ગમગીન ચહેરો જોઇ એક દોસ્તને એટલું તો લાગી આવ્યું કે તેને ઘણીજ નરમાસ તથા પ્યારથી તેની ખબર અંતર પુછી તેની ઉદાસીનું કારણ જાણવા માંગ્યું.

પેલો શખ્સ પોતાનો હેવાલ કહેતાં બોલ્યો કે "ઘણી મહેનતે હું એક મોટી નીશાળમા એક શીક્ષક તરીકે નોકરીએ લાગેલો હતો, અને મારા બોહોળા કુટુંબનું ફરકસરે આબરૂથી ગુજરાન કરી શકતો



## પ્રકરણ ૯ મું.

# નેમ સારી; રસ્તો ગેરવાજબી.

એક શુભ દીવસે પેલા પાંચે દોસ્તો દુન્યાની મુસાફરીએ નીકલ્યા. એક શેહેરમાં જઇ પુગ્યા પછી એક દહાડે તેઓ સાથે બેસી વાતો કરતા હતા તેટલામાં ત્યાં એક અપંગ, લંગડો, લુલો અને બેસીકલ ભીખારી એક છોકરા સાથે આવી પોતાને ભુખ્યો જણાવી કાંઇ ખાવાનું માંગવા લાગ્યો. દોસ્તોને ઘણી દયા આવ્યાથી તેને પુરતું ભોજન આપી તેની ભુખ મટાડ્યા પછી તેની આ માઠી અવસ્થા માટે તેઓ તેને કેટલાક સવાલો પુછવા લાગ્યા. એકે પુછ્યું કે "તારી શારીરીક માંઠી હાલત તથા મુશ્કેલી જન્મથીજ લાગુ પડી હતી કે પાછળથી આવી હતી?"

ભીખારી બોલ્યો કે "હું જન્મથીજ અપંગ તથા દરદી હતો. વળી નહાનપણમાં મારા મા બાપ ગુજરી જવા પછી મને કોઇ પાળનાર ન હોવાથી તથા કામ કરવાને પણ તદન અશકત હોવાથી હું ભીખ માંગી જેમ તેમ ગુજરાન કરતો હતો. એક દીવસ ભીખ માંગતા એક ગાડી તળે આવી જવાથી મારો એક હાથ તથા પગ છુંદાઇ ગયો હતો જે પાછળથી ઇસ્પીતાલમાં કાપી નાંખવામાં આવ્યો હતો. વળી એક દીવસ એક સુંદર ગાડીમાં ચાર શ્રીમંત શેઠીઆઓ બેઠેલા જોઇ આ છોકરો મને તે ગાડી આગળ લઇ ગયો જ્યાં

તેઓ આગળ હું કાકલુદીથી ભીખ માંગવા લાગ્યો. પહેલાં તો કેટલોક વખત સુધી મારી તરફ કોઇએ ધ્યાન વટીક આપીયું નહીં, પણ જ્યારે હું વધારે આજીજી કરવા લાગ્યો ત્યારે મને તુચ્છકારથી ધમકાવી કહાડવામાં આવ્યો, અને મને ચાલી જવા કહ્યું. પણ હું આખા દીવસનો તદન ભુખ્યો હોવાથી વધુ કાલાવાળા કરવા લાગ્યો. આથી અંદરથી એક શખ્સે ઘોડાવાળાને હોકમ કીધો કે તરતજ મને ચાબકે ફટકાવી હાંકી કહાડે. આ સમજી તે ચાબક લાવે તેની અગાઉ હમોજ ત્યાંથી ચાલી ગયા, અને જરા દુર જઇ હું મારા ફુટેલા કરમ માટે તથા ખોદાના ઇનસાફ માટે બબડવા લાગ્યો. એવામાં પેલાજ ઘોડાવાળાએ ચાલતી ગાડીએ એક એવોતો જોશમાં ચાબુકનો ફટકો મને માર્યો કે તે મારા કાન ઉપર લાગતાજ મારો કાન ફાટી ગયો. હું તરતજ બેસુધ્ધ થઇ ઉંધે મસ્તક પડી ગયો, અને મારૂં નાંક એક પથ્થર સાથ જોસમાં અફલાવાથી તે છુંદાઇ ગયું. આ પછી મારા મોહોડાની સીકલ પણ એવી તો કદરૂપી બની ગઇ કે કોઇ મને ભીખ માંગવા વટીક પાસે ઉભો રહેવા દેતું નથી. આથી ઘણીક વખત મને ભુખે પેટે સુવું પડે છે"

ભીખારી સાથ ઉપલી વાતો ચાલતી હતી એટલામાં એક શખ્સ જે પેલા દોસ્તોમાંના એકનો સગો થતો હતો તે તેને મળવા આવ્યો. આ શખ્સ ઘણો ગમગીન તથા ઉદાસી જણાંતો હતો, જે જોઇ દોસ્તોને તેની ઘણીજ દયા આવવા લાગી. સર્વે સાથે ઓળખાણ કરાવ્યા પછી પોતાનાં સગા સાથ તે વાતે બેઠો. વાત પુરી થયા પછી બેઉ જણ પેલા દોસ્તો આગળ આવી બેઠા. તેનો ગમગીન ચહેરો જોઇ એક દોસ્તને એટલું તો લાગી આવ્યું કે તેને ઘણીજ નરમાશ તથા પ્યારથી તેની ખબર અંતર પુછી તેની ઉદાસીનું કારણ જાણવા માંગ્યું.

પેલો શખ્સ પોતાનો હેવાલ કહેતાં બોલ્યો કે "ઘણી મહેનતે હું એક મોટી નીશાળમાં એક શીક્ષક તરીકે નોકરીએ લાગેલો હતો, અને મારા બોહોળા કુટુંબનું કરકસરે આબરૂથી ગુજરાન કરી શકતો

આ અનુમાન ઉપર આવ્યા પછી એક દોસ્ત કહેવા લાગ્યો કે "જ્યારે એવું માલમ પડે છે કે દુન્યામાં જુદી જુદી ખાસીઅત તથા સ્થીતીવાળા લોકોને બદલે જો એક સરખી નેક ખાસીઅતના લોકો હોય તો દુન્યાને વધુ ફાયદો થાય ત્યારે એ ઉપરથી એમ ઠરે છે કે આ તફાવત દુન્યા ચલાવવા માટે કીધેલા હોવા ન જોઇએ પણ ત્યારે લોકોની સ્થીતી તથા ખાસીઅત વચ્ચેના આ તફાવતનું ખરૂં કારણ શું હશે તે શોધી કહાડવાની હવે આપણે તજવીજ કરવી જોઇએ. એ માટે આપણે ખંત અને ધીરજથી વીચાર કરીએ."

આ ખીકટ પણ અગત્યની બાબદ ઉપર ઘણા દહાડા સુધી વીચાર કરવા છતાં તેઓ તેનું કારણ સંતોષકારક રીતે શોધી કહાડી શકયા નહીં. આથી તેઓ એક સાંજે સહેજ ઉદાસીમાં એજ બાબદનાં ખ્યાલમાં બેઠેલા હતા તેટલામા એક જ્ઞાની પુરૂષ સાધુનાં વેશમા ત્યાં આવી લાગ્યા થોડીક વાતચીત પછી પેલા પાચ ભાઇઓ ઉપલી ન સમજ પડતી બાબદ વીશેની તેઓની મુશકેલી પેલા સાધુને કહેવા લાગ્યા. તેઓનું કહેવું સમજી લઇ સાધુ બોલ્યો કે "જે શખ્સે કાંઇ પણ બાબદની શોધ માટે જોઇતી ખંત તથા સબુરી અખત્યાર કીધેલી હોય છે તે શખ્સ પોતે ચાહે તે મેળવી શકે છે. જો ઉપલા બેઉ ઉતમ ગુણ ધરાવનારો શખ્સ સચ્ચાઇનો શોધક હોય અને જો તે ખોદાને વટીક મેળવવાની કોશેશ કરતો હોય છે તો શોધ્યાથી ખોદા પણ તેને મળી શકે છે. બાઇબલમાં પણ કહ્યુ છે કે શોધશો તો તમુને મળશે. જેમ જેમ ખોદાની શોધ માટે તે કોશેશ કરતો જશે તેમ તેમ એક પછી એક ઉમદા ખાસીઅતો મેળવવાની તે અગત્ય જોશે, અને જેમ જેમ ઉંચી ખાસીઅતો તે મેળવતો જશે તેમ તેમ અદભુત શકિતઓ તેનાંમાં ખીલતી જશે. વળી જેમ જેમ મહાન શકિતઓ તેનામા આવતી જશે તેમ તેમ ખોદાનું વધુને વધુ ભાન તેને થતું જશે અને આખરે ખોદા માટેનું સંપુર્ણ ભાન તે મેળવશે, માટે જો સબુરી અને ખંતથી માણસ ઉપર આવી પડતાં સુખ દુઃખના કારણની શોધ પાછળ લાગશોતો તમો પણ એનું ખરૂં કારણ મેળવવામાં ફત્તેહ પામશો. મારી સલાહ તમોને એ છે કે

આ શોધ માટે તમોએ દુન્યામાં ફરવું. અને માણસ ઉપર આવી
પડતાં વીચીત્ર બનાવો તમારા જોવામાં આવે તે ઉપર ધ્યાનથી
વીચાર કરવો, અને તેનું કારણ શોધવાની બનતી કોશેશ કરવી. એમ
કરવાથી કોઇ વખત એક બનાવનું કારણ બીજા બનાવમાંથીજ મળી
આવશે. માટે બનાવો એક બીજા સાથ શું સંબંધ ધરાવે છે
તેપણ સમજવાની કોશેશ કરવી. માણસ ઉપર આવી પડતાં સુખ
દુઃખનું કારણ માટે સાધારણ રીતે માનવામાં આવતી ફીલસુફીઓ
તો તમોને ખબર હોવી જોઇએ. એકતો એ કે ખોદાએ દુન્યા ચલાવવા
ખાતર સુખ દુઃખ પેદા કીધું છે. બીજી ફીલસુફી એ છે કે દુઃખ
દુન્યામાં સેતાનથી આવે છે, માણસ ઉપર દુઃખ પાડનાર સેતાન
છે, પણ ખોદાતો આવા દુઃખીઓને બેહેસ્તમાં વધુ સુખ આપી બદલો
વાળી આપે છે. ત્રીજી ફીલસુફી એ છે કે સુખ દુઃખ એ ફકત અકસ-
માતનું પરીણામ છે, એને કાંઇ કાયદો લાગુ પડતો નથી. ચોથી ફીલસુફી
એમ કહે છે કે એક જન્મમાં એક શખ્સે કીધેલાં સારા માઠા કામને
લીધે બીજા જન્મમાં તેની ઉપર સુખ યા દુઃખ આવી પડે છે. ખોદા
યા સેતાનથી માણસ ઉપર સુખ દુઃખ આવી પડતું નથી, પણ
માણસ પોતેજ પોતાની ઉપર તે લાવે છે. ઉપલી ફીલસુફી ધ્યાનમાં
રાખી તમારા જોવામાં આવતા દરેક બનાવો આ ચારે ફીલસુફી
પ્રમાણે સમજવાની કોશેશ કરશો તો તમો પાંચે દોસ્તો બોહોળા
અને અપક્ષપાત વીચારો ધરાવતા હોવાથી તથા સચ્ચાઇના સાચ્ચા
શોધક હોવાથી આગળ ચાલતાં તમોને એની પુર સચ્ચાઇ માલમ
પડી આવશે. આ કામ દરમ્યાન સુશીબતથી હારી ખાવું નહીં, તેમજ
કોઇ આવીને આયતું જ્ઞાન આપે એવી ખાહેશ કદી પણ રાખવી
નહીં, પણ જાતની મેહેનતથીજ જ્ઞાન મેળવવાની કોશશ કરવી. હંમેશ
ખોદા ઉપર વીશ્વાસ રાખીને તમારી ફરજ બજાવતા જશો તો ઘણાં
ખરા બનાવો તમારે હાથેજ તમોને સમજ પડશે, અને જો કદાચ
તમારી શક્તિ ઉપરાંત કાંઇ મુશકેલી આવી પડશે તો તે વખતે
ખોદાનો વળી કોઇ નીકળી આવશે." આટલું બોલી પેલા સાધુ ત્યાં-
થી પોતાને માર્ગે ચાલતા થયા.

હતો. એક દીવસ હું નીશાળને લગતા કાંઇ લખવાના કામમાં રોકાયલો હતો તે વખતે મારા વર્ગના છોકરાઓ એક બીજા સાથે મોટેથી વાતો કરતા હોવાથી મારૂં ધ્યાન મારા કામ ઉપર બરાબર લાગતું નહીં હતું. મેં તેઓને બે ત્રણ વખત ધમકાવી મુંગા બેસવા કહ્યું પણ તે છતાં ઘોઘાટ ચાલુજ રહ્યો હતો. વળી મારા કામમાં રોકાયલો હોવાથી કીયા છોકરાઓ ઘોઘાટ કરે છે તે હું પારખી શકતો નહીં હતો. એવામાં મારા કામમાં એક ભુલ પડવાથી મેં વીચાર કીધો કે છોકરાઓમાં આ બાબે મજબુત ધડો બેસાડવો જોઇએ. આ ઉપરથી જે તરફથી વાતનો અવાજ આવતો હતો ત્યાંથી એક છોકરાને ધમડી કહાડી ખુબ ફટકાવ્યો, એવું ધારીને કે આથી છોકરાઓ ધડો લેશે અને મારની બીકથી ચુપ બેશશે. મારા ધારવા પ્રમાણેજ છોકરાઓ ઉપર અસર થઇ. તેઓ સઘળા ચુપ થઇ ગયા, એક બોલ પણ બોલવાની કાઇએ હીમત કીધી નહીં. આથી મેં મારૂં કામ શેહેલથી પુરૂં કીધું.

"બીજે દીવસે પેલા છોકરાનો બાપ વડા શીક્ષક આગળ જઇ મારી ફરીઆદ કરવા લાગ્યો કે "તમારી નીશાળમાં શું એવો કાઇદો છે કે એક છોકરાને એક શીક્ષક વગર તકસીરે ફટકાવી કહાડે? મારા દીકરાને વગર વાંકે મારવાનું કારણ શું?' આવી રીતે ભરસ્કુલમાં તેને ગોધીઆરૂં કરતો જોઇ વડા શીક્ષકે તેને ઘણી મહેનતે સમજાવી ઠંડો પાડયો, અને પછી એ બાબે ઘરતી તપાસ કરવાનું કબુલી તેને વીદાય કીધો. બપોરે છુટીની વખતે મારી ગેરહાજરીમાં મારા વર્ગના છોકરાઓને બોલાવી એ બાબે તેવણ પરપુછ કરવા લાગ્યા. છોકરાઓ કહેવા લાગ્યા કે બે ચાર વખત ના કહેવા છતાં હમારા માના કેટલાએક છોકરાઓ મુંગા નહીં રહેવાથી હમારા શિક્ષકે આ છોકરાને ફટકાવી કહાડયો હતો પણ એમાં એનો જરાએ વાંક નહીં હતો. એ તો તદન મુંગો બેઠેલો હતો.

" બપોરનું ખાણું ખાધા પછી નીશાળમાં જઇ પુરનાર વડા શિક્ષકે મને બોલાવ્યો અને ગુસ્સાથી પુછયું કે "પેલા છોકરાને કેં

તમોએ વગર વાંકે કાંય કટકાવ્યો હતો ? તમારે લીધે આજે મને તેના બાપનો ઠપકો સમજવો પડયો અને વળી મારી નીશાળને ખરાબ લાગ્યું તે તો જુદું."

મેં જવાબ દીધો કે "છોકરાઓ ગડબડ કરતા હતા તેથી તેઓમાં ધડો બેસાડવા મને એને કટકાવવો પડયો હતો."

આથી વધુ ખીજવાઇ જઇ તેવણ બોલ્યા કે "તમારા જેવા બેવકુફ તથા ગેર ઇનસાફી શિક્ષકનું મારે આજથી કામ નથી. તમારો આ પગાર લ્યો અને કાલથી ઘરમાંજ બેસી તમારા સગાઓનેજ આવી ગેર વાજબી રીતે ધડો આપ્યા કરજો"

આવી રીતે નોકરી પરથી રજા મલ્યાથી આજ બે દીવસ થયા હું ચાકરી વગર છું, અને મારા કુટુંબનું હું હવે કેવી રીતે પુરૂં કરીશ તેની ફીકરથી ઉદાસી લાગું છું. આજ મારી દીલગીરીનો સબબ છે."

ઉપલો દીલગીરી ઉપજાવનારો હેવાલ સમજી પેલા દોસ્તોના દયાળું હૈડામાં પ્યારની લાગણી ઉભરાઇ આવી અને તેને દીલાસો દેવા લાગ્યા. વડા શિક્ષકની ઓલખાણ નીકરતાં એક દોસ્ત બોલી ઉઠયો કે "તમારા વડા શીક્ષકને હું ઓળખું છું, માટે જરા ધીરજ રાખો, હું તેવણને સમજાવી તમોને નોકરીએ પાછો રખાવવાની બનતી તજવીજ કરીશ."

આ વખતે એક દોસ્તે યાદ આપ્યું કે આપણને પેલા સાધુએ બનાવ ઉપર વીચાર કરવા કહ્યું છે તે મુજબ આ શખસ ઉપર લી વીપત્તી માટે વીચાર કરીએ.

કેટલો વખત વીચાર કરવા પછી એક દોસ્ત બોલ્યો કે "આ મલા ઉપરથી કહેવાઇ શકાય કે શિક્ષકે છોકરાને કટકાવી કહાડયો માં શિક્ષકનો હેતુ તો સારો હતો. કારણ છોકરાઓને ધડો આપી સુધારવા એ તેની મુખ્ય નેમ હતી. પણ એ હેતુ બર લાવવા માટે તેને જે રીત અખત્યાર કીધી હતી, તેને જે ઉપાય લીધો હતો તે કદન ગેર વાજબી હતો. કારણ તેણે વગર તકસીરે પેલા છોકરાને મારેલા ન હતો. છોકરાઓમાં ધડો બેસાડવાનો સારો હેતુ બર લાવવા





## પ્રકરણ ૧૦ મુ

---

## વગર કારણે આવી પડતુ હદબહાર દુઃખ—

## ભવિષ્યમાં તેનો મલતો બદલો.

એક દીવસ તેઓ એક ગંડુ, અભણ અને નિર્દય રાજાના ગામમાં ફરતા હતા તેવામા તેઓને કાને કોઇનો મોટેથી રડવાનો અને બુમ પાડવાનો અવાજ સભલાયો તેઓ ત્યા જઇ જોય છે તો એક બાદશાહી મંડપમા રાજા પોતે, તથા તેનાજ જેવો એક બીજો ગંડુ રાજા પરોણો, તથા તેના ઓધ્ધેદારો પૂર દમામમા બેઠેલા હતા તેઓની સામે હજારો માણસોના દેખતા એક માણસને બાધી મારવામા આવતો હતો, જ્યાર એક બીજા શખસને ફાસી દેવા માટે હાથ પગ બાધી ઉભો રાખવામા આવ્યો હતો બાધી મારવામા આવતા શખસના તથા ફાસી જનારના સગા વહાલાઓ ત્યા પોક મુકી રડતા હતા પણ પેલા નિર્દય ગંડુ રાજાને આથી કાંઇ પણ દયા આવતી હોય એવુ લાગતુ ન હતુ ખગર કહાડતા પેલા દોસ્તોને એવુ માલમ પડયુ કે આ ગામનો ફાસો દેવાની તથા બાધી મારવાની ચોક્કસ રીત ગંડુ જાતના ગજાના-સ્વભાવને જોતની ન હોવાથી તેને તે

બતલાવવા માટે આ મેળાવડો કરવામાં આવ્યો હતો. કોઇ ગુનેહગાર નહીં મળવાથી રાજાના હુકમથી રૈયતમાંથી બે નિર્દોષ શખ્સોને પકડી એકને બાંધી મારવામાં આવતો હતો, જ્યારે બીજાને ફાંસી દેવા માટે તૈયાર રાખવામાં આવ્યો હતો. આ ઘાટકી કામના બદલામાં બાંધી મારવામાં આવનારને એક હજાર રૂપીઆ, તથા ફાંસી જનારના સગાંઓને પાંચ હજાર રૂપીઆનો બદલો આપવામાં આવનાર હતો. પેલા બેઉ કમનસીબ શખ્શો, તથા તેઓનાં સગાંઓ પોકાર કરતા હતા કે "હમોને પૈસા નથી જોઇતા, હમારી ઉપર વગર તકસીરે જુલમ ના ગુજારો, અને હમોને છોડી મુકો." પણ તેઓનાં કકળાટ ઉપર કોઇ ધ્યાન આપતું ન હતું. બીચારા પેલા શખસથી માર ખમાઇ નહીં શકાવાથી જ્યારે તે બૂમ પાડતો હતો ત્યારે રાજાના માણસો એક તરફથી તેને ફટકાવતા હતા, અને બીજી તરફથી તેને સધ્યારો આપતા કે "તું હાલતો મુંગો મુંગો ખમ, રાજા અને બડેખાંઓ બેઠેલા છે તેનાં દેખતાં બૂમ પાડવી નહીં જોઇએ. રાજાની મરજી પડે ત્યાં સુધી તું ખમ્યા કરશે તો રાજાને ખુશ કરવા માટે તને હજાર રૂપીઆ બદલા તરીકે મળશે. આપણા ગામનો રાજા એવો તો ઇનસાફી છે કે તે કોઇને પણ ફોકટમાં બાંધી મરાવતો નથી, પણ બીન ગુનેહગારને કાંઇ પણ પ્રકારની ઇજા પુગાડવાનાં બદલામાં તેને યોગ્ય ઇનામ આપે છે." પેલો બિચારો રડતાં રડતાં બોલવા લાગ્યો કે "બળી ગયા હજાર રૂપીઆ, બળી ગયું રાજાનું ઇનામ, અને એવો ઇનસાફ. મને વગર તકસીરે ના મારો, મારાથી ખમાતું નથી." એટલું બોલતાં વાર તે બેશુદ્ધ થઇ જવાથી તેને પડતો નાંખી પેલા બીજા શખ્સને તુરત ફાંસી દેવામાં આવ્યો. આ જોઇ ઘણાં લોકો કચવાવા લાગ્યા.

આ ગમખ્વાર બનાવથી પેલા પાંચ દોસ્તોનું હૈયું ફાટી જવા લાગ્યું, અને તેઓની આંખમાં પાણી આવી ગયા. તેઓ તુરતજ પેલા બેઉ કમનશીબ શખ્સોને ઘેર જઇ તેઓનાં દુઃખી સગાઓને દીલાસો દેવા લાગ્યાં અને તેજ દીવસે તેઓ તે ગામ છોડી આગળ ચાલ્યા.

નોકરીએ રાખવા માટે તેને સમજાવવા લાગ્યો. આ ઉપરથી વડો શિક્ષક બોલ્યો કે "તમો શિક્ષકની દયા ખાઇ તેને નોકરી પાછી આપવાની ભલામણ કરોછો પણ એ બુબખ પોતાની ભુલ કબુલ ક્યાં કરે છે? મેં એને તે દીવસે ખખડાવ્યો ત્યારે બીનઅકલીની માફક એ તો મને કહેવા લાગ્યો કે છોકરાઓમાં ધડો બેસાડવા તેને પેલા છોકરાને ફટકાવ્યો હતો. મુરખને એટલી તો ખબર નથી કે ધડો બેસાડવા માટે જે ઉપાય લેવો તે ગેર ઇનસાફી ન હોવો જોઇએ. એને રાજા બનાવ્યો હોય, અને રાજમાં થતા ખુનનો પત્તો જો નહીં મળે તો હું ધારૂં છું કે એતો લાગલો હુકમ આપી દે કે રૈયતમાંથી ગમે તે એકને તુરત ફાંસી દો કે જેથી રૈયતને ધડો મળે. મારી નીશાળમા વગર તકસીરે એ કોઇને ફટકાવે તે હું કેમ ચાલવા દઉં? આવા શિક્ષકોને રાખીને શું મારી નીશાળને અને મારા નામને ખરાબ લગાડું?"

વડા શિક્ષકનું આ વાજબી બોલવું સમજી પેલા દોસ્તે જવાબ દીધો કે "તમારૂં બોલવું રાસ્ત છે. નીશાળમા શું પણ કેઠે પણ ગેર ઇનસાફ ન ચાલે. પણ આ શિક્ષકે પાછળથી પોતાની ભુલ જોઇ છે, અને તે માટે ઘણો પસતાય છે, અને ફરીથી આવી ભુલ ન કરવા માટે મને કબુલાત આપી છે, માટે એ બીચારાને પાછો નોકરી ઉપર રાખશો તો મારી ઉપર મોટો ઉપકાર કીધેલો કહેવાશે."

આથી પેલા શિક્ષકને પાછો નોકરીએ રાખવામાં આવ્યો, જેથી તે ખુશી થઇ ગયો, અને પેલા દોસ્તનો ઘણો ઉપકાર માનવા લાગ્યો. પેલા પાંચ દોસ્તોએ આ શેહેર છોડી પોતાની મુસાફરી આગળ ચલાવી.



બીજે દીવસે તેઓ એક શહેરમાં જઇ પુગ્યા, જ્યાં પેલા ગંડુ રાજાનાં ગામમાં જોયલા દુઃખદાયક બનાવમાંથી કાંઇ બોધ મેળવવા માટે તે ઉપર સાધુની સલાહ પ્રમાણે વિચાર કરવા બેઠા. એક દોસ્ત બોલ્યો કે "ગંડુ રાજા પોતે તદન બેવકુફ હોવાથી એમ સમજતો લાગતો હતો કે પૈસાનાં રૂપમાં બદલો આપવાનાં હેતુથી એક માણસને વગર તકસીરે ગમે એટલું દુઃખ દેવામાં આવે તો તે કામ ખોટું નહીં પણ ઇનસાફી કહેવાય. પણ તેની રૈયત રાજાનાં આ કામને તદન ગેરઇનસાફી વિચારતી હતી. વિચાર કરતા માલમ પડે છે કે ગમે એટલો મોટો બદલો આપવા છતાં કોઇને વગર તકસીરે દુઃખ દેવું એ ઇનસાફથી ઉલટું કહેવાય. માટે જેઓ એમ માને છે કે માણસને જન્મથીજ દુઃખી પેદા કરવામાં ખોદાની મકસદ તેને પાછળથી બેહેસ્તમાં સુખી કરવાની હોય છે તેઓનું કહેવું તદન ગેરવાજબી ઠરે છે. ઇનસાનનો ઇનસાફ વટીક આ કામને ગેરવાજબી ગણે તો પછી ખોદા આવી ગેરવાજબી રીતે વર્તે એ બનેજ નહીં. માણસને વગર વાંકે દુઃખ દેવું અને પાછળથી બેહેસ્તમાં સુખ આપવું એ રીત કદાચ એક સુખી માણસને વાજબી લાગે, તે કદાચ એમાં ઇનસાફ જોઇ શકે, કારણ તેને હાલ દુઃખ ભોગવવું પડતું નથી. પણ એક અતી કંગાળ અને દુઃખી શખ્સ જે જન્મથીજ પીડાતો હોય તેને દુન્યા ચલાવવાની આ રીત વાજબી લાગતી નથી. તે એમાં ઇનસાફ જોતો નથી. પેલા બીચારા અપંગ ફકીરનો દાખલો જુવો. તે બીચારો બેઉ આંખે અપંગ, તેની સાથે એક હાથ નહીં, એક પગ નહીં, કાન ફાટી ગયલો, નાક છુંદાઇ ગયલું, સદાનો દરદી અને વળી ટુકડે રોટલી માટે ભીખ માંગવી પડે. આ દુઃખ કાંઇ જેવું તેવું ન કહેવાય. વગર તકસીરે, બેહેસ્તનાં બદલાની નેમ વટીકથી એટલું દુઃખ પાડવું એ શું વાજબી કહેવાય? એમાંતે બીચારો ઇનસાફ કેમ જોઇ શકે? જેમ પેલો બાંધી માર ખાનાર સખશ બદલા માટે ના કહી પોતાને છોડી મુકવા બુમ પાડતો હતો તેમજ આ ભીખારી પણ બેહેસ્તમાં બદલો મેળવવા ના કહી પોતા ઉપર આવી પડેલા હાલના દુઃખમાંથી પોતાને છોડવવામાંજ ઇનસાફ

જુએ એ તદન સ્વભાવીકજ છે. બેહેસ્તનાં સુખ માટે વગર તકસીરે આટલું બધું દુઃખ ખમવા શું આપણે પોતે આજે તૈયાર થઇશું? આટલું બધું દુઃખ આપણી ઉપર પડતું હોય તે વખતે શું આપણને તે વાજબી લાગશે? શું આપણે વગર તકસીરે આવી પડેલા આ દુઃખમાં ઇનસાફ જોઇ શકીશું? આપણને જ્યારે વગર તકસીરે આવી રીતે દુઃખી થવા નહીં ગમે ત્યારે બીચારા પેલા અપંગ ભીખારીને તે વાજબી કેમ લાગે? એક શખ્સને દુખી થતો જોઇ જેને અતીશય લાગી આવતું હોય તેને આ રીત વાજબી લાગતી નથી. પણ જેઓ સુખમાં દહાડા કહાડે છે, તથા જેઓ બીજાંનાં દુઃખનો ખ્યાલ કરી શકતા નથી તેઓ પેહેલાં વગર તકસીરે દુઃખ દઇ પાછલથી બદલો આપવાની આ રીત વાજબી વીચારી શકે. માટે અપક્ષપાતપણે વીચાર કરતાં એવું માલમ પડે છે કે પેલા અપંગ ભીખારી ઉપર વગર તકસીરે પાડવામાં આવેલું મહાભારત દુઃખનું ખરૂં કારણ દુન્યા ચલાવવા યા બેહેસ્તમાં બદલો આપવાનું નહીં, પણ કાંઇ જુદુંજ હોવું જોઇએ."





પ્રકરણ ૧૧ મું.

## દુનિયાનાં વિચીત્ર બનાવોની સમજ.

### એક અપંગ અશક્ત ભીખારીની દયાજનક હાલત.

એક દીવસ પેલા પાંચે દોસ્તો એક આપ ખુદ શેહેનશાહના તાબા નીચેનાં એક શહેરમાં ફરતા હતા. આ શેહેરનાં લોકોને ઘણી ખુશાલીમાં આવી ગયલા જોઇ તેઓએ તે માટે પુછપરછ કરવાનો ઠરાવ કીધો. તપાસ કરતાં એવું માલમ પડયું કે આ શેહેરનો હાકેમ પણ શેહેનશાહનાંજ જેવો આપ ખુદ હતો, પણ તેની સાથે વળી અતીશય ઘાતકી હતો, જ્યારે શેહેનશાહ પોતે આપ ખુદ છતાં તેના જેટલો નિર્દય ન હતો. આ હાકેમ તો ગોયા માણુસાઇ આકારમાં એક સેતાનજ પેદા થયલો હતો. તેનાં ગેરવાજબી ઇનસાફની સાંમે, યા તેના આપખુદ રાજકારોબારની વિરૂદ્ધ જો કોઇ એક તુકારો પણ કહાડતું તો તેને ઘણીજ ઘાતકી રીતે શીક્ષા કરવામાં આવતી. ઘણીક વખત એવા શખ્સોની આંખો ફોડી નાંખવામાં આવતી, યા તેનાં શરીરનો એકાદ ભાગ, પગ, હાથ,

કાન, યા નાક કાપી નાંખવામાં આવતો. જ્યારે રૈયત ઘણીજ કંટાળી જતી ત્યારે આ હાકેમને દૂર કરવા માટે શેહેનશાહને ઘણીજ આજીજીથી અરજ કરતી, પણ શેહેનશાહુબી તેઓને દાદ આપતો નહીં હતો. આવી રીતે હાકમના ઘાટકીપણાથી તથા, શેહેનશાહ તરફથી પણ ઇનસાફ ન મળવાથી રૈયત તદન નિરાશ થઇ ગઇ હતી, તેટલાંમાં પેલો ઘાતકી હાકેમ આગલી રાત્રે અચબુચ મરણ પામ્યો હતો. આ ખબર આજે સવારનાં શેહેરમાં ફેલાતાંજ ચોમેર ખુશાલી ફેલાઇ ગઇ હતી.

રૈયતના દુઃખનો આવી રીતે અંત આવેલો જાણી પેલા દયાળુ દોસ્તો ખુશી થયા, અને આ બનાવ ઉપર વધુ વાદ વિવાદ કરવા લાગ્યા. એક દોસ્ત બોલ્યો કે "રૈયત સાથે હાકેમ ઘણોજ નિર્દય રીતે વર્તયો હતો, પણ તે સાથે શેહેનશાહનો પણ ઘણો વાંક હતો. હાકેમ ઘાતકી હોવાથી રૈયતને દુઃખ દેતો હતો તે જોઇ શેહેનશાહે તેને તેમ કરતા અટકાવવો હતો. તેને દૂર કરી રૈયતને ઇનસાફ આપવાની તેની ફરજ હતી. શેહેનશાહ તરીકે હાકેમ ઉપર સત્તા ધરાવતો હોવા છતાં વાજબી રીતે તેનો ઉપયોગ ન કરે તો તે સત્તા ધરાવેલી કામની શું? જો એક શેહેનશાહ પોતાની સત્તાની રૂએ જુલમગારને દૂર કરવાને બદલે તેને રૈયત ઉપર જુલમ ગુજારવા દે તો તેની આ વર્તણુક વાજબી કહેવાય નહીં."

બીજો દોસ્ત બોલ્યો કે "શેહેનશાહ એક હાકેમને રૈયત ઉપર નાહક જુલમ ગુજારવા દે, એ જ્યારે વાજબી ન કહેવાય ત્યારે ખોદા સેતાનને માણસ ઉપર વગર તકસીરે દુઃખ પાડવા દે એ વાજબી કેમ કહેવાય? જેમ શેહેનશાહ સત્તા ધરાવતો હોવા છતા હાકેમને રૈયત ઉપર જુલમ કરતો નહીં અટકાવવાથી તેને ગેર-ઇનસાફીનો કલંક લાગુ પડે છે તેજ પ્રમાણે ખોદા પોતે સર્વ શક્તિ-માન હોવા છતાં સેતાનને માણસ જાત ઉપર દુઃખ પાડવા દે તો ખોદાનો ઇનસાફ પણ અદલ ન કહેવાય. એટલા માટે જેઓ એમ કહે છે કે માણસ ઉપર જન્મથીજ વગર તકસીરે દુઃખ પાડનાર



પ્રકરણ ૧૧ મુ

---

## દુનિયાનાં વિચીત્ર બનાવોની સમજ.

### એક અપગ અશક્ત ભીખારીની દયાજનક હાલત

એક દીવસ પેલા પાચે દોસ્તો એક આપ ખુદ શેહેનશાહના તાબા નીચેના એક શહેરમા ફરતા હતા આ શેહેરના લોકોને ઘણી ખુશાલીમા આવી ગયલા જોઇ તેઓએ તે માટે પુછપરછ કરવાનો ઠરાવ કીધો તપાસ કરતા એવુ માલમ પડયુ કે આ શેહેરનો હાકેમ પણ શેહેનશાહનાજ જેવો આપ ખુદ હતો, પણ તેની સાથે વળી અતીશય ઘાતકી હતો, જ્યારે શેહેનશાહ પોતે આપ ખુદ છતા તેના જેટલો નિર્દય ન હતો આ હાકેમ તો ગોયા માણસાઈ આકારમા એક સેતાનજ પેદા થયલો હતો તેના ગેર વાજબી ઇનસાફની સામે, યા તેના આપખુદ રાજકારોબારની વિરૂદ્ધ જો કોઇ એક હરફ પણ કહાડતુ તો તેને ઘણીજ ઘાતકી રીતે શીક્ષા કરવામા આવતી ઘણીક વખત એવા શખ્સોની આખો ફોડી નાખવામા આવતી, યા તેના શરીરનો એકાદ ભાગ, પગ, હાથ,

કાન, યા નાક કાપી નાંખવામાં આવતો. જ્યારે રૈયત ઘણીજ કંટાળી જતી ત્યારે આ હાકેમને દૂર કરવા માટે શેહેનશાહને ઘણીજ આજીજીથી અરજ કરતી, પણ શેહેનશાહ તેઓને દાદ આપતો નહીં હતો. આવી રીતે હાકેમના ઘાતકીપણાથી તથા, શેહેનશાહ તરફથી પણ ઇનસાફ ન મળવાથી રૈયત તદન નિરાશ થઇ ગઇ હતી, તેટલાંમાં પેલો ઘાતકી હાકેમ આગલી રાત્રે અચણુચ્ય મરણ પામ્યો હતો. આ ખબર આજે સવારનાં શેહેરમાં ફેલાતાંજ ચોમેર ખુશાલી ફેલાઇ ગઇ હતી.

રૈયતના દુઃખનો આવી રીતે અંત આવેલો જાણી પેલા દયાળુ દોસ્તો ખુશી થયા, અને આ બનાવ ઉપર વધુ વાદ વિવાદ કરવા લાગ્યા. એક દોસ્ત બોલ્યો કે "રૈયત સાથે હાકેમ ઘણોજ નિર્દય રીતે વર્તયો હતો, પણ તે સાથે શેહેનશાહનો પણ ઘણો વાંક હતો. હાકેમ ઘાતકી હોવાથી રૈયતને દુઃખ દેતો હતો તે જોઇ શેહેનશાહે પણ તેમ કરતા અટકાવવો હતો. તેને દૂર કરી રૈયતને ઇનસાફ આપવાની તેની ફરજ હતી. શેહેનશાહ તરીકે હાકેમ ઉપર સત્તા ધરાવતો હોવા છતાં વાજબી રીતે તેનો ઉપયોગ ન કરે તો તે સત્તા ધરાવેલી કામની શું ? જો એક શેહેનશાહ પોતાની સત્તાની રૂએ જુલમગારને દૂર કરવાને બદલે તેને રૈયત ઉપર જુલમ ગુજારવા દે તો તેની આ વર્તણુક વાજબી કહેવાય નહીં."

સેતાન છે તેઓનું આ બોલવું વાજબી માલમ પડતું નથી. કારણ આથી ખોદા અદલ ઇનસાફી ઠરતા નથી."

ત્રીજો દોસ્ત કહેવા લાગ્યો કે "નીર્દય હાકેમની વર્તણુક તપાસતાં પેલા અપંગ ભીખારીના દુઃખનાં કારણનો કાંઇ પતો મળે છે. આપણે હાલ એવા અનુમાન ઉપર આવ્યા છીએ કે દુન્યા ચલાવવા માટે, યા પાછળથી બેહેસ્તમાં બદલો આપવા માટે, યા સેતાંનના ફાંદામાં આવ્યાથી, માણસ ઉપર વગર તકસીરે દુઃખ પાડવામાં આવતું હોય તો તે વાજબી ન કહેવાય. ઉપલી ફીલસુફીઓ પ્રમાણે જોતાં તો અપંગ ભીખારી ઉપર જન્મથીજ આવી પડેલું હદ બહાર દુઃખ ગેરવાજબી લાગે છે. પણ ઉપલી ફીલસુફીઓને બદલે રવાનના અનેક જન્મોની ફીલસુફી લગાડી જોતાં ભીખારી ઉપરની આફત પેલા હાકેમનાં જેવી નીર્દય વર્તણુકનું **પરીણામ** માલમ પડે છે. કારણ જો એક સખ્સે એક જન્મમાં પેલા નીર્દય હાકેમની માફક સેંકડોની આખો ફોડા[illegible] નંખાવેલી હોય, હજારોના હાથ, પગ, કાન, નાક કપાવી નંખાવે[illegible] હોય અને તેનાં પરીણામ તરીકે પેલા ભીખારીની માફક બીજા જન[illegible] માં જો તે જન્મથીજ અપંગ અને દરદી પેદા થાય, જો તેનાં હા[illegible] પગ, કાન તથા નાંકને ગંભીર ઇજા પુગે, અને એવી રીતે તેની ઉપ[illegible] હદ બહાર દુઃખ આવી પડે તો તે ગેરવાજબી ન કહેવાય. દુન્યા ચલ[illegible] વવા એકને વગર લાયકાતે સુખી કરવો અને બીજાને વગર તકસી[illegible] દુઃખી કરવો, યા સેતાનને પોતાના ફાંદામાં આવે તેની ઉપર આ[illegible] વરસાદ વરસાવવા દેવો અને પાછળથી બેહેસ્તમાં દુઃખનો [illegible] આપવો તેનાં કરતાં એક જન્મમાં કીધેલાં સારા માઠાં કામના [illegible] ણમાં બીજા જન્મમાં તેને સુખી યા દુઃખી બનાવવામાં એ[illegible]તે હજાર ઘણો વધુ ઇનસાફ સમાયલો જણાય છે."

બીજો દોસ્ત બોલ્યો કે "પેલા અપંગ ભીખારીની [illegible] હાલતનું કારણ રેવાનનાં આગળા જન્મોની ફીલસુફી [illegible] વાજબી જણાય છે, તેમાં ખસુસ કરી નીર્દય હાકેમનાં દ[illegible] ઉપરથી તે વધુ સંતોષકારક માલમ પડયું છે. આથી [illegible] નો અદલ ઇનસાફ આપણને વધુ સમજ પડે છે. એ,

ઇનસાફ વીશે બુઝરોગો એવું કહી ગયા છે કે તે એટલો તો અદલ છે કે તેવણના ઇનસાફથી વગર તકસીરે કોઇના બાળને પણ અલવલ આવતી નથી. પણ જ્યારે આપણે હજારો નીરદોષ માણસોને લુચ્ચાઓનાં હાથમાં સપડાઇ જતા, લડાઇમાં લાખો લોકોને બીન ફોકટમાં કપાઇ જતા, તથા ઘણીક વખત સંખ્યાબંધ માણસોને ઇનસાફની અદાલતમાં ગેરઇનસાફ મળતો જોઇએ છીએ, ત્યારે આપણે એમ કેમ બોલી શકીએકે વગર તકસીરે ખોદા કોઇના બાળને પણ અલવલ આવવા દેતા નથી? રવાન ફરી જન્મ ન લેતું હોય તો આ સવાલનો સંતોષકારક જવાબ અપાઇ શકાતો નથી. પણ રવાનનના અનેક જન્મોની ફીલસુફી પ્રમાણે સમજતાં ઉપલુ બોલવુ વાજબી ઠરે છે. કારણ જો એક માણસ બીજાને નુકસાન કરી શકે તો તેજ બતલાવી આપે છે કે નુકશાન પુગેલા શખસે આગળા જન્મમાં કાંઇ ખરાબ કામ કીધેલું હોવુંજ જોઇએ. જો તેને ખરાબ કામ કીધેલું ન હતે તો ગમે એટલી કોશેશ કરવાં છતાં પેલો શખસ તેને જરા પણ ઇજા કરી શકતેજ નહીં. આપણે કેટલાક દાખલાઓ જોઇએ છીએ કે જેમાં બીજાને નુકસાન કરવા માટે એક શખસ તરેહવાર ફાંફાંઓ મારવા છતાં કાંઇ કરી શકતો નથી. બુઝર્ગોના કહેવા પ્રમાણે તેનાં એક બાલને પણ હાણી પુગાડી શકતો નથી. સેતાનના ફંદાની, તથા દુનિયાં ચલાવવાની ફીલસુફી પ્રમાણે જોતાં ખોદા પોતાની મરજી પડે તેની ઉપર સુખ દુઃખ મોકલે છે એમ થડ છે, જ્યારે રવાનનાં આગલા જન્મની ફીલસુફી પ્રમાણે તો તકસીર વગર કોઇની ઉપર એક રતીભાર પણ દુઃખ આવી શકતું નથી, તથા તેની એક પાઇ પણ કોઇ ઉચાપત કરી શકતું નથી. તેમજ વળી લાયકાત વગર કોઇને સેહેજ પણ સુખ મળી શકતું નથી, તથા એક દમડી નાણુ તે મેળવી શકતો નથી. એટલા માટે આ બીજી રીત ખરેખર વધારે ઇનસાફી માલમ પડે છે."

બીજો દોસ્ત બોલ્યો કે "માણસ જાતને ધર્મ મારફતે સારા માંઠા માર્ગની સમજ આપ્યા પછી તેની મરજી (Free-will) ઉપર તેને છોડી મુકવામાં આવે અને ત્યાર પછી તેને સારો યા માંઠો જે

માર્ગ અખત્યાર કીધો હોય તે પ્રમાણે હાલના યા આવતા જન્મમાં તેની ઉપર સુખ યા દુઃખ પાડવામાં આવે તો તે વાજબી કહેવાય, અને માણસને પુરૂષાર્થ યાને મરજી આપેલી પણ કામની કહેવાય. પણ બીજા હાથ ઉપર ખોદાની મરજી પ્રમાણે, યા સેતાનનાં ફાંટા પ્રમાણે તેની ઉપર ખાકી દુન્યામાં સુખ દુઃખ આવી પડે તો પછી માણસને મરજી આપેલી કામની શું ? એક માણસ પોતાની મરજીનો ઉપયોગ કરી પ્રમાણીક રીતે ધંધો કરે તે છતાં તેને ખોદા યા સેતાનની મરજીથી ધંધામાં ખોટ આવે, જ્યારે બીજો અપ્રમાણીકપણે ચાલ્યાથી બરકત મેળવે તો પછી મરજી પ્રમાણે વર્તવાનો ઉપયોગ શું ? પેલા પ્રમાણીક માણસને બેહેસ્તમાં સુખ મળશે એ વાત કબુલ કરીએ તે છતા હાલ પ્રમાણીકપણે ચાલવા છતાં વગર તકસીરે તેને તંગી ભોગવવી પડે છે તેનું કારણ શું ? ખોદાનો ઇનસાફ શું ખાકી દુન્યામાં એક શખ્સને ગેરઇનસાફ કરીને બેહેસ્તમાં ઇનસાફ આપવાનો છે ? આવી ગુંચવણ અને આવો બેઉંઘો ઇનસાફ રવાનના આગળા જન્મોની ફીલસુફી નહીં સ્વીકાર્યાથી ઉતપન થાય છે, પણ એ ફીલસુફી પ્રમાણેતો પ્રમાણીક થવામાં ખોટ આવતી હોય તો તે તેને આગળાં જન્મમાં કીધેલાં કાઇ ખરાબ કામનું પરીણામ હોવું જોઇએ હાલની તેની પ્રમાણીક વર્તણુકનું રૂડું પરીણામ તે હવે પછી આ જન્મમાંજ યાં આવતા જન્મમાં મેળવશે. આ ફીલસુફી પ્રમાણે જન્મ વખતની તેની સારી માઠી હાલતનો તમામ આધાર તેની મરજીનો તેને કીધેલો સારો માઠો ઉપયોગ ઉપરજ રહે છે અને નહીં કે ખુદરતનાં ફાંટા ઉપર, અને એટલા માટેજ માણસને આપેલી મરજી ઘણી જરૂરની જણાય છે."

કેટલીક વધુ વાદવીવાદ થયા પછી પાચે દોસ્તો એકમતે એવા ઠરાવ ઉપર આવ્યા કે અપંગ ભીખારીની કંગાળ હાલતનું કારણ ઉપલી ફીલસુફીએ પ્રમાણે તપાસી જોતાં ફકત રવાનના આગળા જન્મોની ફીલસુફીમાંજ વધુ ઇનસાફ જણાય છે, તથા સંતોષકારક રીતે તેનું કારણ સમજ પડે છે. વળી આથીજ ખોદાનો અદલ ઇનસાફ વધારે સારી રીતે જણાઇ આવે છે. એક દોસ્ત બોલ્યો કે " એ

બાબત વીસે વધુ ખાતરી કરવા દુન્યામાં આપણી આસપાસ બનતા બીજા તરેહવાર પ્રકારનાં દાખલાઓ એક પછી એક આપણે તપાસવા જોઇએ. કારણ જેમ અપંગ ભીખારીનો દાખલો આ ફીલસુફીને આધારે આપણે ઘણીજ સરસ અને ખાતરી ભરેલી રીતે સમજી શકયા તેમજ જો બીજા અનેક વીચીત્ર બનાવો પણ એ ફીલસુફીથીજ સંતોષકારક રીતે સમજી શકાય તો પછી આપણે હીમ્મતથી કહી શકીએ કે ફકત આજ ફીલસુફીની મદદથી માણસ ઉપર આવી પડતું સુખદુઃખનું વાજબી કારણ સંતોષકારક રીતે સમજી શકાય છે. માટે આપણને બીજા અનેક પ્રકારનાં દાખલાઓ તપાસવા જોઇએ. વળી એક શખસે જે જન્મમાં બીજાને દુઃખ દીધું હોય તેના પરીણામ તરીકે કોઇ વખતે તેજ જન્મમાં તો કોઇ વખત બીજા જન્મમાં તેની ઉપર દુઃખ આવી પડે છે તેનું કારણ શું હશે તે આપણે શોધી કહાડવું જોઇએ. એક કામનું પરીણામ તેને હંમેશ તેજ જન્મમાં કાંય નહીં મળી શકતું, કોઇ વખત બીજા જન્મમાં શું કરવા આપવામાં આવતું હશે, તે આપણે જાણવું જોઇએ. તે જાણવાથી ઇનસાફ આપવાની ખોદાની રીત આપણને વધુ સમજ પડશે." આ વાદવીવાદ પછી તેઓએ પોતાની મુસાફરી આગળ ચલાવી.





## પ્રકરણ ૧૨ સું.

---

## એક નિરદોષ બાલકનું અતી દુઃખમાં રીબવું.

એક દીવસ તેઓ એક સુંદર ગામમા જઇ લાગ્યા જ્યાં તેઓએ એક તવંગર દોસ્તને ત્યાં ઉતારો લીધો હતો. આ દોસ્તે કેટલાએક વરસો સુધી પોતાની ધણીઆની સાથ અમન ચમનમાં જીંદગી ગુજાર્યા બાદ એક વર્ષ થયું તેઓ ગમગીનીમાં દહાડા કહાડતા હતા. બે વર્ષની ઉમરનું તેઓનું એક નીરદોષ વહાળું બાળક એક વર્ષ થયું અતીશય દુઃખી થતું હતું. તે એટલું તો રીબતું હતું કે મા બાપોથી તે જોવાઇ શકાતું ન હતું. આ સબબથી તેઓ ઘણાં દુઃખી થતા હતા. પેલા પાંચ દોસ્તો પણ આ નીરદોષ બાળકને અતીશય દુઃખમાં રીબતું જોઇ ઘણાં દુઃખી થવા લાગ્યા. આખરે ચાર પાંચ દીવસ વધારે દુઃખ ખમી તે બાળકે પોતાનો પ્યારો જાન તે કીરતારને સ્વાધીન કીધો. આથી બાળકનાં માંબાપને દુઃખમાં ગીરફતાર થયલા જોઇ પાંચે દોસ્તો તેઓને ઘણીજ દયા અને પ્યારથી દીલાસો દેવા લાગ્યા. બાળકના ગુજર્યા પછી બે ત્રણ દીવસ સુધી માબાપ એટલા દુઃખી રહ્યા કે આખો દીવસ તેઓએ રડવામાંજ ગુજાર્યો. તેઓ કોઇપણ સાથે ઝાઝી વાત કરતા ન હતા. આખરે એક દીવસે મરનાર બાળક નો બાપ ગમગીન ચહેરે પેલા પાંચ દોસ્તો આગળ બળાપો કરવા લાગ્યો કે "મારા પશુ જેવા નીરદોષ બાળક ઉપર આવી રીતે દુઃખ પડવાનું કારણ શું હશે? આ બાળક ઉપર દુઃખ ન પડતે,

યા તે જન્મ લેતેજ નહીં તો શું દુન્યા અટકી જતે? સેતાન એક નીરદોષ બાળકને દુઃખ દઇને શું મેળવી શકવાનો હતો? આ ભારી દુઃખના બદલા તરીકે જો તેને હાલ બેહેસ્તમાં લઇ જવામાં આવ્યું હોય તો બેહેસ્તનાં સુખનું વળી બાળકને તે શું ભાન હોય? વગર તકસીરે મારા નીરદોષ બાળક ઉપર આવું મહાકષ્ટ પાડવામાં ખોદાની મકસદ શું હશે તે મને સમજ પડતી નથી. હું તો એમાં ખોદાનો ઇનસાફ મુદલ જોઇ શકતો નથી. વહાલાં બાળકને રીબતું જોઇ મને જે દુઃખ થતું હતું તે દુઃખનું કારણ કદાચ એવું હોય કે ઇનસાન ગુનાહને પાત્ર હોવાથી મારાથી મારી આ જીંદગીમાં કાંઇ પાપો થયા હોય તેના પરીણાંમ તરીકે મને ઉપલું મહાન દુઃખ ખમવું પડયું હોય. એટલા માટે **મારી** ઉપર પડેલાં દુઃખ માટે મને ઓછું લાગતું નથી. પણ **મારા** ગુનાહના પરીણાંમ તરીકે મને દુઃખી કરવા માટે મારા નીરદોષ **બાળકને** શું કરવા ખમવું પડે તે હું સમજી શકતો નથી.”

આ ઉપરથી પેલા દોસ્તો તેને શાંત પાડયા પછી સમજાવવા લાગ્યા કે “તમારૂં કહેવું એક રીતે જોતાં વાજબી લાગે છે, પણ બીજી રીતે તપાસતાં તેમાં સેહેજ ભુલ માલમ પડે છે. જો બાળકના રવાનને આ ખાકી દુન્યામાં તમારે ત્યાં જન્મ આપતી વખતે ખોદાએ પહેલ વહેલુજ પેદા કીધું હોય, આ દુન્યામાં જન્મવાની આગાઉ જો તેને કેથે પણ ભાન સહીત પોતાની મરજી પ્રમાણે કામ કીધેલું ન હોય તો તમો કહોછો તેમ પશુ બાળક ઉપર પાડવામાં આવેલું દુઃખ તદન ગેરવાજબી ગણાય. એમાં તમોને નહીં ઇનસાફ જણાય, કે નહીં ખોદાની મોટાઇ યા દહાપણ માલમ પડે તો તે સ્વભાવીકજ છે. પણ જો આપણે એમ માનીએ કે તમારા બાળકના રવાને અતરે જન્મ લેવાની અગાઉ આજ દુન્યામાં, યા કોઇ બીજે ઠેકાણે હૈયાતી ભોગવી કાંઇક બુરા કામો કીધા હતા તો તેની ઉપર હાલ પાડવામાં આવેલું દુઃખ તદન ગેરવાજબી ન કહેવાય. કારણ જો એક રવાને એક જીંદગીમાં જાણી જોઇને નહીં, પણ પોતાની ગફલતીથી

અજાણપણે બીજાઓને દુઃખી કીધાં હોય, અને તેનાં પરીણાંમ તરીકે તેને બીજી જીંદગીમાં તેની બાળ અવસ્થામાં, જે વખતે તેનું બાળક-શરીર બરાબર બંધાયલુ ન હોવાથી રવાનને દુઃખની લાગણીનું ભાન ઝાઝું થતું નથી તે વખતે, જો તેની ઉપર દુઃખ પાડવામાં આવે તો તે ગેરવાજબી ન કહેવાય. વળી જો તમોએ પોતે પણ આ જીંદગીમાં, યા આગલી જીંદગીમાં કોઇની લાગણી દુઃખવી હોય, અને તેના પરીણાંમ તરીકે જો ઉપલા બાળકને તમારેજ ત્યાં જન્મ આપે કે જેથી તમો બેઉ પોત પોતાની આગળી કરણી પ્રમાણે દુઃખી થાઓ તો તે જેવો તેવો ઇનસાફ ન ગણાય, પણ અદલ ઇનસાફ કહેવાય." આ ખોલાસાથી તેને એટલોતો સંતોષ ઉપજ્યો કે તે દહાડા પછી તેણે ગમગીની છોડી દીધી. આવી રીતે તેનો ગમ વીસરાવી કેટલાક દીવશ પછી પેલા પાંચ દોસ્તો આ ગામ છોડી આગળ ચાલ્યા.





## પ્રકરણ ૧૩ મું.

# બાળપણમાં જણાઇ આવતી ભલી બુરી ખાસીઅતો.

### એકજ માબાપના જુદા જુદા સ્વભાવના ફરજંદો.

પેલા દોસ્તો એક શેહેરમાં જઇ પુગ્યા, અને થોડો વધુ વખત ત્યાં રહેવાનાં ઇરાદાથી એક નહાની બંગલી ભાડે લીધી. આ બંગલીનાજ કંપાઉન્ડમાં બીજી ત્રણ બંગલીઓ હતી, જેમાં ત્રણ કુટુંબો વસતાં હતા. એકમાં વકીલ, બીજીમાં ડાકટર, તથા ત્રીજીમાં વેપારીનું કુટુંબ રહેતું હતું. વકીલ સાહેબ ઘણાંજ બાહોસ, પોહોંચેલ, તેમજ ઉલથાપી હતા. ખોટા તરકતી કજીઆ જીતાવી આપવા માટે ઉઠાઉગીર વર્ગમાં તેવણ જાણીતા હતા. તેવણના ધણીઆની એથી ઉલટીજ ખાસીઅતનાં હતા. તેવણ ઘણાં ભોળાં, દયાળુ, અને તાબેદાર હતા. તેઓને પેટે બે ફરજંદો હતા, જેમાં એકની ઉમ્મર આંઠ તથા બીજાની ચાર વર્ષની હતી. નાનું બાળક તદન ભોટ પણ દયાળુ તથા ભોળું હતું. જો કોઇ દીવસ વાક માટે તેને મારવામાં આવતું તો થોડા વખતમાં તે ભુલી જઇ મારનાર સાથે પાછું હસવા તથા ગેલ કરવા લાગતું. તેના હાથમાંનું રમકડું, યા મીઠાઇ જો કોઇ માંગતું તો તેને તે તરત આપી દેતું, અને વળી

ખુશ થઇ જતુ મોટો છોકરો ઘણોજ ચબરાક પણ એખલપેટો, ઓહામીલો, તથા કપટી હતો તેને સેહેજ પણ ફટકાવવામા આવતો તો ત્રણ ચાર દીવસ સુધી પેલા ફટકાવનાર શખ્સ સાથે રીસાતો, અને એક બોલ પણ વાત કરતો નહીં હતો બીજાના હાથમા રમકડ યા મીઠાઇ જોતાને વાર તે મેળવવા માટે રડીને ઘોઘાટ કરી મુકતો જ્યારે પોતાના હાથમાની ચીજ બીજાને આપવા માટે તો મુદલજ જીવ ચલાવતો ન હતો, અને જો કોઇ માગતુ તો ઉલથાપીઓ જવાબ આપતો હતો વળી જો કોઇ વખત તેના હાથમાની ચીજ લઇ લેવામા આવતી તો ચીચીઆરી પાડી આખુ ઘર ગજાવતો હતો જેમ જેમ તે મોહોટો થતો હતો તેમ તેમ તેની આ બુરી ખાસીઅતો વધુ પ્રગટ થતી હતી જેઓ આ વકીલના કુટુંબને ઓળખતા તેઓ આ છોકરાઓને જોઇ કહેતા કે મોટો છોકરો બાપ જેવો સેતાન છે, જ્યારે નાનો તેની મા જેવો ગરીબ અને રાક છે

ડાકટર પોતે તેમજ તેના ધણીઆની બેઉ ઘણાજ અસરાફ હતા ડાકટર એટલો તો દયાળુ હતો કે ગરીબો પાસે એક દોઢીઉ પણ દવા, યા ફી તરીકે લેતો ન હતો પૈસાવાળા કરતા ગરીબ દરદી ઓની તે ઘણી કાળજી રાખતો હતો દરદીઓ તરફની તેની બેહદ દયા, તથા સારૂ કરવા માટેની તેની ઇંતેજારીથીજ તેઓનુ અર્ધુ દરદ તો જતુ રહેતુ હતુ વળી ઘણાજ મુફલેસ દરદીઓને ફરક પડયા પછી પુસ્તીકારક ખોરાક માટે પોતાની ગીરેના પૈસા આપતો હતો એટલુજ નહી, પણ જેને ત્યા ચાકર નાકર સગુ ન હોય તેને મા પોતાને ઘેરથી પુસ્તીનો ખોરાક તૈયાર કરવી મોકલી આપતો, યા પોતાને ખરચે એક માણસ તેની સારવાર માટે રાખતો હતો વળી તે ઘણો ધર્મી તથા પ્રમાણીક હતો દવાખાનાનો ખરચ નીકળતા ઉપરાંત એક પૈઇ પણ દવામા વધુ લેવી ગુનાહ ભરેલુ સમજતો હતો સાધારણ ફી તે પોતાના ગુજરાન માટે પુરતી ગણતો હતો તે છતા તેની રોજની આવક કાંઇ થોડી ન હતી આ અસરાફ ધણી ધણી આનીને એકજ ફરજંદ હતુ જે આસરે પાંચ વર્ષનુ થવા આવ્યુ હતુ આ એકપુરૂ ફરજંદ અત્યારથીજ બહુ ઉદાર્‌દીલ માલમ

બોલવાની આદત પડે છે એક વખત આદત પડયા પછી લાભ યા ગેરલાભ તે જોતો નથી, પણ ફાયદો થતો હોય યા ન થતો હોય તોપણ તે ખોટુ બોલે છે એક માણસ એવીજ રીતે આમતે આમતે કોઇ પણ બદી મેળવી શકે છે, જે આગળ ચાલતા તેની એક ખાસીયત તરીકે બદલાઇ જાય છે એજ માફક એક માણસ સારી ખાસીઅતો પણ મેળવી શકે છે

"આ ભલી બુરી ખાસીઅતો આવી રીતે પોતાને હાથેજ મેળવેલી હોવાથી એનો જવાબદાર તે પોતેજ ઠરે છે આવી રીતે મેળવેલી એક બુરી ખાસીઅતને લીધે જો તેનુ માઠુ પરીણામ તેને સોસવુ પડે તો તે વાજબીજ કહેવાય પોતાને હાથેજ મેળવેલી બુરી ખાસીઅતને લીધે પોતા ઉપર આવી પડેલુ દુ ખ ગેરવાજબી ન કહેવાય ઉમરે પુગેલા માણસોને આવી રીતે પોતાને હાથે ખરાબ ખાસીઅતો મેળવી પાછળથી દુ ખી થતા આપણે ઘણીકવાર જોઇએ છીએ, અને તેનુ વાજબીપણુ આપણે સમજી શકીએ છીએ પણ જ્યારે ચાર પાચ વર્ષના નહાના બચ્ચાઓમા આવી સારી માઠી ખાસીઅતો હુ જોઉ છુ ત્યારે આ ખાસીઅતો તેઓ કેવી રીતે મેલવતા હશે તેની મને સમજ પડતી નથી સાધારણ રીતે તો એમ બોલાય છે કે મા બાપની ખાસીઅતો છોકરાઓમા ઉતરે છે પણ જ્યારે ઘણી વખત એમ બનતુ આપણે જોઇએ છીએ, ત્યારે બીજા દાખલાઓમા આથી ઉલટુજ નજરે પડે છે વળી જ્યા મા બાપની ખાસીઅત ઉતરે છે ત્યા ઇનસાફ જોવામા આવતો નથી દાખલા તરીકે આપણી પાસેનીજ બગીમા એક વકીલ રહે છે તેના બે ફરજંદો છે, જેઓમાનો મોટો આઠ વર્ષનો છોકરો બાપના જેવો ઉડાઉગીર, બેઅદબપોરો અને કપટી છે જ્યારે બીજો ચાર વર્ષનો છે તે તેની માના જેવો ભોળો, દયાળુ અને ભલો છે હવે જો ફક્ત બાપની ખાસીઅતને લીધેજ મોટા દીકરામા બુરી ખાસીઅત આવી હોય, અને આ બુરી ખાસીઅત મેળવવાનો જો બીજો સબબ ન હોય તો, આ બુરી ખાસીઅત તેને પોતાને હાથે મેળવેલી ન હોવાથી તે માટે તે જવાબદાર ન કહેવાય બાપથી મેળવેલી આ બુરી ખાસીઅતને લીધે જો તેને દુ ખ ખમવુ પડવુ

હોય તો તે ગેરવાજબી કહેવાય એમ છતા આપણે તો જોઈએ છીએ કે આવી બુરી ખાસીઅત ધરાવનાર છોકરાઓ મોટા થવા પછી ઘણા ખરા બુરાજ કામો કરે છે, અને ઘણીક વખત પાછળથી તેથી દુખી થાય છે વળી દરેક ધર્મ શીખવે છે કે બુરા કામ કરનારને તેના મરણ પછી દોજખમા દુખ ખમવુ પડે છે જો એમ જ હોય તો જે બુરી ખાસીઅતને માટે એક શખ્સ જવાબદાર ન હોય તે છતા તે માટે તેને અતરે યા દોજખમા દુખ ખમવુ પડે તો તે વાજબી કેમ કહેવાય? એમા મને તો ખોદાનો ઇનસાફ મગજ પડતો નથી કોઇ એમ કહે છે કે ખોદાએ માણસ જાતને મરજી (Freewill) આપેલી છે માટે બુરી ખાસીઅત સાથ જન્મેલો હોવા છતા તેણે મરજીનો ઉપયોગ કરી સારી રીતે ચાલવુ જોઇએ પણ એકને **વગર લાયકાતે** સારી ખાસીઅત સાથ જન્મ આપવો, અને બીજાને **વગર તકસીરે** બુરી ખાસીઅત સાથ જન્મ આપવો એ વાજબી કેમ કહેવાય? બુરી ખાસીઅત ધરાવનાર બુરે રસ્તે જાય, અને સારી ખાસીઅત ધરાવનાર સારે રસ્તે જાય એ સ્વભાવીકજ છે કાઇપણ તકસીર વગર બુરી ખાસીઅત સાથ જન્મ લેનારને તેના બુરા કામ માટે શીક્ષા કરવી એ ગોયા આફ્રીકાના એક જગલી માણસને સાયન્સ સમજી ન શકવા માટે શીક્ષા કરવા બરોબર છે"

વેપારીની આ મુશકેલી સમજી પેલા પાચ દોસ્તોમાના એકે જવાબ દીધો કે "જેઓના ધર્મમા રવાનના અનેક જન્મ વિષેનુ શિક્ષણ આમ લોક માટે આપવામા નથી આવ્યુ તેઓમાના વિચાર વત શખ્સોના મનમા આવી જાતના સવાલો અને મુશકેલીઓ ખુદબ તીજ ઉતપન થાય છે પણ આવા સવાલો ઉતપન થવાથીજ સચ્ચાઇ શોધી કહાડવાનુ તેઓનુ મન થાય છે તેઓનો વખત આવેલો હોવાથી, યાને જ્ઞાનમા ચોકસ દરજ્જે પુગેલા હોવાથી, ગોયા ખુદરતજ તેઓના મનમા આવા સવાલો ઉત્પન કરે છે હમો પાચે દોસ્તોને પણ પહેલા આવાજ વીચારો આવતા હતા, અને તેથીજ હમોને એ માટે શોધ કરવાની ઉલટ થઇ હતી રવાનના આગળા જન્મોની ફીલસુફી ધ્યાનમા લેનાથી તમારા સવાલોનો મનમાનતો વાજબી

જવાબ મેળવી શકાશે, માટે જો તમોને વાંધો ન હોય તો તે ફીલસુફીની રોશનીથી તમારી મુશકેલી સમજાવવાની કોશેશ કરૂં."

વેપારીએ જવાબ દીધો કે "કોઇપણ ફીલસુફી સમજવાને માટે મને કાંઇપણ વાંધો નથી. પણ તે સમજ્યા પછી માનવું યા ન માનવું તે મારી સમજ શક્તિ ઉપર હું રાખું છું. હું કોઇપણ બાબદ સમજવા માટે ના પાડતો નથી, તેમજ પહેલી તક મળવે તે બાબદ ઉપર ધ્યાનથી વિચાર કરવાને પણ ચુકતો નથી. વળી વીચાર કરવા પછી વાજબી લાગવા શીવાય હું કાંઇપણ ચીજ માનતો નથી, તેમજ જ્યાં સુધી મને તે ઉપર વિચાર કરવાનો વખત મળતો નથી ત્યાં સુધી હું કોઇપણ બાબદ તુચ્છકારી કહાડતો નથી, તથા તેની વીરૂદ્ધ યા તરફેણમાં એક હરફ પણ ઉચ્ચારતો નથી. આ રીત અખત્યાર કરવાથી મને પુષ્કળ નવું નવું શીખવાનું મલ્યું છે, અને મારા વીચારો બોહોળા થતા ગયા છે. માટે સ્વાનનાં આગળા જન્મોની ફીલસુફી સમજવામાં મને શું વાંધો હોય? હું કાંઇ ધર્મ ઉપર આંધળો પ્યાર ધરાવનારા શખ્સોમાંનો એક નથી. તમારી ફીલસુફી ગમે તે ધર્મની હોય, દુન્યાના ગમે તે ખુણાંમાંથી આવેલી હોય તેનો મારે જરાક પણ વાંધો નથી, કારણ કે તેથી તે ફીલસુફીની સચ્ચાઇમાં મોહેજ પણ ફરક પડતો નથી. મારૂં કામ તે ફીલસુફી ઉપર વીચાર કરવાનુ, તથા તે વાજબી લાગે છે કે નહી તે જાણી તે પ્રમાણે અમલ કરવાનું છે. અઇઆસી આળસુઓ, તેમજ પોતાના મતને વગર વીચાર કરવે ચીવટપણે વળગી રહેનાર જીદ્દી શખ્સો કોઇપણ નવી ફીલસુફી સમજવા ના પાડે એ સ્વાભાવીકજ છે."

આ સમજી પાંચે દોસ્તો એક અવાજે તેના આવા બોહોલા વીચારો માટે તારીફ કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે "જેમ એક બોહોળા મેદાનમાં હજારો લોકોનો સમાવેશ શાહેલથી થઇ શકતો હોય તો તેમાં અજબ થવા જોગ કાંઇ નથી, તેમજ એક બોહોળા મનમાં ખુદરતની અનેક સચ્ચાઇઓ દાખલ થવા પામે તો તેમાં પણ અજબ થવા જોગ કાંઇ નથી. સાંકડુ મન એ એક સાંકડી શેરીમાં દાબીને સીંચવામાં આવેલા માની લીધેલા વિચારોનુ

હોવુ છે કે જે બાહેગ્ના વિચારોને અસર જતા અટકાવે છે વળી જે બાળદનો અભયાસ કીધો ન હોય તે બાળદ ઉપર તકરાર ચલાવવી, યા તેવી તકરારમા ભાગ લેવો તે ગોયા તરી નહી જાણનાર શખ્સના નદીમા પડવા બરોબર છે જો આપણુને સ્વાનના આગળના જન્મોની ફીલસુફીના કકા ખખાની પણ ખબર નહીં હોય, જો આપણે એ વીશે બીલકુલ અભયાસ કીધોજ ન હોય તો એ બાબદ ઉપર ચાલતી તકરારની વખતે તેમા ભાગ લઇ આપણુ અજ્ઞાનપણુ જાહેર કરીએ તેના કરતા બેહેતર કે એક સુખન પણ બોલ્યા વગર મુગાજ એમી રહી તે બાબદના અભ્યાસીઓ વચ્ચે ચાલતી તકરાર સમજવામા મ તોપ પકડીએ ”

પેલો દોસ્ત સ્વાનના અનેક જન્મની ફીલસુફી પ્રમાણે સમજતવતા બોલ્યો કે “માણુનો પોતાને હાથે આસ્તે આસ્તે ભલી બુરી ખાસીઅતો કેમ મેળવે છે તે તમોએ ઘણીજ સારી રીતે સમજાવ્યુ છે હવે જો એક શખ્સે પોતાને હાથે એવીજ રીતે ભલી યા બુરી ટેવો પાડી હોય તો ઓદાદગનાગી પ્રમાણે જોતા તેના ગુજરી જવા પછી તેની કરણી પ્રમાણે દોજખ યા બેહેસ્ત ભોગવી જ્યારે તે આ દુન્યામા પાછો જન્મે છે ત્યારે તે પોતાની સાથે આગળી ભલી બુરી ખાસીઅતો બીજ રૂપે લેતો આવે છે આ ખાસીઅતો તેનુ સ્વાન બચપણમાજ બતલાવે છે વળી આ ખાસીઅતો સ્વાને પોતાને હાથેજ ગયા જન્મમા મેળવેલી હોવાથી તે એ માટે જવાબદાર ઠરે છે આવી રીતે પોતે મેળવેલી બુરી ખાસીઅતને લીધે જો તેને દુઃખ ખમવુ પડે તો તે ગેરવાજબી કહેવાઇ શકાય નહીં આગળા જન્મમા હાથે કરીને મેળવેલી આ ખાસીઅતો સ્વાન આ જન્મમા બતલાવી શકે એટલા માટે ચોકસ પ્રકારના ખાકી શરીરની જરૂર હોય છે, જે શરીર તેનાજ જેવી ખાસીઅત ધરાવનાર બાપ યા મા સેટેલથી આપી શકે છે, યાને ચોકસ ખાસીઅત ધરાવનારા માબાપને પેટે એક બાળક જ્યારે અવતરે છે ત્યારે તે બાળકનુ ખાકી શરીર આ પ્રકારની બીજ રૂપી ખાસીઅત સેહેલથી ખીલવી શકે છે એટલા માટે જેવી ખાસીઅત એક સ્વાન ધરાવતુ હોય તેવીજ ખાસીઅતવાળા

મા બાપને પેટે તે રવાનને ઘણુ ખરૂ જન્મ આપવામા આવે છે, કે જેથી આ ખાસીઅતો ખીલવી શકાય એવુ યોગ્ય શરીર તેને મળે ખરૂ જોતા તો માલમ પડે છે કે મા બાપ પોતાના બચ્ચાને પોતાની **ખાસીઅત** આપતા નથી બલકે આપી શકતા નથી, પણ પોતાના જેવી ખાસીઅત બીજરૂપે જયારે તેના બાળકનુ રવાન **પોતાની સાથે લાવે છે** ત્યારે તે બીજને **માફક આવતી ફેલદરૂપ જમીન,** યાને આ ખાસીઅત **ખીલવી શકાય એવા પ્રકારનુ ખાકી શરીર** માબાપ પુરૂ પાડે છે આવા માફક-આવતા શરીરને લીધેજ ઉપલી ખાસીઅતો ખીલતી જાય છે, અને જેમ જેમ બાળકનુ આ ખાકી શરીર ખીલતુ જાય છે તેમ તેમ ખાસીઅતોને જોઇતો ખોરાક મળવાથી તે ખાસીઅતો વધુ અને વધુ જાહેર થાય છે

"ફકત માબાપનુજ નહી પણ બાપ દાદાનુ હોધે ઉતરવાના નીયમને "હીરેદીતીનો કાયદો" (Law of Heredity) એવુ નામ આપવામા આવ્યુ છે જેમ સાધારણ રીતે માનવામા આવે છે તેમ "હીરેદીતી"ના કાયદા પ્રમાણે માબાપની યા બાપદાદાની **ખાસીઅતો** તેઓના બાળકમા ઉતરતી નથી, પણ એ કાયદા પ્રમાણે બાપદાદાના **દુઃખદરદો** ઉતરે છે, તથા તેઓના જેવી ખાસીઅતો ખીલવી શકાય એવા શરીર બાળકોને મળે છે મા બાપ કાઇ **રવાન** પેદા કરી શકતુ નથી, પણ માત્ર રવાનને માટે **ખાકી શરીર** આપી શકે છે, જ્યારે રવાનોને તો ખોદાએ એક વખત પેદા કીધા પછી કરણીના કાયદા ઉપર મોવક્કલ થયલા ઇઝદો તેના આગળા કામો પ્રમાણે ચોકસ કુટુબમા જન્મ આપે છે રવાને ભલી બુરી ખાસીઅતો સાથે આ દુન્યામા ચોકસ કુટુબમા જન્મ લીધા પછી આ ખાસીઅતો તેનામા ખીલવવા માટે 'હીરેદીતીના કાયદા'નો તો માત્ર ઉપયોગ કરવામા આવે છે જેમ એક ખુનીને ફાસી દઇ મારી નાખવામા આવે છે તે જોઇ આપણે એમ કહેતા નથી કે 'આ નામોશી ભરેલુ મોત તો ફાસીને લીધે આવ્યુ, માટે એમા એનો વાક નથી' કારણ આપણે સમજયે છીએ કે વાક ખુનીનોજ છે, તેણે ખુન કીધુ તેથીજ નામોશી ભરેલો અને તેનો અત આવ્યો, જ્યારે ખુનની શિક્ષા તરીકે

ફરીને તો માત્ર ઉપયોગ કરવામાં આવ્યો હતો તેજ પ્રમાણે જો આપણે એમ કહીએ કે 'એક ફરજંદની બુરી ખાસીઅતો તેનાં માં બાપને લીધે તેનામાં આવી છે એમાં ફરજંદના રવાનનો વાંક નથી' તો તે ખોટું છે ના રવાને આગળના જન્મમાં પોતાને હાથે મેળવેલી બુરી ખાસીઅતો તે આ જન્મમાં જાહેર કરી શકે એટલા માટે તેવીજ ખાસીઅતનાં મા બાપને પેટે તેને જન્મ આપી 'હીરદીતીના કાયદા'નો માત્ર ઉપયોગ કરવામાં આવે છે એક રવાને પોતાના જેવી બુરી ખાસીઅતવાળા મા બાપને ત્યાં જન્મ લીધા પછી જેમ જેમ તે બાળકનું શરીર મોટું થાય છે તેમતેમ તેની બુરી ખાસીઅતો વધુ ખીલતી જાય છે પેલા વકીલના આઠ વર્ષના બાળકનું રવાન પોતાનાં બાપના જેવીજ બુરી ખાસીઅતો સાથે લઇ આવેલું હોવાથી, અને તે ખાસીઅતોને બંધ બેસતું શરીર તેને મળવાથી તેની આ ખાસીઅતો સહેલથી ખીલતી ગઇ એટલાજ માટે જેમ જેમ તે બાળક મોટું થતું ગયું તેમ તેમ તે વધારે અને વધારે બગડતું ગયું "

પેલો વેપારી બોલ્યો કે "બુરી ખાસીઅત ધરાવનાર રવાનને બુરાં મા બાપને પેટે જન્મ આપ્યાથી તેની બુરી ખાસીઅતો તે કેવી રીતે ખીલવી શકે છે તે મને થોડી ઘણી સમજ પડી છે, એ ઉપર ફુરસદે વીચાર કરવાથી મને વધુ સમજ પડશે પણ તમો અતરે રહેલા છો તેટલામાં મારી બીજી સંકાઓનો હું ખુલાસો મેળવવા ચાહું છું આપણાજ કંપાઉંડમાં એક અમર ફ દાકતર રહે છે, તેના ધણીઆણી પણ પોતાના ધના જેવીજ ઉમદા ખાસીઅતની હોવા છતાં તેઓને પેટે એક હારેમન જેવી બુરી ખાસીઅત વાળો બેટો કાય પેદા થયો હશે? તેને સુધારવાની મા બાપની હદ બહાર કાળજી તથા દેખરેખને લીધે આ વર્ષે તે થોડે ઘણે સુધરેલો જણાય છે, પણ તેનામાં મા બાપ જેવી નેક ખાસીઅતો સુદ્ધાં જોવામાં આવતી નથી 'હીરદીતીના કાયદા થી તો તમારા સમજાવા પ્રમાણે મા બાપના જેવી ખાસીઅત ખીલવી શકાય એવું શરીર મલવાથી તે ખાસીયત બાલમાં ઉતરે, જ્યારે આ દાખલામાં તો આ કાયદાથી

ઉલટું જોવામાં આવે છે. માં બાંપનાં ગુણો કરતા ઉલટીજ ખાસીઅતો તેનામાં મલમ પડે છે તેનો સબબ શું હશે.?"

પેલા દોસ્તે જવાબ દીધો કે "મેં આગળ સમજાવ્યું તેમ 'હીરેદીતીના કાયદા'થી બચ્ચાંમાં માં બાપની ખાસીઅત ઉતરતી નથી, પણ એવી ખાસીઅતનાં બીજ જો તે બચ્ચાનું રવાન સાથે લઇ આવ્યું હોય તો તે બીજને **ખીલવી શકે એવું ખાકી શરીર** મળેછે, અને જો આપણે એમ સમજીએ તો ઉપલો દાખલો 'હીરેદીતી નાં કાયદા'થી ઉલટો જણાશે નહીં. એક બચ્ચું જ્યારે બોલતાં ચાલતાં શીખે છે ત્યારે સાથે લઇ આવેલી ખાસીઅતો પહેલાં તે જણાવવા માંડે છે, અને જેમ જેમ તેનું કુમળું શરીર બંધાતું જાય છે તેમ તેમ તેની ખાસીઅતો ખીલતી જાય છે, યા દબાતી જાય છે. જો માં યા બાપ બાળકનાં રવાંનનાં જેવીજ ખાસીઅત ધરાવતા હોય છે તો બાળકનું શરીર તેની ખાસીઅતને લાયકનું હોવાથી તે ખાસીઅતો ખીલતી જાય છે, અને છોકરો બગડતો જાય છે. પણ જો માંબાપ ઉલટીજ ખાસીઅતનાં હોય છે તો બાળકનું શરીર તેની ખાસીઅત ખીલવવાને અનુકુળ ન હોવાથી તે ખાસીઅતો દબાતી જાય છે, અને તે છોકરો બાહેરથી સુધરતો જણાય છે. પણ યાદ રાખવું કે શરીર અનુકુળ ન હોવાથી ખાસીઅતો માત્ર દબાયલી રહે છે, પણ નાંશ પામતી નથી. જેમ એક બીજને પાણી તથા ખાતર ન મળવાથી સુકી જમીનમાં તે એમનું એમ રહે છે, પણ પાણી મળવે ઉગી નીકળે છે તેમજ ચોકકસ ખાસીઅતને માફક આવતું શરીર જ્યારે નથી મળતું ત્યારે તે બીજ રૂપે તેમાં વગર નાશ થવે પડી રહે છે, પણ તેને અનુકુળ સંજોગો મલવે તે ખીલી નીકળે છે. પેલા અસરાફ ડાકટરના છોકરાનું રવાન પોતાની સાથે બુરી ખાસીઅતો લાવેલું હોવાથી પહેલાં તે બુરી ખાસીઅતો દેખાડવા લાગ્યું હતું, પણ મા બાપથી મેળવેલું તેનું ખાકી શરીર આ બુરી ખાસીઅતોને અનુકુળ થઇ પડે એવું ન હોવાથી, તથા તેને સુધારવાની મા બાપની બેહદ કાલજી તથા યતનને લીધે તેની નેહેસ્ત ખાસીઅતો ખીલવાને બદલે હાલ દબાવા લાગી છે, અને તેથીજ તે હાલ તમો કહોછો તેમ શેહેજ સુધરતો જણાય

છે પણ ઘણીક વખતે આવા છોકરાઓ સમજમા આવ્યા પછી અને તેઓની ઉપર મા બાપનો કાબુ નીકળી જવા પછી બુરા વીચારોથી, બેદરકાર વર્તણુકથી, તથા ખરાબ સંગતથી પોતાના શરીરને બુરી ખાસીઅતોને લાયકનુ કરી નાખે છે, જેથી પેલી દબાઇ રહેલી બદ ખાસીઅતોને અનુકુળ શરીર મળવાથી તે ખીલવા માંડે છે આથી થોડા વખતમાંજ તે બુરા કામમા પડે છે ”

પેલો વેપારી કહેવા લાગ્યો કે “તમારા સમજાવવાનો એવો સાર નીકળે છે કે જે ભલી બુરી ખાસીઅતો સાથે એક બાળક જન્મે છે તે તેણે આગલા જન્મમા **પોતાને હાથેજ** મેળવેલી હોય છે, અને તેથી ઇનસાફની રાહે જોતા તેઓ તે માટે જવાબદાર હોય છે પણ આ ભલી બુરી ખાસીઅતો બાળકમા બીજ રૂપે રહે છે, યાને તે ખીલેલી હોતી નથી, પણ જોઇતા સંજોગો મળવે તે ખાસીઅતો ખીલી શકે છે આ જોઇતા સંજોગોમાનો એક પેલી ખાસીઅતોને **માફક આવતુ** શરીર છે જો એક રવાન અદેખાઇની બુરી ખાસીઅત પોતા સાથે લઇ આવ્યુ હોય તો તે ખીલવા માટે તેનુ શરીર એવુ જોઇએ કે જેમા આ ખાસીઅત ખીલી શકે એવો પદાથ હોય મા, યા બાપ પણ જો અદેખા હોય તો આવુ શરીર તે બાળક મેળવી શકે છે, અને તેથી તેનામા બીજ રૂપે રહેલી અદેખાઇની ખાસીઅત ઘણી ઝડપથી ખીલે છે પણ જો મા બાપ, પારકાનુજ ભલુ ચહાનારા હોય તો મા બાપથી મેળવેલા બાલકના શરીરમા અદેખાઇની ખાસીઅત ખીલવી શકે એવો પદાર્થ નહી હોવાથી એક બીજની માફક આ બુરી ખાસીઅત વગર ખીલવે પડી રહે છે જો કે શરૂઆતમા બાળક પોતાની આ વલણ થોડે દરજ્જે બતલાવે છે, પણ પોતાના મા બાપની સારી ખાસીઅતોને લીધે તેના શરીરમા સારા પદાર્થો આવ્યાથી અદેખાઇની ખાસીઅત ખીલવા પામતી નથી આ તમામ ખુલાસો વાજબી લાગે છે, અને મને સમજ પણ પડે છે પણ કોઇ વખતે નેક મા બાપને પેટે અવતરેલા દીકરામા બુરી ખાસીઅતો ખીલી નીકળેલી જોવામા આવે છે તેનુ કારણ શુ? તમારા સરકાર ॥

પ્રમાણે તો તેનુ શરીર આ બુરી ખાસીઅત ખીલવી ન શકે એવુ જો હોય તો તે છતા કોઈમા આ બુરી ખાસીઅત ખીલવા કેમ પામે છે?"

પેલા દોસ્તે જવાબ દીધો કે "જ્યા સુધી પેલા નેક માબાપ બુરી ખાસીઅત સાથે જન્મેલા પોતાના દીકરાની બનતી સભાલ લે છે, જ્યા સુધી તેને ખરાબ દોસ્તોની સગત કરવા દેતા નથી, જ્યા સુધી ખરાબ હલકી ચોપડી ચોપાનીઆ તેને વાચવા દેતા નથી, જ્યાં સુધી ગુસ્સાની ધ્રુજનીઓ તેની ઉપર પડવા દેતા નથી, ત્યા સુધી તેની બુરી ખાસીઅતોને ખીલવા માટે તેને અનુકુલ સજોગો મલતા નથી જેમ એક વેરાન જમીનમા પડેલા બીજને પાણી અને ખાતર આપવામા ન આવે તો તે બીજ પેલી જમીનમા વગર ખીલવે પડી રહે છે, તેમજ બુરી ખાસીઅતો સાથ જન્મેલા એક દીકરાને ખરાબ સગત અને હલકી ચોપડીઓથી જ્યા સુધી દુર રાખવામા આવે છે ત્યા સુધી બુરી ખાસીઅતોના બીજ તેનામા વગર ખીલવે પડી રહે છે પણ માબાપની બેદરકારીને લીધે, યા મા બાપના ગુજરી જવા પછી, જો બુરી સગત અને હલકી ચોપડીઓનુ ખાતરપાણી તેને મલે છે તો તરતજ ખરાબ ખાસીઅતના બીજ પુર જોશથી ઉગી નીકલે છે, અને બદ કામો કરી આ ખીલેલી બુરી ખાસીઅતો દુન્યામા તે બતલાવી આપે છે

"બુરી ખાસીઅતના બીજ બાળકમા ન ખીલે તે માટે મા બાપે પોતાનો ગુસ્સો કાબુમા રાખવો એ ઘણીજ અગત્યની, અને ધ્યાન આપવા જોગ બાબદ છે બાળકના દેખતા કોઈની ઉપર પણ ગુસ્સો કરવાથી જે ધ્રુજણીઓ (Vibration) તેઓ ઉત્પન્ન કરે તે બાળકમા અનદીઠ રહેલી ખરાબ ખાસીઅતોના બીજને ખીલવામા મદદ કરે છે બાળક જ્યારે એક બુરી ખાસીઅત બતલાવે છે, દાખલા તરીકે જુઠુ બોલે છે, યા બેહીમ કરે છે, તે વખતે મા બાપનો મીજાજ જતો રહે છે, યાને તેની ઉપર ચીઢાઈ જાય છે પણ તેઓને ખબર નથી કે આ વર્તણુ બાળકને સુધારવાને બદલે તેની જે બદ

ખાસીઅત માટે તેઓ ગુસ્સે થયા હતા તેજ બુરી ખાસીઅતના બીજમા ગોયા તેએ પાણી સીંપે છે દરેક વખને બતલાવેલો ગુસ્સો ખગળ બીજને થોડે દરજ્જે ખીલવે છે એક બચ્ચાને તેના વાંક માટે બનતા સુધી ઘણાજ પ્રીતથી સમજાવવુ જોઇએ, અને નહીજ સમ જ્યાથી જો તેને માગ્વાની અગતજ પડે તો ગુસ્સાની લાગણી જરાક પણ બતલાવીયા વગર, તેને સુધારવાની નેમથીજ, મારવો જોઇએ પણ આપણે તો દુન્યામા જોઇએ છીએ કે ઘણાખરા માબાપો પોતાના બચ્ચાને જે ફતકાવે છે, તે પોતાનો મીજાજ તે વખતે કાબુમા નહી રહેવાનુ પરીણામ હોય છે. આથી બચ્ચુ વધુ અને વધુ બગડતુજ જાય છે

"વળી જો એક રવાન પોતાની સાથે બુરી ખાસીઅતો બીજ રૂપે લાવેલુ હોતુ નથી તો તે ભલા યા બુરા માબાપને ત્યા જન્મ પામેલુ હોવા છતા બુરી સ ગત અને હલકી ચોપડીઓથી તેને જાજુ નુકશાન થતુ નથી જે જમીનમા બીજ ન વાવ્યા હોય તે જમીન ગમે એટલી ફલદ્રુપ હોય, યા તેમા ગમે એટલુ ખાતરપાણી આપવામા આવે તે છતા તેમા કશો પાક થાય નહી તેજ પ્રમાણે જો રવાન પોતાની સાથે ખગળ ખાસીઅતોના બીજ લાવેલુજ નહોય, તો તેને બુરી ખાસી અતોને અનુકુલ શરીર મલવા છતા, યા બુરી સ ગત અને હલકી ચોપડીઓના સ બ ધમા આવવા છતા તે ખરાબ માર્ગ લેતો નથી એટલાજ માટે દુન્યામા કોઇક વખત આપણે જોઇએ છીએ કે બુરા અને બેદરકાર માબાપો પોતાનાદીકરાની કાઇ પણ દરકાર ન રાખવા છતા તે ઘણો નેક નીકળે છે એનો સબબ એજ કે તેનુ રવાન બુરી ખાસીઅતોના બીજ પોતાની સાથે લાવેલુ હોતુ નથી બાજા હાથ ઉપર નેક મા બાપ પોતાના બાળકને રોજ સારી સીખામનો દેવા છતા તે બુરો નીકળે છે એનુ કારણ એ કે તે કેવા માણસની સ ગતમા ફરે છે, તથા તે કેવા પ્રકારની ચોપડી વાચે છે તેની તજવીજ મા બાપ રાખતા નથી, અને વળી દીકરો પોતા સાથે નેક ખાસીઅતોના બીજ નહી લાવેલો હોવાથી મા બાપની સારી સીખામનો વ્યર્થ જાય છે"

પેલો વેપારી બોલ્યો કે "નેક મા બાપોના ફરજંદોમા બદ ખાસીઅતો કાય જોવામા આવે છે, તથા તે કેમ ખીલવી શકાય છે તે મને તમારી મેહરબાનીથી બરોબર સમજ પડી છે પણ અતરે ખોદાઇ ઇનસાફનો એક સવાલ ઉતપણ થાય છે, અને તે એ કે ઘણીક વખત આપણે જોઇએ છીએ કે નેક મા બાપને પેટે અવતરેલુ આવી બુરી ખાસીઅત ધરાવનાર એક ફરજંદ ઉમરે પુગ્યા પછી એવા તો દુષ્ટ અને નામોશી ભરેલા કામો કરે છે કે તે પોતાનીજ આબરૂ ખોઇ બેસે છે એટલુ જ નહી, પણ સાથે પોતાના અસગફ મા બાપની આબરૂના પણ કાંકરા કરે છે આથી બીચારા મા બાપોને દુન્યાના લોકોને મ્હોડુ બતાવવાની પણ શરમ લાગે છે દીકરાની બુરી ચાલને લીધે બીચારા નેક માબાપને શુ કરવા આવી નામોશી ખમવી જોઇએ? વગર તકસીરે મા બાપને દુખ ખમવુ પડે તે વાજબી કેમ કહેવાય? જો મા બાપે ગયા જન્મમા કાંઇ બુરા કામ કીધા હોય અને તેથી આ દુખ ખમવુ પડતુ હોય તો તે વાજબી કહેવાય પણ પેલો દાકટર તથા તેના ધણીઆણી, એટલા તો અસરાફ છે, તેઓ એવી તો ઉમદા ખાસીઅતો ધરાવે છે કે ગયા જન્મમા તેઓએ બુરા કામ કીધા હોય એવુ માની શકાતુ નથી સામુ તેઓએ ગયા જન્મમા નેક કામ કરીનેજ આ ઉમદા ખાસીઅતો મેળવેલી હોવી જોઇએ માટે આવા એક અસરાફ શખસની ઉપર તેના દીકરાને લીધે આવી પડનારી નામોશીનુ વાજબી કારણ હુ સમજી શકતો નથી"

પેલો દોસ્ત વેપારીના આ સવાલનો જવાબ આપી શકયો નહી આથી પાચે દોસ્તો આ સવાલ ઉપર વીચાર કરવા બેઠા ઘણીક વખત સુધી આ બાબદ ઉપર પોતપોતામા વાદવિવાદ ચલાવવા છતા જ્યારે મનમાનતો ખુલાસો તેઓ નહી મેળવી શકયા ત્યારે પેલા વેપારીને કહેવા લાગ્યા કે હાલ તો તેના સવાલનો જવાબ તેઓ આપી શકતા નથી, પણ આગળ ચાલતા તે બાબે મન માનતો ખુલાસો મળી આવવે તેઓ તેને મોટી ખુશી સાથે જણાવશે





## પ્રકરણ ૧૪ મું.

# અસરાફ ખાનદાનોમાં કપુતોનો જન્મ.

કેટલાક દીવસો વીત્યા બાદ એક દોસ્ત એક દીવસે કાંઇ કામે ગયો હતો જે પુરૂં કરવા પછી જ્યારે પાછો ઘેર આવતો હતો તે વખતે દુરથી આવતા એક માણસનાં ઓળખાણમાં આવતાં ચેહેરા માટે તે ઘણો વીચારમાં પડયો. તેનો ચેહેરો ઘણોજ જાણીતો લાગ્યો, પણ તે કોણ હશે તેનો તે ખરો ખ્યાલ કરી શકયો નહીં, એટલામાં પેલો શખસ પાસે આવી પુગ્યો, અને બેઉની નજર એક થતાંજ પેલા દોસ્તથી ખુદરતીજ તેને સલામ થઇ ગઇ. આથી તે નજદીક આવી આપણા દોસ્તની ખબર પુછવા લાગ્યો. તેની સાથે વાતચીત કરતા તેને માલમ પડયું કે આ શખ્સ પેલો જ્ઞાની પુરૂષ હતો કે જેણે સાધુનાં લેબાસમાં આવી પાંચે દોસ્તોને સચ્ચાઇની શોધમાં દુન્યાની મુસાફરી એ નીકળવા કહયુ હતુ, તથા જેણે કેટલીક ઉમદા નસીહતો પણ દીધી હતી. હાલ તેનો પોશાક જુદો હોવાથી તે તેને ઓળખી શકયો ન હતો. આ મેલાપથી પેલો દોસ્ત અતીશય ખુશ થઇ ગયો, અને ઘણી આજીજી કરી તેને પોતાને ઘેર સાથે લઇ ગયો.

તેઓ ઘેર આવી પુગ્યા તે વખતે ચારે દોસ્તો પેલાજ વેપારી સાથે ખુદરતનાં ઇનસાફ વીશે વાતો ચલાવતા હતા. પણ પેલા જ્ઞાની પુરૂષને આવેલો સમજી પોતાની વાત પડતી મેલી સઘળા ખુશ થતા

તેને મળવા ગયા, અને તેની જ્ઞાનની વાતો સમજવાની ધારણાથી તેની પાસે જઇ બેઠા પણ તે જ્ઞાની પુરૂષ કહેવા લાગ્યો કે "તમો મારા આવ્યા અગાઉ જે વાતો કરતા હતા તે પહેલા પુરી કરો, અને પછી આપણે બીજી વાત કરીશુ ?"

પેલો વેપારી પોતાની વાત આગળ ચલાવતા બોલ્યો કે "પેલા બુનીઆદ દાકતરનુ પણ શુ બુરૂ નસીબ હશે કે એકતો દીકરાની ખરાબ ચાલ માટે બળાપો, તેના સાથે વળી તે બીચારાને જેવી નોકરી મળે છે તેવી લુચ્ચા લોગ, અને ખરાબ મળે છે, જ્યારે પેલા તરડટા વકીલનો તીખો મીજાજ તથા બેહદ જુલમ છતા આજે કેટલાક વર્ષ થયા તેને ત્યા જે એક નોકર રહેલો છે તેની પાસે એક ગુલામ તરીકે કામ લેવા છતા તે બીચારો મુગે મ્હોડે સઘળુ ખમ્યા કરેછે, પણ નોકરી મુકી જતો રહેતો નથી એ નોકર ઘણા હલકા વર્ણનો હોવાથી, તથા તેની સાથે કાંઇ હુશીઆરી પણ ન હોવાથીજ જગપર જુતીઆ મળવા છતા વકીલને ત્યા ગદ્ધા વહીતરૂ કર્યા કરતો હશે તે બીચારો જેમ જેમ વકીલનો જુલમ ખમ્યા કરે છે તેમ તેમ વકીલ સાહેબ પોતાનો દોર તેની ઉપર વધુ ચલાવતો જાય છે"

આ વાત ચાલતી હતી તેટલામા વેપારીનો એક આગળો ભેહેતો આવી લાગ્યો આવતાને વાર વેપારીના હાથમા પૈસાની એક નહાની થેલી મુકી તેવણુને પગે પડયો, અને પછી બોલવા લાગ્યો કે, "તમો મુરબ્બી સાહેબને યાદ હશે કે લગભગ ત્રીસ વર્ષની વાત ઉપર મારે વખત ઘણોજ બારીક આવી જવાથી તમો મુરબ્બી પાસે મે મો રૂપીઆ ઉછીના લાધા હતા, અને તે લઇ હુ મારે વતન ગયો હતો, જ્યા મારા સારા ભાગ્યને લીધે નહાના ધધામાથી વધતા વધતા આજે હુ લક્ષાપતિ થવા પામ્યો છુ મારી પાસે થોડા પેસા થતાજ મે મારા એક દોસ્ત ઉપર તમારા રૂપીઆ ઉપકાર સાથ પાછા ભરી દેવા એક પત્ર લખ્યો હતો પણ તેના જવાબમા મારી ઉપર લખાઇ આવ્યુ કે તે શેઠ તો વેપાર બધ કરી ચોકન શેહેરમા ગયા હતા, જ્યાથી વળી એક બીજા શેહેરમા જાહુકના રહેવા ગયા છે જે શેહેર વીશે તેને ખબર નથી આ સબબને લીધે હુ તમો મુરબ્બીના રૂપીઆ

આજની ઘડી સુધી ભરી શકયો ન હતો. પણ હાલમાં કાંઇ કામ સર આ શેહેરમા આવ્યા પછી આજે એક પગયા શખ્સને મ્હોડે તમારૂં નામ નીકળતાં સમજી તરત તેની પાસે હુ દોડી ગયો, અને તેની મારફત તમારા ઘરનુ ઠેકાણુ મેળવી આ રૂપીઆની થેલી લઇ તમો શેઠ આગળ આવ્યો છું માટે આજ તુલીક તમારા રૂપીઆ પાછા અપાઇ ન શકાયા તેને માટે તમારા ગુલામને દરગુજર કરી, એટલી થેલી મહેરબાનીની રાહે કબુલ કરી મારા માથા ઉપરનું કરજ ફીતાડવા માટે હું તમો મુરબ્બીને અરજ ગુજારૂં છુ "

આ પછી બીજી કેટલીક વાતો કરી એકવાર ફરીથી વેપારીને પગે લાગી પેલો મહેતો ખુશ ખુશાલ છીવે ત્યાથી ચાલી ગયો. તેનાં જવા પછી વેપારીએ પેલી રૂપીઆની થેલી તરતજ ધર્માદામા આપી દીધી.

વેપારીની વાત પુરી થયા પછી તેઓ સઘળા પેલા જ્ઞાની પુરૂષ સાથ વાદવીવાદ ચલાવવા લાગ્યા પેલા દોસ્તો તરફથી એક બોલ્યો કે "તમારી સલાહ પ્રમાણે ચાલવાથી માણસો ઉપર આવી પડતા સુખ દુ:ખનું કારણ કેટલાએક દાખલાઓમા હમો સંતોષકારક રીતે સમજી શકયા છીએ પણ એક બાબદનો વાસ્તવીક ખુલાસો હમોને મલતો નથી દાખલા તરીકે અમરાફ મા બાપોને પેટે અવતરેલા નેહેન્ત ફરજંદોની નામોશી ભરેલી ચાલથી તેઓ બીચારાઓની આબરૂને દાઘ લાગવાથી ન કલ્પી શકાય એવુ દુ ખ જે તેઓને થાય છે તેનુ વાજબી કારણ સમજવાની ઘણી કોશેશ કરવા છતા હમોને સમજ પડતુ નથી વળી કેટલાએક દાખલાઓમા મા બાપો એવાતો સદગુણી હોય છે કે તેઓએ ગયા જન્મમા એવા બુરા કામો કીધા હોય કે જેથી હાલ આટલી મોટી નામોશી તેઓને ભોગવી પડે એ માની શકાતુ નથી સામુ તેઓએ ગયા જન્મમા સારી ચાલચલણથીજ આ ઉમદા સદગુણો મેળવેલા હોવા જોઇએ માટે વગર તકસીરે ખમવી પડતી નામોસીમા ઇનસાફ કેમ મલી શકે ?" આ પછી તેઓએ પેલા વકીલ તથા દાકટરનો હેવાલ તેવણને કહી સમજાવ્યો.

પેલા જ્ઞાની પુરૂષે જવાબ દીધો કે "આ દાખલામા સમાએલી સચ્ચાઇ તમોને ન સમજ પડી એ સ્વભાવીકજ છે કારણ કે એ સમ જવા માટે ખોદાશનામીનુ થોડુ જ્ઞાન હોવુ જોઇએ આ દાખલો બીજા દાખલાઓ જેનો મેહેલ નથી કે જેથી આસપાસના બનાવો ઉપર અવલોકન કર્યા પછી તે ઉપર વીચાર કરવાથીજ સમજ પડી જાય તે છતા ખોદાનો ઠારેણાગ એવો છે કે એવા દાખલાઓ સમજવાને માટે જેઓ ખતથી યત્ન કરે છે તેઓને કોઇ પણ પ્રકારે મદદ પહોચે છે ખુદરતના કાયદાઓ સમજવા માટે મહેનત લઇ કોશેશ કરનારાઓની મદદે તે દયાળુ દીનતાર કોઇને પણ મોકલી આપે છે જેઓ માણસ માણસ વચ્ચેનો અચાનક મેળાપ, અને તેથી ઉપ જેલા મહાભારત પરીણામ ઉપર, તેમજ અચુક વખતસર મળી આવેલી મદદ ઉપર ઉંડો વીચાર કરી શકે છે, તેઓ એમા ફરેસ્તા ઓ, ઇજદો તથા અમશાસ્પદોનુ કાર્ય જોઇ શકે છે

"ખોદાશનામી પ્રમાણે માણસનુ રવાન પહેલ વહેલા આ ખાકી દુન્યામા આવ્યા પછી કેટલાક જન્મો સુધી તે રવાન ધરાવનાર શખસ અભણ, જગલી, અને ગાફેલ હાલતમા રહે છે, જે વખતે તેને સાધારણ કામની પણ સાઝી હુશીઆરી યા સમજ હોતી નથી દરેક જન્મમા થોડી થોડી સમજ મેળવી ઘણાક જન્મો પછી દુન્યાઇ મોજ મજાહ અને લોભ લાલચ તે શુ છે તે સમજી શકે એટલી સમજ તથા હુશીઆરી જ્યારે તે મેળવે છે ત્યારે લુચ્ચાઇ રમવામા, ચોરી કરવામા, તથા લોકોને ઉલથાપ આપવામા તે પોતાની હુશીઆરી વાપરે છે ત્યાર પછી જ્યારે બીજા જન્મોમા આ બદ ચાલનુ બુરૂ પરીણામ ભોગવી દુખી થાય છે ત્યારે આસ્તે આસ્તે ખરાબ ચાલ એક પછી એક મુકતા મુકતા થોડા જન્મો પછી કેટલેક દરજ્જે તે સુધરે છે તે હવે જાહેર લુચ્ચાઇ ચોટાઇ, યા દગો ફટકો રમતો નથી કારણ એમ વર્તવુ તે હવે પોતાના દરજ્જાથી હલકુ સમજે છે પણ પોતાના ધધા રોજગાર, તથા વેપાર વણજમા દફામ મારી ઘરાકને શીશામા ઉતારવુ તે વાજબી ધારે છે સઘ્ધર આસામીને ચીરવુ, બીજાને ખરાબ માન પહેરાવી દેવો, પોતાના માનની જોઇએ તે

કરતા વધુ તારીફ કરવી, ધંધા ગેરજગારની વાતચીતમા પોતાના લાભ અર્થે પોતાનો ટકા વધારવા, યા ઘટાડવા, ખોટા કજીઆમા પોતાના કુલને તરકટ રચવામા મલાહ આપવી, જે કજીઓ કોઇ જન્મમા જીતી ન શકાય એવી ખાતરી હોવા છતા તેને માટે કુલને છાતીએ હાથ આપવો કે એ કજીઓ તો ઘણો મજબુત છે, આપણે જરૂર જીતવાના, એક બીમારના નજીવા દરદને ગંભીર રૂઇ આપી પોતાની રોજીને માટે લંબાવવુ, કરકરી બીમકોટ જેવા ઘરને માટે કુલને સમજાવવુ કે 'શેઠ તકોનાબંધ ઘર છે, એની તમોએ જરાએ ધાન્તી કરવી નહીં, સો વર્ષની એને અલવલ આવનાર નથી,' આવી અનેક વર્તણુક, ધંધાની કુનેહ (Business Tact) ને નામે તે ધમધોકાર ચલાવે છે પણ ખીન્ત કેટલાક જન્મો પછી જ્યારે તેનામા ખીનોઇ જ્ઞાનની શરૂઆત થવા માંડે છે ત્યારે ધંધાની આ કહેવાતી કુનેહ પણ ગુનાહ છે એમ સમજી તેપણ તે છોડી દે છે, અને ધંધામા આવી ગેરવાજબી રીતે એક પાઇ પણ વધુ મેલવવા તેનુ અંતકરણ નાકબુલ પાડે છે

"આથી જો કે કોઇ વખત તેનો ધંધો બરાબર ન ચાલવાથી તેને મુશ્કેલી ખમવી પડે છે, છતા ધંધાના કુનેહનો તે ઉપયોગ કરતો નથી કારણ કે તે સમજે છે કે શરીરની સંભાળ કરતા રવાનની સંભાળ વધારે અગત્યની છે, શરીરના ઉપયોગ માટે રવાનને પેદા કીધુ નથી, પણ રવાનના ઉપયોગ માટે શરીરને પેદા કીધુ છે જો કે એક સુથારને પોતાના હથીઆરના સંભાળ લેવાની અતીશય અગત્ય છે પણ તેથી સુથારના ભોગે હથીઆરની સંભાળ લેવામા આવતી નથી દાખલા તરીકે જો વહાણ ઉપર સુથારનુ કામ કરતા તે એવા સંજોગોમા આવી ગયો હોય કે તે પોતે યા તેનુ હથીઆર દરીઆમા પડી જતુ હોય તો તે વખતે પોતાના હથીઆરને બચાવી પોતાને દરીઆમા તે પડવા દેતો નથી, પણ જે હથીઆરની તેને આજ સુધી સંભાળ લીધેલી તેનેજ ભોગે આજે તે પોતાને બચાવે છે તેજપ્રમાણે પ્રમાણીકપણે ધંધો કરવાથી જો શરીરને કષ્ટ વેઠવુ પડતુ હોય, બલકે શરીર નાશ પણ પામતુ હોય તો તે છતા રવાનને દાઘ ન લગાડવા માટે, તથા રવાનને અથો ગણવા માટે, ગર્

પડતો શરીરને ભોગે વગેરે દરેક બાબદમાં પ્રમાણીકપણું રાખવું જોઇએ, અને ધંધાની કુનેહના પરદા હેઠલ ઈમાનને ગલીચ ન કરવું જોઇએ એમ તે માનતો હોય છે

"આવી રીતે ધીરે ધીરે જમાનાઓ પછી જન્મ મરણના સેકડો ફેરા ખાઇ આય દે એક માણસ આગો પરહેજગાર બને છે જેઓ મુશકેલી ભગવા છતા મશુરોનેજ વળગી રહે છે તેઓ આ જન્મમા, યા આવતા જન્મમા મ નારી હાલત એવી મેળવી શકે છે કે તેઓને ધંધો ચાકરી કરવાની અગત્યતા રહેતી નથી આથી તેઓ પોતાનો વખત માણસના ભલા અર્થ કામ કરવામા, યા મીનોઇ જ્ઞાન મેળવવામા ગાળી શકે છે આવી રીતે મ ણસના પ્રગટીકરણને ચાર વર્ગમા જુદા પાડી શકાય છે પહેલા વર્ગના લોકો તદન અભણ જંગલી, તથા અણસમજુ, જેઓને લુચ્ચાઇ કરવાની તથા સાધારણ કામની પણ સમજ હોતી નથી, બીજા વર્ગના લોકો જાહેર લુચ્ચાઇ, લફંગાઇ, તથા લુટફાટમા હુશીઆર, ત્રીજા વર્ગના લોકો ધંધાની કુનેહના સુધરેલા નામે અપ્રમાણીક રીતે વર્તનારાઓ, જ્યારે ચોથા વર્ગના લોકો અશોઇ અને પરહેજગારીથી ચાલનાર હોય છે આ વર્ગોની સમજ આપ્યા પછી હવે તમારી મુશકેલી દુર કરી શકાશે

"આજે પેલો વેપારી મારા દેખતા જે વકીલ તથા તેના નોકરની વાત કરતો હતો તે ઉઠાઉગીર વકીલને ત્રીજા વર્ગનો પુરૂષ સમજવો, જ્યારે તેના ગાફેલ નોકરને પહેલા વર્ગનો શખ્સ સમજવો નોકરની કમહુ સીઆરનો લાભ લઇ વકીલ તેની ઉપર જે જુલમ ગુજારે છે તેના પરીણામમા ખોદાના અદલ ઇનસાફ પ્રમાણે હવે પછીના કોઇક જન્મમા તેને દુ ખ ભોગવ્યા વગર છુટકો નથી પણ તે દુ ખ દુ ખ-ખમનાર તરફથીજ પાછુ મળવુ જોઇએ એમ વીચારવુ નહી ખોદા કોઇને પણ દુ ખ દેવાની ફરજ પાડતા નથી કારણ કોઇને કદી પણ દુ ખ ન દેવુ એવુ જ્યારે કુદરતનુ શિક્ષણ છે, ત્યારે દુ ખ-ખમનાર વટીક દુ ખ-દેનારને પાછુ દુ ખ દેવામા વાજબી ગણાનો નથી પણ આગળા જન્મમા પોતાને હાથેજ

ધાટકી ખાસીઅતો મેળવેલી હોવાથી આ જન્મમા જેઓ બદ ખાસીઅતો સાથેજ જન્મેલા હોય છે, તેઓ ધાટકી કામો કર્યા વગર રહેતા નથી આવા જુલમી ખાસીઅતવાલા લોકોના સબંધમા કરણી ઉપર મોવકકલ થયલા ઇજદો જે માણસોને લાવી મુક છે તે એવા હોય છે કે જેઓ આગલા જન્મમાં કીધેલા બુરા કામોને લીધે હાલ દુખ વેઠવા માટે લાયક હોય જેઓ દુખને લાયક ન હોય તેઓ ઉપર જુલમગારોને ખુદાનો અદલ ઇનસાફ કદીપણ ફાવવા દેતો નથી જો દુખ-ખમનાર શખ્સ પોતે પણ ધાતકી ખાસીઅત ધરાવતો હોય છે તો તેનાજ સમાગમમા તેના આગળા દુખ દેનારને લાવી મુકવામા આવે છે આવા દાખલામા દુખ ખમનારજ દુખ દેનારને હલ્ત કરે છે, પણ તે માટે તેને હવે પછી ભોગવવુ પડે છે વકીલને પણ પોતાના નોકરને દુખ દેવા માટે ભોગવવુ પડશે, પછી તે દુખ કોઇ બીજા જુલમગાર મારફતે આપવામા આવે યા પોતાના નોકર તરફથીજ મળે કોઇ પણ રીતે વકીલને ખમ્યા વગર છુટકો નથી

"નોકર તરફથી કોઇ બીજા જન્મમા વકીલ કેવી રીતે દુખ મેળવી શકે તેનો ખ્યાલ સેહેલથી થઇ શકતો ન હોવાથી તે અતરે સમજાવવુ વાજબી થઇ પડશે વકીલના જગવી નોકરમા હુશીઆરી ન હોવાથી તે દુન્યામા ખરાબ યા સારા કામો ઝાઝા કરી શકતો નથી એટલા માટે તેને 'એસ્ત્રલ દુન્યા'મા યા બેહસ્તમા ઘણો થોડો વખત રહેવુ પડશે યાને તેને જલદીથી આ ખાકી દુન્યામા પાછો જન્મ લેવો પડશે, જ્યારે વકીલ પોતે ઘણો પહોંચેલો અને ઉડાઉગીર હોવાને લીધે 'એસ્ત્રલ દુન્યા'મા તેને લાંબો વખત થોભવુ પડશે આથી જ્યારે તેના આગલા નોકરનુ રવાન અતરે જન્મ લઇ ખાકી જીન્દગી ગુજારતુ થશે ત્યારે વકીલનુ રવાન 'એસ્ત્રલ દુન્યા'મા ગોતા ખાતુ હશે આવી રીતે ઘણીક વખતે ઘણા જન્મો સુધી કેટલાક રવાનો ખાકી દુન્યામા એકકી વખતે સાથે આવી શકતા નથી વળી ઘણાક જન્મો પછી ઉપલા બેઉ રવાનને ખાકી દુન્યામા સાથે થવાનો સંભવ આવે તેરવામા પેલો ઉડાઉગીર વકીલ

પોતાની બુરી ચાલનુ માઠુ પરીણામ વેઠી આસ્તે આસ્તે સુધરી દાહ્યો, પરોપકારી અને દયાળુ બની જાય છે ટુકમા ત્રીજા વર્ગમાથી આગલ વધી તે ચોથા વર્ગનો સખસ બને છે વળી તેટલા વખતમા પેલો અભણ જગલી નોકર હુશીઆરી મેળવી દુનીયાઇ લોભ લાલચમા પડી ઉઠાઉગીર બને છે, યાને તે પહેલા વર્ગમાથી આગલ વધી બીજા વર્ગનો પુરૂષ બને છે હવે સમજો કે વકીલનુ રવાન જે સુધરી ગયલુ છે તે જન્મ લીધા પછી એક અશરાફ અશો દાકટર તરીકે ઉછરી ગુજારતુ હોય, જ્યારે પેલા નોકરનુ રવાન જે અજ્ઞાનપણામાથી વધી હાલ બદ ખાસીઅતવાળુ થયલુ છે તે આ દાકટરનો એક પુરો છોકરો તરીકે જન્મ લઇ દાકટરને પોતાની બદચાલથી દુખી કરે તો દાકટર ઉપર પરતુ આ દુખ ગેરવાજબી ન કહેવાય આ દુખ વેઠી દાક્ટર પોતાની લાબા કાળની જુની વર્તણુંકનુ પરીણામ મેળવી માત્ર પોતાનુ આ આગલુ કર્જ ફીતાડે છે એટલા માટે જ્યારે એક અશો માણસને પોતાના દીકરા તરફથી, યા કોઇ પણ શખસ તરફથી, યા કોઇ પણ પ્રકારે આપણે દુખ વેહતા જોઇએ ત્યારે તેના ગયા જન્મનુ નહીં, પણ કોઇક આગલા જન્મોનુ તેના બખબ કાર્યનુ માત્ર બુરૂ પરીણામ તે હાલ ભોગવે છે એમ સમજવુ એટલા માટે એક અશરાફ બાપ પોતાના બુરા દીકરા મારફતે દુખ ભોગવવામા પોતાના એકાદ આગલા જન્મનુ રહી ગયલુ કરજ ફીટાડે છે, જે કરજ કોઇ પણ જન્મમા ફીટાડયા વગર છુટકો જ નહીં હતો જેમ પેલા વેપારીનો મહેતો ત્રીસ વર્ષ ઉપર કીધેલુ કરજ હાલ તક મગતાજ ફીટાડવાની પોતાની ફરજ સમજતો હતો, તેજ પ્રમાણે કુદરતનો અદલ ઇનસાફ પણ એક રવાનને તેના એકાદ આગલા જન્મમા બીજાઓ સાથ કીધેલા કાર્યનુ વગર ભોગવવે રહી ગએલુ ફળ તક મળવે તેને ભોગવવાની ફરજ પાડે છે

"દુન્યામા ઇનસાફ આપવાની ખોદાની રીત સમજવા માટે જેમ આપણે ઉડાણમા જઇએ છીએ તેમ જો કે ઘણી મુશકેલી તથા ગુચવણ ઉભી થાય છે, તે છતા જેમ જેમ આ મુશકેલીઓ એક પછી એક દુર કરતા જઇએ છીએ તેમ તેમ તે કીરતારનો અદલ ઇનસાફ આપણને

અજાએબીમાં ગરકાવ કરે છે, અને આપણી આગળ ખુદરતનાં ઘણાંક છુપા ભેદો ખુલ્લા થતા જાય છે. પણ જ્યાં સુધી રંજ એંચી ખોદાઇ ઇનસાફ સમજવાની કોશેશ કરીશું નહી, 'ખોદાઇ ભેદ માણસ જાત કોઇ પણ દીવસ સમજી શકેજ નહીં માટે ફાંફાં મારવા વ્યર્થ છે,' એમ બોલી જ્યાં સુધી આપણાં અજ્ઞાનપણાંનેજ વળગી રહેવા માંગીશું, ખોદાઇ અદલ ઇનસાફ માટે રતીભાર પણ ખરો ખ્યાલ ધરાવ્યા વગર 'ખોદાનો ઇનસાફ તો ઘણો અદલ છે' એમ મ્હોંડે-થીજ જ્યાં સુધી ખાલી ફડાકા માર્યા કરીશું ત્યાં સુધી સુકાન વગરનાં વહાણની માફક સંસારીક તોફાની મોજામાં ઘસડાયા કરીશું. માટે તમો પાંચે દોસ્તો તમારી સચ્ચાઇની શોધ ચાલુ રાખી બીજા અનેક પ્રરકારનાં દાખલાઓ સમજવાની કોશેશ જારી રાખશો તો ખોદાના અદલ ઇનસાફની તમોને વધુ અને વધુ સમજ પડતીજ જશે." પેલો જ્ઞાની પુરૂષ આપણાં દોસ્તોના કેટલાક ન સમજ પડતા સવાલોનો સંતોષ કારક જવાબ આપ્યા પછી ત્યાંથી રૂખસદ લઇ ચાલી ગયો. પેલો વેપારી પોતાની મુશકેલી દુર થવાથી ઘણો ખુશ થઇ ગયો.

થોડા દીવસ પછી પેલા દોસ્તોએ પોતાની મુસાફરી આગળ ચલાવવાનો વીચાર કીધો. વેપારીથી છુટા પડતી વખતે તેઓ તેનો ઉપકાર માનવા લાગ્યા જેના બદલામાં વેપારી પોતે પણ પોતાને તેઓથી મળેલું ઉત્તમ જ્ઞાન માટે તેઓનો બેહદ આભાર માની કહેવા લાગ્યો કે "અતરેથી થોડાક મૈલ ઉપર આવેલા એક શહેરમાં મારો મોટો ભાઇ વશે છે, તેને પણ મીનોઇ જ્ઞાનનો ઘણો શોખ હોવાથી તે તમારા મેળાપથી ઘણો ખુશ થઇ જશે, માટે તે તરફ તમારૂં જવું થાય તો જરૂર મારા ભાઇને ત્યાં પધારવું." એટલું કહીને પોતાના ભાઇ ઉપર એક પત્ર લખી તેઓને આપ્યો.





## પ્રકરણ ૧૫ મું.

## બાપના ગુનાહ માટે દીકરાને સજા.

કેટલાક ગામો ફર્યા પછી જ્યારે તેઓ પેલા વેપારીના ભાઈને ગામ જઈ પુગ્યા, ત્યારે તેને મળી પેલો પત્ર આપ્યો આ પત્ર વાચતાજ તે અતીશય ખુશ થઈ ગયો, અને તેઓને પોતાનેજ ત્યાં ઉતારો આપ્યો. વેપારીનો આ ભાઈ જે ઇજનેર હતો તેને ખોદાશનાસી નો ઘણો શોખ હતો, પણ પોતાના ધંધામા ઘણો રોકાયલો રહેવા થી આ બાબદનો મનમાનતો અભ્યાસ તે કરી શકતો ન હતો, જોકે તે પોતાનો ફુરસદનો વખત મીનોઇ જ્ઞાનના અભ્યાસ શીવાય બીજી રીતે ગાળતો ન હતો દરરોજ રાતના થોડો વખત તે પેલા દોસ્તોની પાસે જઈ બેસતો જે વખતે પોતાને ન સરાજ પડતા તરેહવાર સવાલો પેલા દોસ્તોને તે પુછતો અને તેઓના વીગતવાર જવાબથી એટલો તો ખુશ થઈ જતો કે તેઓને ગોયા ખોદાએજ મોકલી આપ્યા હોય એમ તે વીચારતો હતો

એક વખત પેલો ઇજનેર તથા પાચ દોસ્તો સાથે બેસી વાતો કરતા હતા તે વખતે ઇજનેર કહેવા લાગ્યો કે "કેટલાએક વર્ષની વાત ઉપર મને એવા વીચારો આવવા લાગ્યા હતા કે દુન્યામા માણસ જાતની હાલત તથા ખાસીઅતમા જે તફાવત જોવામા આવે છે, જેમકે કોઇ સુખી તો કોઇ દુ:ખી, કોઇ દયાળુ તો કોઇ નીરદય, તેનું

કારણ શું હશે. મારા મનમાં એક સવાલ એ ઉભો થતો હતો કે આવા તફાવતો છતાં ખોદા માણસ જાતને અદલ ઇનસાફ કેમ આપી શકતા હશે? તરેહવાર વીચારો કરવા પછી હું એવા ઠરાવ ઉપર આવ્યો હતો કે ખોદાએ પોતે આવો તફાવત નહીં કીધેલો હોવો જોઇએ. પણ ત્યારે આ તફાવત શાથી થવા પામ્યો તેની મને મુદલ સમજ પડતી ન હતી. થોડા વર્ષ સુધી કાંઇ સંતોષકારક કારણ નહીં જણાવવાથી જરા નીરાશી ઉપજવા લાગી, તેવામાં એક દીવસ મારા હાંથમાં ખોદાશનાશીની એક ચોપડી આવી. આ ચોપડીમાં રવાનનાં અનેક જન્મની ફીલસુફી ઉપર કેટલુંક વિવેચન કીધેલું હતું જે વાંચી તે ઉપર વિચાર કરવા પછી મને કેટલાક દાખલાઓમાં ઉપલા તફાવતનું સંતોષકારક કારણ સમજ પડવા લાગ્યું. પણ બીજા કેટલાએક બનાવો હુ હજુ સુધી સમજી શકતો નથી. દાખલા તરીકે મારી પાસેજ મારા બેઉ હાથ ઉપર જે બે પાડોસીઓ વસે છે તેઓનાં કુટુંબની એકેકથી ઉલટી વિચીત્ર હાલત જોઇ મને અજાયબી ઉપન થાય છે, તથા તેમાં ખોદાનો ઇનસાફ કેવી રીતે મળી શકાતો હશે તે હું મુદલ સમજી શકતો નથી. બેઉ પાડોશીઓ એક બીજાનાં જાની દોસ્ત છે કારણ કે બેઉ એકજ કીસમની બદી ધરાવે છે. તેઓ બન્ને હદ બહાર હવશી જીંદગી ગુજારનારા છે. ઇંદ્રિઓ મારફતે હલકી મજાહ ભોગવવી એજ તેઓ પોતાની જીંદગીની નેમ સમજે છે. મને ઘણું અજબ લાગે છે કે પોતાનો જાનવરી હવશ તૃપ્ત કરવા સારૂ આખી આખી રાત ભટકતો હોવાં છતાં મારા જમના હાથપરનો પાડોશી પોતાની તંદોરસ્તી કેવી રીતે સારી રાખી શકતો હશે. આ પાડોશી પહેલાં તો ઘણી આબરૂથી સારી રીતે પોતાની જીંદગી ગુજારતો હતો, પણ મારા ડાબા હાથનાં પાડોસી સાથ દોસ્તી થવા પછી તેનાં બુરા લક્ષણો એને પણ લીધા હતા. ડાબી બોરડુના પાડોશીમાં તો નહાન પણથીજ હવસી ખાસીઅત પ્રગટવા માંડી હતી, અને હદ બહાર હવશી જીંદગી ગુજારવા લાગ્યા પછી થોડાજ વર્ષમાં એથી ઉપજતાં ભયંકર છુપા દરદો તેને લાગુ પડયા હતા. આ નેહેસ્ત દરદ લાગુ પડયા પછી તેને પેટે એક દીકરાનો જન્મ થયો હતો. આ બીચારા નીરદોષ

બાળકમાં બાપનું આ બુરૂં દરદ ઉતર્યું હતું, અને આથી તે બચ્ચું અતીશય હેરાન થતું હતું. જેમ જેમ આ દીકરો મોટો થતો ગયો, અને જુવાનીમાં આવતો ગયો તેમ તેમ તેની પીડા વધવા લાગી તે બીચારો વધુ અને વધુ રીબાવા લાગ્યો, અને આખરે નહીં સહન થાય એટલું કષ્ટ વેઠી એકવીસ વર્ષની ભર જુવાન વએ આ ફાની જહાન છોડી ગયો આ દાખલામાં દીકરાને પોતાના આગલાં જન્મમાં કીધેલા બુરાં કામને માટે હાલ ભોગવવું પડતું હશે એમ જો હું ન માનું તો તેમા ખોદાનો અદલ ઇનસાફ હું કેવી રીતે જોઇ શકું ? બાપની બદ ચાલને લીધે દીકરાને પણ વગર તકસીરે બુરા દરદોથી રીબાવું પડે એમ માનવામા જ્યારે ખોદાઇ ગેરઇનસાફ જણાય છે ત્યારે બીજા હાથ ઉપર દીકરાને તેનાં આગળા જન્મના કાંઇ બુરા કાર્ય માટે હાલ ખમવું પડે છે, એમ માનવામા ખોદાઇ ઇનસાફ દીસે છે પણ આ દાખલામા ન સહન થઇ શકે એવુ જે કાતેલ પીડાકારીક દુખ બીચારા દીકરાને ભોગવવું પડ્યુ હતુ તે ગયા જન્મના કઇ પ્રકારનાં બુરા કાર્યને લીધે હોવું જોઇએ ?”

એક દોસ્તે જવાબ દીધો કે “તમારા પાડોશીઓનાં બેઉ દાખલા એવા તો સરસ છે કે એક સમજવામા બીજો દાખલો ગોયા આપણને મદદ કરે છે જ્યારે હદ બાહાર હવસી જીંદગી ગુજારવા છતા એક શખ્સને તેનુ બદ પરીણામ તેજ જીંદગીમા ચોકસ કારણને લીધે મલતુ નથી, યાને તેને બુરા ભયકર દરદો લાગુ પડતા નથી, ત્યારે તે શખ્સના રવાનને બીજા જન્મમા એક એનાજ દુષ્ટ કાતેલ દરદથી પીડાતા શખ્સને પેટે જન્મ આપવામા આવે છે, કે જેથી જે પીડાકારીક દુખમાથી તે ગયા જન્મમા ચોકસ સબબને લીધે બચી ગયલો તે પીડાકારીક દુખ સાથે આ જન્મમા જન્મી, ગયા જન્મની બુરી ચાલનુ કડવું પરીણામ તે ભોગવે તમારો જે એક પાડોશી ખરાબ જીંદગી ગુજારવા છતા હાલ કાંઇ પીડા ભોગવતો નથી તેને આયદે આ બુરૂ દુખ ભોગવ્યા વગર છુટકોજ નથી આ જન્મમા નહીં તો આવતા જન્મમા પેલા બીજા દરદી પાડોશીના દીકરાની માફક તેને પણ બુરા દરદથી

ભરેલા કોઇ શખ્મને ત્યાં જન્મ લઇ નહાનપણથીજ એ દુષ્ટ દરદ લાગુ પડવાથી તેને અતીશય દુઃખ ખમવું પડશે. આ દુઃખી જીદગીની આખેરીએ યાને ગુજરતી વખતે જ્યારે આ શખ્મનું રવાન આ ખતમ થતી જીંદગીનાં તમામ બનાવો તેના કારણ સાથે જોઇ જશે, ત્યારે તે આ બુગ દુઃખનું ખરૂં કારણ સ્પષ્ટ જોઇ, તેમાથી તે જોઈતો બોધ મેળવશે. તેમજ મરણ પછી 'એમ્રલ દુન્યા' માં ઘણીક વખત સુધી દોજખનું બીહામણું દુ:ખ ભોગવવાથી તેનામાં જાન વરી હવસ માટે અભાવ પેદા થશે. આથી તેના આવતા જન્મમાં આવી હવશી જીંદગી ગુજારવા તેનું અંતઃકરણ તેને અંદરથી ના કહેશે જો એક રવાનને હવસી ચાલનો પુરતો અનુભવ મલેલો હોય છે, જો તેની ઉપર પડેલું દુખ તેને માટે પુરતું હોય છે, તો તે બીજા જન્મમાં પોતાનાં અંતઃકરણના અવાજને તાબે થઇ ફરીથી હવસી જીદગીમાં પડતો નથી, અને તે તદન સુધરી જાય છે. પણ બીજા હાથ ઉપર જો તેની ઉપર પડેલું દુઃખ પુરતું હોતું નથી, ઇંદ્રિઓ ઉપર જો તેનો કાબુ હોતો નથી, તો તે બીજા જન્મમા અંતઃકરણના અવાજને મચક આપતો નથી, પણ પાછી ખરાબ જીદગી ગુજારી વધારે પીડાકારીક દુખ વેઠયા પછીજ તે સુધરે છે આવી રીતે તપાસ કરતાં માલમ પડેછે કે એક વખત જો બુરી ચાલ ચલાવી તો તેનાં કડવા ફળમાંથી કોઇ કાળે પણ છટકી જવાતુ નથી આ બુરૂં ફળ વખત આવવે તેને ભોગવવુજ પડે છે "

ઉપલો ખુલાસો સમજી પેલો ઇજનેર અજબ થઇ કહેવા લાગ્યો કે "હા! આ તે ઇનસાફ! ખોદાના આવા બારીક અને અદલ ઇનસાફની સમજ પડયા પછી તેવણ તરફની આપણી પ્યાર અને માનની લાગણીમા બેહદ વધારો થાય તેમા શુ નવાઇ? આ જ્ઞાન થયા પછી બાકી તકલીફી ચીજ ઉપરથી મન ઉઠી જઇ મીનોઇ અમર સુખ ઉપર દીલ લાગે એ શુ સ્વભાવીક નથી? રવાનના આગળા જન્મોની ફીલસુફીની રોશની મલ્યા પછી, અને તે રોશ નીથી અનેક મુસીબતોની સમજ પડયા પછી મને તો હવે પરો૨કા રીક કામોમાં જેટલી મજાહ તથા સંતોષ મળે છે તેટલુજ દુખ

અને અસંતોષ સ્વાર્થિ કામો કરવામાં ઉપજે છે આથી મને ઘણું અજબ લાગે છે કે જેઓ સ્વાનના આગળા જન્મો નથી માનતા, જેઓ કહે છે કે માણસ એકજ વખત આ દુન્યામાં જન્મ લે છે તેઓ ઉપલી કીસમના દાખલાઓ કે જેમા ગેર ઇનશાફ ખુલ્લી રીતે માલમ પડે છે, તેમાં ઇનસાફ કેવી રીતે જોઇ શકતા હશે ? બાપની બદ ચાલને લીધે દીકરાને વગર તકસીરે રીબાવું પડે એમા તેઓને શું વાજબી ઇનસાફ જણાતો હશે ? તેઓને શુ **ખરાં અંતઃકરણથી** એવુ લાગતુ હશે કે દીકરો એવી રીતે રીબાય તોજ દુન્યા ચાલે, નહી તો દુન્યા અટકી જાય ? ખોદા એક શખ્સને આવા દરદોથી વગર તકસીરે પહેલા રીબાવા દેછે, અને પાછળથી તેના બદલામા બેહેસ્તમાં વધુ સુખ આપે છે એવુ માનવા શુ **ખરેખર** તેઓની અકકલ કબુલ કરતી હશે ? દુન્યા ચલવવા માટે પહેલા વગર કારણે એકને રીબાવી પાછળથી સુખી કરવાની રીત શુ તેઓને ઘણીજ તોફે તથ તારીફ લાયક લાગતી હશે ? સ્વાન અનેક જન્મો નથી લેતા એવું માનવામા તેઓને **ખરેખર** ઇનસાફ જણાતો હશે, કે ખાલી **વગર વીચાર કરવેજ** એમ માની લેતા હશે ?"

આ ઇજનેરને ઘણીજ દયાની લાગણીથી ઉપર મુજબ બોલતા સમજી એક દોસ્તે જવાબ આપ્યો કે "હમો પાચે દોસ્તો પણ એક વખત એવાજ હતા ખુદાએ દુન્યા ચલાવવા સુખ દુખ પેદા કીધા છે એમ નહાનપણથીજ લોકોને બોલતા સમજી હમો પણ અત્યાર સુધી એમજ માનતા હતા જો કે તેમ માનવાનો હમોને કાંઇ સંગીન સબબ ન હતો કારણકે એ બાબદ ઉપર તે વખતે કોઇ દીવસ વિચાર પણ હમોએ કીધો ન હતો, પણ ફકત વગર સમજ્વે બીજાઓને બોલતા સમજી માની લીધુ હતુ વળી બીજાઓને આગલા જન્મમા માનનારાઓની મશકેરી કરતા જોઇ હમો પણ નાદાનીમા તેમા મજાહ લેતા હતા પણ આગળ ચાલતા જ્યારે દુન્યાઇ સુખ દુખો હમો ઉપર પડતા ગયા, તથા વગર વીચાર કરવે કાંઇ પણ ચીજ માની લેવાથી ઉપજતા ગેરફાયદાઓ જોઇ શકયા ત્યારે સ્વાનના આગલા જન્મની બાબદ ઉપર પણ વીચાર કરવાની હમોને અગત્યતા જણાઇ

આથી જ્યારે આ બાબદ ઉપર હમો ગંભીરાઇથી વીચાર કરવા બેઠા ત્યારે હમો હમારી આગલી ભુલ જોઇ શક્યા, એટલુંજ નહીં, પણ વગર સમજે આ ઉમદા ફીલસુફીની સામે અણગમો બતલાવવા માટે હમોને પસતાવો થવા લાગ્યો. આજે તો હમોને એમ લાગે છે કે એકને વગર તકસીરે જન્મથીજ પીડાતો જોઇ એમ માનવું કે એ દુઃખ તો દુન્યા ચલાવવા માટે તેની ઉપર પાડવામાં આવ્યું છે તે ગોયા ખોદાના રાસ્ત ઇનસાફને ડીલું લગાડવા બરાબર છે. માટે જેમ હમો હમારા અજ્ઞાનપણાંને લીધે વગર વીચાર કરવે રવાનના અનેક જન્મોની બાબદ માનવા ના પાડતા હતા તેવીજ રીતે આજે બીજાઓ પણ તે માનવા ના પાડતા હોય તો તેમાં અજબ થવા જોગ કાંઇ નથી.”



પૈસા આપવાંમાં આવ્યા હતા, આ ખોટી સહી કયાં અને કેવી રીતે કરવામાં આવી હતી, એ સઘળી હકીકત તેણે વીગતે કહી હતી. વળી પોલીસ તરફથી લાવેલા સાક્ષીઓએ પણ એને મળતીજ જણાની આપી હતી. આથી પેલા પાછળથી પકડી લાવેલા શખ્સને ગુનેહગાર ઠેરવી તેને છ વર્ષનાં સખત કેદખાનાની સજા ફરમાવવામાં આવી હતી. પાંચ વર્ષ કેદખાનું ભોગવ્યાં પછી તે શખ્સ સેહેજ બીમારી ભોગવી બંદીખાનામાં ગુજરી ગયો હતો. મરતી વખતે પણ બંદીખાનાનાં વડા અમલદાર આગળ તે પોતાને બીન ગુનેહગાર જણાવી ગયો હતો. હાલ થોડા મહીનાની વાત ઉપર પેલો આગલો શખ્સ, જેની મજબુત સાક્ષીને લીધે બીજાને ગુનેહગાર ઠેરવવામાં આવ્યો હતો, તે ધાસ્તી ભરેલી બીમારી ભોગવતો હતો. બીમારીમાં તે હદ બહાર તાસવીસ કરતો જણાવાથી તેના સગાઓ તેના દુઃખ માટે દીલાસો દેતા હતા, તથા તેને શું દુઃખ થાય છે તે પુછતા હતા. આ ઉપરથી તે બોલ્યો હતો કે "મારૂં અંતઃકરણ મને અંદરથી ઘણું દંખે છે, અને મને કાંઇ સુજ પડતું નથી. મને એક ખુલાસો કરવો છે તે કર્યા વગર શાંતીમાં મારો જીવ જવાનો નથી, માટે જલદીથી કોઇ સરકારી અમલદારને મારી આગલ બોલાવી લાવો." આ ઉપરથી એક 'મેજીસ્ટ્રેટ'ને તેની આગળ લઇ જવામાં આવ્યો, જેની આગળ તેણે એકરાર કર્યો કે ખોટી સહીનાં પેલા કજીઆમાં તેને પોલીસ સાથે મળી જઇ તેનાં એક દુશ્મન સાંમે સદંતર તરકટ રચ્યું હતું, તથા તેનાં ટેકામાં સાક્ષીઓ પણ ખોટા ઉભા કીધા હતા, જ્યારે ખરો ગુનેહગાર તો તે પોતેજ હતો. આ એકરાર કીધા પછી તેને પોતાની પાસે રાખેલા સઘળા છુપા પત્રો તથા હથીઆરો 'મેજીસ્ટ્રેટ' ને સ્વાધીન કીધાં હતા, જે પછી બીજે દીને તે ગુજરી ગયો હતો. આ પછી પોલીસના કેટલાક માણસો ઉપર કેસ ચલાવી વાંક પુરવાર થવાથી તેઓને શિક્ષા કરવામાં આવી હતી."

ઉપલો ફકરો વાંચી રહયા પછી ઇજનેર બોલી ઉઠયો કે "આ વિચીત્ર દાખલો, આપણાં શેહેરની પેહેડીનાં નાણા ઉચાપત કરવાના દાખલાથી તદન ઉલટીજ કીસમનો છે. પેહેડીનાં નાણા ઉચાપત કરવા

છતાં આપણા શેહેરનો રહીશ જ્યારે ધારાની બારીકીથી છુટી જવા પામ્યો હતો ત્યારે આ શખ્સ ખોટી સહી ન કરવાં છતાં તેની ઉપર ખોટું તરકટ જોડી કહાડવામાં આવ્યાથી તે બીચારાને પાચ વર્ષ વેર બંદીખાનામાં દુઃખ ભોગવવું પડયું હતું. વાંક કરવા છતાં સજામાંથી છુટી જવામાં ખોદાનો ઇનસાફ કેવી રીતે મળી શકતો હશે? શું ગયા જન્મમાં કીધેલા સારા કામો માટે આ જન્મમાં કીધેલો વાંક માફ કરવામાં આવતો હશે? આ વાત માનવા મારૂં અતઃકરણ કબુલ કરતું નથી. ખોદાનો ઇનસાફ આ કરતાં વધુ બારીક અને વધુ ઉમદા હોવો જોઇએ. માટે મહેરબાની કરી આ બાબદ ઉપર તમો દોસ્તો કાંઇ વધુ વીવેચન કરો તો મારી મુશકેલી દુર થાય.”

આ સવાલનો જવાબ દોસ્તોથી એકદમ અપાઇ શકાયો નહીં. કેવી કરણીને લીધે એક શખ્સ ગુનેહ કરવા છતાં તેની સજામાંથી છટકી જઇ શકતો હશે તેની તેઓને પણ સમજ પડી નહીં. તેઓએ લાગત કેટલાક દીવસો સુધી આ બાટે વીચાર કીધો પણ તેઓ તે માટે સંતોષ કારક ખુલાસો મેળવી શકયા નહીં.

એક દીવસ આપણા બે દોસ્તો આ શહેરનાં એક રળીઆમણા બાગમાં એક બાસ્તી ઉપર બેસી ખુદરતનાં દેખાવો નીહાળતા હતા. એટલામાં એક ખુબસુરત સારા બાંધાનો શખ્સ આવીને તેજ બાજટ ઉપર બેઠો. વીસેક મીનીટ પછી વરસાદ આવવા લાગ્યો. આથી પેલો શખ્સ પોતાની પાસે છતરી નહીં હોવાથી એક મોટા ઝાડ નીચે જઇ ઉભો. પેલા બેઉ દોસ્તો પાસે છતરી હોવાથી પોતપોતાની છતરીઓ ઓઢી ત્યાંજ બેસી રહયા, પણ વરસાદ તરત નરમ ન પડેલો જોઇ પેલો શખ્સ બીચારો ઝાડ નીચે હોવાં છતાં ભીંજાઇ જશે એવા વીચારથી દોસ્તોને તેની દયા આવી, અને તેઓ પેલા પાસે જઇ બોહોસ કરી એક છતરી તેને આપી. અર્ધો કલાક પસાર થયા છતાં વરસાદ નરમ ન પડવાથી તેઓ તેને તેનું રહેવાનું ઠેકાણું પુછવા લાગ્યા, એવી મતલબથી કે તેનું રહેઠાણ નજદીક હોય તો તેઓ પોતાની છતરીમાં તેને ઘેર મેલતા જાય. પેલા શખ્સે જવાબ દીધો

પ્રકરણ ૧૯ મું.

## ગુનેહગારનું છુટી જવું—નિર્દોષને શિક્ષા.

કેટલાક દીવસો વીત્યા બાદ ઉપલાજ શેહેરની એક મોટી પેહેડીમાંથી ત્રણ લાખ રૂપીઆ ઉચાપત થવાંની વાત લોકોમાં ફેલાઇ તે પેહેડીનાં શરાફ તથા તેના મદદગારે મલીને આ રૂપીઆ ઉડાવેલા માલમ પડવાથી તેઓને કોર્ટમા ઘસડવામાં આવ્યા, અને લોકોમાં બધે એજ ચર્ચા ચાલી રહી ઇતેજાર લોકોનાં ટોળે ટોળાં આ કજીઓ સાંભળવા રોજ કોર્ટ તરફ જતાં કેટલાક દીવસો સુધી કજીઓ ચાલ્યા પછી ધારાની બારીકીથી એક જણ છટકી જવા પામ્યો જ્યારે બીજાને ત્રણ વર્ષનાં સખત કેદખાનાની મજા કરવામા આવી પેલો છટકી જનાર શખ્સ ઉચાપત કરેલા રૂપીઆવડે મોજ મારવા લાગ્યો, જ્યારે ચોરીમાં ભાગ લેનાર તેનાં સાથીને બંદીખાને સખત મજુરી કરવી પડી.

કજીઆનું આવું વિચીત્ર છેવટ આવેલું જોઇ પેલો ઇજનેર દોસ્તોને કહેવા લાગ્યો કે "પેહેડીનું નાણું ઉચાપત કરવાનો આ

બનાવ અને તેનાં આવેલાં છેવટ ઉપરથી ખોદાનો ઇનસાફ સમજવામાં મને મુશકેલી લાગે છે. આ દાખલામાં પેહેડીનો શરાફ તથા તેનો મદદગાર એ બેઉ જણે સાથે મળીને એક ગુનાહ કીધેલો હોવાં છતાં એક જણ તેની કરણીની શીક્ષા જેલમાં ભોગવે અને બીજો શિક્ષામાંથી છટકી જઇ સામી મજાહ કરે એતો ગેરઇનસાફ કહેવાય. માટે એમાં કાંઇ ભેદ હશે. ખોદા એવો ગેરઇનસાફ પોતાનાં પેદા કીધેલા બંદા ઉપર પડવા ન દે. એક જણ છટકી જવા પામ્યો તેનું કારણ મને સમજ પડતું નથી. એને આગલા જન્મમાં કાંઇ સારાં કામ કીધેલાં હોય તેથી શું એ હાલ છટકી જવા પામ્યો હશે?"

જ્યારે ઇજનેર પેલા દોસ્તો સાથે ઉપલી વાતચીત કરતો હતો ત્યારે એક દોસ્ત ખુણામાં બેસી એક વર્તમાન પત્ર વાંચવામાં રોકાયલો હતો. વાંચતાં વાંચતાં તે એકદમ દોસ્તો આગળ દોડીઆવી કહેવા લાગ્યો કે "આજના પત્રમાં જે એક નવાઇ જેવો બનાવ આપવામાં આવ્યો છે તે આપણને વીચાર માટે સારો ખોરાક પુરો પાડે છે." આટલું બોલી તેણે નીચલો ફકરો વાંચી સમજાવ્યો :—

આજથી દસ વર્ષની વાત ઉપર એક શેહેરમાં એક શખ્સને દસ્તાવેજપર ખોટી સહી કરવાના વાંક માટે કોર્ટમાં ઘસડવામાં આવ્યો હતો. આ સખ્સ કોર્ટમાં કહેવા લાગ્યો કે "મેં આ કામ કીધું નથી કારણ હું ખોટી સહી કરી જાણતો નથી. પણ આ બુરૂં કામ કરનારને હું ઓળખું છું. કારણ કે તેને આ કામ માટે મારી મદદ મેળવી હતી. પણ આ ખોટા કામમાં મદદ કરવાનાં વાંકમાંથી મને મુકત કરવામાં આવે તો હું સર્વે હકીકત જાહેર કરૂં." તેનો વાંક માફ કરવાની કબુલાત આપવામાં આવ્યાથી પોલીસની મદદ લઇ તેને એક બીજા શખ્સને પકડાવ્યો હતો. આ બીજા શખ્સને જ્યારે કોર્ટમાં ઉભો કરવામાં આવ્યો ત્યારે તે ગભરાઇ ગયલો જણાયો હતો. તે કોર્ટમાં બોલવા લાગ્યો કે "હું ખોટી સહી કરવાની વાત મુદલ જાણતોજ નથી. મારી ઉપર તરકટ રચવામાં આવેલું હું માનું છું." કજીઓ આગળ ચલાવતાં પેલા પહેલા શખ્સે જે જુબાની આપી હતી તેમાં પોતે તેને શું મદદ કીધી હતી, તે માટે તેને કેટલા

પૈસા આપવામાં આવ્યા હતા, આ ખોટી સહી કયાં અને કેવી રીતે કરવામાં આવી હતી, એ સઘળી હકીકત તેણે વીગતે કહી હતી. વળી પોલીસ તરફથી લાવેલા સાક્ષીઓએ પણ એને મળતીજ જબાની આપી હતી. આથી પેલા પાછળથી પકડી લાવેલા શખ્સને ગુનેહગાર ઠેરવી તેને છ વર્ષનાં સખત કેદખાનાની સજા ફરમાવવામાં આવી હતી. પાંચ વર્ષ કેદખાનુ ભોગવ્યાં પછી તે શખ્સ સેહેજ બીમારી ભોગવી બંદીખાનામાં ગુજરી ગયો હતો. મરતી વખતે પણ બંદીખાનાનાં વડા અમલદાર આગળ તે પોતાને બીન ગુનેહગાર જણાવી ગયો હતો. હાલ થોડા મહીનાની વાત ઉપર પેલો આગલો શખ્સ, જેની મજબુત સાક્ષીને લીધે બીજાને ગુનેહગાર ઠેરવવામાં આવ્યો હતો, તે ધાસ્તી ભરેલી બીમારી ભોગવતો હતો. બીમારીમાં તે હદ બહાર તાસવીસ કરતો જણાવાથી તેના સગાઓ તેના દુઃખ માટે દીલાસો દેતા હતા, તથા તેને શું દુઃખ થાય છે તે પુછતા હતા. આ ઉપરથી તે બોલ્યો હતો કે "માંરૂં અંતઃકરણ મને અંદરથી ઘણું દંખે છે, અને મને કાંઇ સુજ પડતું નથી. મને એક ખુલાસો કરવો છે તે કર્યા વગર શાંતીમાં મારો જીવ જવાનો નથી, માટે જલદીથી કોઇ સરકારી અમલદારને મારી આગલ બોલાવી લાવો." આ ઉપરથી એક 'મેજીસ્ટ્રેટ'ને તેની આગળ લઇ જવામાં આવ્યો, જેની આગળ તેણે એકરાર કર્યો કે ખોટી સહીનાં પેલા કજીઆમાં તેને પોલીસ સાથે મળી જઇ તેનાં એક દુશ્મન સાંમે સદંતર તરકટ રચ્યું હતું, તથા તેનાં ટેકામાં સાક્ષીઓ પણ ખોટા ઉભા કીધા હતા, જ્યારે ખરો ગુનેહગાર તો તે પોતેજ હતો. આ એકરાર કીધા પછી તેને પોતાની પાસે રાખેલા સઘળા છુપા પત્રો તથા હથીઆરો 'મેજીસ્ટ્રેટ' ને સ્વાધીન કીધાં હતા, જે પછી બીજે દીને તે ગુજરી ગયો હતો. આ પછી પોલીસના કેટલાક માણસો ઉપર કેસ ચલાવી વાંક પુરવાર થવાથી તેઓને શિક્ષા કરવામાં આવી હતી."

ઉપલો ફકરો વાંચી રહયા પછી ઇજનેર બોલી ઉઠયો કે "આ બિચીત્ર દાખલો, આપણાં શેહેરની પેહેડીનાં નાણા ઉચાપત કરવાના દાખલાથી તદન ઉલટીજ કીસમનો છે. પેહેડીનાં નાણા ઉચાપત કરવા

છતાં આપણા શેહેરનો રહીશ જ્યારે ધારાની બારીકીથી છુટી જવા પામ્યો હતો ત્યારે આ શખ્સ ખોટી સહી ન કરવાં છતાં તેની ઉપર ખોટું તરકટ જોડી કહાડવામાં આવ્યાથી તે બીચારાને પાચ વર્ષ વેર બંદીખાનામાં દુઃખ ભોગવવું પડયું હતું. વાંક કરવા છતાં સજામાંથી છુટી જવામાં ખોદાનો ઇનસાફ કેવી રીતે મળી શકતો હશે? શું ગયા જન્મમાં કીધેલા સારા કામો માટે આ જન્મમાં કીધેલો વાંક માફ કરવામાં આવતો હશે? આ વાત માનવા મારૂં અતઃકરણ કબુલ કરતું નથી. ખોદાનો ઇનસાફ આ કરતાં વધુ બારીક અને વધુ ઉમદા હોવો જોઇએ. માટે મેહેરબાની કરી આ બાબદ ઉપર તમો દોસ્તો કાંઇ વધુ વીવેચન કરો તો મારી મુશકેલી દુર થાય."

આ સવાલનો જવાબ દોસ્તોથી એકદમ અપાઇ શકાયો નહીં. કેવી કરણીને લીધે એક શખ્સ ગુનોહ કરવા છતાં તેની સજામાંથી છટકી જઇ શકતો હશે તેની તેઓને પણ સમજ પડી નહીં. તેઓએ લાગત કેટલાક દીવસો સુધી આ માટે વીચાર કીધો પણ તેઓ તે માટે સંતોષ કારક ખુલાસો મેળવી શકયા નહીં.

એક દીવસ આપણા બે દોસ્તો આ શહેરનાં એક રળીઆમણા બાગમાં એક બાસ્તી ઉપર બેસી ખુદરતનાં દેખાવો નીહાળતા હતા. એટલામાં એક ખુબસુરત સારા બાંધાનો શખ્સ આવીને તેજ બાજ્ટ ઉપર બેઠો. વીસેક મીનીટ પછી વરસાદ આવવા લાગ્યો. આથી પેલો શખ્સ પોતાની પાસે છતરી નહીં હોવાથી એક મોટા ઝાડ નીચે જઇ ઉભો. પેલા બેઉ દોસ્તો પાસે છતરી હોવાથી પોતપોતાની છતરીઓ ઓઢી ત્યાંજ બેસી રહયા, પણ વરસાદ તરત નરમ ન પડેલો જોઇ પેલો શખ્સ બીચારો ઝાડ નીચે હોવાં છતાં ભીંજાઇ જશે એવા વીચારથી દોસ્તોને તેની દયા આવી, અને તેઓ પેલા પાસે જઇ બોહોસ કરી એક છતરી તેને આપી. અર્ધો કલાક પસાર થયા છતાં વરસાદ નરમ ન પડવાથી તેઓ તેને તેનું રહેવાનું ઠેકાણું પુછવા લાગ્યા, એવી મતલબથી કે તેનું રહેઠાણ નજદીક હોય તો તેઓ પોતાની છતરીમાં તેને ઘેર મેલતા જાય. પેલા શખ્સે જવાબ દીધો

કે "હું આ શેહેરમાં તો ફકત કામને સર બે દીવસ થયાંજ આવેલો છું અને અતરેથી આસરે અર્ધા માઇલપર આવેલા સરકારી મુસાફર ખાનામાં ઉતરેલો છું."

આ મુસાફરખાનું તેઓના ઘર તરફ જવાનાં માર્ગમાંજ આવેલું હોવાથી તેઓ ત્રણે જણાઓએ સાથેજ ચાલવા માંડયું. મુસાફરખાનું આવી પુગતાં પેલો શખ્સ ઓહોંસ કરી આ બેઉ દોસ્તોને પણ પોતાની સાથે અંદર તેડી લઇ ગયો. તેની સાથે વાતચીત કરતાં આ શખ્સ કોઇ મહાજ્ઞાની પુરૂષ માલમ પડયો. પેલા દોસ્તો તેનાં મીનોઇ જ્ઞાનથી ખુશ થઇ જઇ પોતાને ત્યાં આવવા તેને આવતી કાળનું નોતરૂં દીધું જે પેલા નેક પુરૂષે સ્વીકારવા પછી તેઓ તેને નમી છુટા પડયા.

ઘેર આવી પોતાના ત્રણ દોસ્તો તથા ઇજનેરને આ ખુશ ખબર કહેવાથી તેઓ આ જ્ઞાની પુરૂષને મળવા ઘણાં આતુર બન્યા. તેવનની મારફતે ખોદાશનાસીનું વધુ જ્ઞાન મળશે એવા વીચારથી તેઓ ઘણાંજ મગન થવા લાગ્યા. એક દોસ્ત કહેવા લાગ્યો કે "મેં ઘણી વખત જોયું છે કે જ્યારે પણ બનતી કોશેશ કરવાં છતાં કાંઇ બાબેદમાં નડતી મુશકેલી દુર કરી નથી શકાતી ત્યારે કોઇને કોઇ પણ અચબુચ નીકળી આવી મારી મુશકેલી દુર કરે છે. આપણી બાબદમાં પણ તેમજ હું જોઉં છું. જાણે ખોદા આપણી મુશકેલી દુર કરવા માટે કોઇને મોકલી આપતા હોય તેમ લાગે છે."

બીજે દીવસે પેલા દોસ્તો તૈયાર થઇ પેલા જ્ઞાની પુરૂષને યાદ કરતા હતા તેટલામાંજ તેવણ આવી લાગ્યા. તેવણની સાથ ત્રણે દોસ્તો તથા પેલા ઇજનેરને ઓળખાણ કરાવ્યા પછી તેઓ સઘળા વાતે બેઠા. બીજી કેટલીક વાતો કર્યા પછી તેઓ તેને પોતાની મુશકેલી પુછવા લાગ્યા. નાણું ઉચાપત કરવાની બીના, તથા વગર તકસીરે ભોગવવું પડેલું પાંચ વર્ષનું કેદખાનું એ સર્વે બાબદ તેવણને કહી સમજાવ્યા પછી એક દોસ્ત તેવણને કહેવા લાગ્યો કે "તકસીર કરનાર છુટી જાય. અને નીરદોષ શિક્ષા ભોગવે એમાં ખોદાનો શું ભરમ છે, તથા એમ

ખોદાનો અદલ ઇનસાફ કેવી રીતે મળી શકે તે સમજવાની ઘણી કોશેશ કરવા છતાં હમો તેનો ખુલાસો મેળવી શકયા નથી. વળી હમુને આ પણ સમજ નથી પડતું કે કોઇ બુરા કામનો બદ નતીજો તુરત મેળવે છે, કોઇ લાંબે વખતે મેળવે છે, તો કોઇ મુદલ મેળવતો જણાતોજ નથી તેનું કારણ શું હશે? કોઇ વખત અપ્રમાણીક રીતે મેળવેલા પૈસા તુરત જતા રહે છે, કોઇ વખતે તેવો શખ્સ ઘડપણ માં ખાખાવરખો થઇ જાય છે, જ્યારે કોઇ વખત જીંદગી સુધી આ અપ્રમાણીક રીતે મેળવેલા પૈસા તે વાપરી શકે છે તેનું કારણ શું હશે?"

પેલો જ્ઞાની પુરૂષ જવાબ આપતાં બોલ્યો કે "આ બાબદ બરાબર સમજવા માટે કરણીના કાયદાનું થોડું જ્ઞાન જોઇએ છે. જો આ જ્ઞાન તમો જાણતા હતે તો આ બાબદ સમજવા માટે આજે તમોને મુશકેલી નડતે નહીં. બીનોઇ જ્ઞાન વગર જે ઘણાં બનાવો આપણને ગેરવાજબી લાગે છે તે બીનોઇ જ્ઞાન મેળવ્યા પછી બરહક તથા રાસ્ત માલમ પડે છે. આ ઉપરથી એમ નહીં સમજવું કે એક બાબદ ગેરવાજબી લાગે તે છતાં તે વાજબી છે એમ માની લેવું. પણ તે ગેરવાજબી કાંય નથી અને વાજબી કાંય છે તે જ્યાં સુધી બરાબર સમજ ન પડે ત્યાં સુધી તો જે બાબદને તમારૂં અંતઃકરણ ગેરવાજબી વિચારે તેને તેટલો વખત ગેરવાજબીજ ગણવું, છતાં તેનું કારણ શોધવાની કોશેશ કરવી. એક બુજરગ માણસ એક ચીજ કહે તે આપણને વાજબી ન લાગે તે છતાં તેની બુજરગીને ખાતર તે બાબદ માની લેવાં કરતાં તેના કહેવાનું વાજબીપણું શોધી કહાડવાની ખંતની **કોશેશ કરવી** એ વધુ ફાયદાકારક છે. આવી રીતે યત્ન કરવાથી આપણે તેનું વાજબીપણુ જોઇ શકીશું એટલુંજ નહીં પણ આ પ્રમાણે તે બાબદ *સમજીને માનવાથી આપણાં જ્ઞાનમાં* પણ વધારો કરી શકીશું. કારણ કે આતો ખોદાનો કાયદોજ છે કે જે પ્રમાણમાં જ્ઞાન મેળવવાની માણસ કોશેશ કરે છે તે પ્રમાણમાં તે તે મેળવી શકે છે.

ખોદાઈ જ્ઞાનને પુગેલા મહાન પુરૂષો આપણી કરણીને, યાને આપણાં સારા નરસા કામોને બીજ સાથ સરખાવી ગયા છે. કેટલીક જાતનાં બીજ વાવ્યા પછી થોડા વાખતમાં પાક તૈયાર થાય છે, જ્યારે કેટલાએકને લાંબો વખત લાગે છે. ધાણા વાવ્યા પછી થોડા દીવસમાંજ કોથમીર તૈયાર થાય છે, ભાત ત્રણ મહીને પાકે છે, જુવારનાં પાકને તૈયાર થતાં લગભગ પાંચ મહીનાં લાગે છે, પપાઉરી એક વર્ષ પછી ફળ આપે છે, જ્યારે કેરીનું ગોટલું રોપ્યા પછી કેટલેક વર્ષે કેરી ઉતરવા માંડે છે. જેમ બીજ તરેહવાર જાતનાં હોવાથી ફળ તૈયાર થતાં વધતો ઓછો વખત લાગે છે, તેમજ આ જીંદગીમાં મન, વાચા અને શરીરવડે આપણે જે સારાં માઠાં કાર્ય કરીએ છીએ તેપણ તરેહવાર પ્રકારનાં હોવાથી કોઇ કાર્યનાં ફળ તરત મળે છે, કોઇ વર્ષો પછી મળે છે, જ્યારે કોઇ આવતા જન્મમાં મલે છે. આથી આપણે જોઇએ છીએ કે કોઇ વખત એકનું બુરૂં ઇચ્છવાથી, યા કોઇનું નુકશાન કરવાથી થોડાજ વખતમાં બુરૂં કરનાર પોતે પણ ખરાબ હાલતમાં આવી જાય છે. આવા દાખલાઓ વખતે ખોદાનો ઇનસાફ આપણને વાજબી લાગે છે, અને આપણે બોલીએ છીએ કે 'કરને જો સૌ અહીંઆજ છે.' વળી કોઇ વખત મોટી કીમતની ચોરી, લાંચ, યા ખુનનો પત્તો ઘણાં વર્ષો પછી મળી આવે છે, અને અંતે કરપીણને શિક્ષા કરવામાં આવે છે. આ વખતે પણ આપણે ખોદાનો ઇનસાફ જોઇ શકતા હોવાથી ખુદરતનાં અદલ ઇનસાફ માટે આપણો સંતોષ જાહેર કરીએ છીએ, અને તેનાં ટેકામાં બોલીએ છીએ કે 'પાપનો ઘડો ભરાયો ત્યારે અંતે ફુટી ગયો.' પણ કોઇ વખત ચોરી યા ખુનનો પત્તો મળતોજ નથી અને તેથી ગુનેહગાર છટકી જતો આપણને માલમ પડે છે. આ વખત ખોદાનો ઇનસાફ આપણે જોઇ શકતા નથી. બીજા દાખલાઓની માફક આ દાખલામાં બુરૂં કાર્ય કરનારને ખાકી દુન્યામાં બુરૂં ફળ ભોગવતા જ્યારે આપણે જોતા નથી ત્યારે તેને બીજી દુન્યામાં વધુ ખમવું પડશે એમ માની સંતોષ લઇએ છીએ. પણ ખરેખર તો ખુદાનો ઇનસાફ એથી પણ વધુ બારીક અને ઉત્તમ છે. ખોદાનાં

અદલ ઇનસાફ પ્રમાણે દરેક શખ્સને પોતાનાં સારાં માઠાં કામોનાં ફળ આ ખાકી દુન્યામાં પણ મેળવ્યા વગર છુટકોજ નથી. જ્યારે ચોરી યા ખુનનો પત્તો મુદલ મળતોજ નથી ત્યારે આપણને એમ લાગે છે કે ગુનેહગાર ખાકી દુન્યાની શિક્ષામાંથી છટકી જવા પામ્યો છે. પણ ખરેખર જોતાં તે કાંઇ સદંતર છટકી જવા પામતો નથી. તેણે કીધેલાં બુરાં કામનું માઠું ફળ તેની આ જીંદગી દરમ્યાન પાકતું નહીં હોવાથી બીજા જન્મમાં જેવું તે પાકી તૈયાર થાય છે તેવુંજ તેને ભોગવવું પડે છે. પણ બીજા જન્મમાં તેને ભોગવવું પડશે એ વાતની આપણ ઘણાઓને ખબર ન હોવાથી જ્યારે એકને શિક્ષામાંથી છટકી જતો જોઇએ છીએ ત્યારે તે બનાવ આપણને ગેરવાજબી લાગે છે. વળી કરણીનો કાયદો એવો છે કે જો એક શખ્સ આગળાં ભલા કામનું સારૂં ફળ હાલ ભોગવતો હોય તો તે ભોગવી રહે ત્યાં સુધી તેને ખરાબ કામનું બુરૂં ફળ આપવામાં આવતું નથી. દાખલા તરીકે એક સારા કામ માટે જો એક માણસને હાલ બે વર્ષસુધી સુખી હાલત ભોગવવાની હોય, અને જો હાલની સુખી હાલતમાં તે બુરાં કાંમો કરતો હોય તો જયાં સુધી પેલા બે વર્ષ પુરાં થાય નહીં ત્યાં સુધી આ બુરા કામનું ખરાબ ફળ તેને આપવામાં આવતું નથી, પણ ત્યાર પછી પેલું મુલતવી રહેલું બુરૂં ફળ તેને ભોગવવું પડે છે વળી જો બે વર્ષ પુરાં થતાંજ તે ગુજરી જાય તો પેલું બુરૂં ફળ આવતા જન્મ સુધી મુલતવી રહે છે, યાને આવતા જન્મમાં તેને ભોગવવું પડે છે- પેલો પૈસા ઉચાપત કરનાર શખ્સ ધારાની બારીકીથી તદન છટકી ગયલો આપણને જણાય છે પણ ખરેખર તો ખોદાના અદલ ઇનસાફ-માં છટકી જવા માટે આવી બારીઓ રાખવામાં આવતી નથી. ખોદાઇ ઇનસાફ પ્રમાણે તો ખાકી દુન્યામાં પણ કોઇથી બદ કામના બુરા પરીણાંમમાંથી છટકી જવાતું નથી. નાણું ઉચાપત કરનાર આ શખ્સ આગળી કાંઇ નેક કરણીનાં સારાં ફળ હાલ ભોગવતો હોવાથી બુરૂં કામ કરવા છતાં તે હાલ મજાહ કરતો આપણને જણાય છે, અને આ સારા ફળ તેને જો જીંદગી સુધી ભોગવવાના હશે તો પેલા પૈસા ઉચાપત કરવા માટેનું બુરૂં ફળ તેને આવતા

જન્મમાં ભોગવવું પડશે. પણ ખાકી દુન્યામાં કીધેલા સારાં માઠાં કામોનું પરીણામ ખાકી દુન્યામાં મોટે યા વહેલ્લે ભોગવ્યા વગર છુટકોજ નથી."

આ સમજી એક દોસ્ત પુછવા લાગ્યો કે "આવતા જન્મમાં બુરૂં ફળ ભોગવવા માટે, યાને પૈસા ઉચાપત કરવાનું બુરૂં પરીણામ મેળવવા માટે શું તેને તે વખત પણ કોઇનાં પૈસા ઉચાપત કરવા પડશે ?"

પેલા જ્ઞાની માણસે જવાબ દીધો કે "નહી, એમ કરવાની કાંઇ અગત્ય નથી. આવતા જન્મમા પણ જો તે શખ્સ કોઇનાં નાણા ઉચાપત કરે તો તે બેવડી શિક્ષાને લાયક થાય. આ વાંક બે વખત કરવા માટે તેને બેવડું ખમવું પડે. માટે આવતા જન્મમાં તેને કોઇનાં પૈસા ઉચાપત કરવાજ જોઇએ એમ નથી. પણ આવતા જન્મમાં તેની હાલત પેલી ખોટી સહી કરવાના દાખલામાં જે શખ્સને વગર તકસીરે પાંચ વર્ષ જેલમાં જવું પડયું હતું તેનાં જેવી થાય. આવતા જન્મમાં કદાચ એની ઉપર ખોટું તરકટ જોડી કહાડવામાં આવે, ખોટી સાક્ષીઓથી તે પુરવાર થાય, અને તેથી એને શિક્ષા કરવામાં આવે. ખોટી સહી કરવાના દાખલામાં જે શખ્સને પાંચ વર્ષ સુધી વગર તકસીરે બંદીખાને રહેવું પડયું હતું તેપણ આગળા જન્મમાં કાંઇમોટા વાંકમાંથી કોઇ રીતે છુટી ગયલો હોવો જોઇએ, અને તેથીજ આ જન્મમાં તેને વગર તકસીરે શિક્ષા ભોગવવી પડી હોય. બીજા બોલમાં બોલીએ તો આગળા જન્મમાં મુલતવી રહેલું બુરૂં ફળ તેને આ જન્મમાં ભોગવવું પડયું હતું. કરણીનો કાયદો કેવી ઉત્તમ રીતે અમલમાં મુકવામાં આવે છે તેની ખબર ન હોવાથી આપણે આવા દાખલાઓની વખતે અજ્ઞાનપણાંમાં બોલી ઉઠીએ છીએ કે 'પેલા બીચારાને વગર તકસીરે કેદમાં જવું પડયું, ફલાણાને નાહકની શિક્ષા ભોગવવી પડી, પેલાને ગેરઇનસાફ થયો.' આવું બોલવુંજ બતલાવી આપે છે કે આપણે ખોદાના અદલ ઇનસાફ માટે ખરો ખ્યાલ ધરાવતા નથી.

"ખાકી દુન્યાની અદાલતમાં **માણસને હાથે** જે ઈનસાફ આપવામાં આવે છે તેમાં અને **ખોદાઈ ઈનસાફમાં** ઘણો ફેર હોય છે. માણસનો ઇનસાફ ખોદાના જેવો અદલ હોતો નથી. દાખલા તરીકે જ્યારે એક પહેડીનું નાણું એક શખ્સ ઉચાપત કરી ખાઇ જાય છે, અને તેની પાસે એક પૈસો પણ રહેતો નથી ત્યારે આપણી અદાલત તેને બંદીખાનાની સજા કરી શકે છે, પણ નાણું ઉચાપત કીધેલું પુરવાર થવા છતાં પેલા પાસે પૈસા ન હોવાથી પેલી પેહેડીને તો કાંઇ મળી શકતું નથી. આવા દાખલામાં આપણી અદાલત તેને ઇનસાફ આપવાને અશકત હોય છે. પણ ખોદાના અદલ અમલ અને રાસ્ત ઇનસાફ પ્રમાણે તો કોઇને પણ વગર તકસીરે નુકશાન થઇ શકતુંજ નથી. ખોદા કોઇ પણ નીરદોષને ગેરઇનસાફ થવા દેતાજ નથી. જુલમગાર શખ્મોનાં સપાટામાં ખોદા કોઈને પણ વગર તકસીરે આવવા દેતાજ નથી. જો ખોદા માણસ જાતને વગર કારણે બીજાને નુકશાન કરવા દે તો પછી ખોદાનો અમલ કામનોજ શું ? જોકે દુન્યામાં માણસો હજારો રીતે બીજાઓ સાથ ગેરઇનસાફથી વર્તતા જણાય છે, તરેહવાર પ્રકારનાં નુકશાનો બીજાઓને કરે છે, તરેહવાર રીતે લોકોને દુઃખ દે છે તે છતાં ખોદાએ કરણીનો કાયદો એવો તો અદલ રીતે રચેલો છે કે વગર તકસીરે નીરદોષ માણસનાં એક બાલને પણ કોઇ ઇજા કરી શકતું નથી. કારણ જેઓ પોતાનાં આગળા જન્મમાં ખરાબ કામોને લીધે દુઃખને લાયક થયા હોય તેઓનેજ ખોદા જુલમી અને ગેરઇનસાફી માણસોનાં સંબંધમાં લાવી મુકે છે, કે જેથી બુરી ખાસીયતવાળા માણસો નીરદોષને હેરાન ન કરતાં, ખરાબ ફળ ભોગવવાને લાયક થયલાઓનેજ હેરાન કરી શકે. જ્યારે બુરા માણસનાં સમાગમમાં મેલવા માટે કોઇ દુઃખ ખમવાને લાયક શખ્સ તે જગા ઉપર નથી મળી આવતો, પણ તેઓનાં સમાગમમાં આવનાર બધા નીરદોષજ હોય છે ત્યારે પેલા બુરા શખ્સની ગમે એટલી કોશેશ યા યુકિત છતાં તે પોતાના બુરા કામમાં ફાવી શકતોજ નથી, બલકે ખોદા તેને પોતાના બુરા કામમાં ફાવવા દેતાજ નથી. આવા દાખલામાં બુરા માણસો

પોતાની કાંઈ પણ તદબીર ચલાવી શકતાજ નથી. બુરા માણસો પોતાનાં નીચ કામમાં ફકત દુઃખને લાયક થયલાઓ ઉપરજ ફાવી શકે છે, આથી દુઃખ ખમનાર પોતાનું આગળું કરજ ફીતાડી બુરી કરણીમાંથી ગોકરો થાય છે. પણ દુઃખ દેનાર આ બુરૂં કાર્ય કરી બુરા પરીણામને લાયક થાય છે જે તેને હવે પછી ભોગવવું પડે છે."

પેલા જ્ઞાની પુરૂષને મોઢે ખોદાનો આવો બારીક ઇનસાફ સમજી છક થઇ ગયલા પેલા પાંચ દોસ્તો બોલી ઉઠયા કે "હા! ખોદાનો આ ઇનસાફ કેવો ઉત્તમ છે! કેવો રાસ્ત છે! કેવો અદલ છે! કરણીનાં કાયદાના જ્ઞાનથી મુશકેલ બાબદો કેવી સમજ પડે છે! ન સમજ પડતા બનાવો કેવા ખુલ્લા થઇ જાય છે! હા, જ્ઞાન ખરેખર એક રોશનીજ છે. આ જ્ઞાન પછી તો આગળાં જન્મો નહીં માનનારાઓ ઉપર મને અતીશય દયા છુટે છે. આગળા જન્મોની ફીલસુફીની ખુબીઓ દેખાડવા છતાં તે ઉપર વિચાર કરવા ના કહેવું તે ગોયા તારાની ઝાંખી રોશનીની મદદથી આપણે ચાલતા હોઇએ તે વખત ખાડા ખબોચીઆનો રસ્તો નજદીક આવતો જાણી એક શખ્સથી આપણને આપવામાં આવતી પ્રકાશીત બત્તી નહીં સ્વીકારવા બરોબર છે"

બીજી કેટલીએક વાતો પછી પેલો જ્ઞાની શખ્સ પોતાને ઘેર જવા ઉઠયો. એક બે દીવસ પછી આપણા પાંચ દોસ્તો પણ પેલા ઇજનેરનો તેની પરોણાગત માટે ઉપકાર માની બીજે ગામ જવા નીકળ્યા.





## પ્રકરણ ૧૭ મું.

# અંજાણ્યા તરફ વીના કારણે ઉભરી આવતી પ્યાર યા ધીક્કારની લાગણી.

પેલા દોસ્તો પોતાની મુસાફરી આગળ ચલાવતા રસ્તામાં વાતો કરતા હતા તે વખતે એક દોસ્ત કહેવા લાગ્યો કે "પેલા જ્ઞાની પુરૂષ તરફથી સમજાવવામાં આવેલો કરણીનો કાયદો જાણ્યા પછી બેહેસ્તનાં હમેશનાં સુખની, તથા દોજખનાં સદાના દુઃખની ફીલસુફી તો હવે તદનજ બેઉધી લાગે છે. કેલવણી પામેલા જે શખ્સો એવુ માને છે કે ગુજરવા પછી હુંમેશ સુધી, યા રસ્તાખેજનાં દીવસ સુધી માણુસ બેહેસ્ત યા દોજખમાં રહે છે તેઓને આ વીચાર ખોદા માલમ કેવી રીતે વાજબી લાગતો હશે? પેલા જ્ઞાની પુરૂષ કહેતા હતા તેમ હું ધારૂં છું કે આ બાબદ ઉપર તેઓએ કોઇ દીવસ પુખ્ત વિચાર કીધોજ નહીં હશે. કારણ કે કોઇને સરકાર તરફથી જ્યારે વધુ સખ્ત સજા કરવામાં આવે છે ત્યારે શીખેલામાં ખપતા સખ્શો ઘોંઘાટ કરી મેલે છે અને આ ભારી સજા તેઓ ગેરવાજબી લેખે છે, પણ બીજા હાથ ઉપર પચીસ, ત્રીસ, પચાસ, યા સો વર્ષની અંદરની ખાકી જીંદગી દરમ્યાન કીધેલાં બુરાં કામો માટે અબજો વર્ષો સુધી દોજખમાં દુઃખ ખમવું પડે તે તેઓ વાજબી ગણે છે. ધર્મ તરફનો શું આ આંધળો એતેકાદ ન કહેવાય? શું આ એતેકાદ

જ્ઞાન અને બુદ્ધિથી મેળવેલો કહેવાય ? વળી દુન્યાની શરૂઆતમાં જો એક શખસે એક અજીમ ગુનાહ કીધો હોય જેને માટે તેને દોજખમાં જવું પડયું હોય, અને જો રસ્તાખેજની થોડા વર્ષ અગાઉ એક બીજો શખ્સ પેલીજ જાતનો અજીમ ગુનાહ કરે જેને માટે તેને પણ દોજખમાં જવું પડે તો પહેલાને જ્યારે અબજો વર્ષો સુધી દોજખમાં સબડવું પડે ત્યારે બીજાના બાબમાં તો થોડા વર્ષમાંજ રસ્તાખેજનો દીવસ આવી પુગતો હોવાથી બેઉને એક સરખો ઇનસાફ મળી શકતો નથી. જો બીજાનું દુઃખ વધુ સખત પ્રકારનુ હોય તો પહેલા શખ્સને અજીમ ગુનાહ માટે જે સખત દુઃખ ખમવું પડે તેનાં કરતાં અબજ ઘણું દુઃખ બીજા ઉપર પડવું જોઇએ, જે તે કેવી રીતે ખમી શકે ?"

આ વાત ચાલતી હતી એટલામાં તેઓ જે શહેર જનાર હતા તે આવી પુગવાથી તેઓને આ વાત બંધ કરવી પડી. અહીંઆ તેઓ આ શેહેરનાં સરકારી મુસાફરખાનામાં ઉતર્યા, જ્યાં બે મુસાફરો રહેલા હતા. આ બે શખ્સોમાંનો એક સરકારી અમલદાર હતો, જ્યારે બીજો એક મોટા શહેરનો પ્રખ્યાત બારીસ્ટર હતો, જેને પોતાનાં ધંધાના કામ સર અતરે આવવું પડયું હતું. તેઓ બેઉ મલતાવડા સ્વભાવનાં હોવાથી પેલા પાંચ દોસ્તો સાથ થોડાજ વખતમાં તેઓને ઓળખાણ પડી. પણ અજબ જેવું એ હતું કે તેઓ પોતા વચ્ચે એક બીજા સાથ વાત કરતા કદી માલમ પડતા નહીં હતા. બેઉ અવાર નવાર પાંચ દોસ્તો આગળ જ્યારે આવતા ત્યારે એક બીજાની ગેરહાજરી જોઇનેજ આવતા હતા.

એક દીવસ પેલો બેરીસ્ટર પાંચ દોસ્તો સાથે વાત કરતો હતો તે વખતે તરતનાંજ બહાર પડેલા એક સરકારી નવા ઠરાવ વીશે વાત નીકળતા એક દોસ્ત બોલી ઉઠયો કે "જરા થોભો, હું પેલા સરકારી અમલદારને બોલાવી લાવું, તેને આ ઠરાવની ખબર હોવી જોઇએ." એટલું બોલી તે તેને તેડવા જતો હતો એટલામાં તેને અટકાવી બેરીસ્ટર બોલ્યો કે, "ખોદાને ખાતર હું અતરે હોઉં તે વખતે એને ના બોલાવો. મારી ગેર.

હાજરીમાં તમારે જે કાંઇ તેને પુછવું હોય તે સુખેથી પુછવું." આ બોલવું એક દોસ્તને ઘણું આશ્ચર્યકારક લાગવાથી તે તેનું કારણ પુછવા લાગ્યો. પેલો બારીસ્ટર જવાબ દેતાં બોલ્યો કે "ખરૂં કહું તો એનું કારણ મને પોતાને પણ ખબર નથી. હું ગઇ કાલે અતરે આવ્યો ત્યારે પહેલવેહેલાં મારા જન્મમાં મેં તેને અતરેજ જોયો, પણ તેને જોતાંને વારજ તેને માટે મને કાંઇ અજબ ધીક્કાર છુટવા લાગ્યો. તેણે મારૂં કાંઇ નુકશાન કર્યું નથી, તેને મેં કોઇ દીવસ અગાઉ વાત કરતા પણ સમજ્યો નથી, વળી તેને વીશે મેં કોઇને મ્હોડે ફરીઆદ પણ સાંભળી નથી, તે છતાં પહેલી વાર જોતાંને વારજ તેને વીશે મારામાં આટલો બધો ધિક્કાર ઉસન થવાનું કારણ શું હશે તે હું પોતે પણ સમજી શકતો નથી. એને જોતાને વાર મારા દીલમાં એની સાંમે એવીતો ધીક્કારની લાગણીઓ ઉભરાઇ આવે છે કે મારાથી તે દાબી શકાતી નથી."

બીજી કેટલીએક વાતો પછી બેરીસ્ટરનાં ધંધા સંબંધી વાત નીકળતાં તે વખતે ચાલતાં એક વિચીત્ર કજીઆની તે વાત કરવા લાગ્યો. તે બોલ્યો કે "મારે અતરે એક અજબ જેવા કજીઆ માટે આવવું પડયું છે. ખરેખર બોલતાં કજીઓ વિચીત્ર નથી, પણ આ કજીઓ માણસનો વિચીત્ર સ્વભાવ અને હદબહાર જીત્તીપણું જાહેર કરે છે. માણસો જ્યારે બોહોંસ ઉપર આવે છે ત્યારે પોતાનેજ હાથે જે પોતાની ખાના ખરાબી કરે છે તે તેઓ તે વખતે જોઇ શકતા નથી. તે વખતે તો મમતની ધુનમાં આવી જઇ યાહોમ પોતાને મોટા ખરચમાં ઝીંપલાવી પોતાનું તેમજ આખા કુટુંબનું સુખ તારાજ કરે છે. પૈસાવાળાઓ જ્યારે એવા બોહોંસીલા નીકળે છે ત્યારે પોતાની બાપીકી દોલત ખોઇ પોતે ગરીબાઇમાં આવી જાય છે. પણ મધ્યમ સ્થીતીનાં લોકો જ્યારે બોહોંસીલાપણાની આ નેહેસ બાગી-યત ધરાવે છે ત્યારે તેઓ તો સદંતર પોતાને પાયમાલ કરી નાંખે છે, અને જીવપર કરી, યા બંદીખાનું ભોગવી, યા મોટું કરજ કરી પોતાની જીંદગીનો અંત લાવે છે.

"મારો કુલ એક પ્રમાણીક મેહેનતુ માણસ હોવાથી પોતાના ધંધાની ટુંક કમાઇમાંથી પણ કરકસરે તેણે દશ હજાર રૂપીઆ એકઠા

કીધા હતા. આ પૈસામાંથી બે હજાર રૂપીઆ ખરચી એક બેઠું ભાંગેલું ઘર વેચાતું લઇ તેને તોડી પાડી તેના કાટકુટ ઉપરાંત આઠ હજાર રૂપીઆ બીજા ખરચી એક નહાનું સુંદર એક માલનું ઘર બાંધ્યું હતું. આ ઘર બંધાતું હતું તે વખતે તેની પાસેનો પડોસી જે પણ એનાંજ જેવા મધ્યમ સ્થીતીનો માણસ હતો તે કહેવા લાગ્યો કે "તમો જે માળ ચઢાવશો તો મારા પહેલા માળની બારીની રોશની કમી થશે, માટે તમોએ માલ ઉંચકવો નહીં, પણ અસલ જેમ હતું તેમ બેઠુંજ ઘર બાંધવું." આ પાડોશી એટલુ બોલી બેસી રહેલો જણાયાથી મારા કુલે તેનાં બોલવા ઉપર ધ્યાન ન આપતા માલ સાથનું મકાન બાંધી કહાડયું. ઘર તૈયાર થયા પછી પાડોશીએ નોટીશ મોકલી કે તેની હવા ઉજાસ ઓછી થવાથી તેનાં ઘરની કીમત જે ઘટી ગઇ છે તે માટે તેને નુકશાની ભરી આપવી. મારા હાલનાં કુલે વલતી નોટીશ મોકલી કે તને વાંધો લેવો હતો તો ઘર બંધાતી વખતેજ કોર્ટનો હુકમ મેળવી કામ બંધ કરાવવું હતું. આ ઉપરથી બેઉ ઓહોમ્રપર ચઢયા, અને નોટીસ ઉપર નોટીસો થવા લાગી. આખરે બેઉ કોરટે ચઢયા, અને વકીલ બારીસ્ટરોનાં ગજવાં ભરાવાં લાગ્યા. સામી બોરકુ વાળાએ જ્યારે આ શેહેરનો સરસમાં સરસ બેરીસ્ટરને રોકયો ત્યારે મારા કુલે તેની ઓહોંસ ઉપર મને બીજા શેહેરમાંથી બોલાવી મંગાવ્યો. પેલી કહેવત છે કે 'જ્યાં લોભીયા વશે ત્યાં ધુતારા ભુખે ન મરે,' તેમ જ્યાં ઓહોંસીલા અને કજીઆખોર માણસો વસ્તા હોય ત્યાં હમારા ધંધાવાળાઓ માંખ ન મારે. કોર્ટનાં ચુકાદાથી સંતોષ ન થતાં ઓહોસના માર્યા છેલ્લે અપીલ પણ કીધી, અને ગઇ કાલેજ છેલ્લી અપીલમાં ન્યાયાધીસે આ કજીઓ ઉરાડી નાંખ્યો, અને ખરચ સૌ સૌને માંથે નાંખ્યો. આ કજીઆમાં દરેકને ઓછામાં ઓછા વીશ વીશ હજાર રૂપીઆ ખર્ચ થયો હશે. આવી રીતે ઓહોમને લીધે પોતાનાં બચાવેલા પૈસા, તથા ઘર જતું રહેવા ઉપરાંત દરેકને મોટું કરજ કરવું પડયું હશે. આ મીનાકેશ પછી તેઓ એકબીજાનાં એટલાતો કટ્ટા વેરી થઇ ગયા છે, તેઓ એક બીજા ઉપર એટલોતો ધીકકાર બતલાવે છે કે

જો કોઇ દીવસ સાથે મળવાથી એક જણ બીજાનુ ખુન કરશે તો તેથી હુ અજબ થઇશ નહીં ”

આ સમજી એક દોસ્ત તરતજ બોલી ઉઠયો કે “ પેલા સરકારી અમલદાર માટે તમો જે બેહદ ધીક્કાર ધરાવો છો, કે જે માટે તમો પોતે પણ અજબ થાઓછો, તેનુ કારણ હવે મને સમજ પડ્યુ છે તમોએ હમણા જે બોહોમીલા માણસો વિષે વાત કીધી તેજ દાખલામા તમારા ધિક્કારનુ કારણ મળી આવે છે. જ્યારે એક બીજાનુ નુકશાન કરવાથી, યા કોઇ પણ સબબ સર બે શખ્સો વચ્ચે હદ બહાર ધિક્કાર ઉત્પન થાય છે, અને એવીજ હાલતના તેઓ મરણ પામે છે ત્યારે દુશમનાઇ તથા ધિક્કાર સાથ ગુજરી જવાથી જ્યારે તેઓ બીજા જન્મમા સાથે મલે છે ત્યારે જો કે તેઓને આગળી નુકશાનકારક વર્તણુક યાદ આવતી નથી તે છતા એકનુ સ્નાન બીજાના સ્વાનને જોતાજ તરત પીછાની તેને માટે ધિક્કારની લાગણી શરીરમા ઉત્પન કરે છે આથી વગર કારણે પોતામા બીજા માટે ધિક્કાર ઉત્પન થયલો જોઇ તે તમારી માફક અચરત થાય છે પેલા સરકારી અમલદાર સામેનો આગળા જન્મનો તમારો ધિક્કાર હાલ તમારામા તેને જોવાથી સજીવન થયલો જણાય છે

“વળી એજ પ્રમાણે જો એક જન્મમા બે શખ્સો એક બીજા ઉપર અતી મોહોબત ધરાવતા હોય છે તો બીજા જન્મમા સાથે મળતાજ આગલો પ્યાર ઉભરાઇ આવે છે, અને જાણે કેટલાએક વરસના જુના દોસ્ત હોય તેમ એક બીજા સાથ તેઓ વરતે છે જો આ શખ્સો આગલા જન્મમા ભાઇઓ, યા બાપ દીકરા, યા માટી બેહેન, યા મા દીકરી, યા કોઇ એવીજ અતલગની સગાઇ ધરાવવા ઉપરાંત એક બીજા સાથે અતીસ્ય પ્યાર પણ ધરાવતા હોય છે તો આ જન્મમા કાઇ પણ સગાઇ ન ધરાવવા છતા શેજ ઓળખાણ પડતાજ એક બીજા ઉપર તેઓની ઘણીજ પ્રીતી દોડે છે એક ઉપર પડતુ દુખ ગોયા બીજો પોતા ઉપરજ પડતુ સમજે છે એકની હાલત જો માઠી હોય છે તો બીજો પોતાના ખેસી તરીકેજ તેને બનતી મદદ કરે છે એક બીજા તરફ આવા પ્રકારની દયા

તથા મોહોબત જોઇ આસપાસના લોકો જેઓ તેઓ વચ્ચેની પ્રીતીનું આ બાતેન કારણ જાણતા નથી તેઓ ઘણા અજબ થાય છે. વળી આપસ્વાર્થિ એકલપેટા શખ્સો આ જોઇ ઘણીક વાર બળે છે"*

પેલો બારીસ્ટર બોલ્યો કે "તમો કહોછો તે કદાચ વાજબી હોય, કારણ આ સીવાય સરકારી અમલદાર સામેના મારા ધિક્કારનું બીજું કારણ હું જોઇ શકતો નથી. પણ ત્યારે આ ધિક્કારની લાગણીનું હવે કરવું કેમ?"

પેલા દોસ્તે જવાબ દીધો કે "ધિક્કારની લાગણીનું કારણ સમજ્યા પછી તે દુર કરવાને માટે બનતી કોશેશ કરવી જોઇએ. અને એટલા માટે ધિક્કારને બદલે પેલા શખ્સ માટે દયા તથા પ્યારનાં વિચારો કરવા જોઇએ. તેની સાથે વાત કરવા ન ગમે તે છતાં દ્રઢમન કરી ધિક્કારની લાગણી દબાવીને વાત કરવાની કોશેશ કરવી જોઇએ. પેહેલાં તો એમ કરવું ઘણુંજ મુશકેલ લાગશે. તેને એક શબ્દ કહેતાં જીવપર આવશે, ગોયા લોહીનો ગોટ ગળવો પડશે, પણ તેછતાં આવી રીતે દયાથી વર્તવાની બનતી કોશેશ કર્યા વગર ધિક્કાર કોઇ કાળે પણ દુર થઇ શકતોજ નથી. જ્યારે આવા માણસ સાથે એક ઘરમાં રહેવું પડે છે, યા રોજ તેનાં સંબંધમાં આવવું પડે છે ત્યારે તો ઉપર સુચવેલો ઉપાય અમલમાં મુકવો ઘણોજ અગત્યનો છે. કારણ જો એમ નથી કરવામાં આવતું તો ધિક્કાર વધતાં વધતાં દુશમનીનું રૂપ લે છે, અને બેઉ એકબીજાનું નુકશાન કરવા તળપી રહે છે. માટે ઉપર પ્રમાણે ધીરજ અને તદબીરથીજ ધિક્કાર દુર થઇ શકે છે."

પોતાના કજીઆનું કામ પુરૂં થયલું હોવાથી બીજે દીને પેલો બેરીસ્ટર પોતાને વતન ઉપડી ગયો, અને પાંચ દોસ્તો પણ એક બે દીવસ પછી આ શેહેર છોડી ગયા.

---

* પ્રોફેસર મેકસ મુલર પોતાના લખાણના આખરમા, યાને છેલ્લા 'વોલ્યુમ'મા ઉપલાનેજ મલતુ લખાણ કરે છે. તેવણ લખે છે કે.—

"I cannot help thinking that the souls towards whom we feel drawn in this life are the very souls whom we knew and loved in a former life, and that the souls who repel us here, we do not know why, are the souls that earned our disapproval, the souls from whom we kept aloof in a former life."



પ્રકરણ ૧૮ મું.



## સુખનાં સર્વે સાધનો છતાં સંતોષની ગેરહાજરી.

એક દીવસ ચોકસ ગામ જવા માટે પેલા દોસ્તો ટ્રેનમાં મુસાફરી કરતા હતા તે વખતે તેમનાંજ 'કંપારટમેંન્ટ' માં બીજા બે શખ્સો પણ હતા, જેઓ પોત પોતામાં વાતે રોકાયલા હતા. તેઓની વાતચીત તથા એક બીજા સાથની વર્તણુક ઉપરથી એક ઘણો પૈસાદાર, તથા બીજો મધ્યમ સ્થીતીનો શખ્સ માલમ પડતો હતો. દરેક સ્ટેશન ઉપરનાં લોકો પેલા પૈસાવાળાને જોઇ મુછમાં હસતા, તથા પોત પોતામાં તેને માટે મજાક ચલાવતા હતા. સ્ટેશન આવતાજ તે ગાડીનાં બારણા આગળ જઇ ઉભો રહેતો જે જોઇ કેટલાએક તેને વાંકાવલી સલામ કરતા, જ્યારે કેટલાકો તેને ઝાઝું કોહુ ન આપતાં એટલુજ નહી, પણ તે ન જોય તેમ તેના કોરા કહાડતા હતા. એક સ્ટેશન ઉપર ટ્રેન ઉભી રહેતાંજ તેવણ 'રીફ્રેશમેંન્ટ રૂમ' માં ગયા. આ વખતે તેના સાથીને ગાડીમાંજ બેસી રહેલો જોઇ પેલા દોસ્તોમાંનાં એકે તેને પુછ્યું કે "આ ગ્રહસ્થ કોણ છે? એવણુને જોઇ દરેક સ્ટેશન ઉપરના લોકો હસતા હતા તેનું શું કારણ?"

તેણે જવાબ દીધો કે "આ ગ્રહસ્થ આ તરફના એક શેઠીઆ છે, અને બધા લોકો એવણને ઓળખે છે. એવણ ઘણાં ભાગ્યશાળી છે. એવણે નહાનપણમાં જેજી ધંધા કીધા હતા તે બધામાં એવણ ફાવી નીકળ્યા હતા. આથી એવણ લખખો રૂપીઆ મેળવવા પામ્યા છે, અને વળી બીજી બધી વાતે પણ સુખી છે, પણ એવણ શેઠ માનના ઘણાંજ ભુખ્યા છે. લોકોને પોતાની તારીફ કરતાં સમજવાને, તથા માન આપતા જોવાને એવણ ઘણાંજ ઇન્તેજાર રહેછે. એવણની આ મોટી એબ દરેક જણ જાણતા હોવાથી જ્યારે લોકો તેવણના ખુમામતીઆઓને વાંકાવળી તેવણને સલામ કરતા જોય છે ત્યારે તેઓથી હસ્યા વગર રહેવાતું નથી."

આ વાત થતી હતી તેટલામાં પેલો તવંગર ગ્રહસ્થ આવી લાગ્યો. બીજા સ્ટેશન ઉપર તેના ગરીબ સાથીના ઉતરી જવા પછી આ માતબર શેઠીઓ આપણા દોસ્તો સાથે વાત કરવા લાગ્યો. તરેહવાર એલાર પેલારની વાતો ચલાવ્યા પછી પોતા વીશે બોલતાં તે કહેવા લાગ્યો કે "લોકો મને પૈસાવાળો જાણી સુખી સમજે છે, અને મારી અદેખાઇ કરે છે, પણ ખરેખર જોશો તો હું મુદલ સુખી નથી. જોકે પૈસા–ટકા, વાડી–બંગલા, બાગ–બગીચા, ઘોડા–ગાડી, બાયડી–છોકરાં તેમજ તંદુરસ્તી, ટુંકમાં કહું તો મોજનું દરેક સાધન મારી પાસે હોવા છતાં હું સુખી નથી. મને કેથે પણ ચેન પડતું નથી. મારો ખોદાજ જાણે છે કે હું કેવી રીતે બેચેનીમાં દહાડા ગુજારૂં છું. મને કોઇ રીતે સંતોષ ઉપજતોજ નથી. હું પોતે પણ અજબ થાઉં છું કે દુન્યાની તમામ ન્યામત મારી પાસે હાજર હોવાં છતાં મારી બેચેની, અને અસંતોષપણાનું કારણ શું હશે. વીચાર કરવાં છતાં મને તેનું વાસ્તવિક કારણ માલમ પડતું નથી"

આ વાત પુરી થાય તેટલામાં દોસ્તોને ઉતરવાનું સ્ટેશન આવી પુગવાથી તેઓ પેલા શેઠની રૂખસદ લઇ સ્ટેશન ઉપર લેવા આવેલા એક મીત્ર સાથે તેને ઘેર ગયા. ઘેર આવ્યા પછી જરા આસારોસ લઇ, ચાહ પી, સાંજનાં તે શહેરમાં આવેલા એક સુંદર

બાગમાં પોતાના મીત્ર સાથે ફરવા ગયા. આ બાગ નવોજ બના વેલો હોવાથી તે અતી ખુશનુમાં, તથા રળીઆમણો લાગતો હતો. વળી તેમાં ગરીબોને રાહત આપવા માટે તરેહવાર પ્રકારની ગોઠવણો કીધેલી હતી. આથી ગરીબ વર્ગનાં લોકોને માટે તો આ બાગ એક આશીરવાદ થઇ પડયો હતો. આખા દીવસનાં થાકેલા ચાકરી ઉપરથી પાધરા પોતાના હવા ઉજાસ વગરના ઘરમાં જવા કરતાં આ દીલખુશ બાગમાં આવ્યાથી તેઓને વધુ આમાએસ મળતી હતી, હજારો ગરીબ લોકો આ બાગના ધણીને દુવા દેતું હતું. ગરીબોનાં સુખ માટેની આવી તારીફ લાયક ગોઠવણથી ખુશ થઇ જઇ પેલા દોસ્તો પોતાના મીત્રને આ બાગની હકીકત પુછવા લાગ્યા.

મીત્રે જવાબ દીધો કે "આ બાગ એક ગ્રહસ્થે પોતાને માટે બનાવ્યો હતો, પણ પુરો થવા પછી તે તેને ગરીબો માટે ધર્મદામાં આપી દીધો છે. આ શખ્સ ઘણો પૈસાવાળો, યા પરોપકારી નથી, બલકે પૈસાનો ઘણોજ લોભી, તથા આપસ્વાર્થિ છે. પણ માન પાનનો તે એટલો તો ભુખ્યો છે કે પૈસા વ્હાલા હોવા છતાં માન અકરામ મેળવવા માટેજ તેને આ ધર્મ કીધો છે. તેના અંતઃકરણમાં ગરીબો વીશે ઝાઝી દયાની લાગણી નથી. ઉલટો તે ઘણી વખત ગરીબોની સામે મત આપતો માલમ પડયો છે. પણ આ બાગ ધર્માદામાં આપી દેવાનો સબબ ફક્ત લોકોનું માન મેળવવાનો, તથા વર્તમ ન પત્રોમાં પોતાની તારીફ થતી જોવાનોજ હતો, જો કે ગરીબ લોકો તો બીચારા એમજ માને છે કે ગરીબ તરફની તેવણની અતી દયાળુ લાગણીને લીધેજ તેવણે આ બાગ આપી દીધો છે."

બીજે દીવસે પાંચ દોસ્તો સાથે બેસી ટ્રેનમાં મળેલા પેલા માતબર શેઠીઆની અસંતોષી હાલત માટે વીચાર કરવા લાગ્યા. દુન્યાઇ મોજ શોખ પુરા પાડનારા દરેક સાધન ધરાવતાં હોવા છતાં તેવણ સુખી ન હતા તેનું કારણ શોધવાના હેતુથી તેઓ વાદવિવાદ કરવા લાગ્યા. એક દોસ્ત બોલ્યો કે "ખોદાશનાસીની એક ચોપડીમાં કરણીનાં કાયદા વિશે લખનાં તેનો બાહોશ કર્તા લખે છે કે કરણીનાં

કાયદા પ્રમાણે આપ મતલબનો બદલો હમેશ અસતોષપણામાંજ મળે છે જ્યારે આપ સ્વાર્થને લીધે કાંઈ સખાવત કરવામા આવે છે ત્યારે તે સખાવત કરનારને તેની સખાવતનો જે બદલો મળે છે તેની સાથે તેની આપ મતલબનુ પરીણામ પણ તેને આપવામા આવે છે, જે પરીણામ અસતોષપણુ હોય છે વળી તેજ ચોપડીમા એક ઠેકાણે કહેવામા આવ્યુ છે કે મોટી સખ્યામા ગરીબ લોકોને ફાયદો થાય, તથા તેઓનુ દીલ ખુશ થાય એવી સખાવત જ્યારે કરવામા આવે છે, ત્યારે તે સખાવત કરનારને જે ચીજનો ઘણોજ શોખ હોય તે ચીજ તેને આ જન્મમા, યા આવતા જન્મમા પેલી ઉતમ સખાવતના બદલા તરીકે આપવામા આવે છે જો તેને દુન્યામા પૈસા સૌથી ઘણા વહાલા હોય છે તો આ સખાવતના પરીણામ તરીકે તે પૈસા મેળવી શકે છે, જો તેને દુન્યામા સૌથી વહાલુ જ્ઞાન હોય છે તો તેની સખાવતના પરીણામ તરીકે તે આવતા જન્મમા જ્ઞાન હાસલ કરી શકે છે આવી રીતે તેને સૌથી વધુ પસદ પડતી ચીજ તે મેળવી શકે છે આ શિક્ષણ ઉપરથી માલમ પડે છે કે આ બાગના ધણીએ સખાવતમા આ બાગ આપી દીધાથી મોટી સખ્યામા ગરીબોને જે ખુસી તથા સુખી કીધા છે તેના બદલામા તેવણને આવતા જન્મમા તેવણને સૌથી ઘણી પસદ પડતી ચીજ મળવી જોઈએ આપણા મીત્ર તરફથી આપણે જાણ્યુ છે કે તેવણને પૈસાનો ઘણો લોભ છે, આથી યાને પૈસા વધુ ગમતા હોવાથી આવતા જન્મમા એવણ ઘણા પૈસા મેળવી શકશે પણ આ સખાવત તેવણે આપ મતલબથી કીધેલી હોવાથી તેવણ ઘણો પૈસો મેળવવા છતા હમેશ અસતોષીજ રહેશે આપણને ટ્રેનમા મળેલા માતબર શેઠે પણ ગયા જન્મમા આપ મતલબથીજ ગરીબો માટે કાંઈ મોટી સખાવત કીધેલી હોવી જોઈએ, અને તેટલા માટેજ તેવણે દુન્યાઈ મોજના તમામ સાધનો મેળવેલા હોવા છતા તેવણ અસતોષી તથા બેચેન રહે છે ”





## પ્રકરણ ૧૯ મું.

# ચેપીરોગના દુઃખીઓ ઉપર લોક તિરસ્કારનો દામ.

એક દીવસ પેલા દોસ્તો એક શહેરમાં આવેલી રગતપીટીઆઓની ઇસ્પીતાલ જોવા ગયા. આ શેહેરમાં આવ્યા પછી તેઓને આ ઇસ્પીતાલ માટે ખબર પડતાંજ તેઓની દયાળુ લાગણી ઉભરાઇ આવ્યાથી બીચારા રગતપીટીઆઓની હાલતની જાતી તપાસ કરવા માટે તેઓ ત્યાં ગયા હતા. ત્યાં બીચારાઓને અતીશય દુઃખમાં રીબતા જોઇ તેઓનું દયાળુ હૈયું ઉભરાઇ આવ્યું, તે છતાં હીમ્મત પકડી પાંચે દોસ્તો ત્યાના દરદીઓને તરેહવાર પ્રકારનો દીલાસો દેવા લાગ્યા. કેટલાક કલાકો આવી રીતે તેઓને દીલાસો દેવામાં પસાર કીધા પછી એક હુલાયદી ઓરડીમાં રાખવામાં આવેલા એક કદરૂપા ચહેરાનાં શખ્સ આગળ તેઓ આવી લાગ્યા. તેની ખબર અંતર પુછતાં તે કહેવા લાગ્યો કે "મારા જેવા અલખામણા અને હીણાયલા શખ્સો દુન્યામાં થોડાજ હશે. કુતરાંને પણ જેટલો હડધુત કરતા નથી તે કરતાં વધારે હડધુત કરી લોકોથી છુટો પાડી મને અતરે એક જાનવરની પેઠે રાખવામાં આવ્યો છે, જો કે મને કાંઇ રગતપીત નથી. તમો શીવાય આજ સુધી કોઇ પણ શખ્સને મારે માટે દયા ખાતો, યા દીલાસો દેતો મેં જોયો નથી. મારા માબાપ મને નીરાધાર હાલતમાં મુકી મરણ પામેલા હોવાથી, પહેલા તો મે નોકરી રહેવા માટે ઘણા ફાંફાં મારીયા. પણ મારો બદ સીકલ ચહેરો જોઇ મને નહી કોઇ નોકરી રાખતું, કે નહી કોઇ કામ

આપતું હતું. આથી મહા મુશકેલીએ હું કચરાપટીની ચાકરીએ રહો હતો, જો કે મેં આવા હલકા વર્ગમાં જન્મ લીધો ન હતો. ચાકરીને થોડા મહીના થયા નહીં, એટલામાં મારા મ્હોંમાંથી એક જાતની દુર્ગંધ નીકળવા લાગી, અને ઇસ્પીતાલમાં તેની દવા કરવાં છતાં તે એટલી તો વધી ગઇ કે મારી પાસે ઉભેલા કોઇ પણ શખ્સથી તે ખમી શકાતી ન હતી. આથી મને કોઇ પોતાની નજદીક ઉભું વતીક રહેવા ન દેતું. મારી દુર્ગંધને લીધે સર્વે મને જોતાંજ નાંક પકડી તુચ્છકારથી પોતાની આગલથી ચાલી જવા ઇસારત કરતાં, અને ઘણી વખતે તો લાકડી, છત્રી, યા ચાબકનાં ફટકા પણ ખાવા પડતા હતા. ખોરાક માટે અનાજ પાણી વેચાતું લેવા જતો તો દુકાનવાળાઓ ત્યાંથી પણ મને કહાડી મુકતા. નહીં કોઇ મને રહેવાને ઝુપડી આપતું, કે નહીં કોઇ મને રસ્તામાં ચાલવા દેતું. જો હું કોઇના ઘર આગળ ઉભો રહેતો તો ઉપરથી મારી ઉપર પાણી, યા કચરો ફેંકવામાં આવતો. જાણે લોકોનો એટલો જુલમ મારી ઉપર થોડો હોય તેમ વળી એક વર્તમાન પત્રમાં મારી સામે લખાણ કરવામાં આવ્યું કે મારા જેવા ગધમારૂને સરકારે વસ્તીમાંથી દુર કરવો જોઇએ. આથી સરકાર તરફથી આ રગતપીતની ઇસ્પીતાલમાં મને લાવી નાંખવામાં આવ્યો છે. અતરે મને લોકોના ટાણા, ધિકકાર, તથા હાડમારી જો કે સોસવી પડતી નથી પણ એક બંદીવાનની માફક શેહેરથી દુર એકલો અતુલો મને અહીં સબડવું પડે છે.”

આ વાત થવા પછી સાંજ પડવા આવેલી હોવાથી પેલા દોસ્તો ઘેર જવા નીકળતા હતા, તેટલામાં આ ઇસ્પીતાલ બંધાવી આપનાર શખ્સનો મોટો દીકરો ત્યાં આવી લાગ્યો. આ દીકરા સાથ તેઓને વાતચીત થવા પછી તેઓ તેને ઇસ્પીતાલ વિશે કેટલીક વીગતો પુછવા લાગ્યા. આ ઉપરથી તે બોલ્યો કે “ મારા બાવા જેવણે આ ઇસ્પીતાલ બંધાવી આપી છે તેવણ પોતે પણ રગતપીતના દુઃખથી ઘણાં હેરાન થાય છે. આ બુરા દુઃખનો જાતી અનુભવ આવાને થવાથી નેવણે બીજા ગરીબ રગતપીતીઆઓ

વીશે ઘણી દયા આવતી હતી. તેવણુ ઘણી વખત બોલતા હતા કે "મારી પાસે તો પૈસા હોવાથી મારૂં દુઃખ વણાઇ જાય છે, લોકો મારી આગળ આવ જાવ કરે છે, મારી ખબર અંતર લે છે, તથા મારી માવજત પણ ઘણી સારી રીતે કરવામાં આવે છે. પણ પૈસે ટકે ગરીબ હોવા સાથે જેઓને આ નેહેસ્તમાં નેહેસ્ત દુઃખ લાગુ પડેલું હશે તેઓ બીચારાઓને તો અત્યંત ખમવું પડતું હશે. તેઓ માટેની આસપાસના લોકોની સુગ તથા કમકમાટ જોઇ તેઓને વધુ દુઃખ થતું હશે. આવા .રગતપીતીઆઓ પાસ જતાંજ બીજાઓને બીક તથા કચવાટ લાગતો હોવાથી તેઓ બીચારાની ચાકરી તો શું, પણ કોઇ તેઓને આડી નજરે પણ જોતું ન હશે. આવા દયાલુ વીચારો બાવાને આવતા હોવાથી તેવણે પોતાને ખરચે આ ઇસ્પીતાલ બંધાવી આપી છે, કે જેથી ગરીબ રગતપીતીઆઓની ત્યાં બરાબર માવજત થાય." આ વાતચીત પછી પેલો છોકરો તેઓને પોતાને ઘેર ખાવા આગળ આવવા કહેવા લાગ્યો, જે ઉપરથી ફુરસદે તેને ઘેર મળવા જવા કબુલ થઇ તેઓ છુટા પડયા.

આ પાંચ દોસ્તો જ્યાં ઉતરેલા હતા તેની પડોસમાંજ એક ઘણોજ ઇત્તર શખ્સ રહેતો હતો. તે એટલો તો ટચાક તથા અકકડ ફુસ હતો કે પોતાના એસકી ધોયલા કડકડતાં **કુપડાંને** કોઇ ગરીબનો હાથ લાગતાંજ તે કમકમી ઉઠતો, અને ઘણા તુચ્છકારથી આ વાંક માટે તેની ખબર લેતો. એવામાં અંજાણપણે એના **શરીરને** જો કોઇ ગરીબનો હાથ કે લુગડું લાગી ગયું તો થઇજ ચુકયું. તેને બીચારાને તે ગાળે ગાળે ધોઇ કહાડતો, અને જો કોઇ નબળું સબળું મળી આવ્યું તો તેને લાકડીએ ફટકાવી કહાડવાને પણ ચુકતો નહીં હતો. જ્યારે હાથે હાંકવાની ગાડીમાં એસકી ફાંકડો બની પોતે હાંકવા બેસતો ત્યારે તો તે પોતાને ગોયા એક હાકેમજ સમજતો. ગરીબ રાહદારીઓને મ્હોંડથી નહીં પણ ચાબકથીજ બાજુ કરતો, કારણ ઘોડાવાળાનો 'પોઇસ'નો અવાજ એવણના નાજુક કાનમાં કમકમાટ ઉપજાવતો. જો કોઇકદાચ તેને મ્હોંડે બોલવાની ફરજ પડતી તો તુચ્છકારથી તે એટલુંજ બોલતો કે "અએ ગધ્ધા, બાજુમર." પણ

તેની સર્વે ફીસીઆરી સાથે તે એટલો તો બીકણ તથા હીચકારો હતો કે પોતાનાં વ્હાલાંમાં વ્હાલાં સગાને સાધારણ બીમારી પણ જ્યારે લાગુ પડેલી જોતો ત્યારે રખેને તે બીમારી પોતાને ઉડે એવી બીકથી પેલા બીમારથી દુરનો દુર રહેતો, અને ઘણી વખત તો માવજતની ફરજમાંથી છટકી જવા માટે કોઇ બહાને બહારગામ નાશી જતો. તેને ગરીબોની લેશભાર પણ દયા આવતી ન હતી. તે ઘણીવાર બોલતો કે "ગરીબોને તો ગંધમારતી જગ્યાઓમાં હલાયદા રાખવા જોઇએ, અને હમારા જેવા સુફીઆના લોકોમાં 'આવવાજ નહીં' દેવા જોઇએ, કે જેથી આ કંગાલોનાં મ્હોંડા જોવામાંજ ન આવે. હું જો હાકેમ હોઉં તો આવા અભણ જાનવરોને મારાથી સો વારની અંદર 'આવવાજ નહીં' દઉં. એ લોકોને તે કાંઇ માણસમાં ગણવાના છે? જેમ જાનવરોને ખોદાએ માણસનાં કામ માટેજ પેદા કીધેલા હોવાથી તેઓ પાસ મારીને કામ લઇ વાડામાં બાંધી રાખવામાં આવે છે તેમજ ગરીબ બુણખોને પણ આપણાં જેવા શીખેલા શેઠીઆઓનું વહીતરૂં કરવાજ પેદા કીધેલા હોવાથી લાત મુકકી મારી તેઓ પાસ કામ લઇ આપણાથી એક મૈલ દુર રાખવા જોઇએ "

આ મગરૂબ શખ્સને આવી રીતે તુંદઇથીજ સૌ સાથ વર્તતો જોઇ એક દોસ્ત કહેવા લાગ્યો કે "આવો એક એકલપેટો, નીર્દય, મગરૂબ, અને તુંદ મીજાજ વાળો શખ્સ આવતા જન્મમાં આપણે ઇસ્પીતાલમાં જોયલા પેલા લોકોથી હડધુત થયલા શખ્સની માફક દુન્યામાં હાડમાર થાય, જ્યાં જાય ત્યાંથી તેને હાંકી મુકવામાં આવે એટલુંજ નહીં, પણ લોકો તેને ફટકાવી અને ગાળો દઇ, પાસેથી કહાડી મુકે તો તેમાં આશ્ચર્ય થવા જોગ કાંઇ નથી. જે શખ્સને એક વખત ગરીબ લોકોનાં અડકવાથી સુગ લાગી આવેલી, તેનાજ શરીરની દુર્ગંધથી બીજા જન્મમાં લોકો કમકમે, જેને તુચ્છકારથી ગરીબ લોકોને પોતાથી દુર રાખેલા તેનેજ લોકો આ બુરા રોગમાં સબડતો નાંખી દુર નહાંસે, તથા જે બીજાના દુઃખની સારવારમાંથી હમ્મેશ કોઇ બહાને છટકી ગયલો તેનેજ દુઃખની વખતે કોઇ આડી નજરે પણ ન જુએ તેમાં શું નવાઇ ? "



## પ્રકરણ ૨૦ મું.

# દુઃખીઓ હોય નહીં તો દુન્યા ચાલે નહીં એવી સુખવાસીઓની ફીલસુફી.

થોડા દીવસ પછી પેલી ઈસ્પીતાલ બંધાવનાર ગ્રહસ્થનો દીકરો પેલા દોસ્તોની થોડા દીવસ સુધી વાટ જોઇ તેઓને તેડવા આવ્યો, જેની સાથે તેઓ તેને ઘર ગયા. આ શેઠને બંગલે જઇ પુગ્યા પછી તેઓને તે શેઠ સાથે ઓળખાણ કરાવવામાં આવી. આ શેઠ રગતપીતથી ઘણાં દુઃખી હતા, અને રાત દીવસ મોત માંગતા હતા. આ દરદ તેવણને જન્મથીજ તેવણનાં બાપનું ઓઘે ઉતરેલું હતું. આં શેઠ પૈસાવાળા હોવાથી લોકો તેવણને મળવા આવતા હતા. પોતાને જો કે દુન્યા અકારી પડી હતી તે છતાં બીજાઓની પરોણાગત કરવા તેવણ ચુકતા ન હતા. કોઇ પણ શખ્સ સાંજને છેડે મલવા આવતો, તો તેઓ જમાડ્યા વગર કદી તેને પાછો ઘેર જવા દેતા ન હતા. આથી કેટલાક શખ્સો એવણની આ નેક ખાસીઅતનો અઘટીત લાભ પણ લેતા હતા. કેટલાએક ખુશામતીઆ, જેઓ અંદરથી

એવણુના દર્દ માટે કાંઇ પણ દયા ધરાવવાને બદલે સામા આ દર્દથી કમકમી ઉઠનારા હતા, તેઓ ફક્ત ખાવાના અભખરાને માટે વારંવાર સાંજ પછી તેવણુને ઘર આવતા હતા, અને જાણે એવન માટે કેટલું એક લાગી આવતું હોય તેમ દલગીર ચહેરે તેવણુની ખબર અંતર પુછતા, અને પછી ખુશાળ જીવે ખાઇ પી પોતાને ઘર પધારતા હતા. આ પાંચ દોસ્તો પેલા શેઠ સાથે કેટલીક વાતચીત કરવા પછી તેજ ઓરડાને બીજે નાંકે શેઠના છોકરા સાથે બેસી વાતચીત કરતા હતા તેવામાં ઉપલી કીશમનો એક ખુસામતીઓ શખ્સ શેઠને મળવા આવ્યો. તે શખ્સને પોતાની ખબર અંતર પુછતો જોઇ બીચારા દર્દી શેઠ કહેવા લાગ્યા કે "હવે હું દુઃખથી તદન કંટાળી ગયો છું, મારાથી હવે ખમાતું નથી, માટે હવે તો જીંદગીનો જલદીથી અંત આવે તો સારૂં." આથી પેલો શખ્સ ગંભીરાઇથી તેવણુને દીલાસો દેવા લાગ્યો. તે બોલ્યો "અરે મારા શેઠ, તમોને જોઇ **મને** જ્યારે ચુંઠાઇ આવે છે ત્યારે **તમો બીચારા શેઠને** તો કેટલું લાગતું હશે? તમોને દુઃખી જોઇ મારૂં તો જીગર ફાટી જાય છે, પણ શું કરીએ ખોદાના હુકમની સામે કાંઇ થવાય? તમો હાલ વગર તકસીરે આટલું દુઃખ વેઠો છો તેનો બદલો ખોદા જરૂર વાળી આપશે. ખોદા એટલાતો ભલા છે કે કોઇને પણ ફોકટમાં દુઃખ વેઠવા દેતા નથી. પણ જ્યારે દયાળુ કીરતારને દુન્યા ચલાવવા તમારા જેવા વગર તકસીરવાળા કોઇ શખ્સ ઉપર દુઃખ પાડવાની ફરજ પડે છે, ત્યારે એ દુઃખના બદલામાં હજાર ઘણું સુખ તેને બેહેસ્તમાં આપે છે. માટે નીરાશી છોડી દઇ હીમ્મત પકડો, કારણ કે જેટલું દુઃખ તમો હમણા હીમ્મતથી ખમશો તેટલું સુખ તમો પાછળથી પામશો."

પેલા ખુશામતીઆ શખ્સે જરા વીચાર કરી આગળ ચલાવ્યું "હું સારી રવેશે જાણું છું કે હાલ તમો બીચારા શેઠને કાંઇ પણ વાંક વગર આ મહા બુરૂ દુઃખ ખમવું પડે છે, પણ મારા અસરાફ. શેઠ, ખોદાબી શુ કરે? તેવણુને આખી દુન્યા ચલાવવાની, ત્યારે કોઇને સુખી તો કોઇને દુઃખી, કોઇને તંદુરસ્ત તો કોઇને દર્દી એમ

તરેહવાર પ્રકારના માણસો બનાવ્યા વગર કેમ ચાલે? એમાં ખોદાનો તે આપણે શું વાંક ક્હાડીએ? તેવણે જ્યારે દુન્યા ચલાવવાનો વીચાર કીધો ત્યારે તો કોઇ પણ રીતે દુન્યા ચલાવવી તો જોઇએ. વળી મુરબ્બી જરા વીચાર કરો, કે ખોદા બધાને મારા જેવા તંદુરસ્ત બનાવે તે પછી એક બીજાની કોઇ દરકાર પણ ન કરે, અને દુન્યાનો કારભાર પણ અટકી જાય. માટે જે દુઃખ તમો ઉપર પડયું છે તે મુંગે મહોંડે ખમવામાજ ફાયદો છે. ખોદા પોતાની કાબેલીઅત વાપરીનેજ દુન્યા ચલાવવા કોઇને સુખી તો કોઇને દુઃખી, કોઇને કાબેલ તો કોઇને બેવકુફ બનાવે છે. દુઃખ ખમવા માણસને ગમતું તો નથી, પણ બધાજ જ્યારે વગર તકસીરે દુઃખ ખમવા તમારી માફક ના કહે તો પછી ખોદા દુઃખ કોણની ઉપર પાડે? દવા પીવા પણ માણસોને ગમતું નથી તે છતાં જેઓ સમજુ છે, અને જાણે છે કે સ્વાદ ખરાબ લાગવા છતાં જેમ તેમ કરી દવા પી જવા પછી તંદુરસ્ત થયાથી સુખ મળે છે, તેઓ મુગા મુગા ખુશીથી દવા પી જાય છે. તેજ પ્રમાણે જેઓ દાનાવ છે, અને સમજે છે કે અતરે દુઃખ વેઠયા પછી બેહેસ્તમાં અતી સુખ મળનાર છે તેઓ ખુશીથી દુઃખ ખમે છે. એટલા માટે જ્યારે આપણે જાણીએ છીએ કે આપણુને દુઃખનો બદલો બેહેસ્તમાં મળનારજ છે તો પછી હાલ દુઃખ ખમવામાં હરકત શું હોય?"

પેલા શેઠ આ શખ્સને સારી રીતે ઓળખતા હતા તેથી આ વખતે જેવાની સાથે તેવા થવાનો તેવણે વીચાર કીધો. તેવણ બોલ્યા "જેમ આપણા એક હાથના પાંચે આગળા સરખાં હોતાં નથી તેમ દુન્યામાં બધાજ માણસોના વીચારો પણ એક સરખા હોતા નથી. આથી સૌ સૌ પોત પોતાના વિચારો પ્રમાણે દુન્યામાં ચાલે છે, અને તેમાં કાંઇ ખોટું નથી. તમોએ હાલ જે વીચારો જણાવ્યા તેવા વીચારો મારા નથી. મારા વીચાર પ્રમાણે તો જો મારા પોતાના વાંકને માટે, યાને મારાથી થયલા બુરાં કામોને માટે, મારી ઉપર દુઃખ પાડવામાં આવે તો તે હું વાજબી ગણું, અને તે દુઃખ, મારે એક વરાળ પણ ક્હાડયા વગર ધીરજથી ખમવું જોઇએ. પણ હવે

પછી બેહેસ્તમાં સુખી થાઉં તે માટે અગાઉથી વગર કારણે જો મારી ઉપર દુઃખ પાડવામાં આવે તો તે હું વાજબી ગણતો નથી. એવું દુઃખ ખમવાને માટે હું ખુશી નથી. કારણ કે હું એમાં ઇનસાફ જોતો નથી. પણ તમો તો કોઇ પણ એક આસામી ઉપર—પછી તે આસામી હું હોઉં યા તમો હોવો તે છતાં તેની ઉપર—આવી રીતે વગર તકસીરે દુઃખ પડે તે વાજબી વીચારો છો, એટલુંજ નહીં પણ તેમાજ ખોદાનો ઇનસાફ સમજો છો, અને વળી એમ થાય તોજ દુન્યા ચાલે એમ માનો છો, માટે મારા અલી દયાળુ દોસ્ત, મેહેરબાની કરી ખરાં અંતઃકરણથી ખોદા પાસ એવું ચહાવો કે મારી દુઃખી હાલત તમોને આવે અને તમારી સુખી હાલત મારી થાય. એમ થવાથી આપણ બંધે જન ખુશી થઇશું, આપણને બેઉને પોત પોતાની આ નવી હાલત વાજબી લાગશે, અને આપણને આવી રીતે ઇનસાફ મળેલે જોઇ આપણ બંધે સંતોષ પકડીશું.

"આ પ્રમાણે થવાથી મારા ખાબમા તો વગર વાંકે મારી ઉપર આવી પડેલું દુઃખ મારી ઉપરથી નીકળી જતુ હોવાથી મને ઇનસાફ મળેલો સમજી હું ઘણો ખુશી થઇશ. વળી તમો પોતે તો જ્યારે વગર તકસીરે આવી પડેલું દુઃખ યા સુખ વાજબીજ સમજો છો, જ્યારે તમારે મનથી તો દુઃખ તેમજ સુખ બેઉ એક સરખી રીતેજ વાજબી છે, ત્યારે મારૂં દુઃખ તમો ઉપર આવી પડયા પછી પણ તમારી હાલત તો તમોને વાજબીજ લાગશે. તમો તો તમારા ઉદાર વીચાર પ્રમાણે તે વખતે પણ તમોને ઇનસાફ મળેલો સમજશો. વળી તમો માનોછો તેમ તમારા દુઃખના બદલામાં તમોને બેહેસ્તમાં અતી ઘણું સુખ મળશે એટલે ત્યાંબી તમો તો ઘણાં ખુશ ખુશ થઇ જશો. માટે મારા જાની દોસ્ત, જ્યારે તમોને પોતાને કાંઇ પણ ગેર ઇનસાફ થયા વગર તમારા હાથે મને સુખી કરવાનો સંભવ છે ત્યારે મારી ઉપલી અરજ કબુલ કરવામાં તમોને કાંઇ હરકત તો હોયજ નહીં. તમારી અરજ ખોદા કબુલ રાખશે કે નહીં તેને માટે કદાચ તમોને વસવસો હોય, પણ મારૂં દુઃખ તમોને ખમવું પડશે તેને માટે તો તમારા ઉમદા વીચાર

પ્રમાણે તમોને રતીભાર પણ અડચણ ન હોય. કારણ કે તમારાજ બોલમાં બોલું તો જ્યારે તમોને માલમ છે કે વગર તકસીરે આવી પડેલા દુઃખનો બદલો બેહેસ્તમાં મળનારજ છે ત્યારે તો પછી દુઃખ ખમવામાં હરકત હોયજ શાની. તમારા બોલવા મુજબ વર્તવાની હવે વારી આવેલી જોઇ તમોને તો ઘણીજ ખુશાળી લાગતી હશે. ઘણીકવાર માણસનું બોલેલું આપણે ન ધારેલી રીતે થોડાજ વખતમાં સફળ થતું જોઇએ છીએ. ખોદા કરેને તમારી વાણી પણ સફળ થાય, અને બેહેસ્તનું અતી ઘણું સુખ પ્રાપ્ત કરવાની તમારી મુરાદ બર આવે. માટે મારા હમ્મેશનાં દયાલુ દોસ્ત, જેમ બાબરે હુમાયુની બીમારી પોતા ઉપર લેવા માટે ખરા અંતઃકરણથી ખોદાની આજુજી કીધી હતી તેમ તમો પણ મારૂં દુઃખ લઇ બેહેસ્તમાં સુખી થવા માટે ખરાં જીગરથી ખોદાની બંદગી કરી તમારા ધર્મનાં રીવાજ પ્રમાણે ક્રીયા કરી ઉપલી દુવા માંગો. આ ક્રીયા માટે જે કાંઇ જોઇતું હોય તે સર્વે વસ્તુ તથા ખર્ચ પુરો પાડવાને હું તૈયાર છું."

આ સાંભળી પેહેલાંતો પેલો શખ્સ થોડો વખત સુધી કાંઇ પણ બોલી શકયો નહીં, પણ ત્યારપછી તેની હમ્મેશની ચાલાકી વાપરી તે બોલ્યો "તમારૂં કહેવું તદન વાજબી છે. મારી ઉપર તમારૂં દુઃખ આવી પડે તેમાં મને હરકત શાની હોય? ચાલું થોડો વખત અતરે દુઃખ ભોગવીશ તેનાં બદલામાં હંમ્મેશનું મને તો બેહેસ્તમાં હદ બહાર સુખ મળશે. પણ તમો શેઠે તમારી હંમ્મેશની દુરઅંદેશીથી જાણી લીધું હતું તેમ તમારી બીમારી લેવા હુ ખોદાની ખાશ દુવા ગુજારૂં, બલકે ઘણીજ આજુજીથી અરજ કરૂ, પણ તે છતાં ખોદાની મરજી જો એમ એકનું દુઃખ બીજાને આપવાની ન હોય, અને તેથી તમારૂં દુઃખ ન જાય તો તમો બીચારાને વધારે દલગીરી લાગશે, બલકે દમો તદનજ નીરાશ થઇ જશો. આથી તમારાજ ભલાને માટે ઉપલી દુવા ગુજારવાનું હું દુરૂસ્ત ધારતો નથી."

પેલા શેઠ આ તાલતલાવટ સમજી જઇ વધુ ગંભીરાઇથી કહેવા લાગ્યા કે "મારા દુઃખ માટે તમો દોસ્તને એટલું બધું લાગતું હશે

એમ હું ધારતો ન હતો. તમારો અતી દયાળુ ખવાસ આજે માલમ પડી આવ્યો છે. તમો ખોદા પાસ દુવા માંગવા છતાં ખોદા મારૂં દુઃખ તમો ઉપર નહીં નાંખે તો મારી આશા ભ્રષ્ટ થવાથી મને અતીશય નીરાશી ઉપજશે એવો વીચાર તમારા દયાળુ હૈડાંને પીગળાવી નાંખતો માલમ પડે છે. આથી તમારૂં દયાળુ જીગર ઉપલી દુવા ગુજારવા માટે હીમત કરી શકતું નથી. પણ મારૂં ભલુ ચહાનાર દોસ્ત, મને તમોને ખાતરી આપવા દો કે મારો સ્વભાવ એવો છે કે જ્યારે હું એક દોસ્તને મારા ભલા માટે કાંઇ પણ કોશેશ કરતો જોતો નથી ત્યારે મને ખરેખર બેહદ દલગીરી, તથા નીરાશી ઉપજે છે, પણ જ્યારે મારો એક દોસ્ત પોતાની બનતી કોશેશ મારા સારાને માટે કરતો હોવા છતા તેનેથી મારૂં ભલું થઇ શકતું નથી ત્યારે બીજાને મારે માટે એટલી કાળજી સાથ કોશેશ કરતો જોવાથી મને જે બેહદ સંતોષ ઉપજે છે તે સંતોષ મારી દલગીરીને સદંતર હાંકી દે છે, અને નીરાશીનો વીચાર આવતાંજ તેની પરોપકારીક વર્તણુક યાદ આવ્યાથી મારી નીરાશી ટકી શકતીજ નથી. એટલા માટે તમો દોસ્તે મારી નીરાશીનો ખ્યાલ તમારા મનમાંથી દુર કરવો. તમારી દુવા ખોદાની દરગાહમાં કબુલ કરવામાં આવે કે નહીં તે તો મારૂં નશીબ, તેની તમોએ કાંઇ ફીકર ન કરવી. ઉપલી દુવા ગુજારી તમોને તમારી ફરજ બજાવતાં જોઇનેજ મારી હાલની નીરાશી અર્ધી અર્ધ તો કમી થઇ જશે."

પેલા શેઠનું ગંભીર પ્રકારનું આવુ બોલવું સમજી આ શખસ જરા ગભરાવા લાગ્યો, પણ તેટલામાં તેને વીચાર આવ્યો કે એમ દુવા માંગ્યાથી કાંઇ તેમજ બનવાનું હતું? એતો વેહેમીઓ એમ માને. વળી હું એવણને ખુશી કરવા એવણનાં દેખતાં જે દુવા માંગીશ તે ખરાં અંતઃકરણની નહીં પણ બાહેરની હોવાથી તેની કાંઇ પણ અસર થવાની નથી, માટે મને જરાર ફીકરમાં શું કરવા જવાબનું જોઇએ. આ વિચારથી તેને હીમ્મત આવી, અને તે બોલ્યો "આજે મોડુ થયનું હોવાથી, અને આજનો દહાડો પણ ઠીક નહીં હોવાથી, હું

આવતી કાળે આવી તમામ દેખનાજ તે બારે હુકતાલા પાસે તમામ કહેવા પ્રમાણે દુવા ગુજારીશ ”

આ પછી તેવણ બાગ પ્રમાણે ખાઇ પી રાતના ઘેરે પધાર્યા તેના ગયા પછી પેલા પાચ દોસ્તો જે આ મધળુ બારીકીથી સમજતા હતા તેઓને, આવતી કાલે શુ બનશે, પેલો શખ્સ કેવી રીતે દુવા ચહાશે, તે જાણવાની ઇતેજારી પેદા થવાથી તેઓએ બીજે દીવસે પણ આવવા પેલા શેઠના છોકરાને કબુલ થઇ ત્યાથી પોતાને ઘર ગયા

પાછળથી પેલા દોસ્તોને ખબર પડી કે પેલો શખ્સ ખાઇ પી જેવો પોતાને ઘર ગયો તેવુ જ, તેના લાડકા છોકરાને અકસમાત થયલો સમજી, તેનુ ખાધેલુ પીધેલુ ઉડી ગયુ તેના આ લાડકવાયા છોકરાને સીડી ઉપરથી ગબડી જવાથી મ્હોડા તથા માથા ઉપર વાગેલુ હતુ, પણ સારા નસીબે ગભીર પ્રકારની ઇજા થઇ નહી હતી છોકરાની જરા આખ લાગવા પછી પેલા શખ્સની બાયડી તેની પાસે આવી દીકરાની ખબર અતર કહ્યા પછી પોતાને હાથે પોતાનોજ કાન ચીમટી તેને કહેવા લાગી કે ‘ મારા અમરાફ માત પીતા બોલતા હતા કે વખત બે વખતે મ્હોમાથી ખરાબ વાણી ન કહાડવી તે મને આજે યાદ આવે છે આજે સાજના આપણો આ વ્હાલો દીકરો પેલા પાડોસીના કુકતા સાથે ઘણી દોડા દોડ કરતો હતો, અને સમજાવવા છતા મસ્તી છોડતો ન હતો આથી મારાથી એટલુ બોલાઇ ગયુ કે ‘તુને દોડવા ના કહુ છુ તે તુ નહીં સમજતો? માથુ મ્હોઢુ ભાગશે ત્યારે તુ ઠેકાણે આવશે, એક વખત માથુ મ્હોડુ ભાગે તો હુ ઘણી ખુશી થાઉ ’ હજુર તો છેલ્લો બોલ મારા મ્હોમા હતો તેટલામા તો આપણી સીડી ઉપરથી જે પગ છટકયો તે ગોથાં ખાતો ખાતો બીચારો છેક રસ્તાપર જઇ પડયો, અને માથુ મ્હોડુ છુદાઇ ગયુ હુ તો ફકત તેનામા ધાક પેસાડવા બોલી હતી, ખરા જીગરથી બોલી હોઉ તો તેની વાત જુદી હતી, પણ આતો કેહુ ‘કાગનુ બેસવુ અને તાડનુ પડવુ થઇ ગયુ ’ મે તો આજથી કાન ચીમટયો છે કે ફરી

ખરાબ વાણી મ્હોંમાંથી નહી કહાડું," એટલું બોલી તેણી એકવાર વધુ પોતાનો કાન ચીમટી પોતાના દીકરાની ચારવાર કરવા દોડી ગઇ.

આ પછી પેલો શખ્સ સુવા ગયો, પણ તેને ઉંઘ આવી નહીં. આખી રાત તરેહવાર વિચારો તેને આવવા લાગ્યા. તે વીચાર કરતો કે "જેમ મારી ઓરતની વાણી અચબુચ ખરી પડી, તેમ આવતી કાલે હું પેલા શેઠનું દુઃખ મારી ઉપર આવવા માટે જે દુવા ગુજારૂં તે ખરી તો નહીં પડી જાય? તેનું નેહેસ્ત રગતપીન મને તો નહીં થાય? આ બુરૂં દુઃખ મને થયું તો મારાથી કેમ ખમાશે? વળી હું તો ધારતો હતો કે હું કાંઇ દુવા ખરાં છુજરથી માંગનાર નથી માટે તે કદી પણ તે બર આવેજ નહીં, પણ મારી ઓરતના મ્હોડામાંથી નીકળી ગયલી વાણી ખરાં અંતઃકરણમાંથી નીકળેલી ન હોવાં છતાં તેજ ઘડી તે બેદરકાર રીતે બોલેલી વાણી પણ ફળી તો પછી મારૂં બોલવું પણ બર આવે, અને પેલા શેઠનું દુઃખ મને થાય, તો હું કેમ કરીશ? મને તો હમણાંથીજ ધ્રુજરાં ચહડે છે, તો પછી દુઃખ કેમ ખમાઇ શકાશે?

આવા વીચારોથી તેના હોંશ કોશ ઉડી જવા લાગ્યા, અને શું કરવું તેની તેને કાંઇ સમજ પડી નહીં. ઉંઘ ન આવવાથી તે વહેલોજ ઉઠી, નાહી ધોઇ, ઉપલાજ વીચારમાં બેઠેલો હતો, તેવામા પાસેનો પેલો મસ્તાન છોકરો જેની સાથ રમતાં પોતાનો લાડકો છોકરો પડી ગયો હતો તે ત્યાં આવી લાગ્યો. આ છોકરાનો અવાજ સાંભળતાંજ પેલા શખ્સનો દીકરો જે બીછાને સુતેલો હતો તે તેને પોતાની પાસે બોલાવવા લાગ્યો. આથી પેલો શખ્સ પોતાનાં વ્હાલા દીકરાને કહેવા લાગ્યો કે "જો દીકરા, આ પાસેના દુકતા સાથે તું ના રમ, એ ઘણોજ મસતાન સેતાન જેવો છે, અને એની સુજમાં ચાલતાં તું હાડમાર થશે. આ સેતાન છોકરાને લીધે તો તું કાલે ગબડી પડયો, અને હમારા હોંશ કોશ ઉરાડી નાંખ્યા, અને હજુરતો તું એને તારી પાસે બોલાવે છે." આથી પાસેનો છોકરો તો ચુપચુપ ચાલીજ ગયો. પણ પોતાનો ત્રણ ચાર વર્ષનો આ ચેકુરા જે ઘણોજ બોલકણો હતો તે

પોતાના બાપને નીરદોષપણામાં તરેહવાર સવાલો પુછવા લાગ્યો. તે બોલ્યો "બાવાજી, આ છોકરો સેતાન જેવો કાંય? સેતાન તે કોણ? સેતાનબી ઘણી મસતી કરે છે કે? તે કોઇ વખત પડી નહી જતો કે? તે કહાં રહે છે? બાવાજી, એને અહીં બોલાવો હું જોઉં કે તે આખો દહાડો મસતીજ કર્યા કરે છે.? તે શું મસતી કરે છે?"

આ છેલ્લા સવાલનો બાપે દમમાંજ જવાબ દીધો કે "વળી શું મસ્તી કરે, પેલા દુકતાની માફક એને ફફડાવે, પેલાને મારે, પેલાને નાંખી દે, કોઇનું લુંટી લે, કોઇને આજારી પાડે, એમ દુન્યામાં તોફાન મચાવે."

બુચો બોલ્યો "એક ડોસો આજારી છે તેને મળવા જાઉં છું એમ કહી તમો ઘડી ઘડી સાંજનાં જાઓછો તે ડોસાનેબી આએ સેતાનેજ આજારી પાડયો કે? પાસેના છોકરાની માફક આ સેતાનને-બી ધમકાવીને પેલા ડોસા આગલથી કહાડી કાંય નથી મુકતા?"

આ સમજતાંને વાર પેલા શખસને અચબુચ કાંઇ ખ્યાલ આવ્યો. આથી થોડો વખત વિચાર કરવા પછી તે ખુશીમાં આવી ગયલો જણાયો, અને મન સાથે કહેવા લાગ્યો કે "આજે મને મારા ચેકુએ મારી મુશકેલીમાંથી ઉગાર્યો છે."

સાંજના ખુશ થતો પેલો શખ્સ પેલા શેઠને ત્યાં ગયો. ખેર આફીયત પુછયા પછી પેલા શેઠ કાળની વાત યાદ દેવાડતાં બોલ્યા "મારા બ્હાલા દોસ્ત, તમારો તો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. જો કે તમોને તો તમારા વીચાર પ્રમાણે ફાયદોજ થનાર છે, તે છતાં આજે કોણ તમારી માફક એકનું દુઃખ પોતા ઉપર લેવા તૈયાર થાય? આજે તો સૌ વગર દુઃખ ખમવે બેહેસ્તનું ઉમદા સુખ મેળવવા તૈયાર થાય. પણ એતો તમારા જેવા પરદુઃખભંજન દોસ્ત હોય તેજ સમજે કે દુઃખ વગર કાંઇ બેહેસ્તનું વધુ ઉત્તમ સુખ મલતું નથી. કેમ, હવે પેલી દુવા ગુજારવા સારૂ તમારે માટે તૈયારી કરૂં?"

પેલા શખ્સે ઠંડે જીવે જવાબ દીધો કે "તમોને શું કહું મારા મુરબ્બી શેઠ, સારૂં થયું જે મેં કાલે ખોદા પાસે પેલી દુવા નહીં માંગી, નહીં તો બધી મહેનત પાણીમાં જતે. મારી મહેનત પાણીમાં જતે તે તો સમજ્યા, તમારા જીવને રાહત થાય તે સાથે સરખાવતાં મારા જેવાની મહેનત કાંઇ બીસાદમાં ન ગણાય, પણ જો મેં કાલે તમોએ કહેલી દુવા ગુજારી હતે તો તમો શેઠને બીચારાને અત્યંત ખમવું પડતે, અને હાલ કરતાં બેવડું દુ:ખ તમોપર આવી પડતે. તમારૂં હાલનું દુ:ખ મારાથી જોવાતું નથી, જોતાં મારૂં જીગર અંદરથી કપાઇ જાય છે, તો પછી એથી બેવડું દુ:ખ તમોપર પડેલું હું કેમ જોઇ શકતે? એ તો કાંઇ ખોદાએજ જોયું, તમારા વડાઓના પુન આડે આવ્યાં હશે તેથીજ મને ઘર ગયા પછી એવો વીચાર આવ્યો કે વગર તકસીરે દુન્યામાં લોકો ઉપર જે દુ:ખ આવી પડે છે તે ખોદાજ પાડતા હશે કે કેમ તે જરા ધીરજથી પહેલા તપાસું તો ખરો. અરે મારા શેઠ, સારૂં થયું જે આ બાબદ ઉપર વિચાર કરવા બેઠો, કારણ કે થોડો વખત સુધી લાંબો વિચાર કીધા પછી બીલોરની માફક સ્પષ્ટ રીતે એનું ખરૂં કારણ માલમ પડી આવ્યું. આપણે ખોદાને નાહકના બદનામ કીધેલા કે દુન્યા ચલાવવા તેવણને કેટલાકો ઉપર દુ:ખ પાડવું પડે છે. જે ખોદા એવા દયાળુ કે લોકોની તકસીર પોતાનાં રહેમ દીલથી માફ કરે તે ખોદા વગર તકસીરે કોઇને દુ:ખી કરે એ બનેજ કેમ? પણ કોણ જાણે કાલે મારી શુધ્ધ કયાં જતી રહેલી હતી. ખોદા તો એવા ઇનસાફી અને દયાળુ છે કે કોઇની ઉપર પણ પોતે જફા પાડેજ નહી. પણ માણસ ઉપર દુ:ખનો વરસાદ વરસાવનાર તો પેલો નાપાક સેતાન છે. લ્યાનત હોજો એવા હારેમન સેતાન ઉપર, એજ બદકાર આપણી ઉપર વગર કારણે સીતમ ગુજારે છે. ખોદા બધું જોઇ શકતા હોવાથી તેવણને જેવી ખબર પડે છે કે પેલા હારેમને ફલાણાને વગર કારણે દુ:ખી કીધો છે, તેજ વખત તેવણ પેલા બીચારા દુ:ખ-ખમનારને ધ્યાનમાં રાખી તેના ગુજરી જવા પછી, જો તેને પાપ ન કર્યાં હોય તો, તેને ખમેલા દુ:ખના બદલામાં તેને બેહસ્તમાં વધારે સુખ આપે છે. જેવું

મે દુખનુ આ ખરૂ કારણ જાણ્યુ, અને જેવી મારી ખાતરી થઇ કે દુખનો દેનાર તો સેતાન છેતેવીજ મે તો તમો શેઠને તમારા દુખ માથી બચાવવાની આશા છોડી મે તરત જોઇ લીધુ કે તમારૂ દુખ મને આવે એવી દુવા માગવામા કાઇ વળ્યુ નહીં સેતાન જો એમ બીજાનુ કહેલુ સમજતો હોય, અને તે પ્રમાણે વર્તતો હોય તો પછી તેને સેતાન કોણ કહે? એતો પોતાની જાતપર જઇ કોઇ કહે તેથી ઉલટુજ કરવાનો આ વિચારથી પહેલાતો મને ધ્રુજરા ચડકી આવ્યા, પણ પછી મનને શાંત કરી ઉપલી દુવા ગુજારતા મને અટકાવા માટે હુ ખોદાનો આભાર માનવા લાગો, કારણ કે જો મે કાવે તમારૂ દુખ મારી ઉપર લઇ લેવા દુવા ગુજારી હતે તો સેતાને તો ચીડમા આવી જઇ બોહોસના માર્યાએ તમો મુરબ્બી ઉપર વધુ સીતમ પાડયો હતે, અને મારે લીધે તમો શેઠનુ દુખ વધેલુ જાણી હુ તો હબકીજ ગયો હતે, અને મારો જીવ તો ક્યારનો કબજ થઇ ગયો હતે મને તો આપણા બેઉના વડવાઓના પુન આડે આવેલા લાગે છે"

• આ તોફો–દલીલ સમજ્યા પછી પેલા શેઠથી વધુ વખત તામોશ નહીં થઇ શકાવાથી તેવણ ભરમ ખુલો કહી બોલ્યા "તમો પોતે સુખી તથા તનદુરસ્ત હોવાથી, ખોદા દુન્યા ચલાવવા વગર કારણે એકને દુખી કરે એ વાત **તમોને** પહેલા વાજબી લાગી હતી પણ એક **દુ:ખી માણસને** તેની ઉપર પડતુ દુખ વાજબી લાગતુ હશે કે ગેરવાજબી તેનો ખ્યાલ તમો કરી શકયા ન હતા પણ દુન્યા ચલાવવા માટે વગર તકસીરે એકની ઉપર જન્મથીજ દુખ આવી પડે છે તે તદન વાજબી છે એમ જે તમો માનતા હતા તે તમો ખરા અંતકરણથી માનતા હતા કે ખાલીજ બોલતા હતા તે તપાસવા માટે મે જ્યારે તમોને અરજ કીધી કે મારૂ દુખ તમોને આવે એવી દુવા ખોદા પાસે માગો ત્યારે તેમ કરવાનો જીવ ન ચાલવાથી, અને તમોને કદાચ ખરેખર મારૂ દુખ ખમવુ પડે તેની બીક લાગવાથી, તમો આજે સેતાનનો નવો બુટ્ટો લઇ આવ્યા છેો પણ આ

ઓરંગો લગાવવાથી તમો જેમ ધારો છો તેમ ખોદા દયાલુ થરતા નથી. ખોદા ઈનસાફી તથા દયાળુ હોવાથી તેવણ વગર તકસીરે કોઈ ઉપર દુઃખ પાડેજ નહીં, પણ દુઃખનો પાડનાર સેતાન છે એમ કહી તમો ખોદાને દયાળુ તથા ઈનસાફી સાબેત કરવા જતાં સેતાનને વચમાં લાવી તે સર્વ શક્તિવાન ખોદાનો દરજ્જો સામો ઓછો કરોછો. જો ખોદા દયાળુ હોય તો પોતે કોઈને વગર તકસીરે દુઃખ ન દે એટલુંજ નહીં, પણ સેતાનને પણ કોઈને વગર તકસીરે દુઃખ દેવા ન દે. સેતાન જે વખતે બીજાને વગર કારણે દુઃખ દે તે વખતે ખોદા વચમાં આવી તેને તેમ કરતાં ન અટકાવે તો પછી ખોદા દયાળુ કેમ કહેવાય? વળી જો ખોદા સેતાનને તેનાં બુરાં કામથી અટકાવી ન શકતા હોય તો તેવણને સર્વ શક્તિવાન કેમ કહી શકાય? વળી સેતાનને બુરાં કામ કરતો અટકાવવાની શક્તિ ખોદામાં હોવાં છતાં તેવણ તેને અટકાવતા ન હોય તો ખોદાને ઈનસાફી કોણ કહે? તેવણનો ઈનસાફ અદલ કેમ કહેવાય? સેતાનને લગતી તમારી આ તોફો દલીલ ઉપરથી તો ખોદા નથી સર્વ–શક્તિવાન ઠરતા, નથી ઈનસાફી સાબેત થતા, કે નથી દયાળુ સીધ થતા. તમારો આજનો તકલીદી બચાવ આપણાં સર્વશક્તિવાન ખોદાને નાપાક સેતાન કરતાં પણ ઓછી શક્તિવાળા ઠેરવે છે.”

આ સમજી જેમ ડુબતું માણસ ફીણને વળગે તેમ પોતે ઉઘાડો પડી ગયાથી પોતાની આ બીજી તકલીદી દલીલને ચીવટપણે વળગી રહેવાની નેમથી પેલો શખ્સ બોલ્યો, “ખોદાની શક્તિ તો સેતાન કરતાં બેશક વધુજ છે. કારણ કે ખોદા તો છેલ્લે સરવાળે, યાને દુન્યાની આખેરીએ જીતવાનાજ, અને સેતાન તો ઉંધે મસ્તક પડવાનો, અને આખરે રાસ્તીનીજ ફત્તેહ થવાની ”

આ સમજી પેલા શેઠ બોલ્યા, “જો સેતાન છેલ્લે, યાને દુન્યાની આખેરીએ, ફના થવાનો હોય તો તેમાં હાલ મારૂં શું વળ્યું? હમણાં મારી ઉપર વગર કારણે આવી પડેલું દુઃખ જો સેતાનજ પાડતો હોય, અને વળી હાલ જે વખતે તે મને દુઃખ દે છે તે વખતેજ

ખોદા તેને અટકાવવાને બદલે જો મારી ઉપર દુઃખ પાડવા દે તો હું મને હાલ ગેરઈનસાફ મળતો ન સમજુ તો બીજું શું સમજું? એમાં ઇનસાફ મળતો હું કેવી રીતે જોઇ શકું? ખોદા હાલ જો સેતાનને ગમે તેમ મારી ઉપર જુલમ પાડવા દે તો હું તેવણને દયાળુ અને અદલ ઇનસાફી કેમ જોઇ શકું? મારી ઉપર દુઃખ પડી રહે, હું ગુજરી જાઉં, ત્યારપછી કંઇક જમાના રહી દુન્યાની આખેરીએ સેતાન નાશ પામે તેમાં હાલ મારૂં શું ઉધડયું? જો હમણાં તમોને કોઇ વગર કારણે ખુબ કેશરી-પાક જમાડતું હોય, અને તમારી ઉપર તરેહવાર જુલમ તે ગુજારતો હોય, તે જોઇ તરત વચમાં પડી તમોને માર ખાતા બચાવી લેવાને બદલે જો હું ઠંડે પેટે કહું કે 'કાંઇ ફીકર ના કરતો દોસ્ત, હાલ તો તે જેટલો જુલમ ગુજારે તેટલો સુંગે મ્હોંડે ખમ્યા કરજે, પછી તું જોજે તો ખરો કે થોડા વખતમાં એ એને ફેજે પુગશે,' તો શું તમો સંતોષથી એનો માર તથા જુલમ ખમ્યા કરશો? જેઓ દુન્યામાં ગુનાહ કરતા હોય, યા ખરાબ રસ્તે ચાલતા હોય તેઓ ઉપર ખોદાના ફરમાવ્યાથી દુઃખ પાડવાનું કામ જો સેતાન કરતો હોય તો તે વાજબી ગણાય. પણ એમ કહેવું કે વગર કારણે માણસ ઉપર આફત આવી પડવાનું કારણ સેતાન છે તો તે ખોદાઇ અદલ ઇનસાફને, તથા તેવણની બેહદ શક્તિઓને હીણું લગાડવા જેવું છે. વગર તકસીરે માણસ ઉપર હદ બહાર દુઃખ પાડવાથી દુન્યા કેવી રીતે ચાલી શકતી હશે તે હું સમજી શકતો નથી. હું તો આવી પ્રકારનાં દુઃખથી દુન્યાને કાંઇ પણ ફાયદો થતો જોઇ શક્તો નથી"

પેલો શખ્સ તુરત બોલી ઉઠયો "એમાં દુન્યાને એક મોટો ફાયદો થાય છે, અને તે એ કે એકને દુઃખી થતો જોઇ બીજા હજારોને તેથી ધડો મળે છે. વગર તકસીરે એક શખ્સ ઉપર દુઃખ આવી પડવાથી જેમ એક હાથ ઉપર તેને એખલાને ખમવું પડે છે તેમ બીજા હાથ ઉપર એકને નહીં પણ હજારોને તેથી ધડો મળ્યાથી ફાયદો થાય છે."

આ સાંભળી શેઠ બોલ્યા "તમો વગર વીચાર કરવે જ્યારે એકદમ બોલો છો કે એકને દુઃખી થતો જોવાથી હજારોને ધડો મળે છે, ત્યારે તો મેહેરબાની કરી મને જરા બતલાવશો કે મને વગર તકસીરે જન્મથીજ આવો દુઃખી થતો જોઇ તમોને શું ધડો મળ્યો? જો એક શખસ બુરૂં કામ કરે, યા આડે માર્ગે ચાલે, અને તેથી તે દુઃખી થાય તો તેમાંથી ધડો મળી શકે, અને તે ધડો એજ કે જેમ પેલો શખસ ખરાબ રસ્તે ચાલ્યાથી દુઃખી થયો તેમ જો આપણે પણ બુરી ચાલ ચલાવીશું તો એનીજ માફક દુઃખી થઇશું. પણ મારા બાબમાંતો જ્યારે મને **જન્મથીજ** રગતપીતથી દુઃખી કરવામાં આવ્યો છે ત્યારે તેમાંથી તમો શું ધડો મેળવી શકયા? હા, કદાચ એમ ધડો મળી શકે કે 'ખોદાનો કારભાર અંધેર છે, મરજી-મા આવે તેને સુખી બનાવે; સુખ દુઃખનો આધાર ખુદરતનાં ફાંટાં ઉપર લટકેલો છે; હાલ તમો સુખી છો તે માટે તમોને તમારોજ આભાર માનવો જોઇએ કે તમો ખુદરતનાં ફાંટામાં સપડાઇ દુઃખી થયા નથી.' આજ તમારો ધડો કે? હા એનેજ જો તમો ધડો કહેતા હોવો તો તે અલબતાં મળી શકે છે, બાકી ખરો ધડો તો એવા દેખીતા ગેર ઇનસાફમાંથી મલતો નથી.

"મારી ઉપર વગર તકસીરે જન્મથીજ આવી પડેલા દુઃખને હું ગેરવાજબી ગણું છું તે એટલાજ માટે કે તમોએ તે માટે જે ખુલાસો કીધો છે કે ખોદા પોતે, યા સેતાનની મારફતે, વગર તકસીરે લોકો ઉપર દુઃખ પાડે છે તે ખોલાસા પ્રમાણે જોતા મારી ઉપરનું દુઃખ ગેરવાજબી સાબેત થાય છે. પણ જો કોઇ એના કરતાં સારો ખુલાસો આપી શકે, યા જો કોઇ એમ બતલાવી શકે કે મારી ઉપર જન્મથીજ આવી પડેલું દુઃખ મારી પોતાનીજ કાંઇ તકસીરને લીધે છે, તો પછી આ મારૂં દુઃખ હું વાજબી સમજુ-હું મારા દુઃખને માટે ખોદાને બદલામ કરવા માંગતો નથી. ખોદા કોઇ પણ નેમ માટે—પછી તે નેમ ગમે એટલી બુલંદ હોય તે છતા—વગર તકસીરે કોઇને દુઃખી કરે, યા એવણના અદલ

અમલમાં બીજા મારફતે કોઇને દુઃખ પુગાડવા દે. એ માનવા મારૂં અંતઃકરણ કબુલ કરતું નથી. તમારી દલીલથી મને તો શું, પણ કોઇ પણ દુઃખી માણસને, દીલાસો મળે એવું હું ધારતો નથી. હા, તમારી દલીલ તમારા જેવા સુખી માણસોને વગર વીચારે એકદમ વાજબી લાગે એ બનવા જોગ છે. પણ એક સુખી **વીચારવંત** માણસ જો દયાળુ અને બીન સ્વાર્થિ સ્વભાવનો હોય તો તે તમારી દલીલ કદી પણ વાજબી જાણવશે નહીં. જેની ઉપર લીલી સુકી પડી હોય, જેને તડકો મીરૂં જોયું હોય, જેની ઉપર સુખ દુઃખ વીતેલું હોય, તેજ મુશ્કેલીઓની મુશ્કેલી અને દુઃખોના દુઃખનો ખરો ખ્યાલ કરી શકે, પણ તમારા જેવો એક સુખી માણસ જેને દુઃખ દરદોનો અનુભવ હાલ મલ્યો નથી તે શખ્સ એક જન્મથીજ દુઃખી માણસને પોતાનાં દુઃખ માટે કેટલું લાગતું હશે તેનો ખરો ખ્યાલ કેમ કરી શકે?

"જ્યારે આપણી પોતાની તકસીરને લીધે આપણને દુઃખી થવું પડે છે ત્યારે આપણે મુંગે મ્હોંડે તે દુઃખ ખમીએ છીએ, અને એ દુઃખ વીશે કોઇ આગળ જરાક પણ ફરીઆદ કરતા નથી. કારણ કે આપણે જાણીએ છીએ કે જો આપણે કોઇ આગળ ફરીઆદ કરીશું તો તે તરત બોલી ઉઠશે કે 'તમોએ ફલાણી તકસીર **કીધી** ત્યારે તમને દુઃખ ખમવું પડે છે કેની?' એટલા માટે એજ પ્રમાણે જો હું પણ એક વખત જાણું કે મારી ઉપરનું હાલનું દુઃખ **મારીજ** તકસીરને લીધે છે તો હું મારૂં દુઃખ મ્હોમાંથી એક વરાળ પણ કહાડયા વગર ધીરજથી ખમી શકું. પણ મારૂં દુઃખતો મારા **જન્મનુંજ** હોવાથી મેં તકસીર કયારે કીધેલી હોવી જોઇએ? જો દુઃખ પડવાની **અગાઉ** મેં તકસીર કીધી હોય તો તે તકસીર મારા **જન્મની અગાઉ** કીધેલી હોવી જોઇએ. પણ તે કેમ બને? જન્મ લેવાની અગાઉ તકસીર કયાં કીધી હોય? કેટલાકો માને છે તેમ જો માણસના રવાનને પોતાની કરણી પ્રમાણે સુખ દુઃખ ખમવું પડતું હોય તો મારા આ જન્મની અગાઉ પણ, કેથે જીંદગી ગુજા-

રેલી હોવી જોઇએ, જે વખતે કીધેલાં બુરાં કામને લીધે મને હાલ દુઃખ ખમવું પડતું હોય. જો એમ હોય તો તેમાં હું ગેરઇનસાફ જોઇ શકતો નથી. પણ આ માનવામાં બે શંકા ઉઠે છે. પેહેલી એ કે રવાન આપણી આ પૃથ્વી ઉપરજ જન્મ લેતું હશે કે કોઇ બીજા ગૃહ ઉપર પણ જન્મ લેતું હશે, અને એમ જન્મ કેટલી વખત લેયા કરતું હશે, અને તેમ કરવાની મકસદ શું હશે. આ શંકા તુરત ચેળા મને આઝી મુશકેલીમાં લાવી નાંખતી નથી, કારણ કે તેની સાથે મારા દુઃખને આડું લાગતું વળગતું નથી. પણ મારી બીજી શંકા મને ઘણી વખત ગુંચવણમાં લાવી નાંખે છે, અને તે એ કે મારા રવાને આગળ જ્યાં પણ જન્મ લીધો હોય ત્યાં જે સારાં નરસાં કામો કીધાં હોય તે મને હાલ યાદ કેમ નથી આવતાં? જો મારા રવાને આગળ કીધેલા બુરાં કામને માટે મને હાલ જન્મથીજ દુઃખ ભોગવવું પડતું હોય તો તે બુરાં કામોની યાદ હાલ મને કેમ નથી રેહેતી?"

આ સવાલોનો સંતોષકારક ખુલાસો પેલા શખ્સ પાસેથી મેળવી ન શકાવાથી પેલા શેઠ ઉદાસ જણાવા લાગ્યા. આથી પેલા પાંચ દોસ્તો જે સઘળું બે દીવસ થયા ધ્યાનથી સમજતા હતા તેઓ પેલા શેઠ આગળ આવી તેવણને દીલાસો દઇ તેવણની પેહેલી શંકા દુર કરવા માટે ઘણી ધીરજથી તેવનને ટુંકમાં પ્રગટીકરણનો કાયદો સમજાવવા લાગ્યા. માણસનાં અમર તથા નાશવંત તત્વો, ખાકી તેમજ બીજા શુક્ષમ શરીરો, તથા રવાનનુ તેની મારફતે આગળ વધવું, એ સર્વે બાબદ તેવણને સમજાવવામાં આવી.

એક દોસ્ત પહેલા સવાલનો જવાબ આપતા બોલ્યો, "આપણને આજ **પૃથ્વી ઉપર** અનેકવાર જન્મ લેવો પડે છે. કારણ કે બીજા ગૃહો ઉપર પ્રગટીકરણ જુદા પ્રકારનું હોય છે. આપણું પ્રગટીકરણ પુરૂં થાય નહીં ત્યાં સુધી આપણ માણસ જાતને આ પૃથ્વી ઉપર ફરી ફરી જન્મ લેયા કરવો પડે છે એમ પેગમ્બરો, મહાત્માઓ, તથા રૂષીઓ પોતાના જાતી અનુભવથી કહી ગયલા છે."

સ્વાનના આગળા જન્મમાં કીધેલાં કાંમો આપણુને હાલ યાદ નથી રહેતાં તે વીશે બોલતાં એક દોસ્ત કહેવા લાગ્યો કે "યાદદાસ્ત શુ છે, યાદદાસ્ત કેમ જન્મ પામે છે, તેનું જ્ઞાન થવાથી ઉપલી મુશકેલીની સમજ મેળવી શકાશે. આપણી જીંદગી દરમ્યાન જે કાંઇ બનાવો આપણી નજર આગળ બને છે, યા જેનું ભાન આપણી પાંચ ઇંદ્રિઓ મારફતે આપણુને થાય છે, તે સર્વે બનાવો બનતી વખતે ચોકસ પ્રકારની ધ્રુજણીઓ ( vibrations ) આપણા ખાકી તેમજ સુક્ષમ શરીરોમાં થાય છે. દાખલા તરીકે જ્યારે એક પહાડનો દેખાવ આપણે નીહાળીએ છીએ ત્યારે તે પહાડની દરેક વસ્તુમાંથી ચોકસ જાતની ધ્રુજણીઓ ઇથરની મારફતે આપણી આંખ ઉપર પડે છે. આથી આંખના ચોકસ ભાગમાં ઉપલાને અનુકુળ ધ્રુજણી ઉત્પન થાય છે. આ ખાકી શરીરમાં ઉત્પન થયલી ધ્રુજણી બીજા શરીરોમાં પણ એનેજ લગતી ધ્રુજણીઓ ઉત્પન કરે છે, યાને 'ઇથેરીક,' 'એસ્ત્રલ,' 'મનસીક,' તથા 'કારણ' શરીરોમાં અનુકુળ ધ્રુજણીઓ ઉત્પન કરે છે, અને છેલ્લે જ્યારે આપણા 'સ્વાનીક કીરણ'*માં ઉપલા પ્રકારની ધ્રુજણી ઉત્પન થાય છે ત્યારે આપણુને તે દેખાવનું ભાન થાય છે. આ સર્વ ક્રીયા ઘણીજ ઝડપથી થાય છે. હવે 'સ્વાનીક કીરણ' માં એવો ગુણ છે કે કોઇ પણ જાતની બાહારની ધ્રુજણી તેનામાં કેટલીક વખત થવા પછી તેજ જાતની ધ્રુજણી તે પોતે પોતામાં ઉત્પન કરી શકે છે. વળી આપણા સ્વાનનું આ 'કીરણ,' 'મનસીક' તેમજ બીજા શરીરોમાં આને અનુકુળ ધ્રુજણી પોતા તરફથી ઉત્પન કરી શકે છે. યાને જે જાતની ધ્રુજણીઓ પહાડ જોવાથી આપણા શરીરોમાં ઉત્પન થઇ હતી તેજ જાતની ધ્રુજણીઓ આપણું 'સ્વાનીક કીરણ' જ્યારે ચાહે ત્યારે પહાડ જોયા વગર આપણા શરીરમાં ઉત્પન કરી શકે છે. આ જાતની ધ્રુજણી આપણા ખાકી શરીરમાં પાછી થતાજ આપણુને પેલા પહાડની યાદ આવે છે. જે જાતની ધ્રુજણીઓ આપણા શરીરમાં તેમજ 'સ્વાનીક કીરણ' માં **આગલ કરવામાં આવી** હોય તેજ જાતની ધ્રુજણીઓ આપણાં

* જુઓ પાનું ૧૮૭ મું.

ખાકી શરીરમાં તેમજ પોતામાં પાછી ઉત્પન કરવાનો જે ગુણ આ 'રવાનીક કીરણ' માં છે તે ગુણ આપણી ખાકી યાદદાસ્તનું મુળ છે. પણ જે જાતની ધ્રુજણીઓ આપણા શરીરોમાં તથા 'રવાનીક કીરણ' માં કરવામાં આવેલી ન હોય તે જાતની ધ્રુજણીઓ આપણું 'રવાનીક કીરણ' ઉત્પન કરી શકતું નથી. એટલાજ માટે જે બનાવો આપણી આ જીંદગીમાં બન્યા હોય, અને જેની ધ્રુજણીઓ આપણા શરીરોમાં કરવામાં આવી હોય, તેજ બનાવો આપણે યાદ કરી શકીએ છીએ.

"મરણ પછી 'એસ્ત્રલ દુન્યા,' તથા 'મનસીક દુન્યા' ના રૂપ વિભાગમાંથી પસાર થયા પછી જ્યારે આપણું 'રવાનીક કીરણ' અરૂપ વિભાગ ઉપર આપણાં રવાનમાં મળી જાય છે ત્યારે આ જીંદગીમાં બનેલા તમામ બનાવોમાંથી જોઇતો અનુભવ રવાન મેળવે છે, અને આ દુન્યામાં પાછુ જન્મ લેતી વખતે રવાન પોતાનું 'કીરણ' જ્યારે આપણાં શરીરમાં મોકલે છે ત્યારે તે 'કીરણ' આગળા જન્મના બનાવોમાંથી મેળવેલો અનુભવ રૂહાની શકિતઓ (faculties) તથા ખાસીયત તરીકે પોતાની સાથે લાવે છે, પણ આગળા જન્મમાં બનેલા બનાવોથી ઉત્પન થયલી ધ્રુજણીઓ આ જન્મમાં પાછી ઉત્પન કરવાની શકિત તેનામાં હોતી નથી. યાને આગળા જન્મમાં બનેલા બનાવોની જે ધ્રુજણીઓ તે વખતનું 'કીરણ' પોતામાં ઉત્પન કરી શકાયું હતું તે હાલનું 'કીરણ' પોતામાં ઉત્પન કરી શકતું નથી, જો કે રવાનમાં તે શકિત હોય છે. વળી મરણ પછી ગયા જન્મના શરીરો—'ખાકી', 'ઇથેરીક,' 'એસ્ત્રલ' તથા 'મનસીક'—નાશ પામતા હોવાથી આ જન્મમાં બનેલા નવા શરીરો આગળા જન્મના બનાવોની ધ્રુજણીઓ પોતામાં ઉત્પન કરી શકતા નથી. એટલા માટે આગળા જન્મમાં બનેલા બનાવો આ જન્મમાં આપણને યાદ આવતા નથી.

"ખાકી દુન્યામાં આપણી નજર આગળ બનતા બનાવોથી ઉત્પન થતી ધ્રુજણીઓ આપણાં ખાકી શરીરના ભેજામાં તેને અનુકુળ

સ્મુજણીઓ ઉત્પન કરતી હોવાથીજ આપણને ખાકી ભાન થાય છે, અને જ્યારે આપણું 'રવાનીક કીરણ' આ જાતની સ્મુજણીઓ આપણાં ભેજામાં પાછી ઉત્પન કરે છે ત્યારે તે બનાવ આપણને પાછો યાદ આવે છે. વળી ખોદાશનાસીમાં આગળ વધેલો એક ચેલો, યાને જીવતાં જીવત ખાકી શરીરમાંથી બહાર નીકળી 'એસ્ત્રલ શરીરમાં' કામ કરી શકે એવો એક ચેલો, જ્યારે 'એસ્ત્રલ શરીર' માં કામ કરતો હોય છે ત્યારે ત્યાં તેના ખાકી શરીરના ભેજાનું કાંઇ કામ પડતું નથી, તે 'એસ્ત્રલ શરીર' મારફતેજ આ જન્મમાં બનેલા બનાવો યાદ કરી શકે છે. પણ 'એસ્ત્રલ શરીર' પણ મોત પછી નાશ પામતું હોવાથી આગળા જન્મના બનાવો તેના આ જન્મના નવા 'એસ્ત્રલ શરીર' મારફતે ત્યાં તેને યાદ આવી શકતા નથી. વળી જ્યારે ચેલો આગળ વધી 'મનસીક શરીર' માં 'મનસીક દુન્યા' ના રૂપવિભાજમાં જીવતાં જીવત પુરભાન સહીત કામ કરી શકે છે ત્યારે પણ આજ કારણને લીધે ત્યાં પણ તેને આગળા જન્મના બનાવો યાદ આવતા નથી. કારણ કે 'મનસીક શરીર' પણ માણસના ગુજરવા પછી નાશ પામે છે. પણ જ્યારે એક ચેલો એટલો બધો આગળ વધેલો હોય છે કે તે પોતાના 'કારણ શરીર' માં પુરભાનથી અરૂપ વિભાગ ઉપર કામ કરી શકે છે, ત્યારેજ તમામ આગળા જન્મો તેને યાદ આવે છે. કારણ કે આ 'કારણ શરીર' માણસના ગુજરવા પછી નાસ પામતું નથી. દરેક જન્મમાં 'રવાનીક કીરણ' આજ 'કારણ શરીર' માં ખાકી દુન્યામાં જન્મ લે છે. આથી દરેક જન્મના બનાવોની સ્મુજણી 'કારણ શરીર' માં પાછી ઉત્પન કરી શકાય છે. જ્યારે રવાન અરૂપ વિભાગ ઉપર 'કારણ શરીર' માં કામ કરતું હોય છે ત્યારે તે ભુવન ઉપર 'રવાનીક કીરણ' પોતાના રવાન સાથે એક થઇ જતું હોવાથી, તથા આગળા જન્મની સ્મુજણીઓ રવાન આ શરીરમા ફરી પેદા કરી શકતું હોવાથી, આગળા જન્મના તમામ બનાવો તે ચેલાને આ ઉંચા **અરૂપ ભુવન ઉપર** યાદ આવે છે, પણ આગળા જન્મોના બનાવોની યાદદાસ્ત તેનું 'રવાનીક કીરણ' આ **ખાકી દુન્યામાં** હજી લાવી શકતું નથી,

કારણ કે તેનું 'રવાનીક કીરણ' જો કે ત્રણે દુન્યામાં પુર ભાન સહીત કામ કરતું હોય છે તે છતાં નીચલી દુન્યામાં ભાન લાવતાં ઉપલી દુન્યાનું ભાન તે ખોઇ દે છે. પણ જ્યારે તે ચેલો જીવતાં જીવત સેજ વખત પણ ભાન ખોયા વગર ખાકી દુન્યામાંથી 'એસ્ત્રલ દુન્યા'માં, અને 'એસ્ત્રલ દુન્યામાંથી' 'મનસીક દુન્યા' માં પોતાનું ભાન લઇ જઇ શકે છે ત્યારે આગળા જન્મના તમામ બનાવોની યાદદાસ્ત તે ખાકી શરીરમાં લાવી શકે છે.

"વળી આ જન્મમાં આપણી આસપાસ બનતા બનાવો વટીક ઘણી વખત આપણને યાદ રહેતા નથી. કારણકે આપણ તે બનાવો ઉપર ઝાઝુ ધ્યાન આપતા નથી. જ્યારે એક બાબદ ઉપર પુખ્ત ધ્યાન આપવામાં આવે છે ત્યારે તે વખતે શરીરમાં ઉત્પન થતી ધ્રુજણીઓ રવાન સેહેલથી ચાહે ત્યારે પાછી ઉત્પન કરી શકે છે, અને તેથી તે બાબદ આપણને લાંબો વખત વેર યાદ રહે છે. પણ જ્યારે એક બનાવ ઉપર પુરતી રીતે ધ્યાન આપવામાં આવતુ નથી ત્યારે જે નબળી ધ્રુજણીઓ શરીરમા ઉત્પન થાય છે તે ધ્રુજણીઓ રવાન પાછી ઉત્પન કરી શકતું નથી. આથી તે બનાવ આપણને યાદ રહી શકતો નથી.

"સાધારણ રીતે કરવામાં આવતા ઘણાં અશં કામો પુખ્ત ધ્યાનથી કરવામાં આવતા નથી, પણ બેદરકાર રીતે અર્ધા ધ્યાને કરવામાં આવે છે. ઘણીક વખત આપણાં હાથો કામ કરતા હોય છે ત્યારે આપણું ધ્યાન બીજી સતર ગમ ભમતું હોયછે, આથી આ જન્મમાં કીધેલાં કામો વટીક આપણને યાદ રહેતાં નથી. દાખલા તરીકે આપણને જો પુછવામાં આવે કે ગયે વર્ષ આજ દીવસે તમોએ શું કીધું હતું, તમોએ તે આખો દીવસ કેવી રીતે પસાર કર્યો હતો, તો આપણામાંથી આજે કેટલા શખ્સો આ સવાલનો જવાબ આપી શકશે ? જ્યારે હાલ આપણ દરેક જણ ગયા વર્ષનુંજ ખાકી શરીર, તથા ભેજું ધરાવતાં હોવા છતાં ગયા વર્ષના બનાવો આપણને યાદ રહેતા નથી તો પછી ગયા જન્મના બનાવો આપણાં નવા શરીર મારફતે આપણને કેમ યાદ આવે ?"

આ સાંભળી પેલા શેઠ બોલ્યા, "માણસ જાતને તેના ખાકી તેમજ બીજા શરીરો વગર કાંઇ પણ બાબદનું ભાન તેમજ યાદદાસ્ત રહેતી ન હોવાથી, તથા ગુજરવા પછી ખાકી શરીર નાશ પામતું હોવાથી, તેમજ વળી હાલ માણસ જાત પોતાનાં 'કારણ શરીર' માં પુર ભાન સહીત કામ કરી શકવાને તથા તે ભાન ખાકી દુન્યામાં લાવવાને અશકત હોવાથી આપણને આગળા જન્મોના બનાવોની યાદ રહેતી નથી એમ જે તમોએ સમજાવ્યું, તે મને સમજ પડી છે ખરી, પણ એમ કરવામાં ખોદાની શું મતલબ હશે? કાઇ બીજી તદબીરે આપણને આગળા જન્મો યાદ રહે એવું ખોદાએ કાંય નહીં કીધું? જો ખોદાએ કોઇ યુક્તિથી આગળા જન્મની યાદ દાસ્ત આપણામાં રાખી શકાય એવું કીધું હતે તો આપણને ઘણો ફાયદો થતે. દાખલા તરીકે જો આગળા જન્મનાં આપણાં બુરાં કાંમો આપણને યાદ આવતે તો આ જન્મમાં તેવાં બુરાં કામો પાછા આપણે ન કરતે. વળી આગળા જન્મમાં કીધેલાં સારાં માઠાં કામો યાદ રહેવાથી તેના પરીણાંમો પણ આપણે અગાઉથી જાણી શકતે, યાને આગલા કાર્યને લીધે આવી પડતા દુઃખ યા સુખ માટે આપણને અગાઉથી ખબર પડી શકતે, અને તેથી તે સુખ દુઃખ માટે આપણ આગળથી તૈયાર થઇ રહી શકતે."

પેલા દોસ્તે જવાબ દીધો કે "જો આગળા જન્મમાં કીધેલા બુરાં કામો આપણને યાદ રહેતે, અને તે બુરા કાંમોના પરીણાંમ તરીકે આપણી ઉપર આવી પડનારી આફતો અગાઉથી આપણને માલમ પડતે, તો તે દુઃખ ખમવા, અગાઉથી તૈયાર થવા માટે જે શાંત મનની જરૂર પડે છે તે આપણામાં ન હોવાથી, આફત આવે તેની અગાઉથી સામું આપણ ફીકર અને ધાસ્તીમાં પડતે, અને તેથી આફત ઉપરાંત ફીકર તથા ધાસ્તીથી ઉપજતું દુઃખ પણ સામુ ખમતું પડતે. પણ ખોદા પોતાનાં અદલ ઇનસાફ પ્રમાણે જોઇએ તે કરતાં વધુ દુઃખ માણસને ખમવા દેતા નથી. ત્યારે આવતી આફત માટે અગાઉથીજ આપણને ફીકર તથા ધાસ્તીમાં નાખી નાહક વધુ દુઃખ ખોદા આપણને કેમ ખમવા દે? આપણે સારી રીતે જાણીએ

છીએ કે જો એક જોતીષ કોઇને કહે છે કે 'તારી ઉપર ફલાણે વર્ષે મોટી બીમારી આવી પડનારી છે જેમાંથી બચવું ઘણું મુશકેલ છે' તો તે શખ્સ તે દહાડાથીજ ઘભરાટમાં પડે છે, અને સેહેજ પણ બીમારી આવતાં તે એમજ માને છે કે તેની ઉપર તો પેલી જીવલેન બીમારીજ આવી પડી છે, માટે હવે તો તે મરી જવાનો. આ પ્રમાણે તે અગાઉથી ફીકરે ફીકરે કેટલું દુઃખ તો ફોકટમાંજ ખમે છે.

"વળી જ્યારે આપણે જાણીએ છીએ કે હાલના જોતીષો મધેથી કોઇજ ખરો હોય છે તે છતાં આપણે એટલા ઘભરાઇ જઇએ છીએ તો પછી જ્યારે આપણાં આગળા જન્મો યાદ રહેવાથી આપણી જીવલેન બીમારી થોડા વખતમાં ચોકકસ આવવાનીજ એમ ખાતરીથી જાણીએ ત્યારે તો આપણે કેટલા બધા ઘભરાઇ જઇએ? એક આફતનાં આવવાની ખબર પડવા પછી તે માટે અગાઉથી તૈયાર થઇ તે આવી પુગે ત્યાં સુધી શાંત મને પોતાનું કામ છેલ્લી ઘડી સુધી વગર ધાસ્તીએ કર્યા કરવાની શકિત હાલ જ્યારે આપણામાં મળે નહીં, ત્યારે એવી શકિત આવે ત્યાં સુધી આગળા જન્મની યાદ ખોદા આપણામાં કેમ આવવા દે? આપણે તો આપણાં અજ્ઞાન પણામાં આગળા ભવની યાદદાસ્ત માંગી, આપણેજ નુકસાન કરવાનું કરીએ, પણ તે મહા દયાળુ ખોદા વગર કારણે આપણને નુકસાન થવા કેમ દે? આફતોની ખબર અગાઉથી પડવા છતાં તેના આવી પુગવાની છેલ્લી ઘડી સુધી શાંત મને પોતાનું કામ કર્યા કરવાની શિક્ત એક માણસ ખોદાશનાસીમાં ચોક્કશ દરજ્જે પુગે છે ત્યાં સુધી તેનામા આવતી નથી, અને ત્યાં સુધી તેને માટે ખોદાને પુગવાનો સંભવ પણ નજદીક આવતો નથી.

"હરેક શખ્સને મોડે યા વહેલ્લે, યાને તેના આ જન્મમાં, યા હવે પછીના કોઇ જન્મમાં ખોદાશનાસીનું જ્ઞાન મેળવ્યા વગર છુટકોજ નથી. પણ માણસ જાતને ખોદાએ પુરૂષાર્થ (free-will) આપેલું હોવાથી ત ચાહેતો જીદનો માર્યો ખોદાશનાસીથી હાથે કરી દૂર રહી શકે, અને જાણી જોઇને તેની સામે થાય. કેટલાક જન્મો સુધી કમનશીબે એવીજ રીતે જ્યારે એક માણસ વર્તે છે, અને તેથી પોતાના

પ્રગટીકરણને જાણી જોઇને આગળ વધવા દેતો નથી, યાને તે પોતાને હાથે એવી હાલતમા આવે છે કે જેમા તે એક પણ ભલો વીચાર યા ભલુ કામ કરી શકતો નથી, ગોયા તેની રગો ગુનાહીથીજ ભરપુર થઇ જાય છે, ત્યારે તેના રવાનનુ 'કીરણ' તેના રવાનથી હમેશનુ છુટુ પડે છે, યાને રવાન સાથનો તેનો સબંધ સદાનો બધ થાય છે, અને તે 'કીરણ' વીખરાઇ જાય છે આવી રીતે 'રવાનીક કીરણુ' ના વિખરાઇ જવાને ખોદાશનાસીમા 'રવાનીક કીરણ' નુ મોત (Derth of the Soul) કહેવામા આવે છે આ પરીણામ ઘણુજ દુખ દાયક લેખાય છે, પણ સારે નશીબે એમ જવલેજ બને છે"

આગળા જન્મના બનાવો હાલ યાદ કાય નથી રહેતા તે સવાલનો જવાબ પેલા દુખી શેઠ પોતાને સતોષકારક રીતે મળેલો જોઇ પેલા દોસ્તોનો ઘણો ઉપકાર માની કહેવા લાગ્યા કે "રવાનના આગળા અનેક જન્મો બાબેની મારી શકા તમારા ખુલાસા પછી દુર થવાથી મને અત્યત સતોષ ઉપજ્યો છે રવાનના અનેક જન્મોની ફીલસુફીની સમજ પડયા પછી મને તે તદ્દન વાજબી લાગે છે, તેનુ કારણ એ કે મારી ઉપર જન્મથીજ આવી પડેલા દુખના કારણ માટે આ ફીલસુફીથી મળતા ખુલાસા શીવાય બીજો કોઇ પણ ખુલાસો વાજબી અને ઇનસાફી લાગતો નથી આ ખુલાસો એક દુરઅદેશ અને વીચારવત આદમીને સતોષ આપે છે કારણ કે એ ખોલાસા પ્રમાણે જોતા ખોદા સર્વ શક્તિવાન, દયાળુ તથા ઇનસાફી માલમ પડે છે, જ્યારે બીજા ખોલાસાઓ પ્રમાણે લેતા કોઇમા એક, કોઇમા બે, તો કોઇમા આ ત્રણે શક્તિઓ ખોદા ન ધરાવતા હોય એમ સાબેત થાય છે એટલા માટેજ તમારો આ ખુલાસો મને વાજબી લાગે છે આથી મને જે સારા હૈયામા આણદ ઉપજ્યો છે તે માટે તમારો હુ જેટલો ઉપકાર માનુ એટલો થોડો છે"

આ પછી પેલા દોસ્તો ત્યાથી ઉઠી પોતાને ઘર ગયા, અને થોડા દીવસ પછી પોતાની મુસાફરી આગળ ચલાવી



## પ્રકરણ ૨૧ મું.

## ગરીબને ત્યાં ફરજંદોની રેલ છેલ—લખપતિના એક પુરાં ફરજંદનું ભર જુવાનીમાં મરણ.

આપણાં દોસ્તો એક બીજા શેહેરમાં જઇ પુગ્યા, જ્યાં તેઓએ સરકારી ડાક બંગળામાં ઉતારો લીધો. તેઓનાં ઉતારાની પાસેજ ફરનીચરની એક દુકાન હતી જેના માલેક સાથ આ પાંચ દોસ્તોને ઓળખાણ પડી. આ ફરનીચર વાળાનો એક પુરો ભાઇ થોડાજ દીવસ ઉપર ગુજરી ગયલો હોવાથી તે ઘણો દીલગીર તથા ઉદાસી રહેતો હતો દુન્યા તેને અળખામણી થઇ પડી હતી આથી પેલા દોસ્તો જ્યારે તેને દીલાસો દેતા, તથા તેને ગમ મુકી દેવા શીખામણ દેતા ત્યારે તે જવાબ આપતો કે "મારો ભાઇ જો સાધારણ સ્થીતીમાં ગુજરી ગયો હતે તો મને એટલો ગમ ન ઉપજતે, પણ મોટી આફત વચ્ચે એવી તો કંગાળ અને બુરી અવસ્થામાં તે ગુજરી ગયો છે કે તે યાદ આવતાંજ મને ઘણું લાગી આવે છે."

આ ઉપરથી પેલા દોસ્તો તેને તેના ભાઇનો હેવાલ પુછવા લાગ્યા, જે આપતા તે બીચારો બોલ્યો, "મારો ભાઇ, તથા ભોજાઇ પહેલાં કેટલીક વખત ઘણાં સુખ ચેનમાં રહેતાં હતા તેઓ પૈસે ટકે સુખી હતા, એટલુંજ નહીં, પણ દુન્યાની સર્વે જોઇતી ચીજો તેઓ પાસ હાજર હતી ટુંકમાં તેઓને કોઇ વાતની કમી નહીં હતી.

પણ આ સર્વે દોલત અને સુખ ભોગવવા માટે તેઓને એક પણ ફરજંદ ન હતું. આથી રાત અને દીવસ બેઉ માટી બૈયર એક ફરજંદની વૃદ્ધિ થવા માટે દુવા માંગતાં હતાં. આખરે ઘણાં વર્ષો વીતી ગયા બાદ આસરે પચાસેક વર્ષની મોટી ઉમ્મરે તેઓને ત્યાં એક ફરજંદનો જન્મ થયો હતો. આ એક પુરા ફરજંદ ઉપર ખુદરતી રીતેજ બન્ને ઘણો વ્હાલ ધરાવતાં હતા, તેની પછવાડે ગોયા દીવાના બની જતાં હતાં. પોતાનાં છોકરાનાં મ્હોંમાંથી પડતો બોલ તેનો બાપ ઉંચકી લેતો હતો, કે જેથી તે કોઇબી સબબ સર દલગીર ન થાય. પોતાની દોલત તેને શાખવવા ભણાવવા, તથા તેના દરેક સુખને માટે તે કાંકરાની માફક વેરતો હતો. જો તે શેહેજ માંદો પડતો તો તેના હોંસ કોસ ઉડી જતા, તથા તે હાવરો બાવરો બની જતો હતો. શેહેજ બીમારીની વખતે પણ કાબેલમાં કાબેલ દાકતરો ઉપર તેડાં પર તેડાં જતાં હતા. દીકરાની બીમારી વખતે પોતે જાતે રાત દીવસ તેની શ્વારવાર કરતો હતો, એટલુંજ નહી, પણ તેને સારો કરવા માટે પોતાનો જીવ આપવા પણ તૈયાર થતો હતો. આવા હદ બહાર પ્યારથી તે પોતાના વ્હાલાં ફરજંદને ચહાતો હતો.

"તેનો આ દીકરો પણ ઘણોજ હુંશીઆર, ચબરાક, ચાલાક, સ્યાણો અને દયાળુ હતો. તે સર્વે સાથ નરમાસથી, તથા ઘણાજ માયાળુ, અને હાતમ દીલથી વર્તતો હતો. આવી રીતે સૌનો પ્યાર તેણે જીતી લીધો હતો. આથી માબાપ પણ ઘણાં હરખાઇ જતા હતાં. પણ ત્યાર પછી મારા ભાઇ ભોજાઇનો બરગસ્તે દીવસ આવી લાગ્યો. પેલું ફરેસતાઇ ખસલતનું ફરજંદ સ્હેજ બીમારી ભોગવી પોતાના માબાપને માહિતમમાં નાંખી ભર જુવાનીમાં આ ખાકી દુન્યામાંથી ચાલી ગયું. અફસોસ ! તે દહાડા પછી મારા ભાઇને મનશે ગોયા દુન્યાજ ગુજરી ગઇ હતી. તે બરગસ્તે દીવસ પછી મારો ભાઇ એક પણ સુખી દીવસ જોવા પામ્યો ન હતો. તે રડી કકલી, માથાનાં બાલે બાલ પીંખી નાંખતો હતો. તે ગમમાં સદા ગીરફતાર રહેતો, અને નહીં ખાતો પીતો, ઉંઘતો, કે નહીં કોઇ સાથે વાત કરતો. આથી તેની તંદરૂસ્તી પણ લથડી ગઇ. વળી એટલી

આફત થોડી હોય તેમ વેપારમા તેજ ટાકણે મોટી ખોટ આવ્યાથી તેની સર્વે દોલત પણ ઘસડાઇ ગઇ, અને તે આખા વગરનો થઇ ગયો તેને ખાવાના, અને વસ્ત્રના પણ વાખા પડવા લાગ્યા હુ પોતે પણ માગ મોટા કુટુબનુ જેમ તેમ મહા મુસીબતે ગુજરાન કરી શકતો હોવાથી મારા ભાઇને હુ મદદ કરી શકતો નહી હતો આખરે મારા ભાઇને પોતાનો કુશાદે બગલો છોડી એક નદાની અધારી ડગારા ઝુપડીમા જઇ રહેવુ પડયુ, જ્યા આ પ્રમાણે કેટલાક વર્ષો હાય અફસોસમા ગુજારી થોડાજ દીવસ થયા તુટેલે જીગરે અને ચીઠરે હાલ હાલતે તે આ ફાની જહાન છોડી ગયો છે ”

અતરે પેલો દુકાનદાર પુષ્કળ રડવા લાગ્યો, જે પછી તે વધુ બોલ્યો, “ મારા નીરદોષ ભાઇ ઉપર એટલી બધી આફત આવી પડવાનુ શુ કારણ હશે ? ઘણે વર્ષે ખોદાએ એક ફરજદ આપ્યુ તો પછી તેને ભર જુવાનીમાજ પાછો પોતાની દરગાહમા બોલાવી લેવાનો શુ શબબ ? એક ફરજદ આપી થોડા વર્ષમાજ તેને પાછો બોલાવી લેવાને બદલે ખોદાએ ફરજદ નહીજ આપ્યુ હતે તો મારો ભાઇ બીચારો એટલો દુખી થતે નહી વળી ખોદાનો ઇનસાફબી કેવો છે કે મારા ગરીબ પાડોશીને ત્યા દશ ફરજદો છે, પણ ગરીબીને સબબે તેઓનુ પોષણ કરવુ ભારી પડતુ હોવાથી તે વધુ ફરજદ માગતો ન હોવા છતા તેને ત્યા આ વર્ષે જોડ ફરજદોની વૃદ્ધિ થઇ છે, જ્યારે મારા ભાઇને ત્યા મોટી દોલત છતા ઘણે વર્ષે ફક્ત એકજ ફરજદ થયુ તો તેને પણ બોલાવી લીધુ જ્યા જોઇએ, યાને અગત્ય છે ત્યા ખોદા ફરજદ આપતા નથી, અને જ્યા નથી જોઇતા, જ્યા જોઇએ તે કરતા વધુ છે, ત્યા મોકળ્યાજ કરે છે મને તો ખોદાના આવા કઢગા ઇનસાફની કાઇ સમજ પડતી નથી ”

આ પછી પેલા દુકાનદારથી વધુ બોલાઇ શકાયુ નહી, તેની છાતી ભરાઇ આવી, અને તે રડવા લાગો તે બીચારાને દીલાસો દઇ શાત પાડયા પછી એક દોસ્ત કહેવા લાગ્યો કે “ આપણને ખોદાનો ખરો ભરમ જ્યારે સમજ નથી પડતો ત્યારે ઘણી ચીજ આપણને ઊઘ્રી લાગે છે, પણ ખોદાનો ઇનસાફ ઘણોજ મદત

છે, એવું આગળા મહાન પુરૂષો જે કહી ગયા છે તેનું વાજબી-પણું મીનોઇ જ્ઞાન શીખ્યાથી માલમ પડે છે. તમારા મરહુમ ભાઇને જે ખમવું પડયું હતું તેનું કાંઇ કારણ હોવું જોઇએ. પણ તે સોપી કહાડીએ તેટલા હાલ તરત તો સબુરી અખત્યાર કરી તમારા ધંધામાં તમોએ મશગુલ રહેવું."

એક દીવસ તેઓ આ દુકાનદાર સાથે અગાસી ઉપર બેસી રસ્તાનો દેખાવ નીહાલતા હતા, તેટલામાં ત્યાંથી ચાલી જતા એક શખ્સ ઉપર એક દોસ્તની નજર પડતાંજ તે બોલી ઉઠયો, "આતો આપણા શહેરના ફોજદારનો દીકરો જાય છે, એ અહીં કયાં આવ્યો હશે." આટલું કહી તરત તાબડા ફોડી તેને બોલાવ્યો. તેને પુછતા માલમ પડયું કે તેનો એક જુવાન સગો જે આ શેહેરમાં ગઇ કાલેજ ગુજરી ગયો હતો તેનો તાર મળવાથી તેને અતરે આવવું પડયું હતું. મરનાર વીશે બોલતા તે કહેવા લાગ્યો કે "ખોદા-નોબી અજબ ખેલ આ દુન્યામાં જોવામાં આવે છે. મારા મરનાર સગાની બાબદમાં બનેલો વિચીત્ર બનાવ જોઇ મને અજબ લાગે છે. દુન્યામાં પૈસા એક ઓરજ ચીજ છે. પૈસાથી દુન્યામાં હજારો પ્રકા-રના સારા કામો કરી શકાય છે, પણ અફસોસ કે દુન્યામાં કરપીણુ અને નેહેસ્ત કામો પણ પૈસા માટે કાંઇ થોડા થતાં નથી."

પેલા પાંચ દોસ્તોએ ફોજદારના આ દીકરાના મરનાર સગાની હકીકત જાણવાની ઘણી મરજી બતલાવ્યાથી તે બોલ્યો, "મારો સાડુ એક આબરૂદાર સખી ગ્રહસ્થ હતો. જો કે તે લક્ષાધિપતિ હતો તે છતાં તેનામાં જરાક પણ મોટાઇ, યા મગરૂરી ન હતી. તેને એકજ ફરજંદ હતું. મારા સાડુનો એક ભાઇ હતો જે પોતાનું ગુજરાન રીતસર કરી શકે એટલુંજ કમાતો હતો, પણ તેને આ ભાઇ તરફથી ચોકસ રકમ દર માસે મળતી હતી. તે પોતાની ટુંક પુંજીમાંથી પણ પોતાથી વધુ ગરીબ હાલતવાળાને મદદ કરતો હતો, અને આવી રીતે ગરીબની દાઝ હૈડે ધરી પોતાની ગુંજાસ પ્રમાણે તેઓનું દુ:ખ ટાળવાને બનતું કરતો હતો. મારો સાડુ એક દીવસ

ઘણો માંદો પડયો જેમાંથી ઉઠવાની આશા ન હતી. પોતાની અજલ નજદીક આવેલી સમજી જઇ તેને પોતાના ભાઇને પોતા પાસે બોલાવી સર્વે દોલત તેને સ્વાધીન કીધી, અને તેની સાથે પોતાના એક પુરા વ્હાલાં ફરજંદને પણ તેને સોંપી તે બોલ્યો કે "આ ફરજંદ ઉમરમાં આવે ત્યાં સુધી તમોએ મારા પૈસાનો વહીવટ કરવો, તથા એ ફરજંદને તમારૂંજ બચ્ચું ગણી પાળવું, અને ઉમ્મરમાં આવ્યા પછી આ પૈસા તેને હવાલે કરવા." આ પછી મારો સાઢુ મરણ પામ્યો, અને તેનો ભાઇ તેની મીલકતનો વહીવટ કરવા લાગ્યો.

"થોડો વખત પછી લાખો રૂપીઆની આ દોલત જોઇ તેની દયાનત બગડવા માંડી. તેને પેલા છોકરાની ઘણી અદેખાઇ લાગી. તે તેની ઉપર જુલમ પાડવા લાગ્યો. તે પોતાના ફરજંદોને મોજ કરાવતો હતો, પણ મરનાર ભાઇના આ છોકરા ઉપર જુલમ ગુજારી તેને હડધુત કરતો હતો. તે તેની સાથ ઘાતકીપણે વર્તી બધી રીતનો તેની ઉપર સીતમ ગુજારવા લાગ્યો. તેને નહીં શીખવ્યો ભણાવ્યો, કે નહીં તેને માટે દોઢીઆનો ખર્ચ કીધો. એટલુંજ નહીં પણ રાતને દીન તે તેની મરવાની વાટ જોતો હતો, એવા વીચારથી કે તે મરણ પામે તો તેની આખી દોલત પોતાને પચી જાય. ટુંકમાં તે બીચારા ગરીબ કમનશીબ છોકરા માટે તેના પથ્થર સમાન દીલમાં જરાએ દયા આવતી ન હતી. પણ પેલો બીચારો કમ ભાગ્યનો પણ શ્યાણો છોકરો જરાબી સામે થયા વગર નરમાસ, અને સબુરીથી બધુ ખમી જતો હતો. આખરે આવી હાડમારી ભોગવી છતે પૈસે દોઢીઆનું પણ સુખ ભોગવ્યા વગર તે બીચારો ગઇ કાલેજ આ દોરંગી દુન્યામાંથી કુચ કરી ગયો છે, જેને માટેજ મને અતરે આવવું પડયું છે. આ અસરાફ છોકરાની સઘળી દોલત અંતે તેના નીર્દય કાકાના ચહાવા પ્રમાણે તેના પોતાના હાથમાંજ આવવા પામી છે. આ વિશ્વાસ ઘાત કરનાર પાપી શખ્સ પોતાના ભાઇને, અને ખોદાને પેલી જહાનમાં શું જવાબ દેશે?"

આ હેવાલ પુરો થયા પછી પેલો દુકાનદાર જે આ સઘળુ સમજતો હતો તેને એક દોસ્ત કહેવા લાગ્યો કે "તમારા મરનાર ભાઈ ઉપર પડેલી જફાનુ કારણ આ દાખલા ઉપરથી સમજી શકાય છે આ દાખલા પ્રમાણે જોતા પેલા જુલમી કાકાએ પહેલા કેટલાક વર્ષો પ્રમાણીકપણે ઘણી સારી રીતે ગુજાર્યા હતા તે પોતાની ટુક પુજી માથી પણ ગરીબોને મદદ કરતો હતો, જેના પરીણામ તરીકે આવતા જન્મમા તમારા મરનાર ભાઈનીજ માફક પહેલા કેટલાક વર્ષો સુધી અમન ચમનમા જીદગી ગુજારે તો તે કાઈ ખોટુ ન કહેવાય વળી પોતાને સોપવામા આવેલા પોતાના ભાઈના છોકરા ઉપર સીતમ ગુજારી પોતાની એક વાલી તરીકેની ફરજ ન બજાવવા માટે તેને ત્યા આવતા જન્મમા છોકરાઓ ન થાય, અને ફરજદ માટે તેને તવલવુ પડે તો તેપણ વાજબીજ કહેવાય આ તવલાટ પછી જે છોકરા ઉપર તેણે ગયા જન્મમા જુલમ ગુજાર્યો હતો તેજ છોકરાને તેના એક પુરા ફરજદ તરીકે જન્મ આપે જેથી ખુદરતીજ રીતે તે તેને હદ બહાર પ્યારથી ચહાય, પણ ત્યાર પછી આવા હદ બાહેર પ્યાર વચ્ચે તે ભર જુવાનીમાજ મરણ પામે જેથી તે અત્યત દુખી થાય, અને છેલ્લે ગયા જન્મમા તેની દોલત પચાવી જવા માટે હાલ તે પોતાની હકદાર દોલત વેપારમા ખોઈ ખાખા વરખો થઈ તમારા ભાઈની માફક ગુજરી જાય તો તે ગેરવાજબી ન કહેવાય

જે છોકરા ઉપર તેણે એક જન્મમા ઘણો જુલમ ગુજારેલો તેજ છોકરાને આવતા જન્મમા તેના એક પુરા ફરજદ તરીકે તેનેજ ત્યા જન્મ આપવાનુ કારણ એટલુજ કે જેની ઉપર તેને ગયા જન્મમા ઘાતકીપણુ વરસાવેલુ તેનેજ તે આ જન્મમા અતીશય ચહાય, જેને માટે એક દોઢીયુ પણ નહી ખરચેલુ તેનીજ ઉપર હાલ પાણીના રેલાની માફક પોતાના પૈસા ખરચે, જેની તદરૂસ્તી માટે એક રતી ભાર પણ દરકાર નહી કીધેલી તેનીજ સહેજ પણ બીમારીની વખતે ફીકર ધાસ્તીએ તે હાવરો બાવરો બની જાય, જેના મોત માટે તે રાત અને દીન આતુરતાથી વાટ જોતો તેનેજ જીવાડવા માટે હાલ પોતાને।

જીવ આપવા ઘટીક તૈયાર થાય, જેના મોતથી તે એકવાર અતીશય ખુશાળીમાં આવી ગયલો તેનાંજ મરણના બેહદ ગમમાં તે હાલ ગીરફતાર થાય, જેનાં મોતમાં પોતાનું સુખ સમજતો તેનાજ મરણના ગમમાં પોતાની તંદરૂસ્તી ખોઇ દુઃખી થાય, જેની દોલત ગેરવાજબીપણે પોતે ખાઇ ગયલો તેનાજ મરણના શોકમાં પોતાની વાજબી દોલત ખોઇ તે પાયામાલ થઇ જાય, અને છેલ્લે જેની ઉપર જાણી જોઇને દુઃખ પાડયા પછી જેને પૈસે મોજ મજાહ કીધેલી તેનાજ ગમમાં પોતે દુઃખી ઉગરે અને ચીઠરેહાલ હાલતે આ ફાની જહાન છોડી જાય."

આ ખુલાસો સમજી પેલો દુકાનદાર, તેમજ ફોજદારનો દીકરો અચરતીથી બોલી ઉઠયો, "હા! હા! ખોદાનો આ કેવો સખ્ત ઇનસાફ, પણ કેવો બારીક! કેવો બરહક! કેવો રાસ્ત! કેવો અદલ! ખોદાનો આવો વાજબી ઇનસાફ સમજ્યા પછી મારા ભાઇ માટે ગમ ખાવો હું હવે વાજબી ધારતો નથી. મારા ભાઇએ જે દુઃખ ખમ્યું છે તે ગોયા તેણે આગળું કરજ ફીતાડેલું જ હું સમજાું છું."

આ ઉપરથી એક દોસ્ત બોલ્યો, "જ્યારે આપણે સુખમાં હોઇએ છીએ, ત્યારે આપણે ખોદાની ઇનસાફ આપવાની રીત સમજવાની અગત જોતા નથી, બલકે આપણે તે જાણવાની દરકાર કરતા નથી પણ જ્યારે આપણી ઉપર દુઃખ આવી પડે છે, ખસુસ કરી જ્યારે મહાભારત દુઃખ આપણી ઉપર ગલબો કરે છે ત્યારે આપણાંમાંથી જેઓ ખોદાઇ ઇનસાફની રીત જાણતા નથી તેઓ દુઃખથી ગભરાટમાં પડે છે, શોર બકોર કરી મુકે છે, ખોદાને બદનામ કરે છે, તથા લોકો આગળ દુઃખ વીશે ફરીઆદ કરતા ફરે છે. પણ જેઓ ખોદાનો અદલ ઇનસાફ જોઇ શકે છે, જેઓએ ખોદાઇ કરણીનાં કાયદાનો અભ્યાસ કીધેલો હોય છે તેઓ દુઃખની વખતે મુદલ ગભરાતા નથી, પણ પોતાના દુઃખનું કારણ પોતેજ છે એવું સમજતા હોવાથી તે દુઃખ શાંતીથી ખમવા માટે ખુદરતીજ રીતે તેઓને શકિત આવે છે. ખાકી વિદ્યા ઘણીક વખત આપણું દુઃખ ભુલાવી શકે છે તો પછી મીનોઇ જ્ઞાન દુઃખની વખતે આપણામાં શાંતી લાવે તેમા શું નવાઇ?"



## પ્રકરણ ૨૨ મું.

## વધુ ઓછી મનશકિતનું કારણ માણસ પોતે—નહીં કે ખુદરતનો પ્રાંટો.

પેલો દુકાનદાર બોલ્યો, "તમોએ માણસ ઉપર આવી પડતાં સુખ દુઃખ વીશે જે સમજ પાડી, તથા આગળા જન્મની કરણીનું પરીણામ ખોદાના અદલ ઇનસાફ પ્રમાણે આપણે કેવી રીતે મેળવી શકીએ છીએ તે વીગતે સમજાવ્યું તે માટે તમારો મોટો ઉપકાર માનું છું. પણ માણસ ઉપર આવી પડતાં સુખ દુઃખનું કારણ સમજ્યા પછી હવે વિદ્યા હુન્નરમાં આપણે લોકોમાં જે મોટો તફાવત જોઇએ છીએ તેનું કારણ હું જાણવા માંગુ છું. કોઇ વિદ્યા હુન્નરમાં અત્યંત હુંશીઆર, કોઇ થોડો કુશળ, તો કોઇ તદન બોથડ નીકળે છે તેનું કારણ શું હશે? આ વધતી ઓછી હુંશીઆરી દુન્યા ચલાવવા હાથે કરીને ખોદાથી આપવામાં આવેલી હોય છે કે એ માટે પણ આપણે પોતેજ જવાબદાર છીએ?"

એક દોસ્તે જવાબ દીધો, "જેમ સુખ દુઃખ માટે આપણે પોતેજ જવાબદાર છઇએ, યાને તે આપણાં આગળાં કાર્ય ઉપર આધાર રાખે છે, તેજ પ્રમાણે વધતી ઓછી હુશીઆરી પણ આપણી

ગયા જન્મની વર્તણુક ઉપરજ આધાર રાખે છે. કેટલાએક લોકો એવું માને છે કે દુન્યામાં બધાજ હુશીઆર હોય તો એક બીજાની કોઇ દરકાર કરે નહીં, અને દુન્યા આગળ વધે નહી તેથી જાણી જોઇને ખોદાએ તરેહવાર પ્રકારની હુંશીઆરીનાં માણસો પેદા કીધા છે. પણ એ વાતને ખોદાશનાસીના આગળ વધેલા અભ્યાસીઓ પોતાના જાતી અનુભવ પછી ખોટી ઠેરવે છે. વળી **વગર લાયકાતે** જો એકને હુશીઆરી આપવામાં આવે, અને બીજાને **વગર તકસીરે** ઠોઠ બનાવવામાં આવે તો તેમાં ઇનસાફ પણ જણાતો નથી. આફ્રીકાનો એક જંગળી માણસ અને આપણી વચ્ચે સમજ–શકિત અને દુન્યાદારીને લગતી હુંશીઆરીમાં જે મોટો ફરક જોવામાં આવે છે તેનો સબબ એકે તેના રવાને આ દુન્યામાં ઘણાં ફેરા ખાધેલા ન હોવાથી તે ઝાઝો અનુભવ હજી મેળવી શકયો નથી, તથા પોતાની શકિતઓ ખીલવી શકયો નથી, જ્યારે આપણું રવાંન ઘણાં ફેરા ખાઇ દુન્યાદારીને લગતો વધુ અનુભવ મેળવી હુંશીઆરી તથા સમજ–શકિત કેટલીક હદસુધી ખીલવી શકયું છે.

"વળી જેઓના રવાનોએ આપણાં કરતા પણ વધારે વખત આ દુન્યામાં જન્મ લીધા છે તેઓ સમજ–શકિત અને હુશીઆરી આપણાં કરતાં પણ વધારે ધરાવી શકે છે. જ્યારે બેની સમજ-શકિતમાં **મોટો** ફરક હોય છે ત્યારે આ ફરક માટે તેઓ વચ્ચે અણગમો ઉભો થતો નથી, પણ બન્ને પોત પોતાની હાલત માટે સંતોષ બતાવતા હોય છે. દાખલા તરીકે આફ્રીકાનો એક જંગલી માણસ શેહેરના એક શીખેલા માણસને જોઇ તેની વધુ સમજ-શકિત માટે અદેખાઇ કરતો નથી. કારણ કે પેલાની ઉંચી સમજ-શકિતનો તેને કાંઇ પણ ખ્યાલ આવી શકતોજ નથી. આથી તે પોતાની ટુંક સમજ માટે ખુશી હોય છે. વળી જ્યારે બે શખ્સો વચ્ચેની હુશીઆરીમાં ઉપર જેટલો મોટો ફરક હોતો નથી ત્યારે આ બેમાં ઓછી હુંશીઆરી વાળો પુરૂષ આ ફરક માટે દલગીર થતો નથી, પણ સામુ ખુશી થઇ પેલાને માન આપે છે. બીજાની હુશી-આરીનો, જો કે તદન નહીં, તોપણ થોડો ખ્યાલ તે કરી શકતો હોવાથી,

તેની હુશીઆરીની કદર તે પીછાની શકે છે દાખલા તરીકે આપણે જ્યારે એક મોટા વિદ્વાન પુરૂષ વિશે સમજીએ છીએ ત્યારે તેની કાબેલીઅત અને ઓંડાળી મનશક્તિ માટે તેની તરફ માનથી જોઇએ છીએ, તેની હુશીઆરીથી આપણને અદેખાઇ ઉપજતી નથી, તેમજ તેની સાથ સરખાવતા આપણી ટુક સમજ શક્તિ માટે આપણને દલગીરી પણ લાગતી નથી, બલકે આપણી ઓછી સમજ શક્તિથી પણ આપણને સંતોષ મળે છે

"આવી રીતે સ્વાનના ઓછા ફેરને લીધે આપણામા ઉત્પન થતી ઓછી હુશીઆરી, તથા મનશક્તિ માટે આપણને બલાપો થતો નથી કારણ કે આ પ્રમાણે ઉત્પન થયલા તફાવતને લીધે ઓછી મનશક્તિવાળો માણસ પોતાના કરતા વધુ કાબેલ માણસની સમજ શક્તિનો સંપુર્ણ ખ્યાલ કદી પણ કરી શકતો નથી આથી તે ખુદરતીજ રીતે પેલાને તેની વધુ મનશક્તિ માટે લાયક વીચારે છે, અને તેથી અદેખાઇ કરવાને બદલે સામુ તેને માન આપે છે પણ કેટલાએક દાખલાઓમા એક બીજાથી કાબેલ હોવા માટે એક બીજાની અદેખાઇ કરતા આપણે જોઇએ છીએ તેનુ કારણ જુદુ હોય છે ઘણીક વખત આપણે જોઇએ છીએ કે એકજ જાતનો હુન્નર ધરાવનારા બે શખ્સોમા બીજા કરતા પેહેલો વધુ કાબેલ હોવા છતા પેહેલો થોડુ કમાય છે ત્યારે બીજો પુષ્કળ કમાતો હોય છે દાખલા તરીકે કોઇ વખત એક લેભાગુ, યા સાધારણ હુશીઆરી વાળા દાકટરના ઘરાકો રોજના એટલા બધા તો હોય છે કે તેને ખાવાની પણ ફુરસદ મળતી નથી, જ્યારે એક ખરેખર કાબેલ દાકટર બીચારો માખ મારતો હોય છે આ બેહદ ઘરાકીનું કારણ તેણે ગયા જન્મમા કીધેલા સારા કામો, તથા તે વખતે મેળવેલી નેક ખાસીઅતો હોય છે આથી પેલા કાબેલ દાકટરને પોતાને માટે બળાપો થાય છે, અને કેટલીક વખત પેલા બીજાની ઓછી કાબેલીઅત છતા તેની વધુ કમાણી માટે અદેખાઇ લાગે છે પણ આ અદેખાઇ તથા બળાપાથી જે તેને દુખ થાય છે તે વાજબીજ હોય છે કારણ કે તે દુખ તેની આગળા જન્મની ખરાબ વર્તણુક, તથા બદ ખાસી

આતનું પરીણામ હોય છે. ગુજરવા પછી જ્યારે આ ભુરૂં પરીણામ તેનાં ખરાં કારણો સાથે તે જુવે છે ત્યારે તેમાંથી તે જોઇતો અનુભવ મેળવી બીજા જન્મમાં પોતાની ભુલ સુધારવાની તે યત્ન કરે છે.

"આપણે કેટલીએક વખત જોઇએ છીએ કે એક દાકટર, યા ઇજનેર પોતાની જીંદગી **પૈસા કમાવામાંજ** ગુજારે છે, તેની જીંદગીની મુખ્ય નેમ ગોયા કમાવાનીજ હોય છે, જ્યારે બીજા હાથ ઉપર કોઇ દાકટરો એવા પણ હોય છે કે તે પોતાની જીંદગી **બને તેટલું વધુ વૈદક જ્ઞાન મેલવવામાં** રોકે છે. પોતાની ઘરાકી સંભાળ્યા પછીનો સઘળો વખત તે પોતાનો અભ્યાસ આગળ વધારવામાં રોકે છે. તે વૈદક શાસ્ત્રની છેલ્લામાં છેલ્લી શોધની ખબર રાખતો રહે છે. એવી રીતે તેની મકસદ પૈસા કમાવાના કરતાં વૈદક શાસ્ત્રમાં કાબેલીઅત મેળવવાની વધુ હોય છે. ચાતોકલ એક 'પ્રીસક્રીપશન' ચીત્રી આપી દરદી પાસે પૈસા ઓકાવવા કરતાં તેનું દરદ બરાબર પારખવા માટે તે વધુ કાળજી ધરાવતો હોયછે. આ બે પ્રકારના શખ્સો બીજા જન્મમાં પણ જ્યારે એજ ધંધો અખત્યાર કરે છે ત્યારે પહેલો શખ્સ જેને ગયા જન્મમાં વૈદક શાસ્ત્રનું વધુ જ્ઞાન મેળવવાની કાંઇ પણ દરકાર કીધી ન હતી તે એક લેભાગુ દાકટર થઇ શકે છે, તે વૈદક શાસ્ત્રમાં ઝાઝી હુંશીઆરી ધરાવી શકતો નથી, અને તેથી લોકો તેની ઉપર વીશ્વાસ મેલી શકતા નથી. પણ પેલો બીજો શખ્સ જેને ગયા જન્મમાં વૈદક શાસ્ત્રનું જ્ઞાન મેળવવા માટે પોતાની બનતી શક્તિ વાપરી હતી તે આ જન્મમાં એક ખરોજ કાબેલ દાકટર તરીકે નામ કહાડી થોડા વખતમાંજ ખીલી નીકળે છે.

"દરેક ધંધામાં હુંશીઆરી મેળવવાના આજ કારણો હોય છે. દુનીઆની તકલીફી ચીજો અને મોજ શોખ મેળવવા પાછળ વાપરેલી શકિત જ્યારે ગુજરવા પછી વ્યર્થ જાય છે, ત્યારે વિદ્યા અને જ્ઞાન સંપાદન કરવા પાછળ વપરાયલી શકિત કદી પણ ફોકટ જતી નથી. કારણ કે એક વખત મેળવેલું જ્ઞાન અનુભવ તરીકે દરેક જન્મમાં આપણે સાથે લાવીએ છીએ, તથા એ અનુભવથી ઉપજતો ફાયદો આપણે મેળવીએ છીએ.

વિધ્યામાં પણ કાબેલીઅત એવીજ રીતે મેળવી શકાય છે. જેઓ પોતાની જીંદગી દરમીયાન વિધ્યા અભ્યાસ માટે કોશેશ કરતા નથી, જેઓ જુવાનીનો શીખવાનો વખત આળસાઇમાં યા દુન્યાની મોજ મજાહમાં ગુજારે છે તેઓ આવતા જન્મમાં શીખવા માટે બેહદ મેહેનત કરવા છતાં ઝાઝું જ્ઞાન મેળવી શકતા નથી. તેઓ પોતે, તેમજ તેઓના ઉસતાદ, તેઓને માટે કહે છે કે શીખવા માટે તેઓનું ભેજુંજ નથી, તેઓ તદન બોથડ છે. આથી તેઓને ઘણો ખળાપો થાય છે. પોતાની સાથના છોકરાંઓને પોતાનાં કરતાં થોડી મેહેનત કરી વધુ જ્ઞાન મેળવતા જોઇ, તેઓને ઘણું લાગી આવે છે, અને મનમાં દુઃખી થાય છે. પણ આ દુઃખનો ખરો સબબ તેઓએ ગયા જન્મમાં ગુમાવેલી તક હોય છે. એટલે આ જન્મમાં ખોયલી તક માટે બીજા જન્મમાં તેને તરેહવાર રીતે ખમવું પડે છે. જ્ઞાન આપણાં ખાકી શરીર મારફતેજ મળી શકતું હોવાથી ગુમાવેલી ટકના બુરાં પરીણાંમ તરીકે તેનું ખાકી શરીર તેને ઘણીક વખતે ખામી ભરેલું આપવામાં આવે છે. કોઇ વખત આવા શખ્સનું ભેજુ નબળું આપવામાં આવે છે, જેથી તે ઘણીક બાબદો સમજી શકતો નથ. વળી જો ભેજું સારૂં હોય છે તો કોઇ વખત તેની આંખ તેને ગુમ મરાવે છે, તેનાથી એક કલાક પણ વંચાઇ શકાતું નથી, કારણ કે થોડા વખતમાંજ તેની આંખ દુખવા માંડે છે. કોઇ વખત બીમારી, યા નબળી દેહ આડે આવે છે. એવી રીતે તેની કરણી પ્રમાણે કાંઇને કાંઇ અડચણ તેને નડે છે. રવાન પોતે હુંશીઆર હોવાં છતાં તેના હથીઆરો, યાને ખાકી શરીર અશકત હોવાથી તેની સમજ શક્તિમાં ઘણી અડચણ પડે છે. જો રવાન પોતે હુશીઆર ન હતે તો તેના અશકત શરીર માટે તેને ઝાઝું લાગતે નહી. પણ તેની હાલની હુંશીઆરી તે પોતાના શરીરની અશકયતાને લીધે બતલાવી શકતો ન હોવાથી તેને ઘણું લાગી આવે છે પણ ગુજરવા બાદ જ્યારે આ ખળાપાનું કારણ તે જોઇ શકે છે ત્યારે તેને જોઇતો બોધ તેમાંથી મળે છે.

અતરે કોઇને એવો વીચાર આવશે કે તક ખોવા પછી તેનું કારણ જાણીએ તેને બદલે જ્યારે આપણે એક બુરૂં કામ કરતા

હોઇએ, યા જ્યારે આપણને એક તક આપવામાં આવી હોય તેજ વખત જો આપણને કહેવામાં આવે કે 'જો આ બુરૂં કામ કરશો તો ફલાણું બદ પરીણાંમ મેળવશો, તથા જો આ તક ખોશો તો ફલાણી અડચણ ખમવી પડશે,' તો તે વધુ વાજબી કહેવાય. પણ માણસ જાતની ખાસીઅત આ રીતે જ્ઞાન મેળવી શકે એવી નથી. આપણે દુન્યાઇ લોભ લાલચ તરફ એટલાતો ખેંચાઇ જઇએ છીએ કે દુઃખ ખમ્યા વગર એક બુરી ટેવ છોડવા ગમતી નથી અને તેથી આપણે ધારીએ છીએ એટલી શેહેલાઇથી આપણે ખરે રસ્તે જઇ શકતા નથી. લુચ્ચાઓ, ચોરો, છાકટાઓ, તરકટ કરનારાઓ, જુઠું બોલનારાઓ વીગેરે શખ્સોને ઘણીવાર સમજાવવામાં આવે છે કે આવા બદકામો ન કરવાં તે છતાં તેઓ તેજ રીતે વર્તે છે, અને અંતે શિક્ષા ભોગવે છે ત્યારે સુધરે છે. તેંપણ પુરતી શીક્ષા ખમ્યા પછી. જો લોકો વગર શિક્ષા ભોગવે સમજાવવાથીજ સમજી જતાં હતે તો આજે ઇનસાફી અદાલતનું કામ પડતે નહીં. પણ અસલથીજ આવી અદાલતો નીકળતી આવી છે, અને હાલ પણ તે વગર છુટકો લાગતો નથી. વળી આપણી તબીઅત એક વૈદ વધારે સમજતા હોવાથી તે જ્યારે આપણને કહે છે કે 'તમારી તબીઅત પ્રમાણે તમોએ આંગમાં ગરમ કપડાં રાખવા, રાતના બહાર ન જવું, ચોકસ ચીજો ન ખાવી, તે છતાં દીવાળીની રોશની, યા ચાંદનીમાં વાજુ, યા એવી બીજી ચીજ જોવા જવા માટે આપણો જીવ ઘણી વખત થોભતો નથી, તેમજ મના કીધેલી ચીજો ખાવાની તલબની સામે આપણે કોઇ વખત થઇ શકતા નથી. પણ આપણી આ ઇચ્છાઓને વશ થવા પછી જ્યારે આપણે વધારે માંદા પડીએ છીએ, જ્યારે વધુ દુઃખ ખમવું પડે છે, ત્યારેજ બીજી વખત આપણે આપણી ઇચ્છાને કાબુમાં રાખી શકીએ છીએ, અને કાંઇ નહીં તો થોડા મહીના સુધી દાકટરના ફરમાવવા મુજબજ ચાલીએ છીએ.

"આવી રીતે જ્યારે ખરાબ પરીણાંમ મેળવ્યા પછી તેના કારણનો વીચાર કરીએ છીએ, યાને આપણે વધારે માંદા પડયા તે

દાકતરનાં ના કહેવા છતાં શરદીમાં રાત્રે બહાર નીકળ્યાને લીધેજ હતું એમ જ્યારે આપણે સમજીએ છીએ ત્યારેજ આપણે સુધરીએ છીએ. એટલા માટેજ આપણને સુધારવા માટે એક જન્મમાં કીધેલાં બુરાં કામનું માઠું પરીણામ બીજા જન્મમાં મેળવ્યા પછી તે પરીણામ તથા તેનું કારણ બેઉ સાથે આપણને મરણ પછી દેખડાવવામાં આવે છે.

"નાતવાન શખ્સને શરદીમાં બહાર નીકળતી વખતે જ્યારે કહેવામાં આવે છે કે 'શરદીમાં જશે તો તારી તબીઅત ખરાબર ન હોવાથી તું વધારે બીમાર પડશે' ત્યારે તે ઘણી વખત તે કહેનારની દરકાર કરતો નથી, પણ બહાર જઇ આવી વધુ માંદો પડયા પછી જ્યારે તેને કહેવામાં આવે છે કે 'તારી તબીઅત ખરાબર ન હતી તે છતાં તું શરદીમા ફરીયો તેથી તું વધારે માંદો પડયો', ત્યારે આ કહેવાનું વાજબીપણું તે જોઇ શકે છે.

"વળી કોઇ વખત આપણે જોઇએ છીએ કે એક ભણેલો શખ્સ જેને ઉંચી કીસમની વિધ્યા મેળવેલી હોય છે તે પોતાના જ્ઞાન માટે એટલો તો મગરૂર હોય છે કે તે બીજાઓ સામે તુચ્છકારથી જોય છે. પોતા કરતા ઓછી મનશક્તિના લોકોને પોતાની ઉંચી મનશક્તિનો ફાયદો આપવાને બદલે, યાને પોતાની મનશકિત તેઓના અને દુન્યાના ભલાને માટે વાપરવાને બદલે, તે તેઓને હીણે છે. પોતાની મનશક્તિનો આવો ખોટો ઉપ્યોગ કરવાને લીધે, તથા પોતાને મલેલી આ નાદર શક્તિની કદર ન બુજવાને લીધે તેને કદાચ આવતા જન્મમાં તદન ખરાબ ભેજું આપી એક 'ઇડીઅત' બનાવવામાં આવે કે જેથી બીજાઓ તેની મજાક મશકરી કરી બુમ મરાવે, તો તે ખોટું ન કહેવાય. બીજાને હીણવાના પરીણાંમ તરીકે બીજાઓથી તે હીણાય ત્યારે સેહેલથી તે પોતાની ભુલ, યાને આગળા જન્મની વખતનું અભીમાન જોઇ શકે એમ લાગે છે."

આ ખુલાસો સાંભળી પેલો દુકાનદાર બોલ્યો "માણુસો ઉપર આવી પડતું સુખ દુઃખ, માણુસોની જુદી જુદી ખાસીઅતો, વિધા હુન્નરમાં મેળવેલી વધતી ઓછી હુંશીઆરી આ સર્વેનું કારણ

તમોએ જે સમજાવ્યું તે સમજ્યા પછી ખુદરત માટે અને ખુદરતના પેદા કરનાર તે પાક પરવરદેગાર માટે જે ભક્તિ, મોહોબત, અને માન મારામાં પ્રગટી આવ્યું છે તેટલો પ્યાર અને માન હું અગાઉ ધરાવતો ન હતો. પહેલાં હું એમ માનતો હતો કે દુન્યામાં માણસ જાતની સ્થીતી, સ્વભાવ, તથા હુંશીઆરીમાં નજર આવતો ફરક ખોદાએ પોતે દુન્યા ચલાવવા કીધો છે, યાને ખોદાએ વગર તકસીરે કોઇને જન્મથી દરદી, અપંગ, બુબખ અને બેવકુફ બનાવ્યા છે, જ્યારે વગર લાયકાતે બીજાઓને તંદુરસ્ત, હુંશીઆર, કાબેલ અને જ્ઞાની બનાવ્યા છે. વળી બીજાઓને ખોદાની તારીફ કરતાં સમજી હું પણ ખાલી મ્હોંડેથીજ બોલતો કે ખોદા મહાશક્તિવાળા અને ઇનસાફી છે, પણ તેવણની મોટાઇ તથા તેવણની અદલ ઇનસાફ આપવાની રીત હું જરાકપણ સમજી શકતો ન હતો. હાલ ખોદાનો ઇનસાફ જેમ જેમ મને વધુ સમજ પડતો જાય છે તેમ તેમ ખોદા તરફનો મારો આગળો આંધળો પ્યાર જ્ઞાની બનતો જાય છે. આ ઉપરથી માલમ પડે છે કે જેઓ મીનોઇ જ્ઞાનમાં ઘણાં આગળ વધેલા છે, જેઓ પોતાના સઘળા આગળા જન્મો જોઇ શકે છે, જેઓની આંખ આગળ ખોદાનો અદલ ઇનસાફ, અને ખુદરતનાં ગુપ્ત કાયદાઓ ખુલ્લા થઇ ગયલા છે તેઓ ખોદાની ભક્તિમાં ચકચુર થઇ જાય તેમાં શું નવાઇ? વળી બીજા હાથ ઉપર જડવાદી (Materialists) લોકો જેઓ ખાકી વસ્તુ શીવાય મીનોઇ શક્તિમાં માનતા નથી, જેઓ એમ સમજે છે કે ગુજરી જવા બાદ સઘળું ખલાસ થાય છે, તથા જેઓ એવું માને છે કે રવાન જેવું મીનોઇ તત્વ હસ્તી ધરાવતુંજ નથી તેઓ ખોદાની હસ્તી વટીક ન સ્વીકારે તેમાં પણ શું નવાઇ?" એટલું બોલી પેલો દુકાનદાર એકવાર ફરીથી પાંચે દોસ્તોનો ઉપકાર માનવા લાગ્યો. આ પછી પેલા પાંચ દોસ્તોએ પોતાની મુસાફરી આગળ ચલાવી.

દુન્યામાં આપણી આસપાસ જે હજારો વીચીત્ર દાખલાઓ બનતા આપણે જોઇએ છીએ તે સઘળા દાખલાઓ જો ઉપલી વાર્તામાં સમજાવવાની કોશેશ કરવામાં આવે તો પોથાઓ ઉપર પોથાઓ ભરાય તોપણ વાર્તાનો છેડો આવે નહીં. એટલા માટે ઉપલા થોડાક દાખલાઓની બનતી સમજ આપ્યા પછી અતરે એ વાર્તા બંધ કરવી પડે છે. આ વાર્તામાં જે કાંઇ સમજાવવામાં આવ્યું છે તેમાંથી ફક્ત તેનું તત્વ યાને ભાવાર્થ ખેંચી લેવો, પણ દરેક અક્ષરને વળગી ન રહેવું. ચોકસ દુઃખ માટે જે ચોકસ કારણો આપવામાં આવ્યા છે તેજ કારણોને વળગી ન રહેવું. કારણ કે આપણી ઉપર આવી પડતું સુખ દુઃખ, યાને આગળી કરણીનું પરીણામ એક નહીં પણ **અનેક** કારણોના સાથે મળવાથી ઉત્પન થયલું હોય છે. દરેક સુખ, યા દુઃખ આપણાં આગળા **અનેક** કાર્યનું પરીણામ હોય છે. પણ એક દુઃખનું કારણ સમજાવતી વખતે એ બધા અનેક કારણો સામટા લેવાનું કામ ઘણું મુશકેલ હોવાથી, તથા તે સમજવું વધુ ગુંચવણ ભરેલું થઇ પડતું હોવાથી આ વાર્તામાં જુદી જુદી આફતોનું અકેકુંજ કારણ સમજાવવામાં આવ્યું છે, કે જેથી ખોદાઇ ઈનસાફનો સંપુર્ણ તો નહીં પણ સાધારણ ખ્યાલ પણ આવી શકે. હાલ આપણાંમાં ખોદાઇ ઈનસાફ માટે કશો પણ ખ્યાલ ન હોવાથી તે માટે થોડો માત્ર ઝાંખો ખ્યાલ આપવાની કોશેશ કરવામાં આવી છે.

કરણીનો કાયદો બરાબર સમજવો એટલો તો બીકટ છે, તેમાં એટલી બધી તો બાબદો સામટી લેવી પડે છે કે મીનોઇ જ્ઞાનમાં ઘણા આગળ વધવા પછી પણ સંપુર્ણ રીતે તે સમજ પડતો નથી. પણ, તેટલા વાસતે આપણે આપણી શક્તિ મુજબ થોડે દરજ્જે પણ સમજવાની હાલ કોશેશ ન કરીએ તો આપણે કોઇ દીવસ પણ તે સમજવા માટે શક્તિવાન થઇએજ નહીં. બીકટ કામની હાલ શરૂઆત કરીએ તોજ આગળ ચાલતાં તે શહેલુ થઇ પડે. આ વાર્તામાં આપવામાં આવેલા થોડાક દાખલાઓ સમજ્યા પછી આપણા સંબંધમાં આવતા અનેક બનાવો સમજવાની આપણે પોતેજ કોશેશ કરવી જોઇએ. કારણ કે આઇતું મેળવેલું જ્ઞાન કરતાં આપણે હાથે

જાતી મેહેનતે મેળવેલું જ્ઞાન આપણને વધુ ફાયદો કરે છે. દર વખતે આઇતું જ્ઞાન મલ્યા કરવાથી આપણી મનશક્તિ કાટ ખાય છે, પણ વધુ જ્ઞાન મેળવવા માટે જ્યારે આઇતાં મેલવેલા જ્ઞાનનો ઉપ્યોગ કરવામાં આવે છે ત્યારેજ તેનો ખરો ઉપ્યોગ કીધેલો કેહેવાય છે, તથા ત્યારેજ આપણી મનશક્તિ પણ વધુ ખીલી શકે છે. ઉપલા દાખલાઓ દુન્યામાં ખોદાનો ઇનસાફ સમજવાનો માત્ર રસ્તો બતલાવે છે. ખોદાના બારીક તથા નહીં કલ્પી શકાય એવા અદલ ઇનસાફનો કાયદો, જેને કરણીનો કાયદો કહેવામાં આવે છે, તે સમજવા ખાતર આપણે આગળા જન્મોમાં કીધેલા વીચાર તથા કાર્યોનું પરીણામ આ જન્મમાં ભોગવીએ છીએ એ સીદ્ધાંત ધ્યાનમાં રાખી આપણી આસપાસ દરરોજ બનતા બનાવો ઉપર જો મનન કરીશુ તો ઘણીક વખતે દુન્યાના ગુચવણ ઉપ્તન કરનારા બનાવોનું વાસ્તવીક કારણ આપણે સમજી શકીશું. 'કર અને જો'નો નિયમ હમેશાં કામ કરી રહેલ છે. ફકત એકજ જન્મના બનાવોને જુદા લઇ તેને આ નિયમ લાગુ પાડવા જતાં આપણે ગુંચવાડાના વમળમાં ફર્યા કરીએ છીએ. પણ અનેક જન્મોની ફીલસુફી ધ્યાનમાં લેતાં આપણાં મનની કીશતી એ વમળમાંથી નીકળી ખુલાસાના શાંત પાણીમાં મુસાફરી કરતી થાય છે.





## પ્રકરણ ૨૩ મું.

## અનેક જન્મની ફીલસુફીનો સંસારમાં ઉપ્યોગ—તેથી ઉપજતા અગણીત ફાયદા.

રવાનના અનેક જન્મોની ફીલસુફી પ્રમાણે કરણીનો કાયદો સમજ્યા પછી સંસારમાં તેનો ઉપ્યોગ કેમ કરવો તે હવે આપણે જોઇએ. દુન્યામાં જન્મ લીધા પછી જ્ઞાન હાંસલ કરવું એ જેટલું અગત્યનું છે તેટલીજ અગત્ય જ્ઞાન મેળવ્યા પછી તેનો ઉપ્યોગ કરવાની પણ છે. કારણ કે વિદ્યા, હુન્નર, યા જ્ઞાન મેળવ્યા પછી જો તેનો ઉપ્યોગ ન કરીએ, રોજીંદી જીંદગીમાં તે મુજબ ન ચાલીએ તો પછી તે મેળવેલું જ્ઞાન શું ખપનું? માટે રવાનના અનેક જન્મોની ફીલસુફી સમજ્યા પછી તે ઉપર વીચાર કરતાં જો તે વાજબી લાગે તો પછી સંસારમાં તેનો ઉપ્યોગ કરવો, તથા રોજના કામકાજમાં તે પ્રમાણે વર્તવું એ આપણી ફરજ છે. જેઓના ધર્મમાં રવાનનાં અનેક જન્મોની બાબદ આપવામાં આવી છે તેઓ આ બાબદ નહાન પણથીજ માનતા હોવાથી તેઓ આ ફીલસુફી ઉપર ગંભીરાઇથી વિચાર કરવાની અગત્યતા જોતા નથી. એ બાબદ ધર્મમાં સમજવેલી હોવાથી તેના ખરાપણા માટે તેઓને શક રહેતો નથી, અને તેથી

તેઓ આ બાબદ ઉપર વીચાર કરતા નથી. પણ એક બાબદ ગમે એવી ખરી હોવાં છતાં જ્યારે તેના ઉપર વીચાર કરતા નથી. ત્યારે તેમાંથી સંપુર્ણ ફાયદો આપણે મેળવી શકતા નથી. એજ કારણને લીધે જેઓનાં ધર્મમાં રવાનની અનેક જન્મોની ફીલસુફી આપવામાં આવી છે, તેઓ તેમજ જેઓ આ ફીલસુફી વગર વિચાર કરવે માની લે છે તેઓ આ ઉત્તમ ફીલસુફીનો લાભ જોઇએ એવી રીતે લઇ શકતા નથી. જોકે તેઓને આ ફીલસુફી કાંઇ પણ શક વગર માનતા આપણે જોઇએ છીએ, તો પણ જીંદગીમાં તેનો ઉપયોગ કરતા, તથા તેને અમલમાં મુકતા તેઓને આપણે જોતા નથી.

આપણ જરથોસ્તીઓ પણ ધર્મના કેટલાક ફરમાનોના બાબમા એવીજ રીતે વર્તીએ છીએ. ધર્મના ફરમાન તરીકે જો કે આપણે સદરો કસતી આંગ ઉપર રાખીએ છીએ પણ તેમાં સમાયલી ફીલસુફી ઉપર આપણાંમાંથી કેટલાએ વીચાર કીધો છે? કસતી કરવાનું ફરમાન આપવામાં જે ઉમદા મતલબ રાખવામાં આવી છે તેનો આજે કેટલા જણા લાભ લે છે? બલકે કેટલા જણા તેનો ફાયદો જાણે છે? ધર્મના ફરમાન તરીકે મનશની, ગવશની અને કુનશની પ્રમાણે ચાલવું સારૂં છે, એમ આપણે બધા કબુલ કરીએ છીએ, એના ખરાપણા માટે જો કે આપણને જરાએ શક રહેતો નથી તે છતાં આપણામાંથી આજે કેટલા જરથોસ્તીઓ તે પ્રમાણે ચાલે છે? રોજીંદી જીંદગીમાં એનો ઉપયોગ કેટલા જણા કરેછે? મનશનીમાં સમાયલી ગુપ્ત ફીલસુફી આજે કેટલા જણાઓ સમજે છે? બળકે કેટલા જરથોસ્તીઓએ તે સમજવાની કોશેશ કીધી છે? આથી ઘણીક વખત એમ બને છે કે એક ધર્મના સાધારણ ગણાતા ફરમાનો **તે ધર્મના લોકો** બરાબર સમજી શકતા નથી જ્યારે **પારકા ધર્મના જીજ્ઞાસુઓ,** જેઓ પારકા ધર્મના શિક્ષણમાંથી પણ લાભ મેળવવાને ઘણા આતુર હોય છે, તેઓ તે ફરમાનો વધારે સારી રીતે સમજી શકે છે. જેઓના ધર્મમાં રવાનના અનેક જન્મની બાબદ આપવામાં આવી નથી તેઓને તે બાબદ માન્યા અગાઉ તેનું વાજબીપણું શોધી કહાડવા માટે ધ્યાનથી તે વીશે પુખ્ત વીચાર કર

યાની ફરજ પડતી હોવાથી તેઓ આ ફીલસુફીની ખરી ખુબી વધારે સારી રીતે સમજી શકે છે. વળી આથી તેઓ સંસારી જીંદગીમાં તેનો ઉપયોગ કરી વધુ લાભ વટીક મેળવી શકે છે. એટલાજ માટે હીંદુઓ રવાનના અનેક જન્મમાં માનતા હોવા છતાં તેનો જોઇતો લાભ મેળવી શકતા નથી. માટે દુન્યાદારીમાં આ ફીલસુફીનો કેવી રીતે ઉપયોગ કરી શકાય છે તે આપણે જોઇએ.

રવાનના અનેક જન્મોની ફીલસુફી સ્વીકારી તે પ્રમાણે ચાલનાર એક શખ્સ ધર્મ વીશે એવો વીચાર કરે છે કે, તે ફરી ફરી આ દુન્યામાં જન્મ લેતો હોવાથી કોઇ વખત એક તો કોઇ વખત બીજા ધર્મમાં જન્મ લેતો હોવો જોઇએ. આવી રીતે જુદા જુદા ધર્મમાં જન્મ લેવાથી દરેક કોમની રીતભાત, રાહરસમ, તથા ધર્મબોધમાંથી તેનું રવાન પોતાને માટે ફાયદા કારક તથા ઉપયોગી અનુભવ મેળવી શકે છે, કે જે તમામ અનુભવ દર વખત એકજ ધર્મમાં જન્મ લેવાથી તેને મળી શકતો નથી. દરેક કોમમાંથી તેના રવાનને કાંઇને કાંઇ નવું શીખવાનું મળે છે. વળી એક ધર્મનો બારીક અભ્યાસ કર્યાથી બીજા જન્મમાં એક માણુસ પોતા સાથે તે અભ્યાસ માટેનો શોખ લેતો આવે છે. આથી તે શખ્સ બીજા જન્મમાં બીજા ધર્મમાં જન્મેલો હોવાં છતાં આગળા જન્મના ધર્મનો અભ્યાસ કરવાનો શોખ તે ધરાવતો હોય છે. દાખલા તરીકે એક શખ્સે ગયા જન્મમાં જરથોસ્તી ધર્મમાં જન્મી જરથોસ્તી ધર્મનો જો બારીક અભ્યાસ કીધેલો હોય છે તો આ જન્મમાં બીજા ધર્મમા જન્મેલો હોવાં છતાં જરથોસ્તી ધર્મનો અભ્યાસ કરવાનો શોખ સાથે લાવેલો હોવાથી જરથોસ્તી ધર્મનો અભ્યાસ તે હાલ પણુ મોટી ખુશી સાથે કરેછે. કેટલાક અંગ્રેજો, અમેરીકનો, તથા જરમનોને, ક્રીસ્ચીઅન ધર્મમાં જન્મેલા હોવા છતાં જરથોસ્તી ધર્મનાં અભ્યાસ પાછળ પોતાની જીંદગીનો મોટો ભાગ રોકતા આપણે જોઇએ છીએ, તે ઉપલાજ સબબને લીધે હોય એ બનવા જોગ છે. પણુ સાધારણુ લોકો જેઓ પોતાના ધર્મનો બારીક અભ્યાસ કરતા નથી, પણુ જે ધર્મમાં જન્મ લીધો હોય તે ધર્મ પોતાના માબાપો તથા સગાવ્હાલાઓને પાળતા

જોઇ, તથા તેઓને મ્હોંડે તેની તારીફ કરતા સાંભળી પોતે પણ તે ધર્મ સાધારણ રીતે માનતા હોય છે, તેઓનું રવાન આવતા જન્મમાં આ ધર્મ માટે ઝાઝું ખેંચાણ બતલાવી શકતું નથી. આથી આવતા જન્મમાં જે ધર્મમાં તેઓના રવાનને જન્મ આપવામાં આવેલુ હોય છે, તેજ ધર્મ તેઓને ઘણો વ્હાલો લાગે છે. આગળા જન્મ વખતનાં ધર્મ માટેનો તેઓનો પ્યાર ઉંડો નહીં હોવાથી હાલ તે ધર્મ માટે તેઓ ઉંડી પ્યારની લાગણી ધરાવી શકતા નથી. કારણ કે તેઓ બીચારા વીચાર શક્તિનો બરોબર ઉપયોગ કરી જાણતા ન હોવાથી આસપાસના સંજોગો પ્રમાણે દુન્યામાં ઘસડાતા રહેછે.

રવાનના અનેક જન્મો પ્રમાણે ચાલનાર શખ્સ આવી રીતે વીચાર કરતો હોવાથી બીજા ધર્મો માટે અણગમો ધરાવી શકતો નથી. કારણ કે તે સમજે છે કે બીજો ધર્મ તેને પોતાના ધર્મ જેટલો વ્હાલો નથી લાગતો, તેનો સબબ એ કે તેણે બીજા ધર્મનો અભ્યાસ કીધો નથી, તથા પોતાના આસપાસના સગાવ્હાલાઓથી પોતાના ધર્મની જેટલી તારીફ તેણે સમજી છે તેટલી તારીફ તેણે બીજા ધર્મની સમજી નથી, બલકે બીજાના ધર્મની તારીફ તેને કાને પડી શકે એવા સંજોગો તેને મળ્યા નથી. પણ આ સબબને લીધે બીજા ધર્મો તેને પોતાના ધર્મ જેટલા વ્હાલા લાગતા ન હોવા છતાં તે ધર્મોને તે હલકા ગણતો નથી, પણ સર્વે ધર્મોને તે માનની નજરથીજ જોય છે.

વળી તેને એવો વીચાર આવે છે કે સુરજમાંથી નીકળી ચોમેર પથરાતી ગરમી તરેહવાર ઉપયોગમાં આવી શકે છે. દાખલા તરીકે સુરજની ગરમીથી અનાજ પાકી શકે છે, ઝાડપાન જીવી શકે છે, તથા માણસો તેમજ જાનવરો હૈયાતી ભોગવી શકે છે. વળી સુરજના તાપથીજ પાણી વરાળ રૂપે ઉંચે ખેંચાઇ, વરસાદ રૂપે વરસી ચોમેર આબાદી પાથરે છે, તેમજ સડેલી તથા કોહેલી વસ્તુઓ તડકાથી સુકાઇ જવાથી ઝેરી હવા તથા દુર્ગંધ ચોમેર ફેલાતી અટકે છે, અને આ ઉપરાંત સુરજની ગરમીના બીજા અનેક ઉપયોગ થતા આપણે જોઇએ છીએ. ગરમીથી થતા આ સર્વે જાતના ઉપયોગો તથા તેથી

નીપજતા આ બધા ફાયદાઓ જ્યારે એકઠા લેવામાં આવે છે ત્યારેજ સુરજની ગરમીથી થતા સંપુર્ણ ફાયદા જાણી શકાય છે. પણ જો એક શખ્સે એકજ જાતના ઉપ્યોગનું જ્ઞાન મેળવેલું હોય, જો તે સુરજના તડકાનો એકજ ઉપ્યોગ જાણતો હોય, તો તેથી તેનાથી એમ ન કહેવાય કે સુરજની ગરમીનો ફકત આજ ઉપ્યોગ દુન્યામાં થઇ શકે છે. વળી તડકાથી ઉપજતા સેંકડો ફાયદાઓમાંથી જો એ ત્રણજ તે જાણતો હોયતો તેથી તે એમ ન બોલી શકે કે સુરજની ગરમીથી ઉપજતા તમામ ફાયદાઓ તે જાણે છે. તે જે જાણે છે તે તો ફકત આખાનો એક ભાગ છે. તેજ પ્રમાણે ખોદા, કે જેનું ખાકી ચીન્હ ગરમી પાથરનારો સુર્ય છે, તે ખોદા પોતાનું બોહોળુ જ્ઞાન ચોમેર ધર્મ રૂપે રેડે છે. આ બોહોળા જ્ઞાનમાંથી માફક આવતો ભાગ દરેક ધર્મ પોતામાં ખેંચી લે છે. એટલા માટે એકજ ધર્મમાં ખોદાનું સંપુર્ણ જ્ઞાન સમાઇ જતું નથી. દુન્યામાં ચોમેર ફેલાયલું તથા દુન્યાના **તમામ ધર્મોમાં** આપવામાં આવેલાં જ્ઞાનનો જ્યારે એકત્ર સમાવેશ કરવામાં આવે ત્યારે તે **એકત્ર જ્ઞાન** ખોદાના સંપુર્ણ જ્ઞાનની વધુ નજીક લેખી શકાય. પણ એકજ ધર્મમાં સમાયલું જ્ઞાન ખોદાના સંપુર્ણ જ્ઞાનનો માત્ર એક નાનો ભાગ હોવાથી કોઇથી એમ ન કહેવાઇ શકાય કે ફલાણો ધર્મ દુન્યાનું સંપુર્ણ જ્ઞાન ધરાવે છે, યા ફલાણા ધર્મમાં આપેલા જ્ઞાનની ઉપરાંત બીજું કાંઇ પણ જ્ઞાન દુન્યામાં કેઠે પણ મળી શકનાર નથી, યા ફલાણા ધર્મ કરતાં વધુ જ્ઞાન મેળવવા તે ધર્મની બહાર જોવાની કાંઇ પણ અગત્ય નથી. એવું બોલવું બતલાવી આપે છે કે બોલનાર ખોદાઇ જ્ઞાન માટે ઘણો સાંકડો વીચાર ધરાવે છે, તે ખુદરતના બોહોળા જ્ઞાનનો વાસત્વીક ખ્યાલ કરી શકતો નથી.

રવાનના અનેક જન્મો પ્રમાણે ચાલનાર શખ્સ એમ વીચારે છે કે તેનો પોતાનો ધર્મ જેમ ખોદાના બોહોળા સંપુર્ણ જ્ઞાનનો એક ભાગ રજુ કરેછે તેમ બીજા ધર્મો પણ બીજા ભાગો રજુ કરેછે. એટલા માટે તેનો ધર્મ દુન્યામાં જેટલી અગત્ય ધરાવે છે તેટલીજ અગત્ય બીજા ધર્મો પણ ધરાવે છે. આથી જો તેને ખોદા વીશેનું બોહોળું

જ્ઞાન મેળવવું હોય તો તેને બીજા ધર્મોનો પણ અભ્યાસ કરવો જોઇએ. એટલુંજ નહીં, પણ ધર્મમાં આપવામાં આવેલા જાહેર જ્ઞાન ઉપરાંત દરેક ધર્મમાં સમાયલું ગુપ્ત જ્ઞાન કે જે લાયકોનેજ આપવામાં આવે છે તે માટે લાયક થવાની કોશેશ કરી તે પણ મેળવવું જોઇએ. જેમ શરીરની સંપુર્ણતા માટે શરીરનો દરેક અવ્યવ અગત્યનો હોય છે, જેમ એક અવ્યવ બરાબર કામ નહીં કરી શકવાને લીધે શરીરને ખમવું પડે છે તેમ સંપુર્ણ જ્ઞાન મેળવવા માટે દરેક ધર્મ અગત્યનો હોય છે. શ્રૃષ્ટીની રચનામા દરેક ધર્મ યોગ્ય જગ્યા રોકે છે. શ્રૃષ્ટીની રચના ગોયા એક સાંકળ છે જ્યારે દુન્યાના જુદા જુદા ધર્મ તેની કડીઓ છે, કે જે વગર એક આખી સાંકળ બની શક્તી નથી. ખોદાનુ સંપુર્ણ એકત્ર જ્ઞાન ગોયા રોશનીનુ એક શફેદ કીરણ છે, જ્યારે દુન્યાના સાત મોટા ધર્મો ગોયા તે સફેદ કીરણમાથી મલી આવતા સાત રંગો છે. જેમ સાતમાંનો એક રંગ ન હોવાથી સફેદ કીરણ બનતું નથી, તેમ એક પણ ધર્મ ન સ્વીકારવાથી ખોદાઇ સંપુર્ણ જ્ઞાન મલી શકતું નથી, પણ સાતે ધર્મના એકત્રપણામાંથીજ તે મલી શકે છે. ધર્મ માટે જેઓ ઉપર પ્રમાણે વીચારો ધરાવતા હોય છે તેઓ ધર્મને નામે કરવામાં આવતા બળવાઓ, લડાઇઓ, હુલ્લડો, તથા ખોટી તકરારોમાં ભાગ લેતા નથી, તેમજ ધર્મ તરફ બતલાવવામાં આવતું ઝનુન, ગુસ્સાઓ, તથા એક તરફી લાગણીઓ પણ ધરાવતા નથી.

રવાનના આગળા અનેક જન્મોની ફીલસુફી પ્રમાણે ચાલનાર શખ્સ પોતાના કોઇ વ્હાલા સગાના મોતની વેળાએ જે તારીફ લાયક શાંતી તથા સબુરી બતલાવે છે તેનું કારણ એ કે તે આ વખતે ઉપલી ફીલસુફીનો ઉપ્યોગ કરે છે. તે પોતાના મન સાથે બોલે છે કે "આગળા જન્મોમાં કીધેલા કામો મધેથી જેટલા કામોનો બદલો આ જન્મમાં ભોગવવા માટે મુકરર કરવામાં આવેલો હતો તેટલો બદલો મારા વ્હાલા મરનાર સગા ભોગવી ચુકેલા હોવાથી, તથા આ જન્મમાં તેવણુની શક્તી મુજબનું જ્ઞાન તેવણુને મળી ચુકેલું હોવાથી હવે તેવણુથી આ દુન્યામાં વધુ વખત રહી શકાતું નથી.

આથી તેવણુને આ ખાકી દુન્યા છોડી બીજી જાતના અનુભવ માટે 'એસ્ત્રલ દુન્યા'માં તથા બેહુસ્તમાં જવું પડે છે, જ્યાં કેટલોક વખત સુધી રહી આ દુન્યામાં કીધેલાં કામો ઉપર એકાંતપણે મનન કરી, તથા ત્યાંનો કેટલો એક અનુભવ મેળવી વધુ જ્ઞાન સંપાદન કરે છે. આવી રીતે ખુદરતના કાયદા પ્રમાણે પ્રગટીકરણમાં તેવણુ આગળ વધે છે. મારા વ્હાલા સગાને પોતાનું ખાકી દુન્યાને લગતું કામ પુરૂં કરવા પછી તેમાંથી અરક એંચી જ્ઞાનમાં આગળ વધવા થકી આ દુન્યા છોડી જવી પડેલી હોવાથી તેવણુનાં મોત માટે મને શું કરવા દલગીર થવું જોઇએ? જેમ આપણા દીકરાને જ્યારે સ્કુલના નીચલા વર્ગમાંથી ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવે છે ત્યારે તે જાણી આપણે દલગીર થતા નથી, તેમ મારા વ્હાલા સગાના ગુજરવા બાદ તેવણુને ખાકી દુન્યા કરતા વધુ ઉંચી દુન્યાઓમાં તેવણુના ફાયદાને કાજેજ મોકલવામાં આવતા હોવાથી તેવણુના મોત માટે મને શું કરવા ગમ ખાવો જોઇએ? મરનારને પોતાના ફાયદા માટેજ આ દુન્યા છોડી જવી પડે છે એવું જ્યારે હું સારી રવેશે સમજુ છું ત્યારે મારાથી શોક કેમ કરાય? વળી પોતાના અતી વ્હાલા સગાને ફાયદો થતો જાણી કોઇ રડતું પણુ હશે? મને જ્યાં સુધી મોતની ઉપલી સમજ ન હતી ત્યાં સુધી હું પણુ બીજા અજ્ઞાન શખ્સોની માફક મરણુ વખતે રડી કકલીને હાય અફસોસ કરતો હતો, પણુ હવે મોત વીશેની ઉપલી સમજ મને વાજબી લાગવા છતાં જો હું મોત વખતે બીજાઓની માફકજ વર્તું તો પછી તે જ્ઞાન મેળવેલું શું ખપનું?

"વળી મરનારને માટે શોક કરવાથી તેવણુને જે નુકશાન થાય છે, તેવણુને જે સોસવું પડે છે, તેવણુને પોતાના આગળ વધ-વાના કામમાં જે અટકાવ થાય છે તે હું સારી રીતે જાણતો હોવા છતા તેવણુના મરણુ વખતે કકલાટ કરી તેવણુની મારી તરફની માયાળુ વર્તણુકના બદલામાં શું તેવણુને સામુ નુકશાન કરૂ? મારા મરનાર વ્હાલા ધણી, યા મારી અતી પ્યારી માતાના આ ફાની દુન્યા છોડી જવાથી **મને પોતાને** જે નુકશાન થયું છે તે માટે જો હું કકલાટ કરી મુકી વ્હાલા મરનારોના બેહેસ્તના માર્ગમાં અડચણુ

નાખું તો પછી મારૂં વ્હાલ શું કામનું? મરનાર તરફથી મેળવેલા અનેક ફાયદાઓ તથા સુખોના બદલામાં મારી ફરજ છે કે જ્યારે પણ મરનાર યાદ આવે ત્યારે તેવણે કીધેલા નેક કામો, તથા તેવણના સારા ગુણો તથા ભલી ખાસીયતોને યાદ કરી એવું ચહાવું કે મરનાર જલદીથી તથા સેહેલથી 'એસ્ત્રલ દુન્યા' પસાર કરી બેહેસ્તમાં દાખલ થાય. કારણ હું જાણું છું કે ખરા અંતઃકરણથી અને સાફ દીલથી મજબુત મને ઉપલી દુવા માંગ્યાથી જે વિચાર-આકાર ઉપન્ન થાય છે તે મરનારનાં 'એસ્ત્રલ શરીર'ને વીખેરી નાંખવામા મદદ કરી બેહેસ્ત તરફનો માર્ગ તેને કેટલેક દરજ્જે શેહેલ કરી આપે છે."

રવાનના અનેક જન્મોની ફીલસુફી પ્રમાણે ચાલનાર શખસનું કોઇ ઘણુંજ વ્હાલું સગું જ્યારે ધાસ્તી ભરેલી માંદગી ભોગવતું હોય છે ત્યારે તે શખ્સ એમ વીચાર કરે છે કે "મારા વ્હાલા સગાનું મરવું યા જીવવું તેવણની આ જન્મમાં ભોગવવાની કરણીના ખલાસ થવા ઉપર આધાર રાખે છે. જો તેવણ સઘળી કરણીનો બદલો અતરે મેળવી ચુકયા હશે, તો તેવણથી એક ઘડી પણ વધુ વખત અતરે થોભી શકાવાનું નથી. માટે મારા વ્હાલાની હાલની ધાસ્તી ભરેલી માંદગી માટે બીજો કાંઇ પણ વીચાર ન કરતા તેવણની સારવાર કરવાની મારી જે પેહેલ્લી ફરજ છે તે મારે બજાવવી જોઇએ. એટલા માટે મારૂં તમામ ધ્યાન દવા દારૂ તથા તેવણની બરદાસ્ત કરવા પાછળ રોકવું જોઇએ. તેવણ આ બીમારીમાંથી ઉઠશે કે નહી એવો ખ્યાલ વટીક મનમાં આવવા દેવો ન જોઇએ. કારણ જ્યારે તેવણની નેમેલી જીંદગી ઉપરાંત તેવણને મારી પાસ વધુ વખત રાખવાનો ઇલાજ મારા હાથમાં નથી ત્યારે તે માટે વિચાર કરવામાં ફાયદો પણ શું? વળી જો હું તેવણના મોત વીશે હમણાથીજ વીચાર કરૂં તો પુરો ઘભરાઇ જવાથી મને મારૂં કામ કરવાનું પણ સુજ ન પડે, અને મારી મરનાર તરફની જે છેલ્લી ફરજ, સારવાર કરવાની, તે પણ કરવાની રહી જાય, અને પછવાડેથી તે માટે મને પસ્તાવો લાગ્યા કરે, માટે હાલ તુરત તો શાંત મન રાખી તેવણની સારવાર કરવાની મારી સૌથી અગત્યની ફરજ પેહેલ્લે બજાવવી જોઇએ.

"મારી બીજી ફરજ એ છે કે તેવણુને માટે નેક દુવા ચહાવી. આથી ખરા અંતઃકરણથી તેવણુ તરફના મારા પ્યારને લીધે તથા મારી ફરજ તરીકે તે પાક પરવરદેગાર પાસે હું એવી દુવા માગું કે આ મારા વ્હાલા સગાને આ બીમારીથી જે કાંઇ દુઃખ થતું હોય તે દુઃખ શાંતી તથા સબુરીથી ખમવાને માટે એવણુને શક્તિ તથા હીમ્મત આવે ! કારણુ કે હું જાણું છું કે મજબુત મને શાંતીનો વીચાર કરવાથી હું એક એવી શક્તિ ઉપન્ન કરી શકું છું કે જે મારા વ્હાલા સગા આગળ જઇ એવણુને હીમ્મત આપે છે, એવણુની આસપાસ શાંતી ફેલાવે છે, તથા બીજાઓના બીક અને ધભરાટના વીચારો એવણુની આગળ જવા દેતા નથી. આવાં શાંતીના વીચાર કરવાને બદલે જો હું પોતે બીક અને ધાસ્તીના વીચાર કરૂં છું તો તેથી જે બીકનો વીચાર—આકાર ઉપન્ન થાય છે તે મારા વ્હાલા સગા આગળ જઇ એવણુના મગજ ઉપર ધાસ્તીના વીચારો ફેંકી એવણુને સામા ધભરાવે છે. માટે મારા વ્હાલાની સારવાર કરતી વખતે હીમ્મત તથા શાંતી બખ્શનારા વીચારો કરવાની જે મારી આઇન ફરજ છે તે મારે વગર ઢીલે કરવી જોઇએ."

રવાનના આગળા જન્મોની ફીલસુફીનું વાજબીપણું સ્વીકારી તે પ્રમાણે ચાલનાર શખ્સ ઉપર જ્યારે કાંઇ મોટી આફત આવી પડે છે ત્યારે તે એવો વીચાર કરે છે કે " આગળા જન્મમાં મેં કાંઇ બુરાં કામો કર્યાં હશે તેથીજ હાલ મારી ઉપર આ આફત આવી પડી છે. આથી આ આફતમાંથી પસાર થયા વગર મારો છુટકોજ નથી. વળી જ્યારે મારા પોતાના આગળા ગુનાહને લીધે આ દુઃખ મારી ઉપર આવી પડ્યું છે ત્યારે તે હું નહીં ખમું તો બીજું કોણ ખમે ? મારે હાથે મારી ઉપર આવી પડેલા દુઃખ માટે કોની આગળ ફરીઆદ લઇ જાઉં ? અને વળી તેમ કરવામાં ફાયદો પણ શું ? ફરીઆદ કીધાથી, અને બબડવાથી કાંઇ મારૂં દુઃખ ઓછું થવાનું હતું ? સાસુ જો હું આ દુઃખ માટે ખોદાને, યા સેતાનને બદલામ કરૂં તો વળી બીજું એક ખોટું કામ કીધેલું કહેવાય.

"વળી જે શખ્સની મારફતે મારી ઉપર આ દુઃખ આવ્યું છે તેને યા કોઇ બીજાને મેં ગયા જન્મમાં કાંઇ નુકશાન કર્યું હશે, અને તેના બદલામાં તેની મારફતે હાલ મને ઇજા પુગાડવામા આવતી હોવી જોઇએ. માટે તેમાં તેનો વાંક હોય, યા ન હોય, પણ મારે તો તેની તરફ કીના યા ધિક્કાર, યા બદ દુવાના ખરાબ વિચારો કરવા જોઇએ નહીં. કારણ કે આગળા જન્મનું દુઃખ હાલ ખમતી વખતે વળી હું આવા દુષ્ટ વિચારો કરૂં તો તેના પરીણામ તરીકે વળી આવતા જન્મમાં પણ મને દુઃખ ખમવું પડે. માટે ગયા જનમોના કર્મો શાંતીથી ભોગવી મને મારૂં આગલું કરજ અદા કરવું જોઇએ, પણ કેપટના, યા કીનાના વીચારો કરી આવતા જન્મ માટે દુઃખના બીજ રોપવા ન જોઇએ. વળી જ્યારે હું જાણું છુ કે બબડી ફફડીનેબી આખરે દુઃખ તો મારેજ ખમવું પડવાનું ત્યારે જો હું હમણાજ તે ધીરજ અને શાંતીથી ખમુ તો મારે માથેથી ગોયા એક આગળું કરજ ઓછું થયલું ગણાય. માટે હાલ મારી ફરજ છે કે મારા ઉપર આવી પડેલી આ આફત સબુરીથી સહન કરી નેક કામ કરવામાં મશગુલ રહું કે જેથી આવતો જન્મ મારો સારો આવે, અને એવી આફતો મને ફરી ખમવી ન પડે

"આ જન્મમાં મારાથી નાદાનીમાં નેક કરતાં બદ કામો વધારે થઇ ગયલાં હોવાથી હું ખાતરીથી કહું છું કે જો મને રવાનના આગળા જન્મોની ફીલસુફીની ખબર ન હતે તો મારી હાલની આ ભયંકર બીમારીની આફતની વખતે હમ્મેશ સુધીના દોઝખના વીચારોએ મારી શાંતી લુટી લઇ મને હાવરો બાવરો બનાવી દઇ નાશી-પાસીમાં ગરકાવ કરી નાંખ્યો હતો. જો હું આ બુલંદ ફીલસુફી ન સમજ્યો હતે, અને ખરાબ કામ માટે હમ્મેશ સુધી, યા રસ્તાખેજ સુધી દોઝખમાં સબડવું પડશે એમ માનતો હતે તો મારાથી આ જન્મમાં થઇ ગયલા બુરા કામો માટે મને દોઝખના અંધકારમાં લાંબા કાળ શુધી ગોતાં ખાવાં પડશે એવા વીચારથી હવે શું કરવું તે મને કાંઇ સુજ ન પડતે. ટુંકમાં જો આ બીમારીમાંજ મારી અજલ આવી પહોંચવાની હોય તો સદાના દોજખમાંથી છટકી

જવાનો એક પણ ઉપાય મારી પાસે ન હોવાથી મારે મોટી નીરાશી વચ્ચે ગુજરી જવા શીવાય છુટકોજ ન હતો. વળી જો હું સારો થવા પામું તો પણ લાંબા કાળના દોજખમાંથી મારો છુટકારો કેમ કરવો તેની આ જ્ઞાન વગર મને સમજ પડતે નહીં, કારણ કે હું જાણું છું કે મારી પાસે સખાવતના યા નેકીના મોટા કામો કરવાની હાલ જોગવાઇ પણ નથી કે જેથી હવે પછી પણ સખાવતના કાંમો કરી મારા આગળા બદ કામો ફીતાડી પણ શકું. વળી જો હું હાલ નેક અને પરોપકારી કામો કરવા માડું તો આગળા બદ કામો ફીતે એટલા નેક કામો કરવાને મને વખત મળશે કે નહી, હું તેની અગાઉ મરી જઇશ કે કેમ, અને બદ કામો કરતાં નેક કામોનો જથ્થો વધે તે આગમજ જો હું મરણ પામ્યો તો રસ્તાખેજના દીવસ સુધી દોઝખનાં ભયંકર દુઃખો મારાથી કેમ ખમાશે એવા નાસીપાસી ઉપજાવનારા વિચારોથી હું તદન લાઇલાજ અને ના ઉમેદ બની ગયો હતો. પણ શુક્રાના તે દાદાર હોરમજદના કે રવાનના આગળા જન્મોની ફીલસુફી હાથ લાગવાથી હું જાણું છું કે મારા બદ કાંમ માંટે મને લાંબા કાળ સુધી દોઝખમાં સબડવાનું નથી, ખોદા એટલા નીર્દય અને ગેર ઇનસાફી નથી, પણ મારે થોડો વખત દોઝખમાં રહી મારા નેક કામો માટે બેહેસ્તમાં જઇ હાલ કરતાં વધુ જ્ઞાન અને દહાપણ સાથે મારે આ દુન્યામાં પાછો જન્મ લેવાનો છે. એટલાજ માટે મારા આગળા બદ કામોનો પશ્ચાતાપ કરી, ફરીથી આવા બુરા કામો ન કરવાનો દ્રઢ વીચાર કરી, સારા કામો કરવામાં મશગુલ થવાની મને ઉલટ છુટે છે.

"પાપનો પશ્ચાતાપ કર્યાથી કાંઇ પાપ સદંતર માફ કરવામાં આવતું નથી, પણ જ્યારે ખરાં અંતઃકરણથી એક બુરાં કામ માટે પશ્ચાતાપ કરવામાં આવે છે ત્યારે બીજી વખતે તે શખ્સને આવું બુરૂં કામ કરતી વખતેજ તેના અંતઃકરણ તરફથી અટકાવવામાં આવે છે, યાને તેનું અંતઃકરણ પાછલથી નહીં પણ તેજ વખતે તેને આ કામ બુરૂં છે એવી યાદ આપે છે, અને તેથી તે પેલું બદ કામ કરતો અટકે છે. વળી બદકામનો પશ્ચાતાપ કરવાથી તે બદકામ

માટેની તેની વાળણ નીકળી જતી હોવાથી તે પોતાની સાથે આવતા જન્મમાં આ બુરી ખાસીઅત લાવી શકતો નથી. આવી રીતે બુરી ખાસીઅત છોડી દઇ આવતા જન્મમાં નેક ખાસીઅત સાથે જન્મી આવતો જન્મ સુખી બનાવવાનું જ્યારે મારા હાથમાં છે ત્યારે મરણની છેલ્લી ઘડી સુધી ઉલટથી નેક કામ કરવું એ મારી ફરજ છે. કયામત સુધીનાં, યા સદા કાળનાં દોઝખની ફીલસુફી જ્યારે અનેક બુરા કામો કરી ચુકેલા શખ્સોને નાસીપાસીમાં ગરકાવ કરી તેઓને બદીમાં યાહોમ ઝીંપલાવે છે ત્યારે રવાનના અનેક જન્મની ફીલસુફી ખરાબમાં ખરાબ માણસને પણ નેક કામ કરવા માટે તેની જીંદગીની છેલ્લી ઘડી સુધી હીમ્મત આપે છે. કારણ કે હંમેશ સુધીના દોઝખની દલીલ માનનાર શખ્સ જ્યારે વિચાર કરે છે કે તેનાથી એટલા તો બુરાં કામ થઇ ગયા છે કે કયામત સુધી દોઝખ વગર તેનો છુટકોજ નથી, અંતે અને આખરે તેને સદાના દોઝખમાં જવુ પડવાનુજ, ત્યારે એવી નાસીપાસી ઉપજાવનારા ખોટા ખ્યાલથી તે બીચારો આંખ મીચીને બદીમાં પડવાની ધાસ્તીમાં આવી પડે છે. પણ બીજા હાથ ઉપર એક બુરો શખ્સ ઇંદ્રીઓ ઉપર કાબુ ન હોવાને લીધે ઘણાક બુરાં કામો કીધેલાં હોવા છતાં જો રવાનના અનેક જન્મોમાં તે માનતો હોય છે તો હવે પછી પણ નેક માર્ગે જવાની જેટલી યત્ન કરશે તેટલો તે આવતા જન્માં સુધરશે એવું માનતો હોવાથી હવેથી તેની જીંદગીની છેલ્લી ઘડી સુધી બને તેમ નેક રસ્તે ચાલવાની તેને ઉલટ થાય છે. જ્યારે આ સઘળું હું સમજુ છું ત્યારે મારી હાલની આફત માટે કાંઇ પણ દલગીર ન થતાં શાંતીથી આ દુઃખ ખમી બને એટલા નેક કામો, વિચાર, વાણી, અને કાર્યથી કરી મારો આવતો જન્મ સુખી કરવાની મારે બનતી તજવીજ કરવી જોઇએ."

રવાનના અનેક જન્મોની ફીલસુફી માનનાર અને તે પ્રમાણે વર્તનાર એક શખ્સને પેટે જ્યારે એક એવો બદકાર છોકરો પેદા થએલો હોય છે કે જે બાપના સમજાવવા છતાં સુધરી શકતો નથી ત્યારે તે છોકરા માટે સાધારણ માણસોની માફક તે હાય અફસોસ કરતો નથી, તથા બીજાઓની આગળ દીકરાની નાફરમાનીથી ઉપ-

જતાં દુઃખ માટે ફરીયાદ પણ કરતો નથી. કારણ કે તે એમ વીચારે છે કે "બાપ તરીકે મારી ફરજ છે કે મારા દીકરાને સુધારવાની અને તેને સારી શીખામણો દેવાની હું બનતી કોશેશ કરૂં. પણ મારાથી બની શક્તી સઘળી કોશેશ કરવા છતાં જો તે ન સુધરે તો તે માટે દલગીર થવું, યા અફસોસ કરવો ફોકટ છે. કારણ કે તેને સુધારવાની બનતી મહેનત લેવા છતાં મારૂં કાંઇ વળતું નથી, અને સામો તે પોતે દુઃખી થવા ઉપરાંત મને પણ સાથે દુઃખી કરે છે તેજ બતલાવી આપે છે કે એ દુઃખને હું લાયક હોઇશ. મેં મારા આગળા જન્મમાં કાંઇ એવીજ ખરાબ વર્તણુક ચલાવી હશે ત્યારેજ તેનાં પરીણામ તરીકે આવો નાફરમાન બેટો મારે ત્યાં જન્મ પામ્યો હશે. જો હું આ દુઃખને લાયક ન હતે, જો મેં આગળા જન્મમાં કોઇ સાથ ખરાબ વર્તણુક ચલાવી ન હતે, જો હું તે વખતે સઘળા સાથે પ્યાર અને મોહોબતથીજ વર્ત્યો હતે તો એક નેક ફરજંદ મારે ત્યાં જન્મ પામી આજે મારી ઉપર પ્યાર અને મોહોબતનો વરસાદ વરસાવતે. પણ કડવું બીજ વાવ્યા પછી તેનાં ઝાડમાંથી મીઠાં ફળની આશા કેમ રાખી શકાય? આગળા જન્મમાં મે ખરાબ કરણી કીધી હોય તો આ જન્મમાં મને સુખ કયાંથી મળે? માટે મારે ત્યાં જે બુરૂં ફરજંદ પેદા થયું છે તે મારી પોતાનીજ તકસીરને લીધે હોવું જોઇએ, મારી પોતાનીજ આગળી બદ ચાલને લીધે હોવું જોઇએ. કારણ કે ખુદરતનાં અદલ ઇનસાફ પ્રમાણે મારી તકસીર વગર ખોદા એવો નાફરમાન બેટો આપી મને દુઃખી થવા દેજ નહીં. મારા સમજ્તવવા છતાં અને આટલી શીખામણ દેવા છતાં મારો દીકરો સુધરતો નથી તે માટે અલબતાં તેને પાછળથી વખત આવવે ખમવુંજ પડશે, પણ મને હાલ જે ખમવું પડે છે તે તો **મારી** આગળી તકસીરને લીધેજ હોવું જોઇએ. જેઓ એમ માને છે કે પોતાની કાંઇ પણ આગળી તકસીર વગર ફક્ત **દીકરાની** બુરી ચાલથીજ ખમવું પડે છે તેઓ ખોદાના અદલ ઇનસાફની ગોયા બદગોઇ કરે છે. જેઓને રવાનના અનેક જન્મોની ફીલસુફીની ખબર નથી, જેઓ દરેક બાબદમાં સામા ધણીનોજ

વાંક જુએ છે પણ પોતાનો વાંક જોઇ શકતા નથી, જેઓને ખોદાના અદલ ઇનસાફનું ભાન તથા જ્ઞાન હોતું નથી, તેઓ ઘણીક વખત બોલતાં સંભળાય છે કે, 'ફલાણાને લીધે મને ખમવું પડયું; મારા દીકરાએ મને ખરાબ લગાડયું; મારાજ ફરજંદે મારી આબરૂનાં કાંકરા કીધા; ખોદાએ હમુને નામોશીમાં લાવી નાંખ્યા; મારે ત્યાં આહારેમન કયાંથી પેદા પડયો.' પણ ખરૂં જોતા તો આપણાં આગળાં બદ કાર્યને લીધે દુઃખ, નામોશી તથા બેહોરમતને આપણે લાયક થયલા હોવાથીજ નાફરમાન તથા બદકાર શખ્સોના સમાગમમાં આપણને લાવી મુકવામાં આવે છે. માટે મારી ફરજ છે કે મારે હાલ જે નામોશીમાંથી પસાર થવું પડે છે તેનો વાંક મારા શીવાય કોઇ બીજા ઉપર મેલવાને બદલે મુંગે મ્હોંડે તે નામોસી ધીરજ અને સંતોષથી ખમી છેલ્લી ઘડી સુધી મારા દીકરાને સારી શીખામણ દેવાનું જારી રાખું કે જેથી હમણાં નહીં તો કદાચ પાછળથી તેને ફાયદો થાય. આવી રીતે મારી ફરજ સંપુર્ણ રીતે સબુરીથી બજાવવાથી મારા માથા ઉપરનું ગોયા એક આગળું કરજ ફીટી જશે."

રવાનના અનેક જન્મોની ફીલસુફી પ્રમાણે ચાલનાર શખ્સ જ્યારે કોઇને પોતા ઉપર ગુસ્સે થઇ ગાળો દેતા સાંભળે છે ત્યારે બીજાઓની માફક તે પોતે ઉસકેરાઇ જતો નથી. કારણ તે એમ વિચાર કરે છે કે "એક માણુસ પ્રગટી કરણ (Evolution) ના કીયા દરજ્જા ઉપર આવી પુગ્યો છે તે તેના વીચારો, બોલો તથા કામોથી તુરત જણાઇ આવે છે. આ દુન્યામાં વધુ ફેરા ખાઇ જેમ જેમ તે પ્રગટીકરણમાં આગળ વધે છે તેમ તેમ પોતાની સારી રીતભાત, તથા બીજાઓ સાથની નેક વર્તણુકથી તે પોતાનું આગળ વધવું બતલાવી આપે છે. માટે આ શખ્સ જે ગાળો દે છે, તથા એક ગ્રહસ્થને ન છાજતી રીતે મારી સાથ વર્તે છે તે પ્રગટીકરણના એકાદ નીચલા તબક્કા ઉપર હોવો જોઇએ. આથી તેની ઉપર ગુસ્સે થવાને બદલે મારે તો સામી તેની દયા ખાવી જોઇએ.' કારણ કે જ્યારે એક બાળક તેના અજ્ઞાનપણાને લીધે બેહુંધું, તથા અક્કલ

વગરનું બોલે છે ત્યારે તે સાંભળી આપણે કાંઇ ગુસ્સે થતાં નથી, પણ પ્યારથી તેની ભુલ સુધારીએ છીએ. વળી જો તે બાબદ તેની ટુંક સમજમાં ન ઉતરે એવી હોય છે તો તેના બોલવા ઉપર આપણે લક્ષ આપતા નથી, પણ અખાડા કરી જઇએ છીએ, એવું ધારીને કે આગળ ચાલતા જ્યારે બાળક સમજમાં આવશે ત્યારે તે પોતાની ભુલ જોવાને શક્તિવાન થશે. તેજ પ્રમાણે આ ગાળો દેનાર શખ્સે આ દુન્યામાં થોડાજ ફેરા ખાધેલા હોવાથી તેનું રવાન જ્ઞાનમાં બાળક જેવું હોય છે જો કે તેનું ખાકી શરીર હાલ ઉમ્મરે પુગેલું છે આથી પેલા બાળકની માફક આ શખ્સના પુખ્ત શરીરમાં રહેલાં બાળક-રવાનને ગાળો ન દેવા માટે નરમાસથી મારે સમજાવવું જોઇએ, અને જો ન સમજે તો મારે તેને વધુ કોહું દેવું ન જોઇએ. તેને ગાળો દેતા સાંભળી જો હું તેની ઉપર ગુસ્સે થાઉં, હું પણ જો તેને સામી ગાળો દઉં, તેની સામે તણાઉં, યા તેને હડધુત કરી કહાડી મુકું તો હું પોતે પ્રગટીકરણમાં તેનાં કરતાં ઉચ્ચા તબક્કા ઉપર કેમ હોઇ શકું ?

"એક લાંચ લેનાર શખ્સ, યા ધંધાની કુનેહને નામે અપ્રમાણીક રીતે ધંધો કરનાર માણસ પ્રગટીકરણના જે તબક્કા ઉપર હોય છે તે તબક્કાથી ઉપર આપણે જ્યારે ચહડીયે છીએ ત્યારેજ લાંચ અને ધંધાની કુનેહ આપણને ગેરવાજબી દેખાય છે. પણ જ્યાં સુધી આ ઉચ્ચા તબક્કા ઉપર આપણે આવી પુગતા નથી ત્યાં સુધી લાંચ અને કુનેહ આપણને વાજબી લાગે છે. જે તબક્કા ઉપર આપણે હોઇએ તેજ તબક્કાને લગતાં કામો કરવા એ આપણો ધર્મ છે, યાને એ આપણી ફરજ છે. પણ જે તબક્કા ઉપર આપણે હોઇએ તેના કરતાં નીચલા તબક્કા ઉપરના કામો કરવા તેને સાધારણ બોલીમાં પાપ કહેવામાં આવે છે. પાપનો આ ગુહ્ય અર્થ છે. દાખલા તરીકે એક જંગલી માણસ-ખાઉ શખ્સ, પ્રગટીકરણમાં છેક હેઠલાં તબક્કા ઉપર હોવાથી, તે જ્યારે પોતાના ખોરાક માટે એક જીવતા માણસનો જીવ લે છે ત્યારે તેમાં તે આગું પાપ કરતો નથી, કારણ કે તેની નેકી બદી સમજવાની શકિત તદન બચગીમાં છે. પણ આપણે

હાલ જે તબક્કા ઉપર છઇએ તે જોતાં જો આપણે કોઇનો જીવ લઇએ તો તે પાપ કીધેલું કહેવાય, અને એ માટે આપણે જે બુરા પરીણામ ભોગવવાને લાયક થઇયે તેટલું બુરૂં પરીણામ માણસ-ખાઉને તેને કીધેલા ખુન માટે, સોસવું પડતું નથી. વળી આજે સાધારણ માણસો માટે પોતાના ખોરાક સારૂ એક જાનવરનો જીવ લેવામાં પાપ ગણવામાં આવતું નથી, પણ ખોદાશનાસીમાં ચોકસ દરજ્જે પુગેલા પુરૂષો માટે, તથા હવે પછીના આવતા જમાનાના લોકો માટે જાનવરોનો જીવ લેવો એ પાપ ગણાશે. કારણ કે જેમ હાલની આપણી પાંચમી આર્યન પ્રજા માટે આપનું અમર તત્વ 'મનસ' યાને આપણી મનશક્તિ ખીલવાનું સરજેલું હોવાથી હાલ ચોમેર મનશક્તિ ખીલતી માલમ પડે છે, અને તરેહવાર નવી નવી શોધો મનશક્તિના બળ વડે થતી જાય છે, તેમ હવે પછી થનારી છઠ્ઠી પ્રજા માટે આપણું બીજું અમર તત્વ બુદ્ધિ, યાને માણસ જાતની **એકતાઇ** સમજવાની શક્તિ ખીલવાનું સરજેલું હોવાથી તે છઠ્ઠી પ્રજાના વખતમાં કુલ આલમના જીવો માટે બેહદ દયા ચોતરફ પથરાશે. હાલ કેટલીક મંડળીઓમાં અને કેટલાક સુધરેલા દેશોના લોકોમાં ભ્રાતૃભાવ, યાને ભાઇબંધી (Universal Brotherhood) માટેની જે કોશેશ ચાળી રહી છે તે કોશેશ ગોયા છઠ્ઠી પ્રજાનાં ઉગવાની આગમજનું જજકલું છે.

"પ્રગટીકરણનો નીયમ જોતાં માલમ પડે છે કે દરેક માણસે આગળ વધવા માટે પોતાને સુધારવાની કોશેશ કરવી જોઇએ, તથા જે તબક્કો પોતે પસાર કરી આવ્યો હોય તેને લગતાં કામો તેનાથી થઇ નહીં જાય તેની સંભાળ રાખવી જોઇએ. એટલા માટે પેલા ગાળ દેનાર સામે ગુસ્સો કરવો તે મારી હાલની સ્થીતીને હીણું લગાડનારૂં છે, એટલુંજ નહીં, પણ પેલા ગાળ દેનારને પણ હાણી પુગાડનારૂં છે. કારણ કે મારા ગુસ્સાથી તો સામુ વધારે ઉસકેરાઇ જવાનો તેને સંભવ રહે છે. જો તે મારા કરતા નબળો હોય છે, તો મારા ગુસ્સાથી દબી જવાને લીધે તેને મુગું મુગું, યા બબડતું બબડતું ચાલી જવું પડે છે, પણ તેમ થવાથી તેનામાં મારે માટે

કપટ ઉત્પન્ન થાય છે. મારા ગુસ્સાની બીકથી જ્યારે તે ગાળો દઇ વાચાથી ખરાબ કાર્ય કરી શકતો નથી, ત્યારે મારે વીશે કીનો રાખી મારે માટે ખરાબ વીચારો કરે છે. પણ બદ વીચારો બદ વચનો કરતાં વધુ ખરાબી કરતા હોવાથી તેને આ બદ વીચારો કરવા માટે, અને મને તેનું મુલ થવા માટે હવે પછી વધુ ખમવું પડવાનું. આ બેમાંથી એક રીતે તે બીચારાને મારે લીધે, તેમજ મને પોતાને પણ નુકસાન થવાનો સંભવ રહે છે. માટે આવા શખ્સની ગાળ ખાવા છતાં, મારે તેને થંડા પાડી બે બોલ શીખામણના કહેવા જોઇએ, જેથી તે કદાચ નરમ પડી જઇ પસતાવો કરે, યા જો તેને પસ્તાવો ન થાય તો પણ મારે વીશે બુરા વીચારો તો કરવાનું કારણ તેને ન મળે, બલકે કદાચ મારા શાંત સ્વભાવ માટે અજબ થઇ મારે માટે સારા વીચારો ઉપન્ન કરે એ પણ બનવા જોગ છે. માટે મારી તો ફરજ એજ છે કે આવી વખતે જરાપણ ઉશકેરાઇ ગયા વગર શાંત મન રાખી ઘણીજ ધીરજ તથા સભ્યતાથી તેને સમજાવી નરમ પાડવો. મહાન પેગંબર ક્રાઇસ્ટનું શીક્ષણ પણ કહે છે કે નરમાસ ભરેલા જવાબથી ગુસ્સો દુર થઇ જાય છે."

રવાનના આગળા જન્મોની ફીલસુફી પ્રમાણે ચાલનાર શખ્સ પોતાના બચ્ચાંઓને બેહુશ કરતા, યા તકસીર કરતા જોઇ બીજાઓની માફક ગુસ્સાથી તેઓને ફટકાવી કહાડતો નથી. પણ તેઓને સજા કરવાની જો તે ઘણીજ અગત્ય જુએ છે તો તેઓને સુધારવાના હેતુથીજ, તથા બીજી વખતે આ પ્રકારનો ગુનોહ ન કરે એટલાજ માટે **જરાપણ ઉશકેરાઇ ગયા વગર** ખાલી બહારથીજ ગુસ્સાનું ડોળ ઘાલી તેઓને એક બે ફટકા મારે છે. પણ ઘણી ખરી વખત તો પોતાના દીકરાની તકસીર વખતે તેને પોતાની પાસે બોલાવી એક ચુમી લઇ ઘણીજ નરમાસથી તેને તેની ભુલ સમજાવે છે. જ્યારે તે પોતાના દીકરાને નીશાલનું લેશન શીખવે છે તે વખતે જો તેનાંથી કાંઇ ભુલ થઇ જાય છે તો તે વખતે પણ ઉપલીજ રીતે તેને અતી બ્હાલથી, તથા ધીરજથી તેની ભુલ બતલાવે છે. આથી

તેના ફરજંદ ઉપર ઘણી મરમ અસર થાય છે. ધમકાવીને, યા મારીને તેની ભુલ બતલાવવા કરતા ઉપર મુજબ પ્યાર અને નરમાસથી ભુલ બતલાવ્યાથી તે બચ્ચાંને ઘણું લાગી આવે છે, અને ફરી એવી ભુલ કરતાં તેને ઘણી શરમ લાગે છે. તે પોતે જાણે છે કે તેના બચ્ચાંનું શરીર નહાનું હોવા છતાં તેમાં રહેનાર રવાન ઘણાંક જન્મો લઇ ચુકેલું હોય છે, અને તેમાં એબો તથા બદીઓ બીજ રૂપે ઢંકાયલી હોય છે, જે તક મળતાંજ બહાર પ્રગટી નીકળે છે. આથી તે સારી વળણોને ઉતેજન આપી ખીલવા દે છે, જ્યારે ખરાબ વળણોને દાબી દેવાની કોશેશ કરે છે. એ ખરાબ બીજરૂપી વલણો મુખ્ય કરી મોટા માણુસોના તેવાજ દુર્ગુણી દાખલાઓથી ખીલે છે. દાખલા તરીકે જો કોઈ બચ્ચાનાં રવાનમાં ગુસ્સાની વળણ હોય તો ગુસ્સો કરનારા માણુસના સમાગમમાં આવવાથી જેમ આગથી આગ સળગે છે તેમ તેનો બીજરૂપી ગુસ્સો ઉભરાઇ આવે છે. માટે એવી વળણવાળા બચ્ચાંને ગુસ્સો ધરાવનારા આદમીથી દુર રાખવાની ઘણી જરૂર છે.

રવાનના અનેક જન્મોમાં માની તે પ્રમાણે ચાલનાર શખ્સ જ્યારે પૈસે ટકે ઘણોજ ગરીબ હોય છે, પોતાનું તેમજ પોતાના કુટુંબનું ગુજરાન તે ઘણીજ મુશકેલીથી કરી શકતો હોય છે, યા ગુજરાન માટે પોતાથી **બનતી તજવીજ તથા મહેનત કરવા છતાં** તેનાથી પોતાનો નીભાવ થઇ શકતો નથી ત્યારે તે હારી ખાઇ ધીરજ તથા સબુરી ખોઇ દેતો નથી. કારણ કે આવી વખત તેને એવો વીચાર આવે છે કે "હમો, યાને હું તેમજ મારા હાલના કુટુંબના સર્વે શખ્સો, ગયા જન્મમાં બીજાઓ સાથ જેવી રીતે વર્ત્યા હશું તેના પ્રમાણમાં તેને અનુકુળ હાલત હાલ હમોને ભોગવવી પડે છે. **મહેનત કરવાં છતાં** પૈસા સંબંધી મુશકેલી હમો ઉપર હાલ આવી પડી છે તે હમારા આગળા માઠા કાર્યને લીધેજ હોવી જોઇએ. હમો બધાએજ કાંઇ બુરા કામો કર્યા હશે તેથી હમો બધાને સાથેજ હાલ ગરીબાઇમાં રેહેવુ પડતુ હોવુ જોઇએ. માટે સબુરીથી આ ગરીબી વેઠી·સારી રીતે હાલ દુનિયામાં ચાલીશું તો

આગલા ખરાબ કામોના બુરાં ફળ જે હાલ ચાખીએ છીએ તે ખલાસ થયાં પછી હમારી આ કંગાળ હાલત જતી રહી સારી સ્થીતી આવી પુગશે. જો કદાચ આગલા જન્મના બુરાં કામોનો જથ્થો મોટો હશે, અને તેના પરીણામમાં આ આખો જન્મારો દળીદ્રતામાંજ જવાનો હશે તો હાલના હમારા સારા કામોને લીધે કાંઇ નહીં તો આવતો જન્મ તો જરૂરજ સુખાકારી ભર્યો આવશે. માટે મારે તો મારૂં દુઃખ સબુરીથી ખમી બનતા સુધી સૌ સાથ સારી રીતે વર્તવાની હાલ કોશેશ કરવી જોઇએ. વળી આગળા જન્મોનો હમારા એક બીજા સાથનો ઉપકાર અને અપકારને લીધે મારા કુટુંબનું ગુજરાન કરવાની ફરજ મારે માથે આવી પડેલી હોવાથી કરણીના કાયદા પ્રમાણે ચાલી મારી આ ફરજ બજાવવાની મારે બનતી કોશેશ કરવી જોઇએ. આગળા જન્મમાં કદાચ પૈસાનો ગેર ઉપયોગ કરી હું મારે હાથેજ મારી ઉપર લાચારી લઇ આવ્યો હોઉં, અને તે વખતે મારા થોડા સગાઓએ બબડી ફફડી મને થોડી મદદ કીધી હોય, તો તેનાં પરીણામ તરીકે આ જન્મમાં મારે તેઓનો બદલો વાળી આપવા માટે મારા ફરજંદો તરીકે તેઓનું પોષણ કરવું પડતું હશે. વળી તેઓએ મને રાજી ખુશીથી મદદ કરવાને બદલે બબડી ફફડીને મદદ કીધેલી હોવાથી હાલ તેઓને પણ મારી સાથે ખરાબ વખતમાંથી પસાર થવું પડતું હોય; તથા મેં પૈસાનો ખરાબ ઉપયોગ કીધેલો હોવાથી, તથા પૈસા હતા તે વખતે તેની કદર બુજેલી ન હોવાથી, હાલ પૈસા કમાવાની મને ઘણીજ મુશકેલી પડતી હોય કે જેથી પૈસાને પૈસા તરીકે સંભાળથી કેમ વાપરવા તે હું જાણું, તથા પૈસા જરૂરીઆતની વખતે કેટલી અગત્યની અને અમુલ્ય વસ્તુ થઇ પડે છે તે હું શીખું.

"વલી ગયા જન્મમાં જે જે કામો કીધા તે બધા મારા પોતાનાજ ભલાને માટે કીધેલા હોવાથી હાલ મને એટલું વેઠવું પડતુ હોવું જોઇએ. દરેક આપસ્વાર્થિ કામ ગોયા એક કરજ છે, ગોયા એક વધુ સંસારીક ગાંઠ (tie) છે કે જેમાંથી આવતા જન્મમાં આપણાંથી છુટાતું નથી. જેઓ સઘલા કામ બિનસ્વાર્થથિ કરે છે તેઓ

આવતા જન્મમાં આવા ગાઢાથી બંધાયલા હોતા નથી. તેઓ સઘળી રીતે છુટા હોવાથી પોતાની જીંદગી ચાહે તેવા પરોપકારી કામો માટે આપી શકે છે. એટલા માટે મેં પણ આ જન્મમાં બનતા સુધી બીનસ્વાર્થિજ કામો કરવાનું શરૂ કીધું છે. હું જે હાલ નહાની નોકરી કરૂંછું તે મારા પોતાના સ્વાર્થ વાસ્તે કરતો નથી, પણ મારા કુટુંબનું પોષણ કરવાની ફરજ જે મારે માથે આવી પડી છે તે ફરજ બજાવવા માટેજ નોકરી કરૂંછું. મારા ટુંક પગારમાંથી મારા કુટુંબનું પોષણ કરવા ઉપરાંત મારૂં પોતાનું પણ પોષણ કરવું પડે છે એ વાત ખરી છે, પણ આ પૈસામાંથી હું જે ખોરાક ખાઉછું તે કાંઇ શરીરને મજાહ કરાવા નહીં, પણ ખોરાક વગર શરીર ટકી શકતું ન હોવાથી, તથા શરીર વગર કુટુંબનું ગુજરાન કરવાની મારી ફરજ હું બજાવી શકતો ન હોવાથીજ મને ખોરાક લેવો પડે છે શરીર વગર ખાકી દુન્યામાં જીવાતું ન હોવાથી, તથા જીવ્યા વગર ફરજ બજાવી શકાતી ન હોવાથી પગારનાં પૈસામાંથી એક ભાગ મારૂં શરીર ટેકવી રાખવા સારૂ મને વાપરવો પડે છે. હું જીવુંછું તે ખાવાના અભખરાને માટે નહીં, પણ હું ખાઉંછું તે ફક્ત જીવવા માટેજ. સ્વાદીષ્ટ ભોજન, યા લેહેજતદાર પીણાની અગત્ય હું જોતો નથી, કારણે કે સ્વાદની ઇંદ્રી, યાને જીભને ખુશ કરવા મારે ખાવું પીવું શરજાએલું નથી. શરીરનાં પોષણ માટે સુતરો, હલકો, અને સ્વચ્છ ખોરાક પુરતો હોય છે. આવો ખોરાક શરીરને તંદુરસ્ત હાલતમાં રાખવા માટે, શરીરને ટકાવવા માટે, તથા શરીરને કામ કરવાની તાકાત આપવા માટે બસ હોય છે. જેઓ પોતાની ઇંદ્રીઓ ઉપર કાબુ રાખી શકતા નથી તેઓ સ્વાદીષ્ટ પકવાનના જોઇએ તે કરતા બે બુક વધુ ખાવાની લાલચની સામે થઇ શકતા ન હોવાથી લેહેજતદાર પકવાનોથી પોતાની ઉપર બીમારી લાવે છે. આથી એવા માણસો માટે સ્વાદીષ્ટ ખોરાક શરીરનું પોષણ કરવાને બદલે શરીરને દરદી બનાવે છે.

"વળી સ્વાદીષ્ટ પકવાન માટે સાદા, સુતરા પકવાન કરતા વધુ પૈસા બેસતા હોવાથી સાદા ખોરાકમાં પૈસાનો પણ ઉગારો થાય છે,

બલકે ગેર ઉપયોગ થતો અટકે છે મારી હાલની પૈસા સંબંધી તંગ હાલતમા સુતરો ખોરાક તો એક આસીરવાદ છે, અને બીન સ્વાર્થે કામ મારેની મારી ઉલટ, સખત મેહેનતની મારી નોકરી માટે ગોયા મને ઉત્તેજન આપે છે જો કે હુ જાણુ છુ કે લાંબો વખત સુધી એકજ પટેડી ઉપર મે નોકરી બજાવેલી હોવા છતા મારા કામ સાથે સરખાવતા હાલ મને ઘણોજ થોડો પગાર આપવામા આવે છે, બે ત્રણ વખતે મારો વાજબી હક ડુબાડવામા આવ્યો છે, મારા કરતા ઓછુ કામ કરનારાઓને વધુ પગાર આપવામા આવે છે, વગી બીજાઓ જ્યારે સવારના દશ વાગે આવી સાંજના પાચ વાગામા ઘેર જાય છે ત્યારે મને સવારના આઠ વાગતામા બોલાવી સાંજના છેક દીવા થયા પછી ઘેર જવા દેવામા આવે છે, બીજાઓ આસ્તે આસ્તે ધીરજથી કામ કરે છે ત્યારે મારી ઉપર કામ ઝડપથી કરી આપવા માટે ધુજારો કરવામા આવે છે, એ સઘલુ જાનવા છતા આ સઘળો દેખીતો ગેર ઇનસાફ શાતીથી ખમ્યા વગર બીજો છુટકોજ નથી બીજી નોકરી શોધવા માટે હુ દરેક કોશેશ કરૂ છુ, દરેક તક મળવે નોકરીના ઉમેદવાર તરીકે અરજીઓ કરૂ છુ પણ બીજી નોકરી મળે નહી ત્યા સુધી હાલની નોકરી મઝુરીથી ન કરૂ તો હુ મારા કુટુબનુ ગુજરાન કેમ કરી શકુ ? આથી મુગે મ્હોડે જે મારી ઉપર પડે છે તે હુ વેઠુ છુ

"આ મુશકેલી તથા બાહેરથી જણાતા ગેર ઇનસાફ વીશે મને બળાપો થતો નથી કારણ કે હુ સમજુ છુ કે હાલ જે થોડો પગાર મને મળે છે તે મારા ગયા જન્મના કાર્યનુ પરીણામ હોવુ જોઇએ મારી આગલી કરણી પ્રમાણે હુ એટલાજ પગારને લાયક હોઇશ કારણ જો હુ આ કરતા વધારે પગાર મેળવવાને મારી કરણી પ્રમાણે લાયક હતે તો વધુ પગાર મને મળ્યા વગર રહેતેજ નહી અલબતા મારી હાલત સુધારવાને મારે બનતી કોશેશ તો કરવીજ જોઇએ કરણી પ્રમાણે મને મળવાનુ હશે તે મળશે એમ વીચારી હાથ પગ જોડી મારે બેસી રહેવુ ન જોઇએ કારણ કે કોશેશ કર્યા વગર આળસુ બેસી રહેવુ એ એક એવુ કાર્ય છે કે જેનુ પરીણામ દગો

દ્રતા અને હાડમારી હોય એવું લાગે છે. આથી મારે મારી હાલત સુધારવા માટે બનતી કોશેશ કરવી એ અવશ્યનું છે. પણ કોશેશ કરવા છતાં જ્યારે મારી હાલની હાલત નથી સુધરતી તે બેશક બતલાવી આપે છે કે મારી કંગાલીયતનો સબબ મારા આગળા બદ કામોજ હોવા જોઇએ. મેં કદાચ ગયા જન્મમાં બીજાઓ સાથ ખરાબ ચાલ ચલાવી હશે, તેઓને દુઃખ દીધું હશે, તેઓની પાસેથી જોઇએ તે કરતાં વધુ કામ લીધું હશે, બીજાઓની મેહેનતનો લાભ લઇ મેં મારી પોતાની જીંદગી આળસાઇમાં કહાડી હશે ત્યારેજ આજે ગદ્ધાઇ વહીતરૂં કરવા છતાં ટુંક પગારમાં મને સબડવું પડે છે, તેમજ બબે મરતબે મારા વાજબી હક ઉપર તડાપ મારવામાં આવી છે. ખોદાના અદલ કાયદા પ્રમાણે જોતાં જ્યારે વાંક મારો પોતાનોજ ઠરે છે ત્યારે મારી હાલત માટે બળાપો કરી મારે વધારે દુઃખી શું કરવા થવું જોઇએ ? દલગીર થઇ મને મારૂં લોહી નકામુ શું કરવા બાળવું જોઇએ ? વળી એમ બળાપો કર્યાથી કાંઇ મારી હાલત સુધરી જવાની છે ? વળી જ્યારે હું જાણુંછું કે કોઇ પણ માણસ સદાકાળ એકજ હાલતમાં રહ્યું નથી, અને રહેતું પણ નથી ત્યારે મારી હાલની માઠી હાલત પણ કાંઇ સદાકાળ રહેવાની નથી એમ મારે સમજવું જોઇએ. મારી બદકરણીનું બુરૂં પરીણામ જે હું હાલ ભોગવુંછું તે ખલાસ થતાંજ મારી હાલત બદલાવીજ જોઇએ. કરણીના કાયદા પ્રમાણે તેમ થયા વગર રહેતુંજ નથી. આ અચલ નીયમને લીધેજ દુન્યામાં કોઇને ખરેખર ગેર ઇનસાફ થવાનો સંભવ રહેતો નથી, જો કે કેટલાકો ખરૂં કારણ ન સમજતા હોવાથી, અને કરણીના કાયદાનું જ્ઞાન ન હોવાથી ઘણીક વખત પોતાને ગેર ઇનસાફ થયલો માની લે છે. પણ રવાનના અનેક જન્મો તથા કરણીના કાયદાની ફીલસુફી સમજ્યા પછી હું તો ગેર ઇનસાફ જેવું કશામાં જોઇ શકતો નથી, અને મારી દળીદ્ર હાલત માટે મને તો કોઇ દીવસ બળાપો પણ થતો નથી, પણ સામું મારી દયા ઉપજાવવા જોગ હાલત માટે બીજાઓને મારે માટે દલગીર થતાં જોઇ મારે સામો તેઓને દીલાસો દેવો પડે છે. ”

ઉપલા થોડાક દાખલાઓ ઉપરથી આપણે જોયું છે કે રવાનના અનેક જન્મોની ફીલસુફી માની તે પ્રમાણે ચાલનાર શખ્સો સંસારી રોજીંદી જીંદગીમાં તેનો ઉપયોગ કરતા હોવાથી તેઓને મોત યા કોઈ પણ પ્રકારની આફતની વખતે ધભરાટ લાગતો નથી, તેઓ કોઈ સાથ મારામારી યા પંચાતમાં પડતા નથી, તેઓ પોતાનું મન હંમેશાં શાંત રાખી શકે છે, બીજાઓનો ગુસ્સો સભ્યતાથી નરમ પાડી શકે છે, પોતાથી ઉતરતી બુદ્ધીના માણસો માટે તે સદા દયા ખાય છે, તથા પોતાની ઉપર આવી પડતી દરેક મુસીબત તથા દુઃખનું કારણ તે પોતેજ છે એમ સમજે છે.








## પ્રકરણ ૨૪ મું.

## છેવટના બે બોલ.

હમેશાં સબુરી અને શાંતીથી દુઃખ વેઠવું જોઇએ, એમ બોલવાનું વાજબીપણું તો દરેક શખ્સ સ્વીકારે છે પછી તે શખ્સ રવાનના આગળા અનેક જન્મોની ફીલસુફી માનતો હોય, યા ન માનતો હોય. પણ ધીરજથી દુઃખ કાંય ખમવું જોઇએ તેનું ખરૂં કારણ, તેની બુદ્ધિ કબુલ કરે એવું કારણ, રવાનના અનેક જન્મોની ફીલસુફી નહી જાણનારાઓ સમજી શકતા નથી. તેઓ ઘણીક વખત ખોદાની મરજી, યા સેતાનનું કામ, યા એવા બીજાં કારણો આપવાની કોશેશ કરે છે, પણ એ કારણોનું વાજબીપણું તેઓનું જીગર તથા અક્કલ સ્વીકારી શકતાં ન હોવાથી તેઓ જોકે સુખની વખતે આ કારણો દર્શાવતા જણાય છે પણ દુઃખની વખતે તે કારણોથી દીલાસો લઇ શકતા નથી. દરેક દુ.ખ, પછી તે જન્મથીજ આવેલું હોય, યા પછવાડેથી આવી પડેલું હોય, તે આપણી પોતાની તકસીરને લીધે છે અને તેથીજ આપણે ધીરજ અને સબુરીથી ખમવું જોઇએ એમ તેઓ સમજી શકતા ન હોવાથી, આફતની વખતે તેઓ અજ્ઞાન બચ્ચાની માફક વર્તે છે. જેમ વર્ષ યા સવા વર્ષનું એક બાળક ગરમ ચીજને હાથ લગાડવાથી, યા તીક્ષણ ચીજના ભોકાવાથી તેને જે દુ ખ થાય છે તેનું કારણ તે સમજી શકતું નથી, પણ દુઃખ થતાંજ રડવા માંડે છે તેમ ઉપલા શખ્સો

પોતાની ઉપર આવી પડતાં દુઃખનું કારણ સમજતા ન હોવાથી આફ્રત જોઇ હાય અફ્સોસ કરવા મંડી જાય છે.

વળી કરણીનો કાયદો દરેક જરથોસ્તી માને છે, કારણ કે તે કાયદો જરથોસ્તી ધર્મના બચી ગયલા ભાગમાં જોવામાં આવે છે. પણ એ કાયદો હાલનાં મોજુદ લખાણોમાં સંપુર્ણ રીતે જળવાયલો ન હોવાથી તે કાયદાનો માત્ર'એક નાનો ભાગ સમજી લઇ તે ભાગને આપણ ઘણાકો કરણીના આખા કાયદા તરીકે માની લઇએ છીએ. આપણ એમ સમજીએ છીએ, કે ખાકી દુન્યામાં કીધેલા સારા કામ માટે બેહેસ્તમાં સુખ મેળવવું, અને નરસા કામ માટે દોઝખમાં દુઃખ ખમવું એજ કરણીનો કાયદો છે. પણ આતો કરણીના કાયદાનો માત્ર એક ભાગ છે, અને તે નહાનો ભાગ વટીક વાજબી રીતે આપણ સમજી શકયા નથી. અને વળી જ્યારે આપણે એમ માનીએ છીએ કે ખાકી દુન્યામાં એકથી સો વરસની અંદર કીધેલાં સારાં નરસાં કામો માટે રસ્તાખેજના દીવસ સુધી બેહેસ્ત યા દોઝખમાં રહેવું પડે છે, ત્યારે તો આ સમજને કરણીના કાયદાનું નામ આપવું વટીક નાલાયક છે.

'એસ્રલ દુન્યા,' અને બેહેસ્તમાં જવાની નેમ આ ખાકી દુન્યામાં કીધેલા કામોનો બદલો મેળવવાનીજ હોતી નથી, પણ એ કરતાં બીજી વધુ ઉમદા નેમો તેમાં સમાયલી હોય છે. ખાકી દુન્યામાં કીધેલાં સારાં માઠાં કામોનો બદલો મોડે વેહેલ્લે ખાકી દુન્યામાં મેળવ્યા વગર છુટકોજ નથી. પણ ખાકી દુન્યાની જીંદગી પુરી થયા પછી રવાન જ્યારે 'એસ્રલ દુન્યા' માં જાય છે ત્યારે તેના નીચલા તબક્કા ઉપર રવાનમાં સમાયલા તમામ બુરા હવસોને તવલાવીને કહાડી નાંખવામાં આવે છે, અને ત્યાર પછી 'એસ્રલ દુન્યા' ના ઉંચ્ચા તબક્કા ઉપર તેને જવું પડે છે, જ્યાં પોતાના નેક પણ સ્વાર્થિ કામોમા કેઇ પ્રકારનું સુખ સમાયલું છે તેનો તેને અનુભવ થાય છે. અને જ્યારે આવી રીતે તેના હવસો અને સ્વાર્થ તેનામાંથી સદંતર નીકળી જાય છે ત્યારે તે રવાનને બેહેસ્તમાં લઇ જવામાં આવે છે, જ્યાં

તેના તદન બીનસ્વાર્થિ કામો તેને કેટલું બુલંદ હદ બહાર સુખ આપે છે તેનો તેને અનુભવ આપવામાં આવે છે, કે જેથી ત્રણે અવસ્થામાંથી પસાર થયા પછી તે જોઇ શકે કે બુલંદમાં બુલંદ, અને ખરૂં સુખ બીનસ્વાર્થિ કામોથીજ મળી શકે છે. આ સુખ એક વખત ચાખવા પછી જ્યારે તે પાછો ખાકી દુન્યામાં આવે છે, ત્યારે તે બેહેસ્તનાં સુખનો જો કે ખરો ખ્યાલ કરી શકતો નથી તોપણ તે માટેનો ઝાંખો ખ્યાલ તેનામાં બેહેસ્તનાં સુખ માટે ઇચ્છા ઉત્પન કરે છે. આથી તેને સવાબના કામો કરવાનું મન થાય છે પણ પોતાની ઇંદ્રીઓ ઉપર તેને કાબુ ન હોવાથી, તથા તેઓને તૃપ્ત કરવાની સામે થઇ શકતો ન હોવાથી તેને પોતાના સ્વાર્થ માટે કામો કરવા પડે છે. પણ તે છતાં બેહેસ્તમાં એક વખત ચાખેલા સુખને લીધે ઇંદ્રીઓની સામે થવાની તે કોશેશ કરે છે, જે કોશેશને લીધે તે જન્મો જન્મ સુધરતો જાય છે, તથા વધુ અને વધુ બીનસ્વાર્થિ બનતો જાય છે.

ચોક્કસ દરજ્જે આવ્યા પછી તેના બીનસ્વાર્થિ ગુણ માટે તેની ગુપ્ત શક્તિઓ ખીલવવામાં આવે છે, અને ત્યાર પછી તે પ્રગટીકરણમાં અતી ઝડપથી વધી જન્મ મરણના ફરજીયાત ફેરામાંથી મુક્ત થઇ 'અણદીઠ મદદગાર' તરીકે બે માલુમ રીતે માણસ જાતને પ્રગટી કરણમાં મદદ કરે છે. આવી રીતે બેહેસ્તનું બુલંદ સુખ એક વખત ચાખ્યાથી પ્રગટીકરણમાં આગળ વધવા માટે તેનામાં એક જાતની ઉલટ, અને શકિત પેદા થાય એટલા માટે તેને બેહેસ્તનો અનુભવ આપવામાં આવે છે, અને નહીં કે આ દુન્યામાં કીધેલા સારા કામનો બદલો મેળવવા રસ્તાખેજના દીવસ સુધી ત્યાંજ રાખી મુકવામાં આવે છે. વળી દુઃખનો જરાક પણ ખ્યાલ કરીયા વગર બેહેસ્તમાં બુલંદ સુખનો અનુભવ તે મેળવી શકે એટલા માટેજ બેહેસ્તમાં જવાની આગમજ તેના બુરા હવસો, અને આપસ્વાર્થપણું કહાડી નાંખવામાં આવે છે, બલકે ચોકસાઇથી બોલીએ તો બીજરૂપે ગુપ્ત રાખવામાં આવે છે. પણ બેહેસ્તનું સુખ મેળવ્યા પછી જ્યારે તે આ દુન્યામાં પાછો જન્મ લે છે ત્યારે પોતાને હાથે

મેળવેલા પેલા બુરા હવસો, તથા સ્વાર્થનો ખજાનો બીજ રૂપે સાથે લઇનેજ આવવું પડે છે, અને જેમ આગળા જન્મમાં તેને રફતે રફતે પોતાને હાથે બુરા હવસો મેળવેલા હોય છે તેમ હવે બનતી કોશેશ કરી પોતાને હાથેજ તે કહાડી નાંખવાની તજવીજ કરે છે. કારણ કે એક વખત મેળવેલી બુરી ખાસીયતો કોશેશ કર્યા વગર કદી પણ જતી નથી. આ તમામ બાબદો સમજવા પછીજ કરણીનો કાયદો કેટલેક દરજ્જે સમજી શકાય છે. ખુદરતનો આ અદલ કાયદો લોકો ધારે છે એટલો સમજવામાં સહેલો નથી.

આ ચોપડી સમાપ્ત કરતાં ફરી એકવાર જણાવવાની અગત્ય જણાય છે કે તેમાં સમજાવવામાં આવેલી બાબદો વાંચનારાઓએ પોતાની મન શક્તિનો ઉપયોગ કરવા અગાઉ એકદમ માની ન લેવી, તેમજ વગર વીચાર કરવે યાહોમ તુચ્છકારી પણ ન કહાડવી. એક બાબદમાં સમાયલી ઉમદા ફીલસુફી, અને તેથી ઉપજતા અનેક ફાયદાઓ જાણ્યા પછીજ તે બાબદ માનવી, યા તેનું વાજબીપણું સ્વીકારવું બરહક કહેવાય. પણ બીજા હાથ ઉપર એક બાબદનું ખોટાપણું, તથા તેથી ઉપજતા અનેક ગેરફાયદાઓ તથા નુકસાનો જાણ્યા વગર તે બાબદને ખોટી કહેવી, યા તેની સામે બોલવું, યા તેને તુચ્છકારી કહાડવી એ પણ વાજબી ન કહેવાય. એટલા માટે જે લોકો આ ચોપડીમાં આપવામાં આવેલી ખોદાશનાસી, તથા રવાનના અનેક જન્મોની ફીલસુફીની બાબદથી વિરૂદ્ધ મત ધરાવતા હોય તેઓને એટલુંજ કહેવું કે "ઉપલી બાબદથી ઉપજતા નુકસાનો તથા રવાનની ઉપલી ફીલસુફી કરતા વધારે ઉત્તમ, અને વધારે ઇનસાફ દર્શાવનારી ફીલસુફી જો હમોને બતલાવો, તો હમો આ ફીલસુફીને જતી મુકી તમારી ફીલસુફી કબુલ કરીએ. પણ જ્યાં સુધી રવાનને લગતી હાલમાં મોજુદ થયલી ફીલસુફીઓમાં આ ફીલસુફી અક્કલને વધારે અનુસરતી જણાય છે, એથી ખોદાનો ઇનસાફ વધુ સમજ પડે છે, એથી દુઃખની વખતે ધીરજ અને સબુરીથી વર્તવા માટે ઉત્તેજન મળે છે, તથા એનું વાજબીપણું દુન્યામાં થઇ ગયલા કેટલાએક મોટા પેગમ્બરો અને ખોદાઇ

રસ્તે ચાલનારા જુદા જુદા ધર્મોનાં મહાન પુરૂષો સ્વીકારી ગયા છે એવું હમો જાણીએ છીએ, ત્યાં સુધી આ ઉત્તમ ફીલસુફી નહીં માનવાનો હમોને કાંઇ સબબ નથી. આ બુલંદ ફીલસુફી પ્રમાણે દુન્યામાં નહીં વર્તવા માટે હમારી પાસે સંગીન કારણો નથી. જો તમો સંગીન કારણો ધરાવતા હોવો તો હમો આગળ મોજુદ કરો, તે ઉપર વીચાર કરવાને હમો તૈયાર છઇએ, અને એમ કરતાં જો હમોને તે વાજબી લાગશે તો મોટા ઉપકાર સાથે હમો તે સ્વીકારીશું." આવી રીતે તેઓને જવાબ આપ્યા પછી તેઓ જો આ ફીલસુફીના ગેર ફાયદાઓ દર્શાવી શકે, તથા એથી થતા નુકસાનો તમો આગળ રજુ કરે, અને ઉપલા નુકસાનો આ ચોપડીમાં દર્શાવેલા ફાયદાઓ કરતાં સંખ્યામાં તથા સંગીનપણામાં વધુ જણાય તો આ ચોપડીમાં આવેલી ફીલસુફી ન માનવી એટલુંજ નહીં પણ એથી ઉપજતા અનેક ગેરફાયદાઓ લોકોની જાણમાં લાવવા ; કારણ કે ભુલ બતલાવવી એ આપણી ફરજ છે. પણ બીજા હાથ ઉપર જ્યાં સુધી એક બાબદની વિરૂદ્ધનાં વિચારો તકલીદી જણાય ત્યાં સુધી પેલી ફાયદો આપનારી બાબદ કબુલ કરી તે મુજબ ચાલવું એ પણ આપણી ફરજ છે. વળી યાદ રાખવું કે એક બાબદ બહારથી ગમે એવી સારી યા માઠી લાગતી હોય પણ જ્યાં સુધી તે ઉપર વિચાર કરવાની જોગવાઇ મળે નહીં ત્યાં સુધી તેને એમની એમ રહેવા દેવી, પણ તેની તરફેણ યા સામે મત ન આપવું. આવી રીતે ઓહોળું મન રાખ્યાથી, અને પોતાના વિચારો કરતાં વધુ વાજબી વીચારો બીજાના જણાતાંજ પોતાના આગળા વિચારો દુર કરવાને સદા તતપર રહેવાથીજ દુન્યાની ગુપ્ત સચ્ચાઇઓ મેળવી શકાય છે, નહીં તો સેંકડો જન્મ લેવા છતા કાંઇ પણ જીવ જેવો વધારો આપણા જ્ઞાનમાં કરી શકાતો નથી.

આપણા આજના વિદ્યાર્થીઓમાના જેઓ માનવું ન માનવું તેનો આધાર 'સાયનતીસ્ટો' ઉપરજ મેલે છે તેઓએ યાદ રાખવું જોઇએ કે 'સાયનતીસ્ટો' જે અનુમાન ઉપર આવે તેજ આપણે માનવાથી કાંઇ આપણી મનશક્તિ ખીલવાની નથી. મનશક્તિ વીચાર

કરવાથી ખીલે છે, બીજાના આઇતા વીચારો માની લીધાથી ખીલતી નથી. 'સાયનતીસ્ટો' પોતે વીચાર કરતા હોવાથી અને પોતે શોધ ખોળ ચલાવતા હોવાથી તેઓની મનશક્તિ દીનપર દીન ખીલતીજ જાય છે. પણ આપણે પોતે જ્યાં સુધી એક બાબદ ઉપર વીચાર કરીએ નહીં ત્યાં સુધી આપણી મનશક્તી ખીલવાની નથી. આપણાથી નહીં બની શકે એવી જે મહાન શોધો તારીફ લાયક બારીક અવલોકનથી હજારો અખતરાઓ કર્યા પછી તેઓએ કીધી છે તે અલબતા આપણને માનવીજ જોઇએ. પણ દરેક બીજી બાબદ માટે જરા જરામાં 'સાયનતીસ્ટો'ના ઉપરજ આધાર રાખવો, અને આપણે પોતે વીચાર કરવાની તકલીફ ન લેવી એ વાજબી કહેવાય નહીં. 'સાયનતીસ્ટો' એ દુન્યામાં કાંઇ જેવું તેવું કામ બજાવ્યું નથી. તેઓનું કામ માટેનું ખંતીપણું, ધીરજ, સબુરી તથા અવલોકન કરવાની બારીકી ખરેખરજ વખાણવા જોગ છે. આ ઉત્તમ ગુણોને લીધેજ તેઓ દુન્યામાં મોટી શોધો કરવાને ફત્તેહ પામ્યા છે. તેઓથી દુન્યાને થયલા અનેક ફાયદાઓ જો આપણે ન સ્વીકારીએ તો આપણે તેઓ તરફ બેવફા થયલા કહેવાઇએ. તેઓને ઘટતું માન આપવું એ આપણી ફરજ છે.

પણ યાદ રાખવુ કે દુનિયામાં 'સાયન્સ'ની અનેક શાખાઓ હોય છે. ખગોળવિદ્યા, વૈદકશાસ્ત્ર, રસાયણ (chemistry) વીગેરે જુદી જુદી જાતની 'સાયન્સ' કહેવાય છે, અને જેને જે જાતના 'સાયન્સ' નો અભ્યાસ કરી કુશળતા મેળવી હોય, તે 'સાયન્સ'માં તે એક સત્તા (authority) ગણાય છે. એક ચોક્કસ 'સાયન્સ' સંબંધી જો કોઇને કાંઇ પુછવું હોય, યા કાંઇ બીકટ સવાલો સમજવા હોય તો તે આ 'સાયન્સ'માં કુશળતા મેલવેલા પુરૂષ પાસે જાય છે, પણ જેને આ શીવાય બીજી કોઇ જાતના 'સાયન્સ'માં કુશળતા મેળવી હોય તેની પાસે જતો નથી. દાખલા તરીકે કોઇને ખગોળ વિદ્યા (Astronomy)ની અઘરી બાબદ સમજવાની હોય, યા તેને લગતો કોઇ મુશકેલ સવાલનો ફડચો કરવો હોય તો તે માટે તે

કોઇ કુશળ ખગોળ વેત્તા (Astronomer) પાસે જાય છે, પણ એક 'કેમીસ્ટ' યા 'બોટેનીસ્ટ' પાસે જતો નથી. તેજ પ્રમાણે જો એક શખ્સને 'ખોદાશનાસી' યાને યોગ વિદ્યા (Occult science) ના વાજબીપણાં વીશે જાણવું હોય તો તે માટે તેને ખોદાશનાસીના કોઇ કુશળ અભ્યાસી (Occultist) પાસે જવું જોઇએ, અને નહીં કે બીજા સાયનતીસ્ટો પાસે. સાધારણ સાયનતીસ્ટોનું કામ માત્ર **ખાકી પદાર્થથી** બનેલી વસ્તુઓનું અવલોકન કરવાનું હોય છે, જ્યારે 'ઓકલટીસ્તો'નું કામ ખાકી પદાર્થથી **ચહડતા** યાને 'એસ્ત્રલ', 'મનસીક' વીગેરે પદાર્થોની શોધ ખોલ ચલાવવાનું હોય છે, એટલા માટે માણસના ખાકી શરીર વતશેગે બીજા શરીરે જેવા કે 'એસ્ત્રલ' તથા 'મનસીક' શરીર માટે જ્ઞાન મેલવવુ હોય, તથા રવાન આ દુન્યામા ફરી જન્મ લે છે કે નહીં તે જો જાણવું હોય તો તે માટે 'ઓકલતીસ્ટો' ને છોડીને ફકત ખાકી પદાર્થનું અવ-લોકન કરનાર 'સાયનતીસ્ટો' પાસે ગયાથી તે જાણી શકાતું નથી, અને એમાં આશ્ચર્ય થવા જોગ કાંઇ નથી. એક વૈદ ખગોળ વિદ્યા ને લગતો એક બીકટ સવાલનો જવાબ ન આપી શકતો હોય તેમાં અજબ થવા જોગ કાંઇ નથી, પણ જેમ ખગોળ વિદ્યામાં નડેલી મુશ-કેલી દુર કરાવવાના હેતુથી એક વૈદ પાસે દોડી જવું, અને તેની પાસે તેનો ખુલાસો મેળવવાને યત્ન કરવું એ વીચીત્ર વર્તણુક અજાયબી ઉત્પન કરી શકે, તેજ પ્રમાણે ખોદાશનાસીનું વાજબીપણું સીદ્ધ કરવા માટે 'સાયનતીસ્ટો' ઉપર ભરૂસો રાખવો, તથા જે બાબદની સાથે તેઓને લાગે વળગે નહીં, જેનો તેઓએ અભ્યાસ કીધેલો નહીં તે બાબદ માટે તેઓને સત્તા સમાન લેખવા, એ દુર અંદેશી માણસોને વિચીત્ર લાગે એ બનવા જોગ છે. માટે 'સાયનતીસ્ટો' ના પુજા-રીઓએ યાદ રાખવું કે હાલની 'ફીઝીકલ સાયન્સ' માટે તેઓએ માન અને પ્યાર બતલાવવો, પણ તેઓ તરફ આંધળું ઝનુન નહીં ધરાવવું.

વળી એક નહી જણાયલી બાબદ, યા ફીલસુફી જ્યારે કોઇ દુન્યામાં પહેલ વેહલી જાહેર કરે છે ત્યારે લોકો તેને તુચ્છકારી

કહાડે છે. દુન્યામાં નહીં જણાયલી બાબદ ઉપર તેઓને વીચાર કરવા ગમતો નથી, એટલુંજ નહીં પણ પુર મજબુતાઇથી તેની સામે થાય છે. આવી રીતે નવી બાબદની સામે થવું એ માણસ જાતની ખાસીયતજ લાગે છે. વળી સાધારણ લોકોજ એવી વર્તણુક બતલાવે છે એમ નથી, પણ મોટા 'સાયનતીસ્ટો' તથા ફીલસુફો પણ એવીજ રીતે સામે થાય છે. જેઓ એમ સમજતા હોય કે 'સાયનતીસ્ટો'માં કોઈપણ નવી બાબદ વીશે ખોટું ખરૂં પારખવાની શક્તિ વધુ હોય છે તેઓ એમ સમજવામાં ભુલ કરે છે. 'સાયનતીસ્ટો'ની ભુલના, બલકે ન જણાએલી બાબદની સામે થવાની તેઓની ખાસીયતના એક બે રમુજી દાખલાઓ અતરે તપાસ્યાથી આપણી એ વીશે વધુ ખાતરી થશે.

૧. જ્યારે 'એદીસન' તરફથી 'દીયુ મોનશળ' ફ્રાંન્સની સાયનતીસ્ટોની મંડળીને ફોનોગ્રાફ બતલાવવા લઇ ગયો, અને જ્યારે તેઓને પહેલ વહેલું ફોનોગ્રાફ સંભળાવવામાં આવ્યુ તે વખતે એક અધોર ઉમ્મરનો 'સાયનતીસ્ટ' ગુસ્સામાં આવી જઇ પેલા 'દીયુ મોનશળ'નાં આંગ ઉપર ધસી જઇ તેને ટોટામાંથી પકડી કહેવા વાગ્યો કે "અરે લુચ્ચા, તું પોતે અવાજ કહાડી હમુને ઠગવા આવ્યો છે? તારા જેવા ગારૂડવાદી (Ventriloquist) થી હમો ઠગાવાના નથી." આ 'સાયનતીસ્ટ' 'મોનશીયોર બુઇલો' હતો, અને આ બનાવ તારીખ ૧૧ મી માર્ચ ૧૮૭૮ માં બન્યો હતો. વળી વધારે અજબ જેવું તો એ છે કે લગભગ છ મહીના પછી, યાને ૩૦ મી સપટેમ્બરે એજ શખ્સ 'સાયનતીસ્ટો'ના એક ભેગા મંડળમાં કહેવા લાગ્યો કે "તમોને અતરે જણાવવાની હું મારી ફરજ સમજુ છું કે ઘણીજ બારીકીથી 'ફોનોગ્રાફ' તપાસ્યા પછી મને એવું માલમ પડયું છે કે એમાં ગારૂડવાણી (Ventriloquism) શીવાય બીજું કાંઇ નથી. એક ફકત હલકી ધાતુ માણસ ના જેવો અવાજ કહાડી શકે એ બનેજ નહી. મારા વીચાર પ્રમાણે ફોનોગ્રાફથી કાન ઠગાય છે. એ કાંઇજ નહીં પણ કાનનું ભમાવવું

( Accoustic illusion ) છે." આજે જ્યારે ફોનોગ્રાફ ગામેગામ જાણીતું થયું છે ત્યારે મોટા 'સાયનતીસ્ટના' ઉપલા વચનો બહુ રમુજ આપે છે, તેમજ કાંઇક ધડો પણ દે છે.

૨. વરાળનું બળ શોધી કહાડયા પછી જ્યારે એક શખ્સે પહેલ વહેલા તેના બળથી રેલવે ચલાવવાનો પોતાનો વીચાર જણાવ્યો ત્યારે તે વખતના સર્વે મોટા ઇજનેરો સામે થયા કે એ વાત કદી પણ બનવાની નથી. એનજીનના પૈડાંઓ માત્ર ગોળ ગોળ ફર્યા કરશે, પણ પાટા ઉપર તે આગળ વધી શકવાના નથી. રેલવેની યોજના દાબી દેવાના હેતુથી ૧૮૩૮ માં ફ્રેંન્ચ પ્રધાન મંડળ આગળ 'એરેગો' એ એક લંબાણ ભાષણ કીધું હતું જેમાં તેવણે બતલાવવા માંગ્યું હતું કે પદાર્થમાં સમાયલા જડપણા ( Inertia ) ને લીધે તથા હવાથી નડતી નડતલ ( Resistance ) ને લીધે વરાળના બળથી પાટા ઉપર ગાડી ચલાવવી બહુ મુશકેલ કામ છે. તેવણ બોલ્યા હતા કે "વરાળથી ગાડી ઝડપથી ચાલી શકશે, બલકે એમ કહીએ કે ઘણી ઝડપથી જઇ શકશે તે છતાં જેટલી ઝડપથી ચલાવવાની તેઓના હીમાયતીઓ અગમચેતી કરે છે તેટલી ઝડપથી કોઇ કાળે ચલાવી શકાવાની નથી. તેઓના ખાલી બોલો ઉપર આપણે વીશ્વાસ રાખવો ન જોઇએ. તેઓ કહે છે કે રેલ થયાથી વધારે લોકો મુસાફરી કરશે, પણ આપણને બીજાઓની અટકળ ઉપર ભરૂસો ન રાખવો. રેલવેથી દેશમાં કાંઇ નવું સ્વરૂપ આવી જવાનું નથી." આ કરતા વધુ આશ્ચર્ય થવા જોગ તો એ છે કે 'બેવેરીયા' મા જ્યારે મહાન દાકટરોનો એ બાબદ વીશે અભીપ્રાય પુછવામાં આવ્યો હતો ત્યારે તેઓએ એવું જણાવ્યું હતું કે "જો રેલવે ચાલુ કરવામાં આવશે તો લોકોની તંદુરસ્તીને ઘણુંજ નુકસાન થશે. કારણ કે ઝડપથી ગાડી ચાલવાથી અંદર બેઠેલા લોકોના ભેજાને ઘણી અડચણ થશે, અને તે ઉપરાંત રાહદારીઓને ઝડપથી જતી ગાડી જોઇ તમ્મર આવશે." વળી લોકોને તમ્મર ન આવે એટલા માટે તેઓએ એવું સુચવ્યું હતું કે લાઇ-

નની બેઉ બાજુએ મોટી મોટી દીવાલો બાંધવી કે જેથી રાહદારીઓ રેલવે ગાડીને જોઇ શકે નહીં.*

આજે ઉપલી વીગતોથી આપણને હસવું આવે છે કારણ કે ફોનોગ્રાફ તથા રેલવે સાધારણ થઇ ગયા છે. પણ શરૂઆતમાં તો આપણે ઉપર જોઇ ગયા તેમ મોટા વિદ્વાનો પણ તેની સામે થયા હતા. આ ઉપરથી આપણે ધડો લેવો જોઇએ, અને કાંઇ પણ નવી શોધ, યા નવી ફીલસુફીની શરૂઆતમાં વગર જાણવે અને વગર વીચારે તેની સામે થવું ન જોઇએ, તેમજ તે બાબદ વીશે વિદ્વાનોના અને 'સાયનતીસ્ટોના' વટીક સરૂઆતના મતોને તદન સાચ્ચા મતો તરીકે ગણવા ન જોઇએ. એજ પ્રમાણે આ ચોપડીમાં આપવામાં આવેલી બાબદો આમ લોકોને જાણીતી ન હોવાથી માણસ જાતની ખાસીઅત પ્રમાણે આ ન સમજેલી બાબદને લોકો તુચ્છકારી કહાડે, યા વગર સમજવે તેની સામે બોલે, તો તે જોઇ આપણેબી તેવી અઘટીત રીતે વર્તવું ન જોઇએ.

જ્યારે એક હાથ ઉપર કેટલાકો જેઓ ખોદાશનાસી વીશે કાંઇ પણ ખ્યાલ ધરાવી શકતા નથી તેઓ તેને હસી કહાડે છે, ત્યારે બીજા હાથ ઉપર જેઓ તે માટે ભાગો ટુટો ખ્યાલ ધરાવતા હોય છે તેઓ એ બાબદ ઘણી સેહેલી સમજે છે. તેઓને મનસે ખોદાશનાસીનું સંપુર્ણ જ્ઞાન મેળવવું એ થોડા વખતનું કામ છે. તેઓ એમ સમજે છે કે દુન્યામાં તેઓ ગમે તેવી રીતે વર્તે, તેઓની ખાસીયત નેક યા બદ હોય, તેઓમાં સદગુણો તથા દુર્ગુણો ગમે એટલા હોય, તેની કાંઇ ચીંતા નહીં, પણ બસ રોજ થોડો વખત પ્રાણાયમ, યા એવી બીજી કોઇ શરીરીક ક્રીયા કીધી હોય તો થોડા વખતમાં ખોદા સાથે એક થઇ જવાય. આવા લોકોને કહેવાની અતરે ઘણી જરૂર છે કે આવા ખોટા ખ્યાલથી તેઓએ પોતાને ઠગવા નહીં. જો તેઓ કહે છે તેમજ હતે તો દુન્યાના તમામ

* જુઓ The Unknown, by Camille-Flammarion.

લોકો કંઇક દહાડાના ખોદા સાથે મળી ગયા હતે. પણ જેમ જ્ઞાન વગર ચઢતી પરીક્ષાઓ અપાતી નથી, જેમ લાયકાત વગર ઇનસાફી રાજમાં ઉંચી પદવીએ ચઢાતુ નથી, જેમ સદગુણ વગર પરેજગાર થવાતું નથી, જેમ ભક્તિ વગર ભક્ત થઇ શકાતું નથી, તેજ પ્રમાણે જ્ઞાન, ભક્તિ તથા સદગુણો મેલવયા શીવાય શ્રેષ્ટમાં શ્રેષ્ટ હાલત, જે ખોદા સાથે એક થઇ જવાની તે કદીપણ મેળવી શકાતી નથી. ખંત અને ઉમંગથી સઘળી ખોદાઇ શક્તિઓ મેળવ્યા વગર ખોદાના જેવા થવાઇ શકાતું નથી. પ્રાણાયમ, આસન, યંત્ર અને મંત્રથીજ મુક્તિ મેળવવાના ફાંફાં મારનારાઓમાના ઘણાકને કઃ–વખતે આ ફાની દુન્યા છોડી જવી પડી છે. વગર જાણવે ફક્ત ચોપડીઓ વાંચી પોતાને હાથે પ્રાણાયમ કરવાના, યા દમ રોકવાના ફાંફાં મારવાથી, મુક્તિને બદલે ફેફસાના દરદો, યા ખઇ થોડા વખતમાંજ દેખાવ દે છે. વળી જ્યારે પ્રાણાયમની થોડી ઘણી માહીતી ધરાવનારા, પણ સ્વાર્થિ શખ્સોની મદદથી, પ્રાણાયમ કરવામાં આવે છે ત્યારે જો કે તેની તંદુરસ્તીની સંભાળ લેવામાં આવે છે અને 'એસ્ત્રલ દુન્યા'નો હલકી પ્રકારનો સેજસાજ અનુભવ વટીક તેને થાય છે, પણ અશોઇ અને પરેજગારી વગર 'એસ્ત્રલ' આંખો ખુલી જવાથી જે ભયંકર દેખાવો, અને કંટાળો આપનારા અવાજો તેની તરફ ખેંચાઇ તેને સતાવે છે તે ખમી નહીં શકાતું હોવાથી તે રાત અને દીન હાયઅફસોસ કરી કહે છે કે "અરે ખોદા મારી 'એસ્ત્રલ' આંખ પાછી બંધ કર, તારી આ બક્ષીસ પાછી લઇ લે, કારણ કે મારાથી હવે ખમી શકાતું નથી" ઘણીક વખત આવા બેનસીબ શખ્સો આખરે આપઘાત કરે છે. એટલા માટે મુક્તિ વીશે ઉલટમાં આવી ગયલા શખ્સોએ ઝડપથી મુક્તિ મેળવવાનો બેઉંપો વીચાર છોડી દઇ પોતાની ખાસીયત સુધારવાની, તથા ખોદાશનાસીમાં જણાવવામાં આવેલા સદગુણો મેળવવાની પહેલ્લા કોશેશ કરવી જોઇએ. જો આપણે તન અને મનથી ખોદાઇ ગુપ્ત જ્ઞાન મેળવવાને લાયક થવાની કોશેશ કરીશું તો ઉપલા ઉમદા સદગુણો થોડે દરજ્જે મેળવ્યા પછી આપણને ઘટતી મદદ મળશે, અને આગળ ચાલતાં અણદીઠપણે રહેતા ખરા મહાગુરૂઓ

વગર બોલાવવે આપણી આંગળ દેખાવ દેશે, અને ત્યાર પછી તેવણ-ની સંભાળ હેઠળ કાંઈ પણ ધાસ્તી વગર ધીરે ધીરે ખુદાઈ જ્ઞાનમાં આગળ વધતાજ જઈશું, અને આખરે તમામ ખોદાઇ શક્તિઓ મેળવી શકીશું.

આ નાકેશ લખાણ પુરૂ કરતા આપણે એટલુજ ઇચ્છીશુ કે સચ્ચાઈની શોધમા ચાલનારા તમામ પુરૂષોને સચ્ચાઇ મલે, તથા બીજા સર્વ શખ્સો સચ્ચાઇની સોધમાં ચાલનારા થાય કે જેથી દુન્યા-ના તમામ ધર્મો તેના અસલી ખરા બહારમાં પાછા પ્રકાશી નીકળે !

શાન્તી ! સર્વ જગતમાં શાન્તી !

